# અનુક્રમણિકા.

# હું પોતે.

## પ્રકરણ ૧ લું.

### જન્મ.

મારો જન્મ મુંબઇમાં જેઠ શુદિ પુનેમ સંવત ૧૯૧૧માં થયો હતો. મારા બાપના બાપ દીવમાં રહેતા હતા, તે પોતાના ત્રણ પુત્ર અને એક કન્યાને લઇને મુંબઇમાં રોજગાર મેળવવા માટે આવ્યા. તે વેળાએ મુંબઇમાં જૂદા જૂદા દેશમાંથી લોકોનો ભરાવ થતો હતો, બહાર ગામમાંથી માણસો પોતાનુ નસીબ અજમાવવા માટે આવતાં હતાં, તે વેળાએ મુંબઇની બાલ્યાવસ્થા હતી, ત્યાં આવનારને સારી કમાઇ થાય છે એવું દેશ પ્રદેશના માણસો સાંભળ્યાથી મુંબઇમાં આવીને પોતાનું નસીબ અજમાવવાને માટે આતુર થતા હતા. દીવ એ પોર્ટુગીઝનો બેટ છે. તે કાઠિયાવાડમાં આવેલો છે. ત્યાંના માણસો મુસુંબી, જંગબાર વગેરે આફ્રિકાના મુલકમાં જઇને વેપાર વણજ કરીને પૈસા કમાવી આવીને મોટા વિશાલ મકાનો બનાવે છે; અને પોતાની જોડે હબસી તથા હબસણો લાવીને શેઠાઇ ભોગવે છે. મુસુંબી અને જંગબાર દૂર હોવાથી કદાચ મારા દાદાનો વિચાર તે તરફ જવાનો નહિ હોય. તેથી તેઓ મુંબઇ આવ્યા હશે એવું અનુમાન થઇ શકે છે. મારી ન્યાતનાં કેટલાંક માણસો જંગબાર, મુસુંબી વગેરે સ્થળમાં જઇને દસ પંદર વર્ષ પાછા આવીને મોટા વૈભવમાં કાળ ગાળે છે. તેથી કદાચ તેમને વિચાર કર્યો હશે કે મુંબઇ ગયાથી સારૂં કમાશુ આથી તે પોતાના ત્રણ છોકરા ને એક દીકરીને લઇને મુંબઇમાં આસરે સંવત ૧૮૮૦ અને ૮૫ ની વચમાં આવ્યા.

આવીને રહ્યા, તેમાં તેમની ચાર બહેનો હતી તેમાંથી વચલી બેહેન દેવકોર એ મારી મા હતી. મારી માનો જન્મ સોપારામાં થયો હતો, સોપારામાં બધા મરાઠી બોલે છે-તેમજ ખાવા પીવાનું મરાઠી તહેરેનું કરવામાં આવે છે, અને મારી માનો દાદો ગોવિંદરામ એ સોરઠનો હતો ત્યાં કંઇક કાઠીયાવાડી ભાષા બોલાતી હતી તેથી મારી મા સોરઠી ને મરાઠીનું મિશ્રણ થયલી ભાષા બોલતી હતી, એમ કહું તો ખોટું નહિ. મુબઇમાં મારો મોટો મામો આવીને સેથેંનું કામ શીખવા ગયો, વચલો મામો ગુમાસ્તી કરવા લાગ્યો, નાનો મામો ઘણોજ નાનો હતો તેથી તે ભણવા લાગ્યો. મારી માસીઓ મોટીઓ હતી, તેને પરણાવવાની ગોઠવણ ગોવિંદરામે કરી કારણકે મારી માનો પિતા ગુજરી ગયો હતો, મોટી માસીનો વર કપુરવાળો થયો એટલે તે ચીનનો કપુર ખરીદીને તેને પકવીને વેચતો હતો, બીજી માસીનો વર અમેજી ઑફિસમાં કલાર્કનું કામ કરતો હતો, ત્રીજી માસીનો વર સુતારનું કામ કરતો હતો, આવી ત્રણ માસીઓના વર જુદા જુદા કામમાં પડેલા હતા. હેમચંદ્ર કંઇક સારૂં કમાતા હતા તેથી ગોવિંદરામે છોકરીની છોકરી હેમચંદ્ર વેરે પરણાવી પરણ્યા પછી મારાં માબાપની સ્થિતિ સારી થવા માંડી, કારણ કે મારા બાપ ઈંજીનિયરનો ધંધો કરતા હતા, તે વેળાએ ઘણા ઈંજીનિયરો નહોતા, અને તે કામ માટે માણસો પણ ઘણાજ થોડા મળતા હતા તેથી સારો-પગારો મારા બાપને-મળતો હતો અને ખાઈ પીને સુખી હતા.

મારા માબાપને એકના પછી એક છોકરાઓ થયા. તેમાં હું વચલો છોકરો છું. મોટો છોકરો નાનપણમાં મરી ગયો હું મારા માબાપનો મોટો છોકરો ગણાઉં છું મારો જન્મ જેઠ સુદ પુનેમ સંવત ૧૯૧૧માં જગન્નાથજીવન દીકા સ્ટ્રીટમા જ્યાં હાલ મોરલીધરનું દેવળ છે તેની સામેના ઘરમા એક નાની ઓરડીમાં થયો હતો મારો જન્મ ખીલેલી પુનેમની રાતે ૧ વાગે થયો હતો જ્યારે કેટલુક જગત સ્તબ્ધ થઇને ઉંઘતું હતું, ત્યારે ઈશ્વરની કૃપાથી મારૂં આ દુનિયામા આવવુ થયું. મારા જન્મવાની વેળાએ મહાત્માઓની પેઠે કંઈ દુનિયાના અજાયબી ભરેલા બનાવ બન્યા નહોતા, કોઇ જાતનો નવેર

તારો મારા જન્મની વેળાએ ઉદિત થયો નહોતો કે લોકો જાણે કે એક મહાત્મા અવતર્યો છે. અથવા જગતમાં એવો આશ્ચર્ય બનાવ બન્યો નહોતો કે જેથી મને આ જગતમાં આવેલો જાણે. મારો જન્મ પુનેમની અજવાળી રાતે નિસ્તબ્ધ જગાએ થયો.

જગતમાં જેમ સાધારણ માણસના છોકરાં ઉછરીને મોટાં થાય છે. તેમ હું થયો, મારી બરદાસ રાખનાર દાઇઓ નહોતી, મને બહાર ફેરવનારી પગારદાર આયાઓ નહોતી; મારે માટે દૂધ ખાવાનું તૈયાર કરનાર રસોઇઆ નહોતા પણ હું તો મારી મા તથા દાદીની બરદાસથી મોટો થયો. ગરીબને વળી ક્યાંથી ઉછેરનાર હોય ? તેને વળી આયા દાઇઓ ક્યાંથી મળે ! તેની બરદાસ ઇશ્વરજ કરે છે હું દહાડે દહાડે મોટો થયો, માબાપને આનંદ આપવા લાગ્યો, દહાડ વર્ષનો થયો એટલામાં મારે એક નાનો ભાઈ થયો. તેનું નામ મારા બાપે વિઠ્ઠલ પાડ્યું. મારૂં નામ નારાયણ ને મારા ભાઇનું નામ વિઠ્ઠલ આ બે નામ ઇશ્વરના નામ છે એ કહેવું પડે એમ નથી. અમે બેઉ જણા મોટા થયા, રમવા લાગ્યા, અને દુનિયાના બનાવ જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા. આ શું છે, પેલું શું છે ? આનું નામ શું, પેલાનું નામ શું, ચંદ્રમાં શું છે, તારામાં શું છે, આ ગાય છે, પેલો બળદ છે ઇત્યાદિ. સવાલો તથા કાલું કાલું બોલીને બાપને દાદાને તથા માની માને આનંદ આપતા હતા, જગતમાં જેમ બધાં છોકરાં કરે છે તેમ અમે પણ કરતા હતા, કંઇ પણ નવાઇનું કરતા નહોતા કારણ કે અમે કંઇ મહાત્મા નહોતા. જો મહાત્મા હોત તો સાપની જોડે રમતં, સિંહ વાઘની જોડે મસ્તી કરત, પણ તેમાંનું કંઇ નહોતું. પણ એક ગરીબના છોકરાં જેવી રીતે જગતમાં ઢીંગલા ઢીંગલીની જોડે રમે છે તેમ રમતા, અને શરીરની પુષ્ટિ કરતા કારણકે છોકરાંને ઇશ્વરે રમત ગમતથી પુષ્ટ કરવાનો નિયમ કરેલો છે.

રમત ગમતમાં તથા કાલું કાલું બોલીને ઓળખીતાઓને ખુશી કરતાં, તેમજ જગતની કેટલીક અજાયબીના સવાલો પૂછતા તથા તેનું જાણે જ્ઞાન મળ્યું હોય એવું સમજીને આનંદ માનતા, બીજું ભણવાની ઉંમર લાયકીને

માબાપને, દાદાને, તથા આવનાર સંગાઓને પ્રશ્ન પૂછીને તેઓને કંટાળો આપતા, ખુશી કરતાં, ગમત આપતાં, હસાવતાં, ૭ વર્ષની ઉમ્મર થઇ તે ઉમ્મરમાં કેટલા જણાને પોતાનું બરાબર ભાન હોય ? મહાત્મા સિવાય તથા પ્રતિભાશાળી માણસના સિવાય ઘણા થોડાઓને ૭ વર્ષના નાના મોટા બનાવ યાદ હોય. તેમજ મારા વિષયમાં છે તેથી અહિં લખવાનું કંઇ મારી પાસે સાધન નથી. જો કે લોકોના મોંથી સાંભળીને હું લખી શકું છું પણ તે કેટલું યથાર્થ હોય અને તેથી વાંચનારને શો ફાયદો એ વિશે વિચાર કરતાં મને લખવું યોગ્ય જણાતું નથી કારણ કે હું મહાત્મા હોત, તો બીજી વાત હતી તેથી અહિંથી ૭ વર્ષ પછી શું શું થયું તે કંઇક સાંભરે છે. તે લખવું યોગ્ય સમજું છું.

---

## પ્રકરણ ૨ જું.

### બાલ્યાવસ્થા.

જ્યારે મારી ઉમ્મર ૭ સાત વર્ષની થઇ, ત્યારે મારા પિતાની ઘણીજ સારી અવસ્થા હતી, એટલે કંઇક ધનવાન, તેમજ પ્રતિષ્ઠિતમાં ખપતા હતા, કારણકે તે વેળાએ મારા બાપને ત્રણસો રૂપીઆનો પગાર મળતો, તે વેળાએ ત્રણસો રૂપીઆ સારા માણસને ઘણો પગારમાં ગણાતો હતો, મારો પિતા તે વેળાએ ઇજીનીયર હતા, તેઓ પોતાના પરિશ્રમથી કંઇક અંગ્રેજી જાણતા હતા, તેમની પાસે કેટલીક મિકેનિક્સ સબંધી અંગ્રેજી ચોપડીઓ હતી, તેનો તેઓ અભ્યાસ કરતા હતા. જેમ જેમ મનુષ્યની પાસે ધન વધતું જાય છે તેમ તેમ ધનનો લોભ વધે છે. જેમ જેમ બુદ્ધિ ખીલતી જાય છે, તેમ તેમ તેનો ઉપયોગ કરીને તેમાંથી કંઇક વધારે મેળવવાની ઇચ્છા કુદરતી પેદા થાય છે. આ એક મનુષ્યનો સ્વભાવ છે. તે સ્વભાવના વિના માણસજ નથી. તે સ્વભાવને અનુસરીને મારા પિતાશ્રીના મનમાં પણ ધન વધારવા, સુખ વધારવાનો ઉપાય કરવાની ઇચ્છા થઇ. જોકે તેઓને

માણસો રૂપીઆ મહિનાના મળતા હતા તેમાંથી ૫૦-૬૦નો ખર્ચ હતો તેનાથી ધારત તો સુખ મેળવી શકત પણ જેનું ઉન્નત થવાનું મન હોય છે, તેને સ્થિર બેસી રહેવું પસંદ હોતું નથી. તેથી તેમણે પોતે એક કારખાનું કાઢવું એવો નિશ્ચય કર્યો પણ પોતાની પાસે જોઇતા પૈસા નહિ હોવાથી બીજા ઘણાકની પાસેથી પૈસા ઉધાર મેળવવાની યુક્તિ કરી પણ તેમાં ફાવ્યા નહિ. પછી આખરે મારી ફૂઇના વર ડાહ્યાભાઇ નંદરામની પાસેથી કંઇક રૂપિયા કર્જ લીધા અને તેમણે એક રૂ સાફ કરવાનું કારખાનું નળ બજારની પાસે પડેલાં કુંભારવાડાની ગળીમાં કે જેને હમણાં હનુમાનની ગળી કહે છે ત્યાં કાઢ્યું. તે વેળાએ મુંબઇમાં ખેતવાડીમાં શેઠ ગોરાભજી ચાપુરજીનું અને ચીંધી ગલીને નાકે એક પારસીનું રૂ સાફ કરવાનાં કારખાનાં હતાં. જે અરસામાં મુંબઇમાં મેલા રૂને સાફ કરવાનાં કારખાનાં નીકળ્યાં હતાં, તે અરસામાં અમેરિકામાં લડાઇ થતી હતી તેથી ત્યાંનું રૂ ઇંગ્લંડમાં જતું નહોતું આથી હિંદુસ્તાનના ખરાબ રૂને સાફ કરીને ઇંગ્લંડમાં મોકલવામાં આવતું હતું તે સાફ કરવા માટે મુંબઇમાં ત્રણ ચાર કારખાના થયા તેમાં સારી આમદાની થતી હતી. મારા બાપના કારખાનામાં આશરે ૩૦ માણસો કામ કરતાં હતાં, તે રાત દહાડો ચાલતું અને દરરોજના ૩૦ થી ૪૦ રૂપીઆની કમાઇ થતી હતી. આવીરીતે પૈસા વધવા લાગ્યા, કમાઇ પણ થવા લાગી અને મોજ શોખ પણ વધ્યો સારાં કપડાં પહેરીને મોટા લોકોને મળવું, શેઠ સાવકારને ત્યાં જઇને રૂ સાફ કરવાની માગણી કરવી વગેરે કરતાં તેમજ દલાલ રૂ સાફ કરવાને લાવે તેને દલાલી આપતા. અમારી ન્યાતમાં મારા બાપ કંઇક પૈસાદાર ગણાવવા લાગ્યા. પણ ઘર તો પેલું નાનુંજ હતું. ને કંઇ મોટું થયું નહિ. પરદેશી સિપાઇઓ કારખાનામાં રાખ્યા સિપાઇઓ અમને ફરવા લઇ જતા, અમે બુટમોજા પહેરીને જામનગરીના અંગરખાં પહેરીને કારખાને જતા હતા, સિપાઇ આગેવે સાથે રહેતો હતો, કારખાનામાં ગયાથી બધા માણસો માન આપીને જે પૂછતા હતા તેનો જવાબ આપતા હતા. મારા બાપની ચડતી થયાથી અમારા પણ ખાવા પીવામાં તથા ઓઢવા પહેરવામાં ચડતી થઇ

સાતમે વર્ષે કે આઠમે વર્ષે અમને ગામડી નિશાળે મુક્યાં. તે વખત હાલ પણ યાદ આવે છે. મોટી અમદાવાદી પાઘડી પહેરીને બે મહેતાજી એક આગળને બીજો પછવાડે છોકરાઓની સાથે આવ્યા. અમારા ઓટલાની પાસેના રસ્તા ઉપર બધા છોકરાઓને પલટણની હારની પેઠે ગોઠવીને શીખામણની ધાત, સરસ્વતીને પધારવાનાં ગીત ગાવા માંડયા પછી મોટા મહેતાજી જેઠાલાલ ઘરમાં આવીને અમે સારાં કપડાં લત્તા પહેરેલા ત્યાં હાજર હતા, અમને મહેતાજીએ સરસ્વતીની પૂજા કરાવી પછી જેઠાલાલને મારા પિતાએ પાઘડી બંધાવીને ગોળ ઘણા છોકરાને વેચ્યા પછી જેઠાલાલ મહેતાજી મોટી પાઘડીની સાથે આગળ ચાલ્યા અને મારો ભાઇ વિઠ્ઠલ ને હું મહેતાજીની પછવાડે પાટી ઉપર કકુગુલાલ નાંખેલી પાટી બે હાથમાં ઝાલીને નિશાળ તરફ ચાલ્યા, સોના રૂપાનાં ઘરેણાં પેર્યાં હતાં તે વેળાએ ખુશી થતો હતો કે દિલગીર થતો હતો તેનુ મને હમણાં ભાન નથી. પણ હું અનુમાન કરૂં છું હું કદાચ દિલગીર થતો હોઇશ કારણ કે, નિશાળે ભણવાનું મને ગમતું નહોતું.

નિશાળે મને મુકયો ખરો પણ હું ત્યાં ઘણા દહાડા ભણવા ગયો નહિ. કારણ કે થોડા દિવસમાં મને માતા આવી એટલે શીતળા નીકળયા, તે શીતળા ઘણા હતા. આખું મોં, આખું શરીર શીતલાથી ભરેલું હતુ. મોટાં મોટાં નારાં પડયાં હતા, બેભાન અવસ્થામાં કેટલાક દિવસ પડયો હતો, લોકોએ મારી આશા છોડી, તેથી માએ શીતળા દેવીની બાધા લીધી, જો હું જીવું તો શીતળા દેવીની પાસે માથે જોડો લઇને આવું. તથા ગળયુ ખાવું નહિ એવી બાધા લીધી, ઇશ્વરની કૃપાથી હું કંઇક સારો થયો, માએ બાધા મુકવા માટે સારાં વસ્ત્રાભૂષણ પેહેરીને લોકોને નોતરીને મોટા ઠાઠથી વાજતેગાજતે ભૂતેશ્વરમાં શીતળાદેવીની પૂજા કરવા લઇ ગઇ, તે વેળાએ એક નાનો સરખો વરઘોડો થયો હોય એવું યાદ આવે છે, પછી ત્યાં પૂજા કરીને બ્રાહ્મણોને મારા બાપે સારી દક્ષિણા આપીને વાજતેગાજતે ઘેર આવ્યા અને કેટલાક સગાઓને જમાડ્યા. આવી રીતે એક મોટી ઘાત ગઇ પણ તેની નીશાની મુખ ઉપર તથા જીભપર મુકીને ગઇ એટલે આખો

ચહેરો શીતળાના ગોબાથી ભરેલો રહ્યો તેમજ ડીલ ઉપર આવ્યાથી બોલતા અચકાતો હતો. મારા ભાઈ વિઠ્ઠલને પણ તેજ અરસામાં શીતળા આવ્યા હતા પણ તેને ઘણાજ થોડા હતા, શીતળાથી હું કંઈ કાળો થયો વિઠ્ઠલ કંઈક ગોરો હતો, શીતળાના ઘાનથી બચીને ફરી મહેતાજી જેઠાલાલની નિશાળે જવા લાગ્યો.

ગામડી નીશાળે ભણવા ગયો. ત્યાં પાઠ શીખ્યો, ક, ખ, ગ શીખ્યો પણ કોણ જાણે શામાટે ત્યાં જતાં હું ડરતો. શાથી ડરતો તે મને હવે યાદ આવતું નથી. કદાચ હું મારી માને બહુ ચહાતો હતો તેથી હું માને છોડીને જવા ઇચ્છતો નહિ હોવું, એવું કંઈક અનુમાન કરી શકું છું. મહેતાજી એક મોટા ઉંચા બાંક ઉપર બેસતા હતા, તેના ઉપર ગાદી તકિયા હતા, મોટી નેતર હાથમાં લઈને આસપાસ બતાવતા હતા, તે વેળાએ કોઈ છોકરો રમત કરતા જોતા તો તેને સોટીથી મારતા હતા. બધા નાના-મોટા છોકરા હાર બંધ એક બેકની સાથે પલાંઠીવાળીને બેઠવતા, પાઠ લખતા, ક, ખ, પાટી ઉપર ચાકથી લખતા, અને છોકરાઓ બુમો પાડતા, મહેતાજી ચુપ કરો ચુપ કરો કહીને ઘાંટા પાડતો હતો. કેટલાક છોકરાઓ બહુ મસ્તીખોર હતા, તેઓને મારવાને માટે નાનો મહેતાજી ઇશ્વરલાલ એક રીતે ખુની જેવો હતો, તે ઘાતકીની પેઠે મારતો હતો, મહેતાજીઓના મનમાં દયાનું નામ પણ મેં નાનપણમાં જોયું નહિ, જેનાં માબાપ કંઈક પૈસા વધારે આપતાં તેના છોકરાને પોતાની પાસે બેસાડીને તે મહેતાજી ભણાવતા હતા. મોટા છોકરા નાનાને ભણાવતા હતા, આંક મોંએ કરતાં શીખવતા હતા, ક, ખ, બોલતાં શીખવાડતા હતા, દરેક છોકરાની જોડી હતી, જોડીમાંથી એક જણો કંઈક વધારે જાણીતો હતો, તે બીજાને મોઢેથી બોલીને આંક શીખવતો હતો, સવારના આઠ વાગે મહેતાજી ઘેરઘેર જઈને છોકરાને એકઠા કરીને નિશાળમાં લઈ જતો અને ત્યાં દશ વાગ્યા સુધી ગોંધીને કંઈક આંકના પાઠ તથા ક, ખ શીખવતો હતો. મોટા છોકરાને ઉભો રાખી તેની પછવાડે બીજા તેના કહેવા પ્રમાણે બોલતા, કાગળ લખવાની રીત પણ આવી રીતે શીખવતા હતા. ગામડી નીશાળની રીતિ

કંઇક સારી છે પણ તેમાં કંઇ નિયમે નહિ હોવાથી તેમજ મહેતાજી ક્રૂર તથા સ્નેહ વગરના હોવાથી તેનું સારૂં પરિણામ થતું નથી. માબાપને છોકરાઓ કંટાળો આપે નહિ અને કેટલેક વખત છૂટા રહીને પોતે મનગમતી રમતો રમે એ વાસ્તે માબાપો છોકરાને ગામઠી નિશાળે મોકલતા હશે, તેમાં ભણવાનુ ઘણુંજ ઓછું છે. પણ જો સારી રીતે ગામઠી નિશાળોની પદ્ધતિ કરવામાં આવે તો ઘણીજ સારી થાય. ગામઠી નિશાળમાં ભણ્યો પણ હું બરાબર નિશાળે જતો નહોતો, મારી માની સોડમાં બેસી રહેતો, મારી મારી મા ભરતી ને હું તે જોતો તથા માની સખીઓ વાતો કરતી તે હું સાંભળતો. હું માની શોડ છોડીને જવલેજ જતો હતો. કોઇ કોઇ વખતે મા અને પડોસણુના મનમાં આવતું કે, છોકરો નિશાળે નહિ જશે તો મૂર્ખો રહેશે તેમજ વાતચીત કરવામાં વિઘ્ન નડે છે, તેથી મહેતાજી તેડાં કરવા બપોરે આવતો તો તેને બોલાવીને મને મોકલતા, કોઇ કોઇ વખતે હું જવાને ના કહેતો તથા માને બાઝીને રહેતો, તથા કઠેરાને મજબૂત પકડીને રહેતો પણ ઈશ્વિર મહેતાજી ઘાતકી હતો તે ઉપર સોટી લગાડીને હાથ છોડાવીને લઇ જતો, અને નીશાળમાં મારતો, એક વખતે ગમેતેમ કરીને નીશાળમા ન જવું એવું મેં મનમાં ધાર્યું, હું બધાને પકડીને રહેતો એક છોડાવે કે બીજાને પકડતો ને લાતોથી મારતો. ઘણા ઘણા ઉપાયો કર્યા પણ હું તો એવો આડો થયો હતો કે ખુશીથી ચાલીને ગયો નહિ પણ મા, ઘરવાળી તથા મહેતાજી છોડે એવા નહોતા. જેમ મારી હઠ તેવો તેઓનો ઉપાય હતો. આખરે તેઓ કટાળ્યા ત્યારે ઘરનું કામકાજ કરનાર ઘાટીને કહીને મને ઉપાડીને નિશાળે મોકલ્યો, રસ્તામાં હું રોતો તથા ઘાટીને લાતો મારતો ચાલ્યો નિશાળમાં ગયા પછી ઘાતકી ઈશ્વિરે હાથ બાંધ્યા. હાથ ડોકમાં નાંખીને તેમાં લખવાની પાટી ભરી. અને ઉઠબેસ કરવાને કહ્યું, હું રોતો હતો, પછી શોટીના માર માર્યા આવી રીતે પા એક કલાક ગયા પછી મને છોડ્યો અને કહેવડાવ્યું કે હું દરરોજ નિશાળે મસ્તી કર્યા વિના આવીશ. તે પ્રમાણે હું કેટલાક દહાડા ગયો, પણ શીખવાનું તે શું હોય? મહેતાજીની વિદ્યા કેટલી? કોઇ ગુજરાતના ગામડાના

આણુભાઇએ કમાવવા માટે જગજીવન ડીકા સ્ટ્રીટમાં એક દુકાન ભાડે લઇને નિશાળ કાઢેલી. આસપાસના ઘરના માબાપો પોતાના છોકરાને ઘરમાં ઉત્પાત કરતા રોકવાને માટે તે નિશાળે મોકલતા હતા. તેમાં ફક્ત કંઇક હીસાબના પાડા સિવાય બીજું કંઇ શીખવવામાં આવતું નહોતું.

---

## પ્રકરણ ૩ જું.

### કુદરતનું શિક્ષણ.

મારૂં બેસણું અમથ સોપારામાં હતું, મારી માનો બાપ મરી ગયાથી તેના છોકરાં પોતાના દાદાને ત્યાં રહેતાં હતાં અને મારા મામા કમાઇને પોતાનું ગુજરાન કરતા હતા. પણ મારી માના બાપની મા, તથા કાકાઓ સોપારામાં રહેતાં હતાં, ત્યાં વખતો વખત વિવાહ જનોઇ વગેરે પ્રસંગે તથા વાર તહેવારે મામા, મામી, દાદી વગેરે જતાં હતાં તેથી મારી મા પણ પોતાની મા તથા ભાઇઓની સાથે જતી હતી. તેને લીધે અમે પણ નાનપણમાં ત્યાં વારે જતા હતા તે વખતે સોપારા રેલ્વે સ્ટેસન નહોતું તેથી વિરારના સ્ટેશન ઉપરથી ઉતરીને પછી બળદની ગાડીમાં સો-પારા તરફ જવામાં આવતું, કેટલોક રસ્તો ઉજડ જેવો હતો પણ ઝાડની ઘટા, સેરડીનાં ખેતરો, અને કેળાના વન જોઇને મનમાં બહુ આનંદ થતો, સોપારામાં આવીને તાજી શાકભાજી, ફળતાં આંબડાં ખાવા બહુ મજા પડતી. મારી માના કાકાનો છોકરો જેને અમે લાલામામા કહેતા હતા, તે અમને બળદની ગાડીમાં બેસાડીને આગાશીઆની વાડીમાં સેરડીનો રસ પીવડાવવા લઇ જતા હતા, તે વખતની ખુશી આજે યાદ આવ્યાથી મનમાં બહુ આનંદ થાય છે. બળદ બહુ તેજદાર હતા, બળદને ઘુઘરમાળા પહેરાવવામાં આવતી, સુંદર અવાજ સંભળાતો, તેની સાથે ગાડી પથ્થર પર પડતાંની આખડની નીચે ઉંચે થતી ચાલતી હતી તેથી બહુ ખુશી ઉપજ થતી, વિ-શાળ ખેતરો નજર પડતા, વચ્ચે વચ્ચે સુંદર ઝાડીઓ આવતી, વચ્ચે વચ્ચે

ચોરની વાડ પર જાત જાતના વેલા પથરેલા જણાતાં તે તેથી આખા વને જાણે લીલી સાડી પહેરી હોયને અને વચ્ચમાં વચ્ચમાં જાત જાતના ફૂલ ખીલીને જાણે બુટાદાર સાડી પહેરી હોય એવું ભાસતું હતું. અને ઠેકઠેકાણે એ ચાર ઝુંપડા આગરીઓના દેખાતા. આગરીઓ એ પહેલાં બ્રાહ્મણ હતા પણ પોરટુગીઝના વખતમાં તેઓ ખ્રિસ્તી થયા, તેઓ લાલ બનાતની ટોપી પહેરે છે અને બાયડીઓ મરાઠીના જેવી સાડી પહેરે છે. તેઓ સોપારા વસઇમાં ખેતીવાડી કરીને પોતાનો ગુજારો કરે છે. તેઓનાં ઝુંપડાં બહુ સુંદર હોય છે. ઓટલા ઉપર એક હીંચકો હોય છે અને તેઓ બહુ માયાળુ હોય છે. ઝુંપડાની આસપાસ ભૂંડ ફરતાં ફરે છે. આસપાસ શેરડીનાં વન, કેળાનાં વન હોય છે, અને પાણીના રેટનો અવાજ તથા શેરડી પીલવાનો ચીચી કરતો અવાજ સંભળાય છે. આસપાસ લીલા છમ સરખા ઝાડો તથા વેલાઓ ઉગેલા હોય છે; તે જાણે એક એક આશ્રમના જેવું ભાસે છે મારી માના કાકાનો ધંધો વ્યાજથી આગરીઆઓને ધીરધારનો હતો તેથી જ્યાં જ્યાં લાલામામા અમને લઇ જતા, ત્યાં ત્યાં બધી જગાપર માન મલતું તથા ખબર અંતર પૂછાતી હતી, તેમજ શેરડીનો રસ પાતા હતા, તથા શેરડીના ભારા આપતા હતા બપોરના ત્રણ વાગતેથી અમે ઘરમાંથી નીકળીને સાંઝે સાત વાગે શેરડીનો રસ પીને તથા શેરડીના ભારા લેઇને પાછા આવતા હતા જ્યાં જ્યાં જતા હતા, ત્યાં ત્યાં ઘણું ઘણું જોવાનુ મળતું હતું. અને સૃષ્ટિ રચનાનુ એક ઉત્તમ દ્દષ્ટાંત મલતુ આવી રીતે કુદરતી જગામાં જોવાથી ઇશ્વરનો મહિમા મારા જોવાને યાદ આવતો તો કે નહિ તે વિશે હું હાલમાં કહેવાને અસમર્થ છું પણ આટલું તો યાદ આવે છે કે મેદાનમાં લીલા ઝાડ જોવાથી ગાડી ઘણી ત્વરાથી ચાલવાથી તેમજ મીઠો રસ પીવાથી આનંદ તો થતો હતો.

જ્યારે મારી આઠ નવ વર્ષની ઉમ્મર થઇ ત્યારે મારા બાપની અવસ્થામાં બહુ ફેર પડયો. સારી આવક થતી, તેમજ માન તથા પ્રતિષ્ઠા પણ જામી. મારા દાદા ભૂલેશ્વરની પાસે એક દુકાન લઇને છાપવાનુ કામ કરતા હતા, તે પણ કમાતા હતા, મારો નાનો કાકો જેને અમે કબા કાકા

કહેતા હતા તેનું ખરૂં નામ માધવજી હતું તે પંચું કારખાનામાં કંતારીનું કામ કરીને કમાતો હતો. તેમજ તેણે આગબોટમાં પણ કામ કર્યું હતું તેનું લગ્ન થયું નહોતું ને જરા ઇમિઝી હતો તેથી તેને કોઇ કન્યા આપતા નહોતા, તેથી મારા પિતાએ નાશકની પાસે ઘોડાગામમાં એક દક્ષણી બ્રહ્મસત્રીની કન્યાના બાપને કંઇક આનાને રૂપીઆ આપીને પરણાવવા ગયા. તે વેળાએ મુંબઇમાં રેલવે થંઇ હતી, અમે બધાં નાસક ગયા નામક પહેલું જોયું, ત્યાંના દેવળોમાં જઇને દાન કર્યાં, નદીમાં નાહ્યા, પંચવટીની ગુફામાં જઇને દાન કર્યાં પછી ઘોડાગામમાં જઇને કાકાનાં લગ્ન જોયાં, પરણાવીને કાકીને ઘેર લાવ્યા.

દિવસે દિવસ મારા પિતાની કારખાનામાં કમાઇ વધવા લાગી, બીજાં મિશીનો ખરીદ કરીને કામનો વિસ્તાર કર્યો. એટલામાં મારા ફૂવાના જાણ-વામાં આવ્યું કે તેનો શાળો હેમચંદ્ર બહુ કમાય છે, અને તેની કંઇક મદદથી તે કમાય છે. આવો વિચાર કરીને પોતે બળવા લાગ્યો, તેની પાસે પાંચ પૈસાનો જીવ હતો, તે મુબઇમા વર્કીંગકસનું સારૂં કામ કરનારો હતો, તેણે અંગ્રેજોને વાપરવા લાયકનાં ડબાટા, સેતરંજ વગેરે હાથીદાંત, સુખડ, અબનૂસ, સીસાવાળાં કામ કર્યાં હતા અને તેમાં સારા પૈસા મેળવ્યા હતા તેને વિચાર કરતો જોઇને આસપાસના માણસો તેને શીખા-વવા લાગ્યા તેથી તે લોભાઇને કારખાનામાં આવી લાંઘવા બેઠો અને બોલ્યો, આ કારખાનું મારૂં છે. હેમચંદ્રને તો નોકરીએ રાખ્યો છે, તેનું કંઇ આ કારખાનાની સાથે લાગતું વળગતું નથી. આવી રીતે પોતાનું બધું કહેવા લાગ્યો મારા પિતા છોડે એવા નહોતા, તેમણે ઘણું સમજાવ્યુ પણ પેલો કાંઇ સમજ્યો નહિ. પછી તેણે હાઇકાર્ટમાં ફરિયાદી માંડી, તેમાં મારા બાપની જીત થઇ, કારણ કે બધો વ્યવહાર મારા બાપના નામથી ચાલતો હતો અને તેની પાસેથી વ્યાજું રૂપીઆ લીધા હતા તે કોર્ટમાં સિદ્ધ થયુ. મારા બાપે તેના રૂપીઆ આપ્યા હવે કારખાનામાં કોઇનુ કંઇ બાકી રહ્યુ નહિ. હવે પોતે પુનેથી દળવાની ઘંટીના દેશી પથ્થર લાવ્યા અને લાકડાના માચા ઉપર ચક્કર વગેરે મુંબઇમાં ઓતાવીને અંગ્રેજીના જેવી ઘંટી બનાવી.

તેની ઘંટીઓ ત્રણ તૈયાર થઇ, તેમાં ઘઉ દળવાનું રાખ્યું. બજારમાંથી ઘઉં દળાવવા આવતા તે દળી આપતા. આવી રીતે પેદાસમાં વૃદ્ધિ કરી. જે ઘરમાં કારખાનું હતું તેના ઘરવાળાએ ૬૦ રૂપીઆ મહિને વધાર્યા તો પણ ત્યાંજ કારખાનું રાખ્યું. ત્યાર પછી કાગળનું કારખાનું કરવાનો આરંભ કર્યો તેને માટે એક મોટું પીપ બનાવડાવ્યું અને બધો સામાન દેશી બનાવ્યો ફક્ત જાળી વિલાયતથી મંગાવી તેનું કામ હળવે હળવે થતું હતું, એટલામાં એક ઘર વેચાતું લીધું. રાતદહાડો કારખાનાનું કામ ચાલતું હતું.

---

## પ્રકરણ ૪ થું.

### અંગ્રેજી નિશાળ અને બાલ્ય કાળની જીજ્ઞાસા.

એ અરસામાં અમે બેઉ ભાઇઓ ખેતવાડીની ફ્રામજી નસરવાનજી પટેલની અંગ્રેજી સ્કુલમાં ગયા. કારણ કે તે જગજીવનદીકા સ્ટ્રીટથી પાસે હતી. ત્યાં અમને ગુજરાતી માસ્તરના ક્લાસમાં દાખલ કર્યા. ત્યાં બીજી ચોપડી શરૂ કરી. ત્યાં બધા પારસીના છોકરાઓ ભણતા હતા, હજી પણ તે સ્કુલ છે. ત્યાં પહેલો માસ્તર આશારામ કરીને હતો તે નડિયાદનો હતો. થોડા વર્ષ ઉપર તેને નડિયાદમાં હું મળ્યો હતો, તે માસ્તર ગામઠી નિશાળના મહેતાજી કરતાં કંઇક સારો હતો, બહુ પાન ચાવતો હતો, પણ ભણાવવામાં જેટલો જોઇએ તેટલો સારો નહોતો. ત્યાર પછી ત્રીજીમાં હમે ચડ્યા. પછી ચોથીમાં હરજીવન ઉત્તમરામ માસ્તર આવ્યો, તે બોબડું બોલતો હતો, તેને બધા ઘણા ખીજવતા તથા પજવતા હતા, તેમા પણ કંઇ ભણાવવામાં માલ નહોતો. તેણે કેટલાંક પુસ્તકો બનાવ્યા છે, મલ્લારરાવનુ નાટક, વસંત સેના ઇત્યાદિ પુસ્તકો બનાવ્યાં હતાં. તે કવિતા પણ લખતો હતો. તેણે દિ. બા. મણિભાઈ જસભાઇના વારામાં કવિતા રચીને ભૂજમાં હોદ્દો મેળવ્યો હતો. તે થોડાં વર્ષ ઉપર મરી ગયો છે. તેની વિદ્યા થોડીજ હતી, પણ ખુશામદ કરનાર જબરો હતો તેથી તેનું નસીબ ઉઘડ્યું. ત્યાર પછી ફ્રામજી

નમરવાનજી પટેલની એગ્લોવર્નાક્યુલર સ્કુલમાં ચોથી પાંચમી ચોપડીમાં ચઢયા પાંચમીથી હાવર્ડ ફ્સ્ટ બુક શરૂ થઈ, તે મેં કંઇક પૂરી કરી. અમને નિશાળે લઇ જવાને માટે સિપાઈ આવતો હતો. તે સિપાઇને પગમાં ગોળી વાગી હતી, તેનું નામ માખણસિંહ હતું. તે ઘણો સારો હતો, કેટલાક વર્ષો ઉપર તે મને ભાયખાલા ઉપર ટ્રામવેના ઘોડા રહે છે ત્યાંની એક ચાલની ઓરડીના ઓટલા ઉપર મળ્યો હતો. તેણે મને ઓળખ્યો, કેટલીક વાત ચીત થઇ, મારી માના મરવાના સમાચાર સાંભળીને દિલગીર થયો તથા અમારી હાલત જાણીને પણ તે દિલગીર જેવો જણાયો, પછી છૂટો પડયો. મનમાં મે વિચાર કર્યો કે પ્રેમ છૂટતો નથી, જો પ્રેમ કરવામાં આવે, તો તે ભૂલાતો નથી જો કે હું તેના ઉપર કેવો પ્રેમ રાખતો હતો તે હમણાં યાદ નથી પણ હું તેની જોડે સારી રીતે ચાલતો હોઇશ એવું અનુમાન કરી શકું છું. ગમે તેમ હો.

હું ખેતવાડીની સ્કુલમાં નિયમિત જતો હતો અમને ઘેર ભણાવવાને માટે કોઇ માસ્તર આવતા નહોતા. મને વ્યાકરણ નહોતું આવડતું મારો નાનોભાઈ વિઠ્ઠલ હુંસીયાર હતો, તે વ્યાકરણ જલદીથી સમજતો હતો. અંગ્રેજી પણ જલદીથી સમજતો હતો. તેના મિત્રો પણ ક્લાસમાં ઘણા હતા. તેનો ચહેરો પણ સુંદર હતો. તેથી તે મારા કરતાં લોકોને વહાલો થાય તેમાં નવાઈ નથી.

હું સર્વંગ સાદો રહેવાને ઇચ્છતો હતો, ઇસ્ત્રીના અંગરખાને હું ચોળી મસળીને પહેરતો; હું ગોગાનના ચળકદાર બુટ પહેરવા ચહાતો નહોતો. વિઠ્ઠલ ઇસ્કી રહેવા ઇચ્છતો હતો. હું મામાને ત્યાં આવ્યા, ન્યાતમાં ખાવાને જવા ઇચ્છતો નહોતો તેથી હું જવાની ના ને ના કહેતો મા મારીને લઇ જતી હતી અને કોઇ કોઇ વખત હું એટલો બધો આડો થતો હતો કે મા પણ થાકીને આખરે જતી નહોતી.

મારા બાપની પ્રીતિ મારા ઉપર વિઠ્ઠલ કરતાં વધારે હતી ચાથી હતી તે હું અનુમાન કરી શકતો નથી. હું જ્યારે કારખાનામાં જતો હતો, ત્યારે હું સવાલો પૂછીને મારા પિતાની પાસેથી સંચા સંબંધી જ્ઞાન મેળવ-

તો હતો. હું દરરોજ કંઇને કંઈ નવું શીખી આવતો. શી રીતે ઇન્જીન ચાલે છે, વાલ્વ એ શું, પાણી કુવામાંથી ઉપર ટાંકીમાં શી રીતે આવે છે, ઇત્યાદિનું જ્ઞાન મને નાનપણથી થયું હતું. રસ્તામાં ગ્યાસ શી રીતે થાય છે તે પણ મારા બાપે મને નાનપણમાં સમજાવ્યું હતું કાપડ કેમ વણાય છે, આગગાડી શીરીતે ચાલે છે, કાગળો શીરીતે તૈયાર થાય છે, તે પણ મને દેખાડીને સમજાવ્યું હતું. નાનપણથી મને જોવાનો બહુ શોખ હતો. અમે જે ઘરમાં રહેતા હતા તેના ઓટલા ઉપર અમારી ન્યાતનો એક વૃદ્ધ આબનુસની આંકણી તથા સિસમની રેતદાની કરતો હતો, તે જોતો. કલાકના કલાક ત્યાં હું બેસી રહેતો. શીરીતે આંકણી બરાબર થાય તેને માટે કંપાસથી ઘડિયે ઘડિયે બધી તરફ જોવું. જ્યાં વધારે ટેકરો હોય ત્યાં માટવું. પછી શીરીતે રેતદાનીમાં કાણું પાડીને અંદરથી છોલીને ઉપર ઢાકણું મારીને તેને છેદ પાડવા તેને રંગવું વગેરે હું જોતો. તે કોઈ કોઈ વખત લાખને લાવીને એક લાકડાની ચીપને ગરમ કરીનો તેના ઉપર લાખ વળગાડીને પછી તેને આગ ઉપર પીગલાવીને તેને ફરી લાખ વળગાડીને પછી તેને આગ ઉપર પીગળાવે આવી રીતે એક રસ થયા પછી તેમાં જાત જાતના રંગ ભેળવીને ખૂબ જોરથી લાખને મસળીને બધો રંગ ભેળવે પછી તેની પાટી પાડીને સૂકવે પછી તેને લાકડા ઉપર લગાડે તેની પાલીસ કરે તે બધું હું જોતો. આવી રીતે દરેક ચીજ આખની સામે પડતી, તે ધ્યાન લગાડીને હું જોતો હતો, અને તેના વિશે જ્ઞાન હાંસલ કરતો હતો. અને બાપને વારેવાર સવાલો પૂછીને તેમાં વધારો કરતો. મારા દાદાની ભુલેશ્વરની પાસે છાપવાની દુકાન હતી ત્યાં પણ જઇને રંગ કાપડ વગેરેનું જ્ઞાન હું મેળવતો; તેમજ તેની પાસે હાથી દાંતના ચૂડા કરનારની દુકાન હતી ત્યાં શીરીતે ચૂડો કરે છે તે જોતો તથા શીરીતે કચકડાની વીંટી તથા ચૂડીઓ થાય છે તે જોતો. તેમજ કૂઇને ત્યાં વર્કે બાકસના કામમાં હાથી દાંત સુખડ તથા જસતને શીરીતે વાપરે છે તે જોતો. આવી રીતે નાનપણમાં જોવાની ઇચ્છા હતી. હું સ્ત્રીઓને જોઇને બહુ શરમાતો હતો. શામાટે શરમાતો હતો તે હું હમણાં અનુભવી શકતો નથી. હું મારા સગાંની સ્ત્રી-

ઓની જોડે વાત કરતો નહોતો તેઓના ચહેરા સામુ પણ જોતો નહોતો, એટલુંજ નહિ પણ જે છોકરીઓની જોડે નાનપણમાં રમતો હતો તે પછી પરણીને યુવાવસ્થામાં આવેલી તેનો ચહેરો પણ હું જોઇ શકતો નહોતો. કોણ જાણે આમ શાથી થતું હશે મારા પિતા કંઇક ધનવાન થયા, અમને પણ સારાં લુગડાં બુટ સોના રૂપાના ઘરેણાં પહેરાવતા હતા અને સિપાઇઓ અમારી જોડે આવતા હતા તેથી સ્વાભાવિક પોતાની દીકરી પૈસાદારના ઘરમાં આપવી એવું મન થાય તે પ્રમાણે કેટલાકની તરફથી મારે મા સામેથી માંગાં આવ્યાં. મારા બાપના સગાઓએ દીવમાં એક છોકરીને પસંદ કરી અને તેની જોડે સગાઇ કરવી એવો વિચાર કર્યો. મને તે સંબંધ મારા માબાપે પૂછ્યું, આ વખતે દશ કે અગીઆર વર્ષનો હતો. હું પરણવાની ના કહેતો. ઘરના રોજ કહેતા પણ હું તો ના ની ના કહેતો હતો. અને કોઇ કોઇ વખત ના કહીને બાપને માને મારવા જતો હતો. શાથી ના કહેતો હતો તે હું હાલ અનુભવી શકતો નથી પણ તે ઇશ્વર તરફથી ના હોય તે કોણ જાણે? આ વિષયમાં મને ઇશ્વરે સારી બુદ્ધિ સુઝાડીને માબાપને પણ સુઝાડી હોય તો કોણ જાણે? મારા બાપનાં સગાઓ દીવથી આવતા હતા તેઓ મોચા મસ્કતી વગેરે સ્થળમાં વેપાર કરવા જતા આવતા હતા, તેઓની જોડે જૂદા જૂદા દેશની ખબરો મેળવતો હતો તથા શાથીને ચાલ તેનું જ્ઞાન થતું હતું હું નાનપણમાં સીદીઓનું સત્યવાદીપણું મીઠાશને ઇમાનદારી વગેરેની વાતો મારા સગાની તરફથી સાંભળતો હતો તેમજ આફ્રિકાની પેદાશની પણ કંઇક માહિતી થઇ હતી.

---

## પ્રકરણ ૫ મું.

### પિતાનું મરણ.

મારી જ્યારે અગિયાર વર્ષની ઉમ્મર થઇ, ત્યારે મારા બાપ માંદા પડયા. તે રોગ ભારે હતો, મુંબાઇના પ્રખ્યાત આત્મારામ, પાંડુરંગનું ઔ

પધ ખાધું, પછી દા. ગીનસનું ઔષધ ખાધું પણ રોગ સારો થયો નહિ. બહુ ઉપચાર કર્યા પણ કંઈ વળ્યું નહિ. જ્યારે મારા બાપ માંદા પડયા ત્યારે તેમની ઉમ્મર ૪૨ વર્ષની હતી. તેમના બાપ શિવચંદ છવતા હતા. થોડાક મહિના બિમારી ચાલી તે વેળાએ કારખાનું ધમધોકાર ચાલતું હતું. કમાઈ પણ સારી થતી હતી. તેથી કેટલાકો કારખાનું વેચાતું લેવાને આવ્યા, મારા બાપે તેની કિંમત બહુ માંગી. એક ખોજાએ ૭ હજાર રૂપીઆની માગણી કરી પણ મારા પિતાએ કારખાનું વેચવાની સાફ ના પાડી. ત્યારે પેલા ખોજાએ દરમહિને ૩૦૦ રૂપિયા ઘેર બેઠા આપવાનું કહ્યું તે પણ મારા બાપે ના પાડી. રોગ વધવા લાગ્યો, આખરે હેમચંદ્રે વિચાર કર્યો કે દીવ જાઉં તો કદાચ હવા ફેરથી સારો થાઉં. તેવો વિચાર થયાથી એકદમ જવાનો વિચાર કર્યો. તરત તૈયારી કરવા માંડી. દીવ જવા માટે પહેલાં આગબોટ નહોતી એક વહાણમાં જવાનો બંદોબસ્ત કર્યો. મારી માને જીનની ટોપી ભરતાં આવડતી હતી તેથી કેટલુંક જીન બજારમાંથી લીધું, તેમજ માએ માનતા માની હતી કે મારા પિતા સારા થાય, તો સાંની આશાપૂરી માતાને ઘંટ ચઢાવવો તેથી એક મોટો ઘટ વેચાતો લીધો. અમે બધાં વહાણમાં બેઠાં. આ પહેલી મારી દરિયાની મુસાફરી હતી, સાથે પાંચ ૭ દિવસનું ભાથુ લીધું અમે એટલે મારો દાદો, બાપ, મા, વિઠ્ઠલ અને હું આટલા જણા વહાણના ભંડારીઆમાં રહેતા હતા. વહાણમાં પરચુરણ સામાન ભર્યો હતો. તે વેળાએ ભર મોસમ હતી એટલે વર્ષાઋતુને બેસવાને વધારે વખત નહોતો, વહાણ નાનું હતું, સૂવાની કુબીનમાં સમુદ્રનાં પાણીની લાટો આવતી તેથી કંઇક ભીંજાતું સમુદ્ર તો મેં મુંબઈમાં ઘણીવાર જોયો હતો, એટલે સમુદ્રની નવાઈ લાગતી નહોતી, પણ જ્યારે વહાણ ચાલતું અને સફેદ શઢમાં હવા ભરાઇને હાલતું, ત્યારે બહુ મોજ જણાતી. ખારવાના છોકરાઓ ઉપર ચઢીને શઢને સંકેલતા, આસપાસ ફેરવતા તથા દોરા મૂકવા જતા તેનો દેખાવ જોઇને છોકરાની હિમ્મતને ધન્યવાદ આપવાની ઇચ્છા થતી હતી અને તેની સાથે મારી પણ તેમ કરવાની અરજી થઈ.

વહાણ ત્રણ ચાર દહાડા સારી રીતે ચાલવા માંડ્યું. એકાએક તુફાનનો આરંભ થયો, આ વખતે મેં પહેલુંજ દરિયામાં તુફાન જોયું. સમુદ્રનું પાણી વહાણમાં આવવા માંડ્યું, મોટી મોટી લાટો વહાણને અથડીને ફીણ ઉત્પન્ન કરીને કેટલુંક પાણી વહાણમાં નાખીને ત્યાંથી જતી રહેતી એટલે તરત બીજી આવીને તેમ કરીને રજા લઇને પાણીમાં મળી જતી, એ પ્રમાણે દર પળે મોટી મોટી લાટો આવીને વહાણને વાંકુ કરીને તથા અંદરના સામાનને ભીનો કરીને લુપ્ત થઇ જતી, પવન ઘણા જોરથી વાતો હતો. ધુમસ બધે પસરેલો હતો, ધુમસને લીધે ચારે બાજુ કંઇ દેખાતું નહોતું. પહેલાથી જમીન કે ગામ-દેખાતા નહોતા, ફક્ત આકાશ ગોળ ઘુમટ જેવું ભાસતું હતું તેમાં વળી વાદળાં જોરથી પવનના ઝપાટા અને પાણીની લાટો આવ્યાથી વધારે ભયંકર જણાતું હતું. ખારવાઓ મૂગાં મૂગાં પાણીને પવનનો તમાસો જોતાં. રોજ નિયમિત વખતે ખાવું હોકો પીવો વગેરે કરતા, અમને બધાને ઓકારી આવતી, મારા દાદાને સુદ્ધે આવતી નહોતી તે બધાને કંઇક ખવાડતાં ને બધાની ઓકારી નાખી આવતા. મને એક દહાડોજ ઓકારી રહી પછી સારી થઇ, તુફાનમાં વહાણ ક્યાંનું ક્યાં જવા માંડ્યું, પવન ઉલટો હતો તેથી વહાણ પછવાડે હઠવા લાગ્યું, ખારવાની સાથે ફક્ત કંપાસ એટલે હોકાયંત્ર હતું, તે હોકાયંત્ર એક નાના દાબડામાં રાખ્યું હતું તેમાં કેટલીક દિશા તથા તેની વચગાળાના કેટલાંક મોટા મોટા ભાગ પાડેલા હતાં, ને વારંવાર મોટો ખારવો જોતો હતો, બીજા ખારવાઓ ક્યાં છિયે, કેટલે દૂર છિયે તેમાંનું કંઇ જાણતા નહોતા, પણ મોટા ડોસા ખારવાને પુછ્યાથી તે કહેતો હતોકે આપણે ઘણા પછવાડે આવ્યા છીએ. આવી રીતે તોફાન છ સાત દહાડા રહ્યું. પછી જાફરાબાદમાં વહાણ લઇ ગયા. અમારી પાસે ખાવાનું ખુટ્યું હતું તે લેવા જાફરાબાદમાં કાંઠે ઉતર્યા, ત્યાંથી કંઇક ખાવાનું લીધું. મીઠાઇ વગેરે જે મળતી હતી તે લીધી. મારો દાદો, વિઠ્ઠલ અને હું જાફરાબાદમાં ફરતા હતા, જાફરાબાદ એક નાનું ગામડા જેવું જણાયું. તેમાં કેટલાંક છાપરાં તથા મોટાં ઘર હતાં, રસ્તો બધો ધુળથી ભરેલો હતો. ભેંશ ત્યાં વધારે જોવામાં આવી. ભેંશ સારી જાતની હતી. માણસો પણ જાડા જોયા. બીજું

કંઇ વધારે દીહામાં આવ્યું નહિ, પછી ત્યાંથી દીવ તરફ વહાણ હંકાર્યું. એક દહાડામાં ત્યાં પહોંચ્યું. વહાણમાંથી સામાન બહાર કાઢીને કાંઠે લાવ્યા, કાંઠા ઉપર જગાત લેવામાં આવે છે. ત્યાં પોલિસના સિપાઇઓ બંદુક હાથમાં લઇને સંતરીની પેઠે ચારે તરફ ફરતા જોયા કાળો અંગ્રેજી પોશાક પહેરીને પહેરો ભરે છે ત્યા પોરટુગીઝ ભાષા સરકારી કામકાજમાં વપરાય છે. ઘણાક હોપેદારો પોર્ટુગલથી આવે છે. તેઓ તેઓની ભાષામાં શું કહેતા હતા તે અમને સમજ પડતી નહોતી જગાતમાં ઊન. માતાને માટે લાવેલો પીતળનો ઘંટ વગેરે રાખ્યો. બીજે દિવસે જગાતના ૨૦ રૂપીઆ આપવા પડયા. ઊનની ઘણી જગાત લીધી જેટલા રૂપીઆનુ ઊન નહોતું તેના કરતાં વધારે જગાત લીધી. પછી દીવમાં જઇને અમારા એક સગાને ત્યાં ઉતર્યા અને બીજે દહાડે એક સગાનું ઘર ભાડે લઇને રહ્યા મારા બાપ ઘણા માંદા થયા. આઠ દસ દહાડા ત્યાંના વૈદોની દવા ખાધી, કંઇપણ ફેર પડયો નહિ, ને રોગ વધવા લાગ્યો. માએ આણેલો ઘંટ આશાપુરી માતાના દેવળમાં ટાંગ્યો તથા બ્રાહ્મણોને જમાડ્યા તેથી પણ દેવી પ્રસન્ન થઇ નહિ અને મારા પિતાને તેણે સારા કર્યા નહિ. દિવસે દિવસે રોગ વધ્યો જે આવ્યું છે તે મરવા માટે, જે ખીલ્યું છે તે ખરવા માટે, આવો જગતનો નિયમ છે, તે હું પહેલાં જાણતો નહોતો કેમ તે જાણતો નહોતો, તે હું હાલ કહી શકતો નથી. થોડા દિવસમાં પિતા બહુ માંદા પડયા, ગાય ઇત્યાદિ દાન બ્રાહ્મણને આપ્યાં, શ્વાસ ઠકે આવ્યો બધાએ ધાર્યું કે હેમચંદ્ર હવે થોડા કલાકને માટે આ જગતમા છે તેથી અમને ફોસલાવીને અમારા સગાને ત્યાં મોકલ્યા. અમે ગયા, એટલામાં પિતાજીએ પ્રાણ ત્યાગ્યો પછી અમને લઇ ગયા. અમે રોવા લાગ્યા મા રોતી હતી, દાદો રોતો હતો તેથી અમે પણ રોયા. બાપનુ મોં જોઇને હાકો મારી પણ કંઇ જવાબ મળ્યો નહિ. બાપને અગ્નિદાહ માટે સ્મશાનમા લઇ ચાલ્યા, મારી મા પછવાડે પડતી આખડતી ચાલી. ન્યાતના બૈરાંએ માને ઘેરી પડી કુટવા લાગ્યા. આ શું છે તે હું સમજ્યો. બાપ મરી ગયા છે, હવે તે આવશે નહિ ને જાણ્યુ, તેથી મા રૂવે છે એ પણ અનુભવ્યું હું મસાણમા ગયો નહિ કે બાપને આગ

ગુજરી નહિ, પણ જેણે તેને પાળી પોષીને મોટો કર્યો હતો, જેનાથી જે ઉત્પન્ન થયો હતો, જેને ખવાડીને પોતે ખાતો હતો, જેને દુઃખ થવાથી આખી રાત ઉજાગરો કરીને તેનું દુઃખ ઓછું કરવા માટે મથતો હતો તે પિતાએ એટલે મારા દાદાએ અગ્નિસંસ્કાર કર્યો. હેમચંદનું શરીર રાખમાં મળી ગયું. બધા હો હો કરતાં પાછા આવ્યા, આવીને દાદાને ઘરના આંગ-ણામાં મૂકીને ન્યાતીલા પોત પોતાને ઘેર ગયાં એ લોકોએ પોતાની ફરજ પુર્ણ કરી. બૈરાં પણ પોત પોતાને ઘેર ગયાં મા દાદો રોતાં હતાં બીજું અમે થોડાક રોતા હતા. હમેશાં કોઈ રોતું નથી. શોકનો વેગ કંઈક ઓછો થયો એટલામાં સગા તરફથી ખાવાનું આવ્યું, તેમાંથી કંઈક ખાધું. પછી સાંઝે વળી ન્યાતીલા આવ્યા અને પાછું રોવું શરૂ થયું. સ્ત્રીઓએ કુટવાનો આરંભ કર્યો. આવી રીતે દશ દહાડા સુધી ચાલ્યું, બાપ ગયો, થોડા દિવસમાં રોવું કુટવું બંધ થયું હવે ન્યાતીલા સારુ ખાવાને તલપી રહ્યા. કેટલાક સગાઓ આવીને સલાહ આપવા લાગ્યા કે કાણું કરવું, ફલાણાને નોતરવા વગેરે વગેરે. મા ભોળી, દાદો બધા કરતાં ભોળો. જેણે જેવું સમજાવ્યું, તેવું કરવાની ગોઠવણ કરી. મીઠાઈ વાળાને પકવાનો બનાવવાનો હુકમ આપ્યો. તે પ્રમાણે મીઠાઈ તૈયાર થઈ ન્યાતના બધા માણસોને ત્રણ દહાડા વારા ફરતું જમણ આપ્યું. ન્યાતીલા ખુશ થયા. પૈસા કમાઈને તેનો યોગ્ય ઉપયોગ કર્યો તેવું બોલીને પ્રશંસા કરવા લાગ્યા, શિવચંદે પોતાના છોકરાની પછવાડે સારું કર્યું લોકોએ ભોળા દાદાને સલાહ આપી કે, કંઈ ન્યાતમાં લાણું કરો તો નામના રહી જાય, તે પ્રમાણે માને પણ સ્ત્રીઓએ સમજાવ્યું તેથી ન્યાતમાં પરાતનું લાણું કર્યું, આથી તો બધા ખુશ થયા બાપના મરણથી અમે કીર્તિ મેળવી, પણ કેટલા દિવસને માટે! ફક્ત થોડા દિવ-સને માટેજ.

મારા પિતા હેમચંદ્ર બુદ્ધિશાળી હતા, તેમનું મગજ ઈંજિનિયરના જે-વું હતું. તેમાં શોધક શક્તિ હતી તે તેમના કામથી જણાય છે તેમણે રેસારીનની ઘડીઓને વિલાયતનાં કામના જેવી બનાવી હતી, તેમણે કાગ-ળનું કારખાનું દેશી વસ્તુમાંથી બનાવવાની યોજના પણીક પૂરી કરી હતી.

તેમણે સ્ટીમરના ચોરસ બોઇલરને ઉપયોગમાં આણ્યું હતું એટલે બધા લોકો ગોળ બોઇલર વાપરે છે તેને બદલે ચોરસ સસ્તુ લઇને તેનો પોતાના કારખાનામાં ઉપયોગ કર્યો હતો. તેમજ જૂના સામાનને લાવીને તેને સમારીને વાપરતા હતા, તેમનામાં શોધક બુદ્ધિ હતી તેથીજ આવું કરી શકયાં. તેઓ ઘણા મહેનતુ હતા. મહેનત કરવામાં થાકતા નહોતા, તે તેમના કામ ઉપરથી જણાય છે. તેઓ શો ધર્મ માનતા હતા, તે હું ખરી રીતે કહી શકતો નથી. મેં નાનપણમાં સવાલો પૂછ્યા હતા તેનો જવાબ મને જે મળ્યો તે એ હતો કે હું ખ્રિસ્તીઓની જોડે રસ્તામાં તકરાર કરૂં છું. તે ધર્મનું ખોટાપણું જાણું છુ તેના સિવાય બીજું કંઈ હાલમાં સ્મરણ નથી. મારા બાપ હાલના હિંદુઓની પેઠે બધા દેવને માનતા હતા કે નહિ તે પણ મેં જોયું નથી, ઘરમાં કુળદેવી હતી, તેની પ્રતિમા નહિ પણ એક ત્રાંબાના ચોરસ પતરા ઉપર સીંદુર લગાડેલી હતી. દર વર્ષે નવરાતરમાં કર કરતા તેમાં સારૂં ખાઇ ખાવાનું થતું, તે ખાતા. ગોત્રજની પૂજા તેઓ કરતા નહોતા. મારી મા કરતી. દિવાળીને દહાડે, દસરાને દહાડે મુંબાદેવીના દેવળમાં અમને લઇ જતા મને શીતળા આવ્યા ત્યારે ભૂલેશ્વરમાં ગયા હતા. તે સિવાય દેરામાં લઇ ગયા નહોતા. આના ઉપરથી તેઓ શો ધર્મ પાળતા હતા તે હું અનુમાન કરી શકતો નથી તેઓ અંગ્રેજી વાંચતા લખતા હતા. તેઓ કહેતા હતા કે ડાકટર ભાઉદાજી તથા નારાયણ દાજીની જોડે મારી મિત્રતા છે. ડાકટર ભાઉ દાજીની કેટલીક અંગ્રેજી ચોપડીઓ પણ તેમની પેટીમાંથી નીકળી હતી. એક મોટી પેટીમાં અંગ્રેજી પુસ્તકો હતાં તેની જોડે વિષ્ણુ બાવા બ્રહ્મચારીનું બાવાર્થ સિંધુ નામનું મરાઠી ધર્મસંબંધી પુસ્તક નીકળ્યું હતું. તેના સિવાય બધી અંગ્રેજી ઇંજિનિયરીંગની તથા કાગળ બનાવવા વિશેની ચોપડીઓ નીકળી તે બધી માએ અને મામાએ મેમણને ૧૦–૧૨ રૂપીએ વેચી. મારા પિતાનો સ્વભાવ નરમ હતો, ગુસ્સે કોઈ વેળાએ થતા. અમારા પર તેમનો પ્યાર ઘણો હતો, દરરોજ રાતે ગોપાળદાસનો માવો, જલેબી કે પેંડા લાવતા. આશરે જ્જ દારૂ થાંડી પીતા હતા, કોઇ વખતે ધાડથી, જરા અમને એટલે વિઠ્ઠલને અને મને થાંડી પાણીમાં મેળવીને આ-

પના હતા તે એટલી તીખી જણાતી હતી કે છાતીમાં ગયાથી ચરચર બ- ળતું હતુ. બોળીને આંગળી પર લઇને દીવા ઉપર ધરતા, તો તેમાંથી આશ- માની ભળતું નીકળતું તે જોઇને અમે ખુશી થતા હતા. મારા બાપનો વ્ય- વહાર મધુર હતો, અરોશી પડોશીની સાથે બોલતા ચાલતા હતા. પરો- ણાની બહુ ચાકરી કરતા હતા. અમારે ત્યાં વખતો વખત પરોણા આવ- તા હતા. ટૂંકામાં મારા પિતાનો સ્વભાવ સર્વ રીતે સારો હતો, તેનો વ્ય- વહાર પણ સારો હતો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### પિતાના મરણ પછીની હાલત.

મારા પિતાનો દહાડો પાણી થયા પછી અમે મુબાઇ આવવાનો વિ- ચાર કર્યો પણ તે વખતે વરસાદની ઋતુ બેઠી હતી. કોઇ વહાણ કે આ- ગબોટ ચાલતી નહોતી પહેલાં તો આગબોટ ત્યાં આવતીજ નહોતી, તેથી આગબોટ ચાલે કયાંથી ? બધાએ કહ્યું કે ચાર મહિના પછી વહાણ દરિયામાં ચાલશે, બીજો જવાનો માર્ગ નથી તેથી ચાર મહિના રહેવાનો લાચારીથી વિચાર કર્યો. એટલામાં દારો માંદો પડ્યો. તેને તાવ આવ્યો. તે તાવમાં શિવચંદ પરલોકવાસી થયા. દીકરાના પછી એક મહિનો ને પાંચ દિવસે પોતાના છોકરાને મળવા ગયા. તેને પણ હું બાળવા ગયો નહિ કારણ કે તે વેળાએ હું નાનો હતો તેથી એક સગાને કંઇક રૂપીઆ આપીને દાદાની ઉત્તરક્રિયા કરાવી. હવે અમે ફક્ત ત્રણ જણા રહ્યાં. મારો કાકો મુબાઈમાં રહેતો હતો. દીવની ઝાંખી છાયા મારા મનમાં હજી પણ ચિતરેલી છે હું નાનપણમાં બીજી વખતે દીવ ગયો હતો તેથી કદાચ તેની છાપા રહી હોય. એ પોરટુગીઝનું બારૂં છે તે ક્યારે પોરટુગીઝના હાથમાં આવ્યું તેનું વર્ણન કરીને વધારવા ચહાતો નથી. દીવ એ સુંદર બેટ છે. તેની આસ- પાસ ફરતો કોટ છે. કોટને કેટલાક દરવાજા છે, તે દરવાજા ઉપર સંતરીઓ.

ફરે છે. તે સંતરીઓ બધા ત્યાંના નીચવર્ણના છે. તેઓને કાળો પોશાક અંગ્રેજી ટોપી પહેરાવીને કાળા અંગ્રેજોના જેવા કર્યા છે. હાથમાં બંદુકો, કમરમાં બરછી વગેરે લશ્કરી પોશાક પહેરીને લોકોને પજવે છે. દીવ સ્વચ્છ છે તેના રસ્તા પણ સાફ પાણી છીપેલા છે. બજાર પણ સારૂ છે. ઘરે મોટાં મોટાંને મજબુત છે. કારણ કે ત્યાંના કેટલાક રહેનારી ગોવા, મસુબી, જંગબાર, ગેતાવ વગેરે આફ્રિકાની જગ્યાઓમાં જઇને પૈસા કમાઇ લાવેછે. ત્યા સીધી ગીધણો પણ છે. આફ્રિકામાં રહેવાની વખતે દીવના માણસો નોકર તથા ગુલામો રાખે છે તે બહુ વિશ્વાસુ તથા ઇમાનદારીથી ચાલે છે તેથી પોતે દીવમા આવતી વખતે પોતાની સાથે લાવે છે. એથી તેની વસતી દીવમા ઘણી છે સીધી અને સીધીણ માન કેટલાક સગાને ત્યા છે, તેના વિશે તેઓએ કહ્યુ હતું તે પરથી જણાય છે કે સીધીઓ શેઠને માટે જીવ આપવા આનાકાની કરતા નથી. દીવનુ ચલણ ગળ તથા સીસાના આકીયા છે ત્યા બહુ સસ્તી શાકભાજી વેચાય છે ત્યાની માછલી ઘણીજ સારી છે. પાવવો એનો બહુજ ઉત્તમ, તેની છડી પણ ખાવા જેવી છે, વાકડિયા ગુવારની તારીફ શુ કરૂ ? ત્યાનુ ઘી અને મીઠાઇ પણ સારી થાય છે ત્યાંનો વેપાર રેસમી કાપડનુ વણાટ, રંગાગનુ કામ, હાથીદાતની કારકરી, હાથી દાતના રમકડા, ગેંડાની લાકડી, ગેંડાની વીંટી વગેરે છે રગાટનુ કામ ગોવા તથા પોર્તુગલ તથા આફ્રિકા સુધી જાય છે. પલંગ પોસ, પડદા, છાયસ, રૂમાલ વગેરે બીજા દેશોમા જાય છે ત્યાથી વહાણો આફ્રિકા ખડમા જાય છે. દીવમા પોર્ટુગીઝ ભાગી રીને રહે છે તેનુ દેવળ ઘણુ મોટુ છે ત્યા પારસીઓ પણ વસે છે તે પારસીઓ ગલી કસુબીની દેશી તરેહની પાઘડી, ઇજાર, તથા અગરખુ પહેરે છે પારસી સ્ત્રીઓ બનાગર ગુજરાતીના જેવા સુતરાઉ કપડા પહેરે છે પગમા ઝાઝર નાખે છે, નાકમા વાળી પહેરે છે ઉઘાડે પગે પીપળાની પ્રદક્ષિણા ફરે છે, તેમજ કપાળ ઉપર ચાડલો કરે છે ફક્ત આ પારસી સ્ત્રી છે તે તેના સદરા ઉપરથી જણાય છે. ત્યા તેઓ દારૂ વગેરેનો વેપાર કરે છે

અમે ચાર પાચ મહિના દીવમા રહ્યા જે જોવા લાયક જગા હતી,

તે બધી અમારા સગાએ દેખાડી. ત્યાં મારા બાપની એક પાસેની સગી રહેતી હતી, તે અમારે ત્યાં રહેવા લાગી. તે ડોશી ૮૦ વર્ષની હતી તોપણ ઘરનું બધું લાવવું મૂકવું તેજ કરતી હતી, તે બહુ હુશિયાર હતી. તેને કંઈક પોરટુગીઝ ભાષાના શબ્દ આવડતા હતા. તેને દાંત નહોતા પણ તે સારી રીતે બોલતી હતી. તે વખતો વખત મુંબઇમાં અમારે ત્યાં રહેતી હતી. તેને અમે ધારી ફૂઇ કહેતા હતા. તે અમને બહુ ગમત આપતી હતી. મને પણ તે હસાવતી હતી. તે હતી તેથીજ અમે દીવમાં રહી શક્યાં.

જ્યારે દીવાળી થઇ ત્યારે વહાણ દરિયામાં જવા લાગ્યાં. મુંબઇ તરફ પહેલું વહાણ હંકાર્યું તેમાં અમે બેઠાં. પવન સારો વાયો ત્રણ દિવસમાં મુંબઇ પહોંચ્યાં. આવીને ખબર મળ્યા કે કારખાનું ચાર મહિના થયાં બંધ છે; કંઈ કામ આવતું નથી. માણસોના પગાર ચડ્યા છે. મારી માએ ધાર્યું હતું કે કારખાનું ચાલતું હશે અને સારી કમાઈ થતી હશે પણ આવીને તેનાથી ઉલટુ જોયુ. કારખાનું મામાને હવાલે કરીને હમે દીવ ગયા હતા. દલાલને ભળાવી ગયા હતા. દલાલે પણ લોકોમાં જઇને કામ અમારા કારખાનામાં ન આપતાં બીજા કારખાનાવાળાને આપ્યું, મામા એ પણ કંઈ જોયુ નહિ તેને આ કામની ગમ નહોતી. તે પોતે ગોદીમાં કામ કરવા જતા હતા. કોઇ દહાડો કારખાનામાં જતા તથા માણસોથી વખતો વખત ખબર મળતી કે કામ આવતું નથી. થોડા દહાડા કારખાનું ચાલ્યું પણ તેનાથી શું વળે ? લોકોના પગાર માથે ચડ્યા, ઘરનું ભાડું ચડ્યું આવીને માએ દલાલ વગેરેને કામ આણવાને કહ્યું, તેઓએ કહ્યું કે હાલમાં જુનુ રૂ વેપારીઓ વિલાયત ચલાવતા નથી. તેથી રૂ સાફ કરાવનારાઓ નથી. હાલમાં અમેરિકાની લડાઈ બંધ થઈ છે તેથી માલ ખપતો નથી. હવે ક્યારે માલ ખપશે તેનો પણ નિશ્ચય નથી. ઘણુ દબાવવાનાં બીજાં બે ત્રણ કારખાનાં થયાં છે, તેઓ મરતું હશે છે. અને તમારી પાસે એક ઘંટી છે તેમાં કોલસાનો ખર્ચ બહુ પડશે, અને તમને તે પાલવશે નહિ. આવી રીતે જુદા જુદા માણસોએ કારખાનું ચાલવાનું નથી. તેની ખબર કહી. ૬૦ રૂપીઆ ભાડું, માણસોનો પગાર તે કેમ નીકળે. તેથી મામા વગેરેઓએ સલાહ આપી કે કારખાનું વેચી

નાખવું કારણ કે તે કોઇ ચલાવનાર નથી અને જે ચલાવશે તેને પગાર વગેરે આપવો પડશે અને કમાઇ તો કંઇજ નથી. તેથી કારખાનું વેચવા કાઢયું. દલાલો ફરવા લાગ્યા. જે પહેલા મારા બાપને ૭ હજાર રૂપીઆ કારખાનાના આપવાને તૈયાર હતો તેણે ત્રણ હજાર રૂપીઆની માંગણી કરી, પણ અમારા હિતૈષીઓએ ચાર હજાર રૂપીઆ માંગ્યા પણ તે આપવાને રાજી થયો નહિ. પછી કેટલાક દિવસ બીજાની ખબરમાં ગયા પણ કોઇ પણ લેનાર નીકળ્યો નહિ. ત્યારે ત્રણ હજાર રૂપીઆ લેવાની હા પાડી, પણ તેને કોઇએ પથરો મૂકેલો કે લેનાર કોઇ નથી તેથી તમે હવે ૧૫૦૦ કરો પછી તેણે ૧૫૦૦ ની માંગણી કરી. ને કબૂલ કરવી એવી બધાની સલાહ થઇ, પછી સમજાવીને ૧૬૦૦ એ કારખાનું વેચ્યું. ૭ મહિના ઉપર ૬૦૦૦ રૂપીઆ આવતા હતા, પછી તેના ૧ મહિના ઉપર ૩૦૦૦ રૂપીઆ આવતા હતા અને એક મહિના પછી ૬૬૦૦ રૂપીઆ આવ્યા. લેનાર પણ આગળો માણસ ભોળો ૮ હતો. શું કરીએ, દુનિયા અન્યાયી છે? જેનુ યોગ્ય છે તે તેને આપવું એવું હોત તો આજે જગત્ સ્વર્ગ થાત. મોટા ધાર્મિકમાં ખપતા માણસો પણ ન્યાય કરતા નથી. જેને જેવું પ્રાપ્ય છે તે આપતા નથી ગરીબનુ બધું ઝુંટાવી લે છે. અનાથને રસ્તાપરના ભિખારી કરે છે. આવું સ્વાર્થી કામ દુનિયા નિરંતર કરે છે.| અમે મોટા નહિ હોવાથી કારખાનુ ચલાવી શકતા નહોતા, તેમજ અમને મદદગાર પણ કોઇ નહોતું તેથી કારખાનુ વેચ્યું. તેમાથી ઘર ભાડુ તથા માણસના પગાર આપ્યા. બાકી જે રહ્યું તે અને માએ પોતાના નકામાં ઘરેણા વેચીને રૂપીઆ નગદ કર્યા, તે રૂપીઆ મારા મામાના કહેવા ઉપરથી મામાના કાકાને વ્યાજે આપ્યા. સોપારામાં ને વ્યાજ વટાવનો ધંધો કરતો હતો. બાર આનાની તેરીખે રૂપીઆ આપ્યાં મારી માને ઊનની ટોપી ભરતાં આવડતી હતી, તેમાં તે બહુ કુશળ હતી. સૌન્દર્યને ચહાનારી હતી. તેમાં સૌન્દર્યાનુભાવકતા બહુ હતી તેથી તે ભાત ભાતના રંગથી નવી જાતની ટોપીઓ બનાવતી હતી જે ઘરમાં અમે રહેતા હતા, તે ઘરની માલેકની સ્ત્રી પણ ટોપીઓ ગુંથતી હતી પણ મારી માની નકલ બધા કરતા હતા. તેણે ૪૦૦ રૂપીઆ ટોપીમાં મેળવ્યા હતા તેનાં ઘરેણાં કરાવ્યાં હતાં.

હવે મારો બાપ નથી તેણે મનમાં નિશ્ચય કર્યો કે ટોપી ભરીને પોતાનો અને અમારો ગુજારો કરવો. જે ઘરમાં મારો બાપ રહેતો; તે ઘરમાંની એક ઓરડી મૂકીને બે ઓરડી લઇને રહી. દરરોજ એક ટોપી તૈયાર કરતી તેની કિંમત ૧।-૧॥ આવતી હતી તે દરરોજ વેચાની ટોપીવાળા ઘેર આવીને લઇ જતા. તેમાં ૭-સાત આનાનું ઊન ખર્ચ થતું હતુ. દરરોજ લગભગ એક રૂપીઓ પડતો હતો હું બજારમાંથી બજાર લાવતો, મા રાંધીને ટોપી ગુથતી તથા માણસ પાણી વાસણ કરતો હતો. આવી રીતે અમારી મા અમારૂં પોષણ કરવા લાગી. જેવા બાપના વારામાં ખુશીથી રહેતા હતા, તેવા હમણાં રહેવા લાગ્યા. મા કોઈ રીતની ખોટ જણાવવા દેતી નહોતી. જે ખાવું હોય તે હું લાવતો. પહેલાં હું કઇક ઠગાતો હતો. રસ્તામાં પૈસા ગજવામાંથી કોઇ ચોરી જતા. ગજવામાં જોતો તો પૈસા મળે નહિ, તેથી રોતો રોતો પાછો ઘેર આવતો. મા સમજાવતી કે કંઈ ફીકર નહિ, બરાબર સાચવીને લઇ જઇને અમુક લાવજે તે પ્રમાણે હું લાવતો. ધીરે ધીરે હું શાકભાજી લાવવામાં કુશળ થયો. અમે માછલાં ખાઇએ છીએ. તે લેવામાં હું ઘણો કુશળ થયો. સડેલાં માછલાં સારાં લાગતાં નથી, તાજાં સારાં લાગે છે તેની પરીક્ષા કરતાં શીખ્યો. હું દરરોજ તાજાં અને સસ્તાં માછલાં લાવતો તે પડોસણ દરરોજ જોતી, ધીરે ધીરે તે પણ મારી મારફતે મગાવવા લાગી./હું દરરોજ શાકભાજી વગેરે લાવતો તેમજ માને માટે ભરવાનુ ઊન બદર ઉપરથી એટલે જકરીઆ મસિદની પાસેથી લાવતો, તે પણ સસ્તુ અને જેવા રંગનો નમુનો આપે તેવુ લાવતો, પણ પહેરવાનાં કપડા, અનાજ વગેરે હું લાવતો નહોતો. મારો મામો કપડાં લાવતો. અને અનાજ એક વર્ષનુ અનાજ વેચનાર લાવતો આવીરીતે મારી અગિયાર બાર વર્ષની ઉમ્મરમા બજાર વગેરે ખરીદવા શીખ્યો. જગત અભ્યાસથી શીખે છે. જ્યાં જરૂર પડે, ત્યાં બધુ પોતાની મેળે થાય છે હુ પણ તેમજ શીખ્યો અમે સુખથી દહાડા ગાળવા લાગ્યા વખતો વખત બેઉ ભાઇઓ વચ્ચે મારા મારી ગાળા ગાળી થતી હતી એટલુંજ દુઃખ હતુ.

---

# પ્રકરણ ૭ મું.

## કેળવણી, તથા જનોઈ.

મારા પિતાશ્રીનું મૃત્યુ થયા પછી અમે મુંબઇ આવીને રહ્યાં, હું બજાર હાટ કરીને લાવતો, મા રાંધીને અમને ખવાડતી, જ્યારે હમે મુંબઇમાં આવ્યા, ત્યારે મારી ઉમ્મર આસરે ૧૧ કે ૧૨ વર્ષની હશે. તે વેળાએ મા અને મામાએ વિચાર કર્યો કે છોકરાને ભણાવવા જોઇએ. તેથી રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરને અમને કોઇ સારી સ્કુલમાં મૂકવાનું કહ્યું. તે વેળાએ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર ગોકળદાસ તેજપાળ વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર હતા, તે અમારી ન્યાતના હોવાથી તેમણે મસીદ બંદર ઉપર શેઠ ગોકળદાસ તેજપાળ વિદ્યાળયમાં જઇને વગર ફીએ હમને મૂકયા. શેઠ ગોકળદાસે મસીદ બંદર ઉપરની વિદ્યાળય લગભગ મફત ભણાવવા માટે સ્થાપ્યું હતું. તેનો હેડમાસ્તર મોતીરામ ત્રીકમદાસ હતો, અને આસિટંટ માસ્તરમાં કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ હતા. તે સ્કુલમાં અમે દાખલ થઇને ગુજરાતી પાંચમી કે છઠ્ઠી અને હાવર્ડ અંગ્રેજી પહેલીમાં દાખલ થયા. જે કલાસમાં અમે બેઠા હતા તેનો માસ્તર એક સુરતી નાનો જુવાન આસરે ૨૦–૨૧ વર્ષનો હતો. તે માસ્તર ગૌર વર્ણનો હતો, તે કંઇક સારૂં ભણાવતો હતો, પણ માર મારવામાં પેલા ક્રૂર ઇશ્વરના જેવો હતો. તે સ્કુલમાં બધા સુરતી માસ્તરો ભરાયા હતા, કારણ કે મોતીરામ ત્રીકમલાલ સુરતનો વતની હતો, તેથી પોતાના ઓળખીતાને રાખવા એ દરેક માણસનો સ્વભાવ છે તે પ્રમાણે તેણે રાખ્યા હશે.

કેટલાક મહિના હું ડાહ્યા છોકરાની પેઠે બરાબર નિશાળે જતો હતો. એટલામાં કોણ જાણે શું ભૂત ભરાયું.- વિઠ્ઠલ અને હુ ઘેરથી સવારે દસ વાગે ખાઇને નીકળતા, હુ રસ્તામાં વિઠ્ઠલને સમજાવીને ફરવા નીકળી જતો. શાથી આમ થયું હશે તેનું હું કંઇ અનુમાન કરી શકું છું. પહેલું કારણ એ હતું કે, માસ્તર ઘણો ઘાતકી હતો, લેશન બરાબર નહિ થવાથી તે મારતો હતો, એક વખતે પેલા ઘાતકી માસ્તરે એવો લગણા ઉપર

માર માર્યો હતો કે એક બે મીનીટ સુધી બેહાનની અવસ્થામાં રહ્યો હતો. બીજું કારણ મને બહારની દુનિયા જોઇને જ્ઞાન મેળવવાની બહુ હોંસ હતી તેથી હું ભાગી જતો. દરરોજ ક્યાંને ક્યાં ફરતો તથા રસ્તામાં જે કામ કરતા તે ધ્યાન લગાડીને જોતો હતો કલાકોના કલાકો સુધી જુદા જુદા ધંધા કરનાર તથા કારીગરની દુકાનની પાસે ઉભો રહીને લક્ષ પૂર્વક તે કેમ કરે [illegible] તે જોતો હતો. કોઈ વેળાએ પીતળ ઓતનારની દુકાનની આગળ ઉભો રહીને જોતો હતો કે ભાંગેલા પીતળનાં વાસણોને કચરીને મુસમાં નાંખીને એક છોકરો ધમણ ધોકીને પીતળનો રસ કરવામાં ગુંથાયલો છે. બીજો માણસ રેતીના જેવી માટી અડધા કાચળામાં ભરીને પછી તેમાં જે ઓતવું હોય તે અડકું બેસાડીને તેના ઉપર બીજો અડધો કાચળો મેલીને તેમાં રેતીના જેવી માટી દાબે છે પછી ઉપરનો અડધો કાચળો ઉપાડીને અંદરની વસ્તુ કાઢે છે એટલે બે ગાળાને એક ખાલી આકાર થાય છે, પછી તે બે કાચળા બાંધ કરીને તેમાં પીતળનો રસ રેડે છે. તે રેડવાની વખતે લાલરંગ દેખાય છે. તે આ લખી જણાવ્યાથી સમજાય એવું નથી. આવી રીતે દરરોજ નવા દેખાવો જોતો.

કોઈ વખતે કસારાની દુકાન ઉપર ઉભો ઉભો કસારાનું ઝારણું જોતો હતો, તેના ઉપર રંગ શી રીતે મૂકે છે પછી તે શી રીતે તાવે છે વગેરે ધ્યાન લગાડીને જોતો કોઇ વખતે સોનારની દુકાન ઉપર સોનાને શી રીતે ટીપે છે, શી રીતે તાર તાણે છે; શી રીતે સોનાને ઝાળે છે; કોઇ વખતે કસબ કરનારની દુકાનની પાસે ઉભો રહીને કસબના તાર શી રીતે કરે છે, પછી બારીકથી બારીક કેમ બનાવે છે; કોઇ વેળાએ મીઠાઈની દુકાનની પાસે ઉભો રહીને શી રીતે જલેબી પાડે છે, શી રીતે સાગરેણી બનાવે છે. કોઈ વેળાએ મોચીની દુકાનની પાસે ઉભો રહીને શી રીતે ચામડાનો બરાબર ઘાટદાર પંખો બનાવે છે; આવી રીતે દરરોજ ઘરમાં કંઇને કંઇ નવું શીખીને આવતો હતો. હું કેટલીક વખતે મજગામ, તાડ દેવી, કોઇ વખતે બાયખાલા પરેલ, દાદર વગેરે સ્થળમાં કુદરતી ઝાડ પાનની ઘટા જોતો ચાલતો હતો. રોજ [illegible] નિશાળેથી પાછા ફરવાને વખતે રસ્તામાં ભમીને ઘેર જતો.

ગા જાણતી કે છોકરો ભણીને આવ્યો છે પણ મારા હવાલ હાલ હતા.

કેળવણીના બે પ્રકાર છે. એક ચોપડીઓ વાંચીને જ્ઞાન મેળવવું. તે જ્ઞાન બીજાએ મેળવેલા જ્ઞાનનો અનુભવ પોતે વાંચીને મેળવવું એ છે. બીજો પ્રકાર પોતે વસ્તુ જોઇને જ્ઞાન મેળવવું તે છે. વસ્તુ જોઇને અને વસ્તુને બનતી જોઇને, જે જ્ઞાન મેળવવું તે જ્ઞાન મનમાં સારી પેઠે ઠસે છે તેથી આજકાલ યુરોપમાં તેવું જ્ઞાન આપવાની પદ્ધતિ પસરી છે. કેળવણીની ખરી રીતિ જે વસ્તુનું વર્ણન કરવામાં આવે, તે પ્રત્યક્ષ દેખાડીને તથા બનાવીને આપવાથી તેની અસર વધારે થાય છે, એવું વિદ્વાનોનુ કહેવું છે. જો કે પહેલાં હું તેમાંનું કઈ જાણતો નહોતો પણ મઝા પડવાથી હું તેમ કરતો હતો એટલે સ્કુલમાંથી નાસીને બીજી જાતની કેળવણી મેળવતો હતો.

હું સ્કુલમાં જતો નથી એ રાવસાહેબ દલપતરામને ખબર પડી તેથી મારી માને કહ્યું કે, તમારો નારાયણ નિશાળે આવતો નથી અને ફર્યા કરે છે. પછી માએ સમજાવ્યો પછી હું નિશાળે પાછો જવા લાગ્યો.

અમે બ્રહ્મક્ષત્રી છીએ અમને જનોઇ પહેરવાનો અધિકાર છે આજ સુધી અમારૂં જનોઇ થયુ નહોતું. તેથી માએ જનોઇ પહેરાવવાનું ધાર્યું. તેમાં મારા મામા સંમત થયા ધામધુમથી જનોઈ દીધુ ને ત્રણ દિવસથી ન્યાતના માણસોને ખવડાવ્યું. પછી બ્રહ્મચારી બનીને હવન કર્યો, ગુરૂએ ગાયત્રી મંત્ર કાનમાં ફૂક્યો. ગુરૂને દક્ષિણા આપી પછી બ્રહ્મચારીના વેશમાં દંડમાં લાડવા ભેરવીને ગુરૂને ત્યાં ભણવા જવાનો ફારસ કર્યો. એટલે બ્રહ્મચારીના વેશમાં અડધા હળદીઆં વસ્ત્ર પહેરીને નાઠા, છોકરાઓએ હળદીઆં વસ્ત્ર ખુચવી લીધાં; લંગોટી પહેરીને દોડયા, મામા સામે ઉભેલા હતા તેમણે ફાળમાં અમને વિટાળીને પોતાને ત્યાં લઇ ગયા. સાંઝે ન્યાતનાં માણસો આવ્યાં, જરીનો પોશાક પહેરાવ્યો, જરીની પાઘડી પહેરાવી, શણગારેલા ઘોડા આવ્યા, ત્રણ વાડીઓ આવી. મોટા ઠાઠથી બધા આવ્યાં હતાં તેઓને પાન તોરા નારિયળ આપ્યાં, સ્ત્રીઓ શણગરાઇને આવી હતી, અમને ઘોડા ઉપર બેસાડ્યા, હજામોએ રેસમી મોટી છત્રીઓ ધરી, રૂપાના પંખા ફેરવવા લાગ્યા. સ્ત્રીઓ પછવાડે ગીતો ગાવા લાગી. જાણે રાજા હોઇયે એવા

મોટા ઠાઠમાઠથી બધું સાજન મહાજન ચાલ્યું, આગળ ગાડામાં ચોઘડીયું, તાસાં, વાજું પછી છોકરાના સામૈયા પછી પુરૂષો છોકરા પછી અમે પોતે અને છેવટે સ્ત્રીઓ ગીત ગાતી ગાતી ચાલી. સ્ત્રીઓની ત્રણ પાસ વાડી એટલે એક તકતા ઉપર કાગળનાં ઝાડ ફૂલના કુંડાં ગોઠવેલાં તેને ઉપાડનાર બે બે ઘાટીઓ ચાલ્યા ઘેર આવ્યા, માને હર્ખ સમાતો નહોતો, માની મા પણ ખુશીથી ઘેલી થઇ હતી બધાને પ્રણામ કર્યાં. પછી રાતે જ્ઞાતિ ભોજન થયું. રાતે ૧૧ વાગે સુતા. સવારમાં જેવા હતા તેવાજ ઉઠયા કંઇપણ ફેરફાર થયો નહિ ધર્મનું જ્ઞાન મળ્યું નહિ, વિદ્યા ભણ્યા નહિ કેટલાક કલાક અમે ફક્ત વેશ ભજવ્યો. આગળના જેવાજ રહ્યા. ઉલટા પાંચસો છસોનું પાણી થયું તે જુદું. ન્યાતીલાઓએ ખાધું, પેટ્રીવાગમાં હજમ થઇ ગયું.

અમે સ્કુલમાં જવા લાગ્યા. ભણવા લાગ્યા 'હાવર્ડની સેકંડ બુકમાં ચડયા. તેવામાં દલપતરામ ભુજમાં રાજકુમારને શીખવવા ગયા. તે વેળાએ રા. રા. ગોકળદાસ કહાનદાસ ઇન્સ્પેક્ટર હતા, તે કેટલીક વખતે અમારી સ્કુલમાં પરીક્ષા લેવા આવ્યા હતા. તેઓ તોતડુ બોલતા હતા. છોકરાઓ બધા હસતા હતા. કવિ સચ્ચિદાનારાયણ ગણપતિનારાયણ એક વખતે અમારા શિક્ષક હતા. તેઓનો સ્વભાવ બહુજ શાંત હતો, તેઓ કોઇને મારતા નહોતા પણ સમજાવી પટાવીને શીખવતા હતા, સમજાવી પટાવીને દયાથી, માતાના સ્નેહથી છોકરાને ભણાવવા એજ સારી રીત છે. છોકરાઓને ભણાવવાને માટે સારી હુશિયાર સ્ત્રીઓની જરૂર છે. તે જેવી માયાથી શીખવે છે, તેવા પુરૂષો શીખવી શકતા નથી જે સ્ત્રીનો સ્વભાવ માયાળુ હોય, અહંકાર નહોય, જ્ઞાનવાન્ હોય તેવી સ્ત્રીને શિક્ષકના પદમાં રાખવી જોઇએ એવો મારો અનુભવથી મત છે.

---

## પ્રકરણ ૮ મું.

### માનું મરણ.

મારા પિતાશ્રીને મરવાને આસરે બે વર્ષ થયાં, એટલામાં મારી માને

ઉધરસનો રોગ લાગુ પડયો ઘણા ઉપચારો કર્યા તેમાં ગરનાર સકારામ અ-ર્જુનનું ઔષધ લાગુ પડયું. તેમણે કૃપાની રાહેથી દવા લખી આપી હતી તે દવા પીધાથી થોડોક આરામ થયો

અમે-જે ઘરમાં રહેતા હતા તેનો ઘરધણી પૈસાદાર હતો તેના ૭ સાત માળા હતા અને તેનું ભાડું પણ સારૂં આવતું હતું. ઘરની પછવાડે મોટી વાડી હતી તેમાં બગીચો કર્યો હતો. તેમાં અમે વખતો વખત જઇને ઝાડપાનને પાણી સિંચતા, અને કુદરતનો દેખાવ જોઇને આનંદિત થતા. તે વાડીમાં ઘણી જાતનાં ઝાડપાન હતાં. ઘરધણીનો નાનો ભાઈ જરા ઇસકી હતો, તેને બગીઓ ઘોડાઓ હતા. મોટી મોંગમાં રહેતો હતો. આરબી ઘોડા પોતે હાંકતો હતો, ઘોડાવાળાનો પોશાક પણ સારો હતો. તે ખર્ચે બહુ રાખતો હતો, દિવાળીને ટાણે ઘણું દારૂખાનું છોડતો હતો. તેને કેટલાંક છો-કરાં હતાં. છોકરાંના સાથે અમે રમતા હતા પણ હું ઘણોજ થોડો રમનારો હતો. વિઠ્ઠલ બહુ રમતો હતો.

ઘરધણી પરમાનંદદાસ અને છબીલદાસ લલુભાઇ ઈંગ્લંડ ગયા. થોડા દિવસમાં ઈંગ્લંડથી તેના અંગ્રેજી પોશાકના ફોટોગ્રાફ આવ્યા તે જોયા. તેમાં છબીલદાસ ટેબલ ઉપર ખાવા બેઠા છે. દર મેલમાં જુદા જુદા દેખાવના ફોટોગ્રાફ મોકલતા હતા. થોડાક મહિનામાં તેઓ પાછા આવ્યા. વિલાયતથી ઘણી જાતની અજાયબ ભરેલી વસ્તુઓ લાવ્યા હતા. તેમાં બદામ ફોડવાનો સંચો હતો. લીંબુ નીચવવાનો સંચો, અને પહેરવાની ઉત્તમ શાડી વગેરે દીઠાં. વિલાયતની વાતો નદીની નીચે રસ્તો છે વગેરે કહ્યું. તેઓ ભણસાળી હતા. તેમને તરત ન્યાતવાળાએ ન્યાતમાં લીધા નહિ. કેટલોક દંડ તથા પ્રાયશ્ચિત કરાવીને તેઓને ન્યાતમાં લીધા.

પહેલાં કહી ગયોછું કે મારી ત્રણ માસીઓ હતી. તેમાંથી એકનો વર કપુર વેચવાનો ધંધો કરતો હતો, બીજીનો વર કલાર્ક હતો અને ત્રીજીનો વર સુતારનું કામ કરતો હતો. તેમાંથી કલાર્કની જોડે પરણનારી નાની ઉ-મ્મરમાં મરી ગઈ હતી બે માસીઓ રહી હતી, કપુર વાળી માસીનું ઘર અમારા ઘરથી પાસે હતું તેથી વખતો વખત હમે ત્યાં જતા આવતા હતાં.

જોઈશે નહિ. કેટલાકોએ સમજાવીને રોતો બંધ રાખ્યો. વિચાર ઉત્પન્ન થયો. હું શું આ સ્વપ્નુ જોઉછું, મને સ્વમા જેવું ભાસવા લાગ્યું. મન વિચાર વગરનું થયું, હું શુમશામ જેવો બની ગયો. થોડીવારે ચિતા વધારે બળીને લાકડાં નીચે પડવા લાગ્યાં. કેટલાકોએ મોટા વાંસ લઇને લાકડાંને બરાબર કર્યાં પછી મુડદુ રાખ થયું તેના બાકીનાં હાડકાં સમુદ્ર ઉપર નખાવ્યાં. અમાસની રાત્રિ હતી, સમુદ્રમાં માની છેલ્લી રાખ નાખી, હવે આ જગતમાં કંઈ પણ નીશાની રહી નહિ. પછી ઘેર આવ્યા, દસ દહાડા પછી માની ઉત્તર ક્રિયા બ્રાહ્મણે કરાવીને સ્વર્ગવાસ અપાવ્યો.

માના નામમાં જે મધુરતા છે, જે દુઃખ હારક શક્તિ છે તેવી શક્તિ બીજામાં છે કે નહિ એ સંદેહ છે. દુઃખમાં માતું નામ યાદ આવે છે. મા આ જગતની અધિષ્ઠાત્રીની પ્રતિમા છે. જગતમાં મા નામની વસ્તુ નહિ હોત, તો જગત રહી શકત કે નહિ તે સંદેહ પડતું છે. સ્ત્રી માત્ર ધર્મને ચહાનારી હોય છે, તે દયાની પુતળી હોય છે, તે કરૂણાની પ્રતિમા હોય છે તે ગુણમાં મારી મા પણ ભૂષિત હતી. મારી મા આજકાળનો સુધરેલો ધર્મ માનતી નહોતી, તે આજકાળના જેવી સુધરેલા ઘરની સ્ત્રીના જેવી ધર્મ સંબંધી તકરાર કરનારી નહોતી, આજકાળના જેવી સુધરેલા ઘરની સ્ત્રીના જેવી ઉપરથી દંભ દેખાડનારી નહોતી. તે તો સરળ સ્વભાવની અંધ વિશ્વાસવાળી હતી. તેના ઉપાસ્ય દેવતા હિંદુઓના તેતરીસ કોટી દેવતા હતા. તે કોઈ વખતે મહાદેવને પૂજતી તો ઘડિકમાં રામચન્દ્રને તો કોઇ વખતે કૃષ્ણ, કોઇ વેળાએ હનુમાનને, તો કોઈ વખત ગણપતિને પૂજતી હતી. તે અર્થ શાસ્ત્રનાં દષ્ટાંતો આપીને ગરીબોને દાન આપવામાં સંકુચિત થતી નહોતી. પણ જે માંગતા તેને પોતાની શક્તિ પ્રમાણે આપતી. તે ખરૂં બોલનારી હતી. અસત્ય બોલવાની તેને રૂચિ નહોતી. તેને દરરોજનો એક રૂપીઓ ટોપી બનાવવામાં મળતો હતો. તે સંતોષી હતી. તે ઉદ્યમી હતી. પોતે ટટીક ટોપીની રસદ ઠટીને બધાને ઉરત કરતી. તેમાં શોભાનુભાવકતા હતી. તે શોભા શાથી વધે તેનો તે વિચાર કરતી:

સખીઓની જોડે હળીમળીને ચાલતી હતી. પડોશણ ફરતી નહોતી; આવી પવિત્ર સ્વભાવની મારી મા હતી, તેને લખતાં વાંચતાં આવડતું નહોતું.

---

## પ્રકરણ ૯ મું.

### ઉદ્યોગ શીખવાનો આરંભ.

મારી માતુશ્રીના મરણ પછી અમે બેઉ મામાને ત્યાં રહેવા લાગ્યા. તે વખતે મારી નાની મા હતી અને બે મામીઓ હતી. અમે નાના હોવાને લીધે તથા મામાને છોકરૂં છૈયું નહિ હોવાને લીધે તેમને અમારા ઉપર સ્વાભાવિક પ્રેમ થાય તેમાં નવાઈ નથી. મામીઓ અમને બહુ ચહાતી. મોટા મામાની સ્ત્રી બહુ વઢકણી હતી, તે પોતાના દિયેરની સાથે, સાસુની સાથે, તેમજ દેરાણી સાથે વઢતી હતી, પણ અમારી જોડે બહુજ સારી ચાલતી હતી. મામાને ઘેર ખુશીમાં રહેતા. મારા મામાઓએ અને મેં વિચાર કર્યો કે હવે કંઈ ધંધો શીખવો જોઇએ. માત્ર નિશાળમાં ભણ્યાથી કંઇ વળવાનું નથી એવો વિચાર કરીને મારા પિતાના દોસ્ત શેઠ ગોપાળજી બાપુભાઇના કારખાનામાં ઇજીનિયરીંગ કામ ઉપર હું શીખાઉ દાખલ થયો. ત્યાં રૂપારવાળા અમારા કારખાનામાં કામ લાવનાર દલાલ હતો, તે વખતો વખત અમને મળતો હતો તેને કહ્યાથી તેણે મને ખેતવાડીમાં લઈને રાખ્યો. ને કારખાનામાં અમારી ન્યાતના કેટલાક માણસો કામ કરતા હતા. તેઓ બધા મને ઓળખતા હતા તો બધા મને શીખવતા હતા લેથ ઉપર હું કામ શેઠ કોઈ વખત કરતો હતો તેમજ ડ્રિલમશીનપર પણ કરતો હતો. ધીરે ધીરે હું કામ કરવા લાગ્યો તે વેળાએ પગાર કંઇ મળતો નહોતો. સવારે આઠ વાગે જવું પડતું હતું અને સાંઝે પાંચ વાગે છુટી મળતી. રોજ હું સાડા સાત વાગે ખાઇને બારભાયાના મહોલ્લામાંથી ચાલતો ખેતવાડીના ગોળપીઠા તરફ જતો હતો તે ફક્ત શીખવાની ખાતર

* મારા પિતાશ્રી ઇજીનિયર હતા, તેથી મારામાં પણ મેકેનિક વિષય

માલ્સ કરવાની શક્તિ ઉત્પન્ન થઇ હતી. કારણ કે આજ કાળના વિદ્વાનોએ દષ્ટાંતોથી બતાવ્યું છે કે જેવા ગુણ હોય પિતા માતામાં હોય છે. તેવા ઘણું કરીને છોકરાંમાં ઉતરે છે. આ વાત ઘણે દરજ્જે ખરી છે. મારૂં મન મેકેનિક વિષય તરફ સહેજ વળ્યું, હું જલદીથી મેકેનિક સમજવા લાગ્યો. ગોરાબજી શાપુરજીના કારખાનામાં મારા વિના બીજા કેટલાક પારસીના છોકરાઓ શીખાઉ દાખલ હતા, તેમાં હું જલદીથી સમજવા લાગ્યો. મારા ન્યાતીલા પણ મને શીખવવા લાગ્યા, પણ જે મુસ્કેલ વિષય આંટા પાડવાના છે, તે તો કોઇએ શીખવ્યું નહિ. કારણ કે તેથી તો મોટા પગારો મળે છે. તે હિસાબની વસ્તુ છે. લેથની બાજુએ અમુક અમુક નબરના દાંતા વાળા ચક્રો લગાડયાથી જેટલા ઇચમાં આંટા પાડવા હોય તે પડે છે. આ વિશે કોઇએ મને કહ્યું નહિ જો કે હું શીખવનારના કહેવા પ્રમાણે "વ્હીલ" કાઢીને ગોઠવતો હતો પણ તે શા હિસાબથી ગોઠવવા તેનું જ્ઞાન નહોતું. પણ તેઓએ શીખવ્યુ નહિ અને વાત ઉડાવવા લાગ્યા. પછી મેં દૃઢ નિશ્ચય કરીને ઘરમાં આવીને સ્લેટ લીધી અને હિસાબ કરવા લાગ્યો. કેટલક મગજ ચલાવીને એક રીત કાઢી, તે રીત પ્રમાણે બીજે દહાડે જે શીખવનો હતો તેના કહેવાની પહેલાં મેં આંટાનાં ચક્રો કાઢયા. તે બોલ્યો, આ હિસાબ કોને શીખવ્યો, મે કહ્યું કોઇએ નહિ પણ મેં મારી પોતાની મેળે હિસાબ શોધી કાઢયો છે, આથી તે વધારે આશ્ચર્ય પામ્યો; પછી તે શીખવવા લાગ્યો

આટાના હિસાબ કરવા એ મુસ્કેલ છે અને બધા તે શીખવતા નથી, હું જે કારખાનામાં શીખવા જતો હતો, ત્યા કેટલાક પારસીના છોકરા શીખવા આવતા હતા, તેમાથી લગભગ કોઇને પણ આટાના હિસાબ આવડતા નહોતા અને તેઓ ઘણા મહિનાથી આવતા હતા, મને થોડા મહિનાનો આવેલો સમજીને તથા આટાના હિસાબ આવડતા જોઇને તેઓ મને કહેવા લાગ્યા કે મને આંટાના હિસાબ શીખવો. હુ તેઓને છૂટીની વેળાએ હિસાબ શીખાડવાનો યત્ન કરતો હતો પણ તેઓ સમજી શકતા નહોતા. એટલામાં મારે શીખવનાર આવી ચઢયો તેણે મને છોકરાઓને આંટાના.

હિસાબ સમજાવતો જોઇને પછી જ્યારે ઘંટ વાગ્યો, ત્યારે તેણે મને કહ્યું કે આમ કોઇને શીખવતો ના. એ લોકોને શીખાડવા નહિ આવું સાંભળીને હું બહુ દિલગીર થયો. તે પોતે છોકરાઓને શીખવતો નથી, અને બીજાને રોકે છે. પણ હું કોઇ કોઇ વખત પારસીઓના છોકરાને શીખવતો હતો. પણ તે સમજી શકતા નહોતા.

આવી રીતે હું કંઇક લેથનું કામ કરતાં શીખ્યો એટલામાં જી આઇ. પી રેલવેના વર્કશોપમાં શીખાઉ દાખલ રાખવાનું મારી ન્યાતના એક માણસે કહ્યું, ત્યાં ગયાથી પગાર અને વળી સારૂ શીખવાનું થશે એવું સમજીને ભાયખાલાના વર્કશોપમાં ગયો. ત્યાં જઇને ફોરમેનને કહ્યું તેણે તરત દાખલ કર્યો. આ વખતે મને પાંચ રૂપીઆનો મહિનો થયો ત્યાં મને પહેલા શેપીન્ગ મશીન ઉપર શીખાઉ દાખલ રાખ્યો. જે મને શીખવતો હતો તે પારસીનો છોકરો હતો. હું કંઇક શેપીન્ગ મશીનનું કામ શીખ્યો પછી સ્ક્રુ મશીનનું કામ કરવા લાગ્યો ત્યાર પછી નાના લેથ ઉપર કામ કરવા લાગ્યો.

હું જ્યારે રેલવેના કારખાનામાં જતો હતો, ત્યારે હું દરરોજ રાતે ભૂલેશ્વરના મંદિરમાં મહાદેવની આરતિ વખતે ત્યાં જતો હતો આરતિની વખતે હું મહાદેવની સ્તુતિ કરતો હતો હું મહાદેવ આગળ પ્રાર્થના કરતો કે મને સારો કર, ધન આપ મારો વિશ્વાસ હતો કે મહાદેવ બધું કરે છે તેની ઇચ્છા હોય તો ગરીબને તવંગર, તવંગર હોય તેને ગરીબ કરે છે તેજ જગતનો ઉત્પન્ન કર્તા છે મહાદેવની ભક્તિ હું એકાગ્રચિત્તથી ચઉદ પંદર વર્ષની ઉમ્મરમાં પોતાની મેળે કરતો હતો. કોઇએ મને આમ કરતાં શીખવ્યું નહોતું. મારા મામા મને કંઇ કહેતા નહોતા, પણ મામી મા બહુ ભક્તિવાન હતી, તે દરરોજ મહાદેવના દર્શને જતી હતી તેથી એ કે સ્વાભાવિક હો તે હું હાલ કહી શકતો નથી મને નાનપણથી ઇશ્વરના આસ્તિત્વના ઉપર વિશ્વાસ હતો તેમાં તો કંઇ સંદેહ નથી, અને તેની સ્તુતિ કરવાથી તે આપણા દોષ માફ કરીને સન્માર્ગે લઇ જશે તથા ધનદોલત આપશે.

હું રાતે ફરવા જતો મામા તથા મામી મા કંઇ પણ મને કહેતાં નહોતા હું મુકરર વખતે પાછો ઘેર આવતો હતો હું ભૂલેશ્વરના મંદિરમાં

જતો તથા ઓળખીતાઓને ત્યાં જઇને વાતો સાંભળતો. હું કોઈ વખતે મારી માસીને ત્યાં જતો તથા રસ્તામાં ફરતો હતો. તે વેળાએ ટ્રામવે થઇ નહોતી, બગી હતી. તેમાં હાંકનાર બેસનારની જોડે બેસતો હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

### વાંચવાનો તથા જ્ઞાન મેળવવાનો શોખ.

એ અરસામાં મામાને ત્યાં કરસનદાસ મૂળજીનો દેશાટન વિશે નિબંધ કે જે બુદ્ધિ વર્ધક સભામાં વચાયો હતો તેની છપાયલી એક પ્રત જૂના કાગળિયામાંથી મળી, તે મેં લઇને વાંચી. તે નિબંધ મને બહુ પસંદ પડ્યો, તેમા દેશાટન કર્યાંથી શા શા લાભ થાય છે તે બહું ખુબી ભેર જણાવ્યું છે. તે વાંચીને મને મુસાફરી કરવાની ઇચ્છા ઉદીપ્ત થઈ. ગમે તે રીતે મુસાફરી કરવી અને તેનો આનંદ લેવો. હું બાલ્યકાળથી મુંબઇમાંને મુંબઇમાં બહુ ફરતો તે મે પહેલા જણાવ્યુ છે. દેશાટનનો નિબંધ વાંચીને પછી બીજાં પુસ્તકો વાંચવાની હોસ થઇ. નિશાળની ચોપડીઓ વિના બીજું પહેલાં કંઈ વાંચ્યુ નહોતું અને કરશનદાસ મૂળજીનું પુસ્તક વાંચીને ઘણો આનંદ થયાથી બીજાં પુસ્તકો વાંચવાની ઇચ્છા ઉત્પન્ન થાય તેમાં નવાઈ નથી. એટલામા મારા માસા જે અંગ્રેજી કલાર્ક હતા તેના શેઠ ધનજીભાઇ ફરામજી પટેલ બહું વિદ્વાન હતા તેમણે કેટલીક ગુજરાતી ચોપડી મારા માસાને ભેટ આપી હતી. તે એક કબાટમાં રાખી હતી તે મારા જોવામાં આવી તેથી મારા મસીઆઇ ભાઇને કહીને તેમાંની એક એક ચોપડી વાચવા લાગ્યો જો કે તે બધી ચોપડીઓ પારસી લખનારાઓની હતી, તોપણ તેમાં જે જ્ઞાનના વિષયો આવતા હતા, તે હાલના કેટલાક શુદ્ધ ગુજરાતી લખનારની કલમથી બહાર પડતા નથી. પહેલા મે શેઠ ડોસાભાઈ ફરામજી કામાકાની ગ્રેટ બ્રિટનની મુસાફરી વાંચી, સાર પછી શેઠ નવરોજજી ફરદુનજીના વિદ્યાસાગર ચોપાની-

માંની બધી ફાઇલો વાંચી, પછી શેઠ સોરાબજી શાપુરજી બંગાલીના "જગત પરેમી" નામના ચોપાનીઆના બધા અંકો વાંચ્યા તેમાં જે જ્ઞાનના વિષયો આવ્યા છે તે હાલના કોઇ ચોપાનીઆમાં આવતા નથી એવું હું ખાતરીથી કહી શકુંછું. તેણે જે મને જ્ઞાન આપ્યું છે તે અકથ્ય છે. પછી એલફીન્સ્ટન કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ, ઇરાનની તવારીખ, કરસનદાસ કૃત યુરોપનો પ્રવાસ, જ્ઞાન પ્રકાશની ફાઇલો વગેરે આસરે મોટાં નાનાં ૨૦૦ પુસ્તકો વાંચ્યાં. તે વાંચવામાં હું બહુ એકાગ્રતા રાખતો, હું સવારે અને સાંઝે વાંચતો હતો, કારણ કે મારે ૭ વાગેથી ૪ વાગા સુધી કારખાનામાં કામ શીખવા જવું પડતું હતું. સાંઝના ૫॥ વાગાથી હું વાંચતો હતો, ધીરે ધીરે મારા ખાસાનાં પુસ્તકો ઓછાં થયાં.

તે અરસામાં ગોવિંદ મેરાઇ નામનો એક દરજી નવી ફેશનનાં કપડાં શીવતો હતો. તે વાંચવાનો શોખીન હતો. મુંબઇના પ્રખ્યાત વકીલો, અને જ્યુએરો તથા મોટા માણસોનાં કપડાં વેતરવાને માટે તેઓને ઘેર જતો આવતો હતો. અમારાં પણ કપડાં તેજ શીવતો હતો અને તે બારભાયાના મહોલ્લામાં એટલે મારા મામાની ઘરની પાસે રહેતો હતો તેથી હું કોઈ વખતે ઓરો ઝપડાનો તકાજો કરવા જતો હતો તો તે વાંચતો બેઠેલો તથા તેની આસપાસ ચોપડીઓ પડેલી જોતો, મને વાંચવાનો શોખ હતો તેથી હું તે ચોપડી લઇને વાંચતો. હું કોઈ કોઇ વખતે ચોપડી બે ત્રણ કલાક સુધી વાંચીને પછી ઘેર જતો. આવી રીતે વખતો વખત મેરાઇની દુકાને જઇને નવી નવી ચોપડીઓ વાંચતો ને ગોવિંદ મેરાઇને વાંચી સંભળાવીને હું જ્ઞાન મેળવતો. આવી રીતે ગોવિંદ દરજીની મારફતે ઘણાંક નવાં પુસ્તકો વાંચવા મળતાં હતાં. તેમજ બુદ્ધિપ્રકાશની બધી ફાઇલો, બુદ્ધિવર્દ્ધકના કેટલાક અંકો એકના પછી એક જોયાં.

મને વાંચવાનો બહુ શોખ લાગ્યો. કારખાનામાં પણ હું ચોપડી લઇ જઇને વાંચતો હતો. હવે મને વેચાતી ચોપડીઓ લઇને વાંચવાનો શોખ થયો. પાંચ રૂપીઆ મળતા હતા તે હું મારા મામાને આપતો નહેતો પણ

હું ગારી પાસે રાખતો હતો. તેની જુની ચોપડીઓની દુકાનેથી ચોપડીઓ વેચાતી લાવતો, તેમાં ઘણું કરીને સ્ત્રી બોધ, જ્ઞાન પ્રસારક, બુદ્ધિવર્દ્ધકના અંક વગેરે હતા. તે હું બહુ લક્ષ પૂર્વક વાંચતો એક વેળાએ જુની ચોપડીની દુકાનપર હિંદી ભાષામાં યુરોપનું વર્ણન મળ્યું. તે મેં ઘણી હોંસથી વાંચ્યું, તેમાં લંડનનું વર્ણન ઘણુંજ ઉત્તમ લખ્યું હતું. તેમજ કેટલીક મરાઠી ચોપડીઓ પણ વેચાતી લીધી હતી તે હું વાંચતો. મેમણોને અગાઉ પૈસા આપીને પુસ્તકો રાખવાને કહેતો અને ચાર પાંચ દહાડે આંટો મારતો હતો. આટલો નવાં પુસ્તકો વાંચવાનો શોખ હતો.

એ અરસામાં આર્ય મિત્ર નામનું અઠવાડિયાનું પત્ર રા. રા. જયશંકર સર્વેશંકર કાઢતા હતા, તે પત્ર મારા માના મામાને ત્યાં આવતું હતું, તે હું પહેલેથી છેલ્લે સુધી વાંચતો, તેમજ નર્મદાશંકરનો દાડિયો પણ વાંચતો. ત્યાર પછી રાસ્ત ગોફતાર વાંચવા લાગ્યો. એક પાસેના પીઠામાં રાસ્તગોફતાર આવતું હતું તે પીઠામાં જઇને વાંચતો અને પારસીને સંભળાવતો. વાંચવા સિવાય બીજું કાંઇ કામ પીઠામાં નહોતું

આવી રીતે ન્યુસપેપર, ચોપાનીયાં અને પુસ્તકો વાંચવાનો સપાટો ચાલ્યો હતો. આર્ય મિત્રમાં તથા રાસ્તમાં સભાની જાહેરખબર વાંચતો તેથી હવે સભામાં જવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તે વેળાએ મુંબાઇમાં રા. રા. ભાઇશંકર નાનાભાઇના ઉપરી હેઠલ સત્યશોધક સભા પાયધોણીના નાકા ઉપર સર મંગળદાસ નથુભાઇની કન્યાશાળામાં મળતી. હતી. તેમાં રોશની થતી, બહાર ગ્લાસની થાળી ટંગાવતા હતા તેમાં ભાઇશંકર, સવિતાનારાયણ, ગિરધરલાલ દયાળદાસ કોઠારે, નગીનદાસ તુલસીદાસ મારફતીયા, ગોકળદાસ કહાનદાસ પારેખ, રહેમતુલા મહમદ શામાની વગેરે ભાષણો આપતા હતા તથા તેના ઉપર તકરાર થતી. એ સભામાં હું જતો હતો. ત્યાંનાં ભાષણો લક્ષ પૂર્વક સાંભળતો હતો. બીજી સભા માંડવીપર ખોજા જનરલ મિટિંગ હતી તેમાં ખોજાઓ, હિંદુઓ, પારસીઓ ભાષણો આપતા હતા. ત્રીજી સભા ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી ધોબી તલાવ ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં ભરાતી હતી. તે સભામાં શેઠ કેખસરો, ડાક્ટર ધીરજરામ

દલપતરામ, નસરવાનજી કામા વગેરેના ભાષણો ઘણાંજ સારાં થતાં, તેમાં ચિત્રો દેખાડીને સમજાવતા ત્યારે ડાક્ટર ધીરજરામ શરીર સંબંધી ભાષણો આપતા, ત્યારે તે જે દર્શાવીને જ્ઞાન આપતા હતા તે બહુ સુંદર લાગતું, તેમજ ડાક્ટર ખોરી શરીર સંબંધી ભાષણો આપતા કાબરાજીએ લિવિંગસ્ટન ઉપર જે ભાષણ આપ્યું હતું તે સાંભળીને મને તેના જેવું થવાનું મન થયું કામાએ ભાષાની સરખામણી કરીને આર્યો એક હતા તેના ઉપર જે ભાષણો આપ્યા તેનાથી પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ ડાર્વિનના મત ઉપર એક ગૃહસ્થે ભાષણ આપ્યું તેમાં તેણે જણાવ્યું કે દરેક જીવની ઉત્પત્તિ થતી હાલમાં નવા જીવ થયા છે માણસ વાનરમાંથી થયું છે એ વિગેરેનું ભાષણ દૃષ્ટાંતો તથા ચિત્ર દેખાડીને બતાવ્યું તેમજ મોબેદ જીવણજી મોદીએ વગેરેથી, ગરમી ઈત્યાદિ જગતના ભૌતિક વિષય ઉપર ભાષણો આપ્યા, તેનાથી જગતની રચનાની કંઈક માહિતી મળી તેમજ એક પારસી ગૃહસ્થે ઝાડ પાનની શી રીતે વૃદ્ધિ થાય છે તેના અખતરાની સાથે કરેલું ભાષણ સાંભળ્યું આવી રીતે લગભગ બધી વિદ્યા વિગે ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી તરફથી ભાષણો થયા કરે છે પછી ચોથી સભા મરાઠી જ્ઞાન પ્રસારક મંડળી હતી, તેમાં પંડિત વિષ્ણુ શાસ્ત્રીએ સ્મૃતિ, તથા પ્રાચીન કાળમાં બ્હેનોની ચાલ, ડાક્ટરો જાત જાતના રોગો થવાનાં કારણો, અનુમાન વિગે જાત જાતના ભાષણો આપીને સાંભળનારના જ્ઞાનની વૃદ્ધિ કરતા હતા હું તે ભાષણ સાંભળવા જતો હતો હું મુંબઇની બધી સભામાં બરાબર વખતે જતો હતો. ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી ૫ વાગે ભરાતી હતી હું રોજ ૫ વાગે કારખાનામાંથી છૂટતો હતો. ઘેર આવતા વાર થતા પછી ખાઇને જતા વાર થતી તેથી હું કેટલીક વખતે સભામાં ભૂખ્યો જતો પછી આવતા ઘણી ભૂખ લાગતી, તેથી હું અડધો દહાડો કામ ઉપર જતો નહોતો. હું જલદીથી ખાઇને પછી સભામાં જતો.

હું મુંબઇની દરેક સભામાં જતો હતો, મારી પેઠે કેટલીક સભામાં [illegible] માધવરાવ નીલકંઠ નામનો એક પ્રતિષ્ઠિત દક્ષિણી સોની આવતો [illegible], તે મને દરેક સભામાં જોતો હતો. એક વખતે અમે આનપાને પૂછે

બેઠા. તેણે મને પૂછ્યું કે, "તમે બધી સભામાં જાઓછો હું તમને જોઉં છું. પણ બે સભામાં તમને જોતો નથી." મેં પૂછ્યું, "કેઇ?" ત્યારે તેમણે કહ્યું કે પ્રાર્થના સમાજ અને હરિચિંતક ભક્ત સમાજ. મેં પૂછ્યું તે કમાં છે પછી તેમણે પત્તો આપ્યો. અને પોતાનો પણ પત્તો આપ્યો. હું તેને ત્યાં ગયો. મારી જોડે વાતચીત થઇ. તેને ત્યાં રાસ્તગોફતાર, ઇંદુ પ્રકાશ સ્ત્રી બોધ, નૂરેએલમ, વિવિધ જ્ઞાન વિસ્તાર વગેરે પત્રો તથા ચોપાનીઆં આવતાં હતાં તેમજ કેટલાંક મરાઠી ગુજરાતી પુસ્તકો હતાં તે મેં જોયાં તેમણે કહ્યું કે વાંચવાં હોય તો લઇ જાઓ તે તેમાંથી મેં લીધાં પછી હું રવિવારે જ્યાં હાલમાં પ્રાર્થના સમાજછે ત્યાં એક ઝુંપડું હતું, ત્યાં પ્રાર્થના સમાજ ભરાતી હતી તેમાં ગયો, ત્યાં મેં પ્રાર્થના સાંભળી, તથા ભાષણ સાંભળ્યું તે ઘણું સારૂં હતું. ગુરૂવારે પાલવાના રસ્તા ઉપર હરિચિંતક ભક્ત સમાજમાં ગયો, ત્યાં હરિચંદ ચિંતામણનું ભાષણ હતું તે પણ સારૂં લાગ્યું, હું દર રવિવારે પ્રાર્થના સમાજમાં જવા લાગ્યો અને ગુરૂવારે હરિચિંતક ભક્ત સમાજમાં જવા લાગ્યો. આથી ધર્મ વિશ્વાસમાં જરા જરા ફરક પડવા માંડ્યો.

મારા ધર્મ સંબંધી વિશ્વાસમાં ફરક પડ્યો એટલે હું એકેશ્વરવાદી બન્યો. હું પ્રાર્થના સમાજના મોટા સભાસદોને ત્યાં જવા લાગ્યો. તેમાં મુખ્ય કરીને નારાયણ મહાદેવ પરમાનંદ, વાસુદેવ બાળાજી નવરંગે, હરિચંદ ચિંતામણ તથા સુધારાવાળા પંડિત વિષ્ણુ પરસરામ શાસ્ત્રી વગેરેને ત્યાં જતો આવતો હતો. તેમજ અમેરિકન મિશનના બાપુલ્લાના તલાવની પાસેના દેવળમાં જતો અને ત્યાંથી રેવરંડ વિષ્ણુ કરમરકરની ઓળખાણ થઇ, તે પોતાને ઘેર લઇ ગયો અને બીજા કેટલાક ખ્રિસ્તીઓની જોડે મોલાકાત થઈ ઘણાઓની સાથે ખ્રિસ્તી ધર્મ ઉપર વાદ વિવાદ કરતો, તેમાં બાઇબલ ઇશ્વિર કૃત નથી, બધા ઇશ્વરના પુત્ર છે, કંઈ ઈશુજ ઇશ્વિરનો પુત્ર નથી, પવિત્ર આત્મા, એ ફક્ત ઇશ્વિરનોજ છે ઇત્યાદિ દલીલો કરીને તકરાર કરતો. એક માણસ મને બાઇબલ સમજાવતો હતો હું દરરોજ મુકરર વખતે ત્યાં શીખવા જતો. આવી રીતે ધર્મ સબંધી, વિદ્યા સંબંધી વધારે શોખ

જીપન થયો. હવે કારખાનામાં જવાની ઈચ્છા રહી નહિ, કારણ કે સાંઝના છૂટથા પછી ઘણાઓને ત્યાં જઇ શકાતું નહોતું તેથી હું કોઇ સારી ચાકરી શોધવાની તજવીજ કરવા લાગ્યો. એટલામાં મારા ન્યાતીલાએ કહ્યું કે નાના કુલાબે એક જગા છે તે ત્રીસ રૂપીઆની છે તેથી હું ત્યાં ગયો, ગન ક્યા-રીસમાં જ્યાં-૯ વાગે જવાતું હતું અને ચાર વાગે છુટી મળતી હતી હું ત્યાં ગયો, તરત મને રાખ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### હુન્નર શીખવાના પ્રયત્ન.

હવે મારા જ્ઞાનની વૃદ્ધિ થવા માંડી જ્યારે હું ગનક્યારીસમાં તથા રેલવેના કારખાનામાં કામ કરતો હતો, ત્યારે મારા જ્ઞાનની વૃદ્ધિ થયાથી પ્રકટ કરવાની મને ઉત્કંઠા થઇ તે વેળાએ મને હુન્નરનું જ્ઞાન ફેલાવવાની બહુ ઈચ્છા થઈ. હું જે જાણતો હતો તે ગુજરાતી લખીને નૂરે-એલમ નામના ચોપાનીઆમાં અખતરા એ મથાળા નીચે કેટલાંક લખાણ આપવા લાગ્યો, મેં મારૂં છૂપું નામ " જગદારશી આર્ય " રાખ્યું. હું દર મહિને પ્રયોગ લખતો હતો. તે પ્રયોગમાં શી રીતે પીતળ, કાંશું બનાવવું, કાચ ગોળી બનાવવાની રીત, દાળમા તથા મટન મરચીમાં ઘણું મીઠું પડ્યું હોય તે કાઢવાની રીત, આગબત્તી, સરબતો બનાવવાની રીત,-આવા નાના નાના ટુચકા લખતો તે ટુચકા નૂરેએલમના અધિપતિ જહાંગીર બેહેરામજી મરઝબાન પોતાના ચોપાનીઆંમાં દાખલ કરતો. તેણે એક વખત મને મળવા કહ્યું હતું તેને ત્યાં હું ગયો હતો, તે મને જોઇને ખુશ થયો. અને અખતરા લખવાને કહ્યું તથા નૂરેએલમ મફત મોકલવાને કહ્યું.

તે અરસામાં કેટલીક શોધ કરીને પેટન્ટ લેવાની મને ઇચ્છા થઇ, તેને માટે હું પ્રયોગ કરતો. તે પ્રયોગમાં અઘોરીઆં જેવા દીવા અને પોતાની મેળે ચાલે એવા પંખાનો પેટન્ટ લેવાને હું મથતો, મેં પહેલાં

પાણીની ગતિથી પંખા ચાલે એવું કર્યું પણ તેમાં ફતેહ પામ્યો નહિ, પછી વજનથી ચાલે એવા કરવાનો પ્રયોગ કર્યો, તેમાં કંઇ વળ્યું નહિ. રૂપીઆ ખરાબ કર્યા, હું હઠયો નહિ.

જ્યારે હું રેલવેમાં તથા ગનકયારીસમાં કામ કરતો હતો, ત્યારે એક કારીગરનું ચોપાનીયુ કાઢવાનો મનસુબો કર્યો. તે વિચાર પાર પણ પાડવાને માટે કેટલાક અંકો લખી રાખ્યા. તે ચોપાનીઆનું નામ હુન્નર સાગર પાડયું હતું, તેમાં મેં શી રીતે વરાળ યંત્ર ચાલે છે, શી રીતે પીતળ બીડ વગેરે ઢાળવું, સાબુ બનાવવાની રીત, શાહી બનાવવાના નુસખા, અગરબતી, વગેરે હુન્નરની બાબત વિશે લખાણો લખ્યાં હતાં, તે અંકો હમણાં સુધી મારી પાસે હતા; પણ હાલમાં તે ક્યાં છે તેનો પત્તો લાગતો નથી. તેની પ્રસ્તાવનામાં મેં લખ્યું હતું કે છોકરાંને ઉદ્યોગની કેળવણી આપવાની બહુ જરૂર છે. માબાપોએ પોતાનાં છોકરાંને નાના ધંધા શીખવવા જોઇએ ઇત્યાદિ. એ ચોપાનીઉં મેં કાઢયું નહિ. કાઢયું હોત તો સારૂ થાત કે નહિ તે હું હાલ કહી શકતો નથી.

આવી રીતે હું પેટન્ટ લેવાની તજવીજમાં, હુન્નરનું ચોપાનીયું કાઢવામાં તથા નવું જ્ઞાન મેળવવામાં તત્પર હતો, તેવા વખતમાં મારે ૭ થી સાંઝના ચાર વાગ્યા સુધી એક કામમાં રોકાઇ રહેવું એ મને કેમ પસંદ પડે ? જો તે કામ મને રૂચતું હોત, તો હું ખુશીથી રહેત પણ તે મને રૂચતું નહોતું. મને નવા નવા ઉદ્યોગ કળા શીખવાની બહુ હોંસ હતી તેથી ગનકયારીસની ૩૦ રૂપીઆની ચાકરી છોડીને હું શહેરમાં ભટકવા લાગ્યો.

હું દરરોજ સવારના બા વાગે ખાઇને નીકળતો તે સાંઝે પાછો ૪ા વાગે આવીને ખાઇને તરત હું ભટકવા જતો, તે રાતના ૮ા–૯ વાગે આવીને સુઇ જતો. આવી રીતે હમેશાં બનતું.

મારી માની વખતે એક હોશિયાર ભણશાળીનો છોકરો જેનું નામ મોહનલાલ વિઠ્ઠલ હતો, તે મારી માની ટોપી વેચાતી લેવા આવતો હતો. અને કોઇ વેળાએ તે નહિ આવે, તો હું પોતે તેની દુકાને ટોપીઓ આપીને રૂપીઆ લાવતો. તેની જોડે મારે કઇક દોસ્તી થઈ. મોહનલાલ વિઠ્ઠલ ધ-

ઘી જાતના વેપારો કરતો હતો, ને માન કરતાં અફીણ મોટો હતો પણ તેની બોલવાની સફાઇ ઘણીજ સારી હતી, અને મીઠું બોલનાર હતો. પહેલાં મુંબઇમાં જુમા મસિદની સામે જ્યાં હાલમાં માંડવની કંપની છે ત્યાં મોટાં લીલામો થતાં હતાં. ને લીલામ વાળાઓએ પોલિસના કનસટેબલો, જમાનદારોને અને સિપાઇઓને બક્ષિસો આપીને તેઓને હાથ કરી લીધા હતા. લીલામવાળા કેટલાક માણસોને ચાકરીએ રાખીને એક મોટી આઠ દશ વારની બનાત કાઢીને બિડ મકાવતા. તેના નોકર વધતાં, પરદેશી તથા અજાણ્યા માણસો સઘળું સમજીને ઉભા રહેતા. ને વેળાએ લીલામખાનાના ચાકરો વધીને એક બે જાતના કપડાં લેતા, પેલો લીલામવાળો શિકાર આવેલો જોઇને તે ઝડપથી તથા મીઠું બોલીને આપતો હતો. તેથી અજાણ્યો માણસ ભોળવાઇને એકની બિડ વધારતો કે તરત તેને ગણુવાર કહીને આપતો. પછી તરત બધાને ઉપર એકાંતમાં થઇને પૈસા લેતેં વખતે તે કહેતો કે આ બનાતના ટકડાંની કિંમત વાર લેખે છે. બધાની ગણી પછી તેને વાર ભરીને ૪ રૂપીઆ લેખે પાંચ વાર હોય તો વીસ રૂપીઆ જોઇએ. તેમાંથી ચાર રૂપીઆ મજ્યા બીજા ૧૬ રૂપીઆ આપો. એવી રીતે તેના નોકરોની પાસેથી રૂપીઆ લેતો અને પેલા અજાણ્યાને બનાવતા. આથી પેલો માણસ રોઈ પડતો તથા પોલીસને બોલાવતો પણ પોલિસ હાથ કરેલી તેથી કઇ વળતું નહિ અને ઉલટો પેલો માર ખાઇને તથા રૂપીઆ આપીને જતો હતો. આ લિલામખાનામાં મોહનલાલ વિઠ્ઠલ પણ હતો. તેની બોલવાની સફાઇથી કેટલાક અજાણ્યા હેરત પામતા તે જો કે છોકરો હતો પણ બહુ ચમત્કારી હતો તેને ફક્ત ૮–૯ રૂપીઆનો પગાર મળતો હતો. તે બહુ ઠાઠમાં રહેતો હતો. અત્તર, કસબીકોર તથા રેશમીકોરનાં ધોતિયાં, રૂપાનાં બટન, ઘડિયાળ, અછોડા વગેરે રાખતો અને ઘેર ઘેર જઇને ટોપીઓ લાવીને બજારમાં વેચતો હતો તેને ઘણાં ઓળખીતા હતા. તેણે મારી જોડે અમીચંદ સુખડીઆના છોકરાની ઓળખાણ કરાવી. તે કંઇક વિદ્યા ઉપર રૂચિ ધરાવતા હતા તેની મારફતે બાપુશંકર નાનાભાઈ, અને રાવસાહેબ વસનજી ખીમજીનું ઓળખાણ થયું. તે વેળાએ બાપુશંકર નાના-

ભાઇ જાફરસન અને પેનને ત્યાં ક્લાર્ક હતા. પછી તે વકીલ થયા. ભાઈશંકર નાનાભાઇએ મુંબઇ સમાચારના માલેક મરનાર માણેકજીનું ઓળખાણ કરાવ્યું. હું બધાને ઘેર વખતો વખત જઇને જ્ઞાન મેળવતો હતો. અને શહેરમાં ભટકતો હતો દરરોજ રાતે મોહનલાલ વિઠ્ઠલને ત્યાં વાર્તા સાંભળવા જતો તેને ઘણીક વાર્તા આવડતી હતી. હું જલદીથી ખાઇ, તેને દુકાન ઉપરથી લઇને તેને ઘેર જતો પછી ખાતા ખાતાં વાર્તા તથા બેશીને વાર્તા કરતો પછી અમે બેઉ જણા ફરવા જતા.

હું નોકરી વગરનો ચારે બાજુએ વાંચવા, ભાષણ સાંભળવા, તથા મોટાઓની વાતચીત સાંભળીને જ્ઞાન મેળવવામાં લાગેલો હતો તેવા અરસામાં મોહનલાલના ફૂઇના સગાએ મને કહ્યું કે એક આડતિયાને ત્યાં નોકરી છે તે તું પકડ, સારી નોકરી છે. મેં કહ્યું ઠીક છે. એવું કહીને તેની પાસે ગયો. તેણે મને રાખ્યો, આડતિયાના કામમાં મદદ આપવી એ કામ હતું. તેની આડત દક્ષિણ તરફના મરાઠા વેપારીની હતી. લોઢું. ખારેક, ખજુર, કોપરા, ખાંડ વગેરે લઇને રેલવેપર ચઢાવીને રસિદ મોકલવી. પહેલાં મને લોઢાની વખાર ઉપર આડતિયો લઇ ગયો; ત્યાં લોઢાની જાતો સમજાવી. રીફાઇન અને પોળાદ, એક ઇંચ, બે ઇંચ વગેરેના પાટા બતાવ્યા. ગોળ શળિયા, પતગની જાત વગેરેનું જ્ઞાન આપ્યું. તે વેળાએ એક મરાઠો લેવા આવ્યો તેને બે ત્રણ દુકાન ઉપર લઇ જઇને માલ બતાવ્યો, તેમાથી તેણે પસંદ કર્યો. કિંમત પૂછીને ચોપડામાં સહી લઇને માલ ગાડીમાં નખાવીને બોરી બંદરના સ્ટેશન પર ચઢાવવા મને મોકલ્યો. ચઢાવીને હું રસિદ લાવ્યો; તે રસિદ આપીને રૂપીઆ લીધા. મુબઈના વેપારીની ચાલ જોઇ. મોટા વેપારીના માલમાં કંઇ વધતી ઓછી કિંમત હોતી નથી, જે બોલે છે તે લે છે. તેમાં ફરક કરતા નથી. તેથી લેનારને ઘણુ સારૂં પડે છે. હું પહેલાં આડતિયાની જોડે જતો હતો, તે માલ ખરીદે કે તરત ગાડી ભરાવીને સ્ટેશન ઉપર ચઢાવવાને તે મને મોકલતો, પછી ધીરે ધીરે હું પોતે માલ લેનાર વછિયાતને સાથે લઇને માલ પસંદ કરાવીને વેપારીના ચોપડામાં સહી કરાવીને ગાડી ભરીને બોરીબંદર ઉપર અમુક કાંટા ઉપર અમુક હ-

માલને સોંપવા કહેતો કે, તરત ગાડીવાન ત્યાં લઈ જતા, ને જણ જે જે લેવું હોય તે એ પ્રમાણે લઈને બારોબાર સ્ટેશનપર મોકલતો. બધું લીધા પછી હું જઈને રસિદ કઢાવીને ને કામ કોશલને સોંપીને આવતો,' આવી રીતે દરરોજ ૧૦૦૦—૧૫૦૦ કોઈ વખતે ૩૦૦૦ ૪૦૦૦ સુધીનો માલ લઈને ચઢાવતો હતો, મેં આવી રીતે કામ કર્યું મેં પગાર સુદ્ધાં માગ્યો નહિ. કારણ કે મને રૂપીઆ માગવાની બહુ શરમ લાગતી હતી. દિવાળીને દહાડે બે રૂપીઆ બોણીના વિના બીજું કંઇ લીધું નહિ આસરે ત્રણેક મહિના ચાકરી કરી પણ તે ચાકરી મને પસંદ પડી નહિ મેં તે પગાર લીધા વગર છોડી. ગોંસીપાણી વર્ગનું કંઈક જ્ઞાન મેળવ્યું; કાંઈ પૈસા મેળવ્યા નહિ. હવે હું પાછો ભટકવા લાગ્યો. છોકરાંઓ ત્યાં જઈને પુસ્તકો વાંચતો તથા ધર્મ સંબંધી તકરારો કરતો.

એટલામાં મોહનલાલ લીલામખાનું છોડીને ઘડિયાળીની દુકાનમાં ભાગ કરીને રહ્યો. હું વખતો વખત તેની દુકાનપર જતો હતો. એક ચાંદ કરીને હોશિયાર ઘડિયાળી હતો. તેનો બાપ સર જમશેદજી જીજીભાઈને ત્યાં હેડ કોચમેન હતો, તેને પેનશન મળતું હતું. તેનો દીકરો ચાંદ મીયાં બહુ હોશિયાર હતો. તેમાં નવી યોજના શોધી કાઢવાની શક્તિ હતી હું દરરોજ મોહનલાલ તથા ચાંદની દુકાનપર જવા લાગ્યો. મારી ઇચ્છા ઘડિયાળ દુરસ્ત કરવાનું શીખવાની થઇ, તે મેં મોહનલાલ તથા ચાંદને કહી, તેથી તેઓ ખુશી થઇને શીખવવા લાગ્યા. વગર પગારે દુકાનનું કામ કરવા દેવામાં કોણ ખુશી ન થાય ? હું દુકાનમાં મોટા ઘડિયાળો આવતા તે સાફ કરતો અને અને ગોઠવતો હતો. બરાબર ઘંટનો અવાજ થાય તેવું કરતો. હું ચાંદને કરતાં જોઇને શીખતો મોટા ઘડિયાળો શાથી ચાલે છે. તે મેં જોઇ લીધું, તેથી મોટા ઘડિયાળોમાં કંઈ ખોડ જોતો તો તરત સુધારીને ચલાવતો હતો. આથી ચાંદ મિયાં મારી ઉપર ખુશ રહેતા. મને પોતાને ઘેર લઈ ગયો. ત્યાં ચાંદનાં માબાપ બાઇ, અને ચાંદની બાઇડીની જોડે ઓળખાણ થઈ. ચાંદના ઘરના બધાં માણસો હજ કરીને આવ્યાં હતાં, તેથી તેના ઘરમાં પડદો હતો પણ મારી ઉમ્મર નાની હોવાથી મારો પડદો ના-

ખતા નહોતા હું તેમના ઘરમાં દરરોજ જતો હતો. આખા ઘરમાં હું ફરતો હતો, કહીં પણ મને રોકાણ નહોતી, ચાંદની સ્ત્રી ખૂબસુરત હતી. તેની પ્રકૃતિ સારી હતી, પણ ચાંદ મિયા બીજી બદસુરત રાંડોમાં ફરયા હતા, ચાંદે રાંડની જોડે ફોટો પડાવ્યો હતો તે મેં જોયો દુકાનમાં તે સાહેબ કોઇ કોઇ વખતે આવતા નહોતા અને મોહનલાલ ટોપી ઇત્યાદિના વેપારમાં મશગુલ હોવાથી તે પણ ક્વચિત્ પધારતા હતા. કોઇ કોઇ વખતે આખો દહાડો હું દુકાનમાં એકલો બેશી રહેતો અને જ્યારે થાકતો ત્યારે દુકાન બંધ કરીને ચાલ્યો જતો. મારા ઉપર મોહનલાલનો તેમજ ચાંદનો વિશ્વાસ હતો. બિચારી ચાંદભાઈની સ્ત્રી કોઈ કોઈ વખતે પોતાની દશા મને કહેતી તેથી હુ દિલગીર થતો તે બાઇ થોડા દિવસમાં મરી ગઇ.

હું ચાંદ ઘડિયાળીને ત્યાં શીખતો હતો તે વેળાએ એક રિપીટિંગ ઘડિયાળ સમુ કરવા આવ્યું હતું મેં રિપીટિંગ ઘડિયાળ પહેલું જોયું, તેમાં નાનો ઘંટ હોય છે, જેટલીવાર એક ચાવી દાબીએ તેટલીવાર તેમાથી જેટલા વાગ્યા હોય, તેટલા ટકોરા થાય છે. તે ઘડિયાળનો અંદરનો સામાન કેવો છે તે દેખાડવાને મેં ચાંદને કહ્યું, પણ ચાંદે મને દેખાડયો નહિ. કારણ કે એની સમા કરવાની મજુરી પદર રૂપીઆ લીધી હતી અને મુબઈમાં ત્રણ ચાર શિવાય આ કામ જાણનાર નહોતા. તે જો દેખાડે તો હું જાણી લઉં એવો તેનો ખ્યાલ હતો. કારણ કે ઘણીક વખતે તેણે મને નહિ દેખાડતા કેટલીક કારીગરીની વાત મે કહેલી હતી જેમ કે તારીખ વારના ઘડિયાળની બનાવટ, ચકરનાં દાતા પાડવાના સંચાની ખુબી ઇત્યાદિ તેથી મને તેની રચના દેખાડી નહિ, પણ હું છોડનાગે નહોતો, ઘેર ગયો, પછી સ્લેટ પેન લઇને આકાર પાડવા લાગ્યો, પાડતાં પાડતાં મેં તર્ક લગાડયો કે, આમ હોય તો જરૂર રિપીટિંગ ઘડિયાળ થાય. બીજે દિવસે ચાદ મિયાંને કહ્યું તેથી તે આશ્ચર્ય પામીને પછી તેને રિપીટિંગની રચના દેખાડી.

જ્યારે હું ચાંદની દુકાનપર હતો, ત્યારે દુકાનમા વિજળીની બેટરીથી ગીલીટનું કામ કોઇ કોઇ વખતે થતુ હતું તે પણ હુ થોડુક જાણવા પામ્યો હતો. ચાંદે આગગાડીનાં બે ઇન્જીન કરવાની ઇચ્છા કરી. તેમાં પણ હું

નામેલ હતો. આ રીતે ચાંદની તરફથી કેટલાક હુનરો પણ નમૂના પામ્યો હતો અને તેનો ઉપયોગ કોઇ પેટન્ટમાં લેવાની ઇચ્છા રાખી હતી, તેથીજ હું જુદા જુદા હુનરો શીખતો હતો એટલામાં ચાંદને જુનાગઢ રાજ્યમાં ચાકરી મળી, તેથી તેણે દુકાન કાઢી નાખીને ત્યાં જવાને તૈયાર થયો. મને પોતાની જોડે આવવાનું ઘણું કહ્યું પણ હું ગયો નહિ.

---

## પ્રકરણ ૧૨ મું.

### બે મિત્રોની કહાણી.

ચાંદે દુકાન કાઢી નાંખ્યાથી હવે મોહનલાલે પોતાના બાપનો વેપાર લાકડાં વેચવાનો પકડ્યો, હું વખતો વખત કરનાક બંદર ઉપર જઇને ત્યાં
તેની સાથે ગપ્પો મારતો તથા નાના નાના વહાણની મઝા જોતો. તેમજ ખાનગીની વાત સાંભળતો, ત્યાં પણ કેટલાક લાકડાંવાળા કુટુંબીઓની ઓળખાણ થઇ હું હંમેશ સાંજે મોહનલાલને ઘેર જતો અને તેની વાર્તા સાંભળતો, પછી અમે બેઉ જણા સેન્ગી નીકળીને ખેતવાડી તરફ ચાલતા ફરતા ફરતા જતા ખેતવાડીની પાસે સિધી ગલીના નાકા ઉપર એક ઘરમાં મોહનલાલ જતો હતો, ત્યા તેની ગમેલી એક સ્ત્રી રહેતી હતી. તેનું નામ સુંદરી હતી. તેની માએ કોઇને રાખીને ત્રણ કન્યાને જન્મ આપ્યો હતો તેમાંની વચલી છોકરીને એક વર્ણુ... જોડે પરણાવી હતી. તે વર્ણુ... પ્રાર્થના સમાજનો મેમ્બર છે. મોહનલાલની ગમેલી સ્ત્રી સાધારણ સ્ત્રી કરતાં કંઇક સુંદર હતી. તે જ્યારે અમારા ઘરની સામે રહેતી હતી, ત્યારે રૂપી વેચવાની લેવા તે ઘરમાં જતો હતો. તે તેર વર્ષની જુવાન છોકરી હતી, તે વખતે મોહનલાલનું મન તેની તરફ ખેંચાયું હતું મોહનલાલનું વય તે વખતે ૧૮–૧૯ વર્ષનું હતું ધીરે ધીરે તેની માને પૈસાની લાલચ આપીને તેને હાથ કરી તેને મેં પહેલી અવસ્થામાં જોઇ હતી કારણ કે તે મારા મામાના ઘરની સામે રહેતી હતી અને કોઇ વખતે મોહનલાલની

જોડે ટોપીઓ લેવા પણ હું ગયો હતો. પણ તે વેળાએ મોહનલાલની રાખેલી તરીકે હું જાણતો નહોતો. પછી જેમ જેમ મોહનલાલનો ગાઢો સંબંધ થયો, તે વેળા હું જાણવા પામ્યો કે સુંદરી તેની રખેલી સ્ત્રી છે. મેં મોહનલાલને સમજાવ્યું કે તમારે આવું કરવું નહિ જોઇએ. પણ તેણે કહ્યું કે તે કોઇની સ્ત્રી નથી, તેને બાપ નથી. માની ઇચ્છા મારી જોડે રાખવાની છે; તેમાં કંઇ દોષ હુ કરતો નથી. હું તેને સુખમાં રાખુ છું અને મરતા સુધી હું તેને સુખમાં રાખીશ ઇત્યાદિ વાતો કહી, જો કે કઇ કામે સર મને મોહનલાલે એક બે વખત સુંદરીને ત્યાં મોકલ્યો હતો, મેં તેની સામે તાકીને જોયું નહોતું કારણ કે હું સ્ત્રીઓના સામુ જોવામાં શરમ સમજતો હતો. મોહનલાલે પોતાનું વચન બરાબર પાળ્યુ. તેની બધી ખોટ તે પૂરી પાડતો. તેને છોકરાં થયાં, છોકરાંને ઉછેરવાને માટે આયા રાખી સુંદરી બહુ માંદી પડી ત્યારે તેને પોતાને ઘેર લાવીને તેની ચાકરી પોતે કરી અને પોતાની સ્ત્રીની મારફતે બરાબર કરાવી આવી મોહનલાલની સ્ત્રીએ મને વાત કરી હતી, તે સાંભળીને હું ખુશી થયો. સુંદરી મરી ગઈ પણ તેની યાદ હજી પણ મોહનલાલ કરે છે.

અમારા મામા ગામવાળા કહેવાય છે, કેમ કે તેઓ સોપારાના વતની છે. દર વર્ષે દરેક તડામાંથી ઉજાણી થાય છે, અમે દીવેચા કહેવાઇએ છીએ કારણ કે અમારા બાપ દાદા દીવના વતની હતા. તેઓની પણ ઉજાણી દર વર્ષે થાય છે અમે એક ઉજાણીમાં જઇએ છીએ. જ્યારે મારી ઉમ્મર તેર ચઉદ વર્ષની હતી, ત્યારે મામા અમને ગામવાળાની ઉજાણીમાં લઈ ગયા હતા તે ઉજાણી ભાગખાલાપર દાઉદ સાસુનના બંગલાની સામેના બંગલામા થઇ હતી. મોટા ઠાઠ માઠની સાથે ખાવાની તૈયારીઓ થઇ હતી રાતે કંચનીઓ ગાન તાન કરતી હતી. તથા નાચ રંગ કરતી હતી તે વેળાએ બધા મીજલસમાં બેઠા હતા. મેં પણ કેટલાક રાંડોના નાચ જોયા હતા. કારણ કે હિંદુઓ રાંડના નાચ જોવામાં પાપ સમજતા નથી લગ્ન પ્રસંગે ઘણું કરીને પૈસાદારને ત્યા કંચનીના નાચ થાય છે અને ત્યાં પંડિતથી લઇને મૂર્ખ સુધી આવે

છે. આવું હોવાથી સ્ત્રીઓ પણ આડમાં રાંડોના નાચ રંગ જુએ છે. છોકરાંને તો કંઇ જોવામાં હરકત સમજતાં નથી, જેટલાં ઉજાણીમાં ગયાં હતાં, તેના છોકરા ગાનતાન નાચરંગ સાંભળતાં જોતાં હતાં. કંચનીના હાવ ભાવ કેટલાકને સારા લાગતા અને કેટલાકને ખરાબ લાગતા, અજ્ઞાન છોકરાંને તો તેમાંનું કંઇ પણ સારૂં નરસું જણાતું નથી. ફક્ત નાચનારીનાં વાંકા ચૂકા હાથ, ગર ગર ફરવું તથા પગના ઝાંઝરનો અવાજ સાંભળીને ખુશ થાય તે પ્રમાણે મને જણાયું. પણ મારા મામાનો પડોશી જે જરા શ્રીમંતનો છોકરો હતો તે જરા મોટો હતો. તે કંચનીની આંખ તાકવાથી બેહાયો, તેના મનમાં શું નું શું થવા લાગ્યું. તેણે છૂપી રીતે કંચનીના ઘરનો પત્તો મેળવ્યો. બીજે દહાડે સાંઝના પેલો શ્રીમંતનો છોકરો મને કહેવા લાગ્યો, ચાલો આપણે ફરવા જઇએ. હું તેની જોડે કદી પણ પહેલાં ફરવા ગયો નહોતો. તેણે જ્યારે મોંએ ચઢીને કહ્યું, ત્યારે મેં વિચાર કર્યો કે કંઇ કામ નથી ચાલો; પછી હું બોલ્યો ચાલો, ચાલો, ત્યારે પેલો શ્રીમંતનો છોકરો સારા વાઘા પહેરીને તૈયાર થયો. મારો પોશાક પૂછો તો એક ધોતિયું, બદન અને તેના ઉપર એક લાંબો કરચલીદાર અંગરખો, પગમાં જોડાં મળે નહિ. હું શેઠની સાથે ચાલ્યો. ક્યાં ચાલ્યો ? ને તો હું કંઇ જાણતો નહોતો. શેઠના પુત્રે રસ્તામાં કહ્યું કે 'કાલે પેલી નાચનારી આવી હતી તેને ઘેર આવશો? ત્યાં જઇએ. મેં કહ્યું ઠીક છે, ચાલો, પછી તેણે છૂપી રીતે મેળવેલો રાંડનો પત્તો બતાવ્યો પછી અમે કાંદાવાડીમાં શેઠ વરજીવનદાસ ગાધવદાસના બંગલાની સામેના ઘરમાં ગયા, ત્યાં બે જણી સાક્ષાત્ પ્રતિમા જોઇ. તેઓએ માન પૂર્વક અમને આવકાર દીધો. પછી શેઠના પુત્રે તો-તડે ચાવાજે પ્રેમનો ઉભરો કાઢ્યો. પછી પાન ખાધાં. તે દિવસે તો જેમ ગયા હતા તેમ પાછા ઘેર આવ્યા. પછી તો આ મનુષ્ય દેહે ત્યાં પગજ મૂક્યો નહિ, કોણ જાણે તે શ્રીમંતના પુત્ર કેટલીવાર ગયા હશે ? બાપ મરી ગયાથી ઘણું ધન હાથમાં આવ્યું, બાપની કીર્તિથી સુંદર સ્ત્રી પરણ્યો. ઘણું ધન છતાં શેઠને - ચોરવાની ટેવ પડી. કેટલીક વખત તે શ્રીમંતનો છોકરો કેદખાનામાં પડ્યો! કંઇ પણ તેના બાપે ભણાવ્યો નહિ. હીરાની

વીંટી પહેરાવીને તેનો જન્મારો ખરાબ કર્યો. હાલ તે લંગડા અવસ્થામાં શરીરના હાડકાંના માળા જેવો એક કોટડીમાં પડી રહે છે. ધન્ય છે શેઠાઇને!



## પ્રકરણ ૧૩ મું.

### હું નાશી ગયો.

મેં પહેલાં લખ્યું છે કે મારા ત્રણ મામા છે. તેમાંનો વચલો મામો ગુમાસ્તી કરે છે. તે વધારે બોલનાર છે, તે બધાને તડને ફડ કહે એવો છે. કોઇની પણ પરવા ન રાખતાં પોતાના મનમાં જે કહેવાનું હોય છે તે કહી દેછે. અને તે બોલવામાં વિચાર કરતો નથી કે આ બોલવું તેને રૂચશે કે નહિ. આવો સ્વભાવ હોવાથી, હું ખાલી શહેરમાં ભટકતો ફરૂંછું, એક જગાએ નોકરી કરતો નથી, આજે ઘડિયાળી તો કાલે આડતિયાને ત્યાં કામ કરવું, પરમ દહાડે રેલવેમાં તથા ચોથે દહાડે ગનકમારીસમાં નોકરીએ રહેવું, આથી મારી ઉન્નતિ થનાર નથી અને તેથી ભટકવાની ટેવ પડે છે એવું સમજીને હરગોવન મામા વારંવાર બોલતા હતા. હું ચોપડીઓ વાંચવાનો શોખીન હતો, જ્યારે હું કોઈની ચોપડી ઘરમાં લાવીને વાંચતો અને મારા વચલા મામા મને વાંચતા જોતા કે તરત મને કહેતા કે "ચોપડી ચોપટ થયું, ચોપડી ચોપડી રાખ ચોપડી" મતલબ કે ચોપડી વાંચીને બધાનું નુકશાન થયું, ચોપડાથી ભીખારી થયા નોકરી કરતો નથી, એક જગાએ ઠરી ઠામ બેસતો નથી. ને આખો દહાડો ચોપડી વાંચ્યા કરે છે, તને કંઈ સુજતું નથી જો કે મારા મામાનું કહેવું કેટલુંક મારા હિતનું હતું, તેઓ મારી કમાઇ ઉપર બેઠાં નહોતા પણ મારી પાસે પૈસા થાય એવું તે ધારતા હતા. તેથી વચલા મામા આવું મને કહેતા, પણ દુનિયાનાં માણસો તેને ઉલટું સમજે છે તેથી મને ગુસ્સો ઉત્પન્ન થતો ઘણી વખતે આમ કહેવાથી બહુ ગુસ્સે થતો, હું ગુસ્સામાં ઘરમાંથી નીકળીને પુને ગયો. તે વેળાએ મારી પાસે કેટલાક રૂપીઆ હતા. તે રૂપીઆ જોડે લઇને હું પુને રેલવેમાં ગયો,

તે વેળાએ મારી ઉમ્મર આસરે ૧૪-૧૫ વર્ષની હતી હું પુનામાં પહોંચ્યો, ત્યાં મુંબઇના જેવી પુરી મળતી નહોતી હવે ખાવું શું ? મીઠાઇ ખાધી પણ તે ઘણી ખાંડવાળી હતી. જેમ તેમ થોડી ખાધી પછી બજારમાં ગયો, ત્યાં અંગુર દીઠાં, તે લીધાં અંગુર સારાં હતાં તે ખાધાં, વારંવાર ખાવા લાગ્યો. અને શહેરમાં ભટકવા લાગ્યો. શહેરનો દેખાવ કંઇક ઠીક હતો, પણ મુંબઇથી ઉતરતો હતો નાનાં નાનાં ઘરો દીઠાં, કોઇને માળ નહિ; માળ હતા તે ઘણા ઉંચા નહિ. રંગનારની દુકાનો મુંબઇના જેવી દીઠી, મીઠાઈ વાળા દક્ષિણી જોયા, જ્યાં જોઇએ ત્યાં ચકરી પાઘડી અને મનકી તરેહની લાલ, સફેદ જોવામાં આવતી. બાઇડીઓનાં માથાં ઉઘાડાં, કેટલીકના માથા ઉપર છેડો, કેટલીકને માથે ફૂલની વેણી, સુંદર ચોટલાની વેણી, તેમા સોનાનાં ફુલ. ઘણુંજ ચોખ્ખ ઘરોને રંગ જોવામાં આવતો. પુના શહેરમાં ફળ ફૂલની ખોટ નહોતી, જ્યાં જઇએ ત્યાં ફળ મળતાં હતાં એથી ગરીબે તેજ ખાધાં. જોતાં જોતાં સાંઝ પડી. હવે સુવાનું શોધવા લાગ્યો. એક પારસીની દુકાને ગયો, ત્યાં મેં નુરેએલમમાં ખબતરા લખુંછું એવી રીતે ઓળખાણ આપી. હું મુંબઇથી આવ્યોછું, મારે રાતે સુવાની જગા જોઇએ છીએ, કૃપા કરીને આપશો તો હું આભારી થઇશ. તેણે મહેરબાનીથી પોતાને ત્યાં સુવાનું કહ્યું. બહાર ખુરશી નાંખીને બેઠા, વાતો ચલાવી, વાતના પ્રસંગમા મને પૂછયું, તમે દારૂ પીધો છે. મેં કહ્યું નહિ. ત્યારે આજે શું ખાધું છે કે તમે છાકટા જેવા ડોળો છો ? મેં કહ્યું કે હું આખો દહાડો ફર્યા કરતો હતો અને રસ્તામાં અંગુર ખાતો હતો. તે સાંભળીને તેણે કહ્યું કે અંગુરથી આમ થાય છે. પછી રાતે સુતો. સવારના પહોરમાં ત્યાંથી નીકળીને પાછો શહેરમાં ભટકવા લાગ્યો બીજે દહાડે પાછો પેલા પારસીને ત્યાં રહ્યો પુનામાં જે જોવા જેવું હતું તે બધું જોયું. હવે રહેવાની ઇચ્છા થઇ નહિ. સ્ટેશનપર ગયો, પૈસા પૂરા નહોતા, તેથી લાનોલીની ટીકીટ લીધી. લાનોલી ઉતર્યો; ત્યાંથી ખારાગાર પનેવલની શડક ચાલી જતી, તે રસ્તે ચાલ્યો. મનમાં પનવેલ જવાનો વિચાર નહોતો, ક્યાં પણ ભટકવાનો વિચાર હતો તેથી હું તો તે રસ્તે ચાલ્યો આસરે ૧૬-૧૭ માઇલનો રસ્તો હતો સાંઝે હું પનવેલ

પુગ્યો. થાક્યો હતો. ત્યાં દરિયો હતો તે તરફ ગયો, ત્યાં કંઇ ખાવાનું ખાધું, એક તેલીને ત્યાં સુતો. પનવેલ એક નાનું ગામ છે. સાંઝે જે જોયું હતું તેના ઉપરથી નાનાં નાનાં એક માળાનાં ઘર તથા ઝુંપડાં સિવાય બીજું કંઇ જોયું નહિ, સવારમાં ઉઠયો, ત્યારે માલમ પડી કે મુંબઇ તરફ આગબોટ હમણાં હંકારશે, તેથી દરિયાની પાસે જઇને ટીકીટ લઇને આગબોટમાં બેઠો. આગબોટ ચાલવા લાગી. હું પહેલીજ વખત આગબોટમાં બેઠો હતો. જ્યારે મુંબઇમાં આવ્યો. આવીને મામાને ત્યાં ગયો. કોઇએ કંઇ કહ્યું નહિ. ત્યાં ખાધું.

પછી મોટા મામાએ તથા માની માએ સમજાવીને મને કહ્યું કે બે દહાડા તું કયાં ગયો હતો, અમે બહુ તારી ખોળ કરી પણ ક્યાંએ તારો પત્તો લાગ્યો નહિ. મેં ખરી વાત કહી. હરમામા બોલ્યાથી મને ગુસ્સો ચઢયો. હતો. તેથી હું પુને ભાગી ગયો હતો. પછી મને કોઈએ કંઇ કહ્યું નહિ. મારી માની મા કહેવા લાગી કે હવે તેને કહેવું નહિ, બિચારાનાં માબાપ નથી. મામા પણ કંઇ બોલ્યા નહિ હવે હું મારી ઇચ્છા પ્રમાણે મુંબઇમાં મોટા મોટાઓને ઘેર જવા લાગ્યો અને વાતચીત કરીને જ્ઞાનની વૃદ્ધિ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### જ્ઞાનની વૃદ્ધિના ઉપાય.

મે પહેલાં કહ્યું છે કે રા. રા માધવરાવ ત્રીંબકરાવને ઘેર હું વાંચવા જતો. તેણે એક ઓરડી વાંચવા માટે ભાડે રાખી હતી ત્યા હું દરરોજ બાર વાગે જતો. માધવરાવ ખાઇને ત્યા આવતો અને ન્યુસપેપર, ચોપાનીયાં વગેરે વાંચતો. હું ત્યાં દરરોજ ચોપાનીયાં, ચોપડીઓ વાંચતો. તેને ત્યાં ઘણાં ગુજરાતી મરાઠી પુસ્તકો, ચોપાનીઆં હતાં, તેને ત્યાં કલકત્તાનું હિંદુ પેટરિયટ તથા ઇડિયન મિરર નામનાં અઠવાડિયાંનાં પત્રો આવતાં હતાં, ને

અંગ્રેજી હોવાથી તેનું ભાષાન્તર કરીને સમજાવતા હતા, ઇંડિયન મિરર બ્રહ્મસમાજવાળા કેશવચંદ્રસેન કાઢતા હતા, તેમાં ધર્મ સંબંધી લખાણો આવતાં તેના ભાષાન્તરથી મને બ્રહ્મસમાજની બહુ માહિતી મળી. હિંદુ-પેટ્રિયટ એ રાજકીય વિષય ઉપર વખણાતું હતું તેના એડિટર કૃષ્ણદાસ પાલ હતા તેઓ પ્રખ્યાત બહુ હતા. બેઉ પત્રો ઘણાં આગળ પડતા હતા.

મારો ક્રમ પહેલાના જેવો ચાલતો હતો. હું દરરોજ સવારે ૭।। વાગે ઊઠીને ઘરમાંથી નીકળીને, કોઈ વખતે પાદરીને, ત્યાં તો કોઈ વેળા બીજા કોઈ વિદ્વાનને ત્યાં જતો હતો, કોઈ કોઈ વખતે પેલા મેઘજી ગોવિંદને ત્યાં વાંચવા જતો, ગોવિંદ મેઘજીને બહુ પુસ્તકોની માહિતી હતી, તેથી તેને ત્યાં જવાથી કંઇને કંઇ નવા પુસ્તકની ખબર મળતી તે તરત હું કોઇને ત્યાંથી લાવીને વાંચતો. એટલામાં વિદુર ખાડેકરની ઓળખાણ થઇ તેણે બંગાળી ભાષામાંથી ધર્મશિક્ષણ નામનું પુસ્તક કર્યું હતું તે પ્રાર્થના સમાજનો મેમ્બર હતો, તેને બંગાળી આવડતું હતું તેની જોડે બંગાળી ભાષા સંબંધી વાતચીત થઈ. તેણે જણાવ્યું કે બંગાળી ભાષામાં ઘણાંજ સારાં પુસ્તકો છે, તેનું ભાષાન્તર થાય તો લાભ થાય ને અગાઉ તેણે આદિશાસ્ત્ર અને ઈશ્વરજ્ઞાન નામનું બાબુ કેશવચંદ્ર સેનનું બંગાળી ભાષણનો મરાઠી તરજુમો બહાર પાડ્યો. તે મેં વાંચ્યો વાંચીને તેનું ભાષાન્તર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ તેનું મેં ભાષાન્તર પણ કર્યું હવે તેને સુધારીને છપાવવું જોઇએ, તે વિશે વિચાર કરવા લાગ્યો આ વાત ગોવિંદ મેઘજીને કહી. તેણે મને સલાહ આપી કે મુંબઈમાં ચીના બાગમાં મનસુખરામ સૂર્યરામ રહે છે તેને તે દેખાડીને છપાવવાની ગોઠવણ કરો તો ઠીક. તે ગુજરાતી સારું લખે છે, તે પ્રમાણે મેં મુંબઈમાંને મુકામમાં તેમને કાગળ લખ્યો કાગળના જણાવ્યું કે મેં એક આદિશાસ્ત્ર અને ઇશ્વરજ્ઞાનનું પુસ્તક મરાઠી ઉપરથી લખ્યું છે, તેને તપાસી આપશો તો મોટો આભારી થઇશ એ મારો પત્તો લખ્યો તેનો જવાબ મળ્યો કે તમે મને મળજો તે પ્રમાણે હું શેઠ મોરારજી ગોકળદાસની વાડીમાં ગયો, તેઓ તે વેળાએ બહારની નાની બંગલીમાં રહેતા હતા ત્યાં ગયો, પછી વાતચીત થઇ, પુસ્તક જોયું, તેણે જોઇને કહ્યું કે કોઇ

દક્ષિણી ગુજરાતી જાણનાર સુધારે તો ઠીક. તેણે રા. રા. ભાસ્કર હરિ ભાગવતને ત્યા લઇ જવા કહ્યું, અને મને વખતો વખત પોતાને ત્યાં આવવાનું કહ્યુ, ત્યારથી હું મનસુખરામને ત્યાં વખતો વખત જાઉંછું. અને તેમની તરફથી કેટલાંક પુસ્તકો વાચવાનો લાભ મળ્યો.

રા મનસુખરામના કહેવાથી હું રા રા ભાસ્કર હરિભાગવત જે સ્માલકાઝ કોર્ટના ઇન્ટરપ્રિટર હતા, અને પ્રાર્થના સમાજના સેક્રેટરી હતા, તેમને ત્યા ગયો. તેમને આદિશાસ્ત્ર અને ઇશ્વિર જ્ઞાનનુ પુસ્તક સુધારવાની વિનતિ કરી, તેઓએ ખુશીસાથે તે માન્ય કરી. ૭ સાત દહાડા સુધી મેં તેમની જોડે બેસીને આદિશાસ્ત્ર સુધરાવ્યુ હવે તે છપાવવાની ગોઠવણુમાં મંડયો, એટલામાં ગોવિદ મેરાઇએ કહ્યુ કે અમદાવાદમા રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ પ્રાર્થનાસમાજના નીમત મેમ્બર છે તેના ઉપર આ ચોપડી મોકલીને લખો કે આ પુસ્તક આપના ખર્ચથી બહાર પાડો તો મોટો ઉપકાર થશે તે પ્રમાણે મે સુધારેલી ચોપડીની સાથે કાગળ મોકલ્યો. તેનો ઉત્તર થોડા દિવસ પછી મોકલ્યો અને ચોપડી પાછી મળી, તેમા લખ્યુ હતુ કે તમે તે પુસ્તક છપાવો હુ તેની કેટલીક નકલો લઇશ આવો જવાબ આવ્યાથી હુ તે છપાવવાની તજવીજ કરવા લાગ્યો, એક બે છાપખાનામા ગયો ત્યાં ભાવ પૂછ્યા, અને બીજા મસ્તુ છાપે તેની તજવીજ કરતો હતો

ચોપડીયો વાચવાને માટે હુ કોઇ વખતે ગોવિદ દરજીને ત્યા જતો હતો, અને તેની તરફથી મને ઘણા પુસ્તકો મળતા હતા કારણ કે તે મુંબઇના વકીલો મોગ કામદારો તથા પૈસાદારના કપડા શીવતો હતો તેઓની પાસેથી માગીને પોતે વાચવા પુસ્તકો લાવતો હતો અને પોતે બેઠો બેઠો વાચતો હતો તથા હુ જાઉં તો તે કપડા વેતરતો અને સાભળતો હતો તેને કેટલાક કાઠિયાવાડી મિત્રો ત્યા મળવા આવતા હતા તેમાનો એક મિત્ર ગાગડના મહારાજના મામાનો કામદાર હતો તેને પુષ્કળ માહિતી હતી, અક્ષર બહુજ સારા લખતો, અને તે વ્રજ ભાષાની કવિતા પણ બનાવતો, અને કંઇક ઉર્દુ, સસ્કૃત વગેરે જાણતો હતો, તે બહુ માયાળુ હતો. તે દરરોજ એક વખત પણ ગોવિદ મેરાઇને ત્યા આવ્યા સિવાય રહેતો નહિ. તેની

જોડે ઓળખાણ થયું. તે પોતાની જોડે મને પોતાના ઓળખીતાને ત્યા લઇ જતો. સોની રામજી ભગવાન નામના પરજીઆ સોનીને ત્યાં તે મને લઇ ગયો, તે સોની પણ વિદ્યાનો શોખીન છે. તેનો નાનો ભાઈ હાલમાં રાવ સાહેબ કહાનજી અંગ્રેજી ભણતો હતો તે પછી હું તેમને ત્યાં વખતો વખત જતો હતો. તેની દુકાન પહેલાં સુતારચાલીના નાકા ઉપર ઘણીજ નાની હતી. પણ તેણે સત્યથી ધંધો કરવાનું શરૂ કર્યું, ઘણાક સોનીઓ રૂપુ સોનું ચોરીને તેમાં તાંબુ કથીળ ભેળવીને હલકુ કરીને ઘાટ બનાવી આપે છે પછી તેને વેચવા જતાં ઘણી ઓછી કિંમત આવે છે. આવું ન કરતાં વાજબી પગાર લઇને કામ કરવાનો રામજી ભગવાને આરંભ કર્યો. ઇશ્વર ખરાને નિરંતર સહાય થાય છે એ કહેવત બરાબર તેમને લાગુ પડે છે. ધીરે ધીરે તેની આંટ જામી, ધીરે ધીરે મોટી દુકાન થઇ; કમાઈ થઇ. મોટાં મોટાં ઘર બાંધ્યા. આજ તેની દુકાને સો માણસ કામ કરે છે. સતામેવજયતે. ગોવિંદ મેરાઇના મિત્ર પોતાના ઠાકોરની જોડે મારી ઓળખાણ કરાવી તેઓ થોડા વખતને માટે મુંબઇમાં મહાજન વાડીમાં ઉતર્યા હતા. પોતાની બહેનના મુકરદમાને માટે મુંબઇમાં બાદશાકર નાનાભાઇના શેઠ જાફરસન એંડ પેનને વકીલ કર્યા હતા તેની જોડે કંઈ મસલત કરવા આવ્યા હતા તે ઠાકોર વિદ્વાન હતા. તેઓ ફારશી, આરબી, સંસ્કૃત, ઉરદુ, અંગ્રેજી વગેરે જાણતા હતા. તેમજ હાથના નખથી ફૂલ કરી શકતા હતા. તેઓએ વાત કરતા કરતામાં કેટલાક ફૂલ કાગળ ઉપર નખથી પાડી દેખાડયા હતા. એ જોઇને હું આશ્ચર્ય પામ્યો. પછી બે ત્રણ વખતે મળ્યો તેની પાસેથી કેટલીક ચોપડીઓ વાંચવા લીધી.

મારા મિત્ર માધવરાવે મને કહ્યું કે ઇંડિયન મિરરમાં હિંદી ચોપડીની જાહેર ખબર આવે છે તે ચોપડીઓ બ્રહ્મસમાજને લગતી છે મેં તેનું ઠેકાણું તથા ચોપડીઓનાં નામ લખીને લાહોરની બ્રહ્મસમાજના સેક્રેટરીને કાગળ લખીને ચોપડીઓ મગાવી, તે મને બહુ પસંદ પડી. મેં બીજી કેટલીક મગાવી તેમાંથી કેટલીક આવી, કેટલીક આવી નહિ, તે વાંચવાની ઘણી ઇચ્છા થઇ પણ ત્યાં નહોતી.

મેં માધવરાવને ત્યાં જુનાં વિવિધ જ્ઞાન વિસ્તાર નામનાં ચોપાનીયાં વાંચ્યાં તેમાં બંગાળી ભાષા શીખવાનું સહેલું છે એવું વાંચ્યું તેના સ્વર અને વ્યંજન આપ્યા હતા તે જોયા હવે શીખવાનું મન થયું. તરત મનમાં આવ્યું કે વિઠ્ઠલ ખાંડેકરને ત્યાં બંગાળી શીખાશે. તરત તેને ત્યાં ગયો, તે બહાના કાઢવા લાગ્યો, શીખવ્યું નહિ, મારી ઇચ્છા બંગાળી ભાષા શીખવાની બહુ થઈ. હવે ઉપાય શો કરવો, તે વેળાએ એકદમ મનમાં આવ્યું કેબાઇબલ બધી ભાષામાંછે, તેમની મદદથી શીખાય એમ છે તરત બાઇબલ સોસાયટીમાં જઇને મેથ્યુના સમાચાર લીધા. પણ વંચાયું નહિ. ભાષા શીખ્યો નહિ.

---

## પ્રકરણ ૧૫ મું.

### મહાત્માઓ સાથે ઓળખાણ.

હું નિયમસર માધવરાવને ત્યાં જતો હતો, એક દહાડો માધવરાવે મને કહ્યું કે દયાનંદ સરસ્વતી નામના એક વિદ્વાન સ્વામી અહિં આવવાના છે. તેઓએ કલકત્તામાં ઘણાં સારાં સારાં ભાષણો આપ્યાં છે, તે મૂર્તિ પૂજાના વિરૂદ્ધમાં શાસ્ત્રોનાં પ્રમાણો બતાવીને સિદ્ધ કરે છે કે વેદમાં મૂર્તિપૂજા કરવાનું કહ્યું નથી. ચાલો, આપણે તેની તપાસ કાઢીએ. તે દહાડે તપાસ કરવા ગયા. સાંભળ્યું કે તેઓ વાલકેશ્વરમાં અમુકના બગલામાં ઉતર્યા છે. તરત અમે બેઉ વાલકેશ્વર ગયાં અને સ્વામીને મળ્યા. સ્વામીનો દેખાવ સહૃ હતો. મોં મોટું, માથું, મુછ, દાઢી બોડેલી, એક મોટું ભગવું પહેરણ પહેરેલું હતું. ગાદી તકીએ બેઠા હતા. આસપાસ પુસ્તકોનો ઢગલો પડ્યો હતો. સ્વામી દયાનંદ એકલા હતા, પાસે કોઇ નહોતુ. ત્યા જઇને પ્રણામ કર્યા પછી સ્વામીએ પૂછ્યું ક્યાં રહોછો ! કિયો ધર્મ માનોછો ? ઇત્યાદિ પૂછ્યુ, પછી માધવરાવે કહ્યું કે અમે ગીરગામમાં રહીએ છીએ અને બ્રહ્મસમાજ ધર્મ માનીએ છીએ. પછી ધર્મ સબંધી વાતચીત કરવા માંડી. કલકત્તાના કેશવચંદ્ર સેનની વાત કાઢી, તેણે કહ્યુ કે હું કેશવબાબુને ઓળખુછુ. તેઓનો

મત ઘણો સારો છે પણ તેઓ વેદો માનતા નથી વેદ ઈશ્વર કૃત નથી, એવું તેઓ માને છે ત્યારે મેં કહ્યું કે ઈશ્વર કંઈ પુસ્તક લખતો નથી જો લખે તો શાના ઉપર લખે? કાગળ કલમથી લખે, તો તે આમર થાય બધા ધર્મવાળા કહે કે આ પુસ્તક અમને ઈશ્વરે મોકલ્યું છે અને પુસ્તકોમાંના વિષયો એક બીજાની ઘણા વિરૂદ્ધ છે, તે તમે જાણોછો તો શી રીતે બધા પુસ્તકો એમજ ઈશ્વરથી લખાયા હોય? હું તે વેળાએ હિંદુસ્તાની ખ્રીસ્તી હતો વારવાર પાદરીઓની જોડે ધર્મ સંબંધી તકરાર કરતો હતો, મારા મિત્ર માધવરાવે પણ એવીજ તકરાર ઉઠાવી તેના જવાબમાં દયાનંદ સ્વામીએ કહ્યું કે તમારી વાત ખરી છે તમે જાણોછો એટલે વધારે વાત ધર્મ પુસ્તક વિશે કહેવાની નથી હું પણ તમારી પેઠે કોઈ પુસ્તક ઈશ્વરદત્ત નથી એવું માનું છું / પણ અજ્ઞાન હિંદુઓને ખરા ધર્મમાં લાવવા માટે, ઐક્ય કરવા માટે, વેદને ધર્મ પુસ્તક સિવાય ખરે રસ્તે લઈ જવા મુશ્કેલ છે બ્રાહ્મધર્મ એ સારો ધર્મ છે, તે શિખેલા માણસનો ધર્મ છે અજ્ઞાન લોકોને હળવે હળવે તે ધર્મમાં લાવવા જોઈએ હાલતો વેદને મુખ્ય કરીને પછી ધીરે ધીરે તેમને વેદ નહિ માનવાનું કહ્યાથી તે માનશે આવી રીતની કેટલીક ધર્મ સંબંધી વાતો થઈ પછી અમે ઉઠયા અમે એક બે દહાડાને આંતરે દયાનંદ સ્વામીની પાસે જતા હતા અને ધર્મ સંબંધી વિવાદ કરતા હતા લગભગ અમારા મતને તેઓ પુષ્ટિ આપતા હતા અમે જે વખતે જતા હતા, તે વખતે લોકો આવતા નહોતા ધીરે ધીરે કેટલાક સુધારાવાળાને ખબર પડી તેથી તેઓ આવવા લાગ્યા અને કેટલાક પહેલાના વૈષ્ણવ હતા પણ તેઓ વલ્લભાચાર્યના દુષ્ટ આચાર જાણીને વૈષ્ણવ ધર્મ તરફ અનાસ્થાવાળા થયા તેઓ દયાનંદની વાત ચીત સાંભળીને ખુશી થયા અને કેટલાક ભાટિયા ફ્રામજી કાવસજી ઈનસ્ટીટ્યુટમાં ભાષણ અપાવવાનો તેઓએ બંદોબસ્ત કર્યો તેમાં અમે પણ સામેલ હતા હું દયાનંદને પહેલ વહેલા ફ્રામજી કાવસજી હાલમાં વાલકેશ્વરથી લાવ્યો દયાનંદના ભાષણથી આખું મુંબઈ ગાજી ઉઠયું કોઈ કહેતા કે એ નાસ્તિક છે એ અંગ્રેજનો નોકર છે ઈસાઈ કરવા માટે મૂર્તિપૂજા નહિ કરવી

એવો ઉપદેશ આપે છે. સમજુ માણસો તેની પ્રશંસા કરવા લાગ્યા.

એ અરસામાં હું પણ મારી ઉન્નતિ કરવામાં રોકાયો હતો, દરરોજ કોઇને ને કોઇને ત્યાં જઇને જ્ઞાનની વૃદ્ધિ કરતો હતો. કોઇ વખતે પ્રાર્થના સમાજના મેમ્બરોને ત્યાં, તો કોઈ વખત ભાઈશંકરને ત્યાં, તો કોઈ વેળાએ મન.સુખરામને ત્યાં જઇને પુસ્તકો વગેરે લાવીને વાંચતો. એક વેળાએ વાસુદેવ બાબાજી નવરંગને ત્યાં સાંભળ્યું કે એક બાબુ આવ્યા છે તે બહુ વિદ્વાન્ છે, તેને મળવું જોઈએ. તે ધાર્મિક છે. પછી મેં તેનું ઠેકાણુ પૂછ્યું. તેઓએ ગોવાળીયા તળાવપર ગોકળદાસ તેજપાળે બોરડિંગ હાઉસ બનાવવા માટે જે મોટો બંગલો લીધો છે તેમાં રહેતા હતા, પછી હું બીજે દહાડે સવારે ખાઇ પીને ચાલ્યો. આઠેક વાગે હુ ત્યા પહોંચ્યો, હુ જેવી રીતે ગુજરાતી મરાઠીના ઘરમાં કોઇને પણ નહિ કહેતાં ઉપર ચાલ્યો જતો હતો, તેમ હુ દાદર ચઢીને ઓરડામાં ગયો ત્યાં જઇને જોયુ તો હુ આશ્ચર્ય પામ્યો, એક જુવાન છુટાવાળવાળી સ્ત્રી મને જોઇને એકદમ દોડતી નાશી ગઈ. આ જોઇને મને બહુ નવાઈ લાગી. શાથી તે જુવાન સ્ત્રી મને જોઇને દોડતી નાશી ગઇ, હુ શું ભૂત હતો કે રાક્ષસ હતો કે મને જોઇને તે નાશી ગઇ, હુ કંઈ અનુમાન કરી શક્યો નહિ મે જઇને પૂછયું બાબુજી ક્યાં છે તે વેળાએ એક ઠીંગણા, નાની મૂછવાળા, ગૌર વર્ણના, મોટા કાન વાળા, મોટા નાકવાળા તથા મોટી આંખવાળા બાબુ બારણા તરફ આવ્યા. તેઓએ હિંદુસ્તાની બોલીને કહ્યું કે આઈયે, હું ઓરડામાં ગયો, ઓરડામાં ખુરશી, કોચ, પુસ્તકનાં કબાટ હતાં. એક ટેબલ ઉપર કાગળ કલમ અને ખુરશી હતી તે ટેબલની પાસે એક ખુરશી હતી તેના ઉપર બેસવા કહ્યુ. હુ બેઠો હિંદીમાં મને ક્યાં રહો છો, શું કરોછો, શો ધર્મ માનો છો ઇત્યાદિ પ્રશ્ન પૂછ્યા, મે પણ હિંદીમાં જવાબ આપ્યો પછી ધર્મ સબંધી વાતચીત થઇ, હુ સવાલો પૂછતો. બાબુ તેના જવાબ આપતા, હુ પ્રાર્થના સમાજમા જાઉંછુ તે સાંભળીને તેઓએ કહ્યુ કે તમે વિષ્ણુ પરસરામ શાસ્ત્રીને, નારાયણ પરમાનંદને ઓળખો છો, મે કહ્યું હા, તેમણે કહ્યુ કે મને તેમને ત્યાં લઇ જશો ? મેં કહ્યું ખુશીથી. પછી અમે ચાલતા નીકળ્યા. પહેલાં અમે સર મંગળદાસ નથુભાઇના

મંગલાની પાસે ઇંદુ પ્રકાશના માલેક વિષ્ણુ પરશુરામ શાસ્ત્રીને ત્યાં ગયા. તેમને બાપુ મળ્યા. પછી વાતો થયા પછી મારી વાત શાસ્ત્રીજીએ કહી કે આ જુવાન છોકરો વખતો વખત મારે ત્યાં આવે છે. તે વિદ્યાનો શોખીન છે ઇત્યાદિ કહ્યું. પછી અમે નારાયણ મહાદેવ પરમાનંદને ત્યાં જવા નીકળ્યા. રસ્તામાં એક આંધળો ભીખ માગતો હતો બાપુએ ઉભો કરીને થેલીમાંથી બે આની કાઢીને આપી, આ જોઇને હું આશ્ચર્ય પામ્યો. મેં કોઇને બે આની આંધળાને આપતા જોયા નહોતા. એક પઈ કે ઘણુ તો એક દોઢિયું વધારે નહિ. મોટા પૈસાદારને પણ બે આની આપતા જોયા નહોતા પછી અમે નારાયણ મહાદેવને ત્યાં ગયા. ત્યાં બાપુએ વાતચીત કરી, પછી આખરે નારાયણરાવે મારી પ્રશંસા કરી. અમે ત્યાંથી રજા લઇને બાપુના ઘર તરફ જવા નીકળ્યા. રસ્તામાં બાપુએ પૂછયું કે તમને હિંદી વાંચતા આવડે છે. મેં કહ્યુ હા, આવડે છે. ત્યારે બાપુએ કહ્યું કે, કાલે તમે મારે ઘેર આવજો, હું તમને હિંદી ચોપડી આપીશ. પછી તેનું ઘર બતાવીને હું બીજી જગાએ ગયો.

પ્રાર્થનામાં સમાજમાં ગુજરાતી ભાષણ પણ થતાં હતાં. તે ભાષણ મોરલીધર નામના એક અમદાવાદી કરતા હતા થોડા દિવસમાં એક એક દોઢડીઆની ગુજરાતી અને મરાઠી સુબોધ પત્રિકા નીકળી. તે પ્રાર્થના સમાજ તરફથી નીકળી. તેમાં ધર્મ સંબંધી વિષય લખવામાં આવતા હતા. ગુજરાતીમાં મોરલીધર લખતા હતા. મને પ્રાર્થના સમાજમાં આવતો જોઇને મોરલીધરે મારી ઓળખાણ કરી તેમણે મને પોતાને ઘેર આવવા કહ્યું. તેમનુ ઘર તેલવાડીની સામે હતું. હું ત્યાં વખતો વખત જતો હતો. મને સુબોધ પત્રિકામાં લખવાનું કહ્યું, તે પ્રમાણે હું પણ તેમાં હિંદીપરથી ગુજરાતીમાં તથા કેટલુંક સ્વકલ્પિત લખતો હતો. ગુજરાતી સુબોધ પત્રિકામાં મારા ઘણા વિષયો આવેલા છે મેં તેની કોપી રાખી નહિ. હવે તે મળતી નથી.

હું સમાજનાં મરાઠી પુસ્તકો વાંચતો હતો; તેમજ હિંદી વગેરે મે સાહિત્યો મંગાવ્યાં હતાં તે પણ જોતો હતો. તેમજ આમેદમાં સુંદર ઉપદેશ અને સાધવરાવ ભાષાન્તર કરીને સમજાવતા હતા. મરાઠી ધર્મ વિવે-

ચ

ચન નામનું પુસ્તક મને બહુ ગમ્યું. તેનું ભાષાન્તર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, તે પુસ્તકમાં કર્તાનું નામ જગદાસી આર્ય છે. પણ તેનું ખરૂં નામ દાદોબા પાંડુરંગ છે. તે બહુ શ્રુત હતા અને તે ૮૦-૮૫મે વર્ષે ગુજર્યા. તેમને હું મળ્યો હતો, બહુ વૃદ્ધ હતા તેના પુસ્તકનું ગુજરાતીમાં પછીથી ભાષાન્તર રાવબહાદુર ભોળાનાથ સારાભાઇએ કર્યું છે. તે બહુ સારૂં છે.

આ અરસામાં હું વ્હેમ તથા ન્યાત જાતને નહિ માનનારો થયો. મારા મનમાં પહેલા એ આવ્યું કે ઈશ્વરે બધા માણસોને સરખા બનાવ્યા છે બ્રાહ્મણને કંઇ વધારે અવયવવાળો તથા અમુક રંગનો કર્યો નથી, તેમ મુસ-સમાનને અથવા અંગ્રેજને કોઇ અમુક ગુણવાળો કરીને ઉત્પન્ન કર્યો નથી. બધાને એક સરખા બનાવ્યા છે, તો બ્રાહ્મણ, પેલો ક્ષત્રિ, પેલો વાણીઓ, આના હાથનું ખાવું નહિ, પેલાના હાથનું ખાવું વગેરે કહેવાનું કારણ શું ? આ વિચાર આવ્યાથી મને સહજ કલ્પના થઇ અને મેં માની લીધું કે જાત ખાત કંઈ નથી. એ તો અમસ્તા ફાંફાં છે. આથી હું નાતની પરવા રાખતો નહિ. મારી ન્યાતના પુષ્કળ માણસો પારસીના પીઠામાંથી ભંડારીઓના હાથનું મટન, કલેજી, લીલવા વગેરે ખાય છે. એ મેં ઘણી વખતે જોયુ હતું તેથી આ સેવક તો નિરંકુશ થઇને હવે મનમાં આવે તેનુ ખાવાને ચૂકતો નહિ. ન્યાતનો તફાવત મારા મનથી ચાલ્યો ગયો હું સુધારાનો સાથી થયો. પણ આજ કાલના ડોળઘાલુ સુધારકોના જેવો નહોતો. હું છડે છોક ખાતો હતો.

હું દર રવિવારે નિયમિત વખતે પ્રાર્થના સમાજમાં જતો હતો. જ્યારે કોઇ બાબુ ઉપદેશ કરવા કલકતેથી આવતા, ત્યારે હું તેને મળીને ધર્મ જ્ઞાન મેળવતો હતો કોઇને આવતો જાણીને હું તેને મળવા જતો એક વખતે કલકતાથી બાબુ પ્રતાપ ચંદ્ર મજમુનદાર મુંબઇમા આવ્યા તે ડાકટર આત્યારામ પાડુરંગને ત્યાં ઉતર્યા હતા હું તેને મળવા ગયો. ઘણીક ધર્મ સબંધી હિંદીમા વાત ચીત થઈ તેના ઉપદેશ મને સારા લાગ્યા તેનુ બોલવું ઘણું ગંભીર તથા મોટુ હતું તેની પ્રાર્થના મને બહુ સુંદર જણાતી તેમણે અંગ્રેજીમાં કેટલાક વ્યાખ્યાનો આપ્યાં હતાં પણ હું તે સમજવા

પામ્યો નહિ કારણ કે હું અંગ્રેજી ઘણુંજ થોડું જાણતો હતો. પ્રતાપ બાબુએ પ્રાર્થના સમાજ મંદિરનો પાયો નાખ્યો. ત્યાર પહેલાં પ્રાર્થના સમાજ સામેની વાડીમાં ભરાતી હતી.

બીજી વારે બાબુ મહેન્દ્રનાથ બોસ નામના બાબુ આવ્યા, તે પણ આત્મારામને ત્યાં ઉતર્યા હતા. હું તેમને મળ્યો. ઘણી વાતો કરી. તે વાતચીત મેં ગુજરાતી સુબોધ પત્રિકામાં છપાવી છે. તે પણ સારા વકતા હતા.

પ્રાર્થના સમાજનું મંદિર ઉઘડ્યું, તે વેળાનો ઠાઠ બહુ હતો. તેમાં પુષ્કળ માણસો આવ્યા હતાં, તેમાં હું પણ હતો, ત્યાં ઘણીક સ્ત્રીઓ પણ આવી હતી. તેમાં ડાક્ટર ભંડારકરે ભાષણ આપ્યું અને મહાદેવ ગોવિંદ રાનાડેએ અંગ્રેજીમાં ભાષણ આપ્યું. તેમાં પણ પુષ્કળ માણસો આવ્યા હતા. રોશની પણ સુંદર થઈ હતી.

હું બીજે દહાડે બાબુને ત્યાં ગયો, તે વેળાએ મેં જે લાહોરથી હિંદી ચોપડીઓ મંગાવી હતી, તે સાથે બાબુને ત્યાં લઈ ગયો. બાબુને મેં કહ્યું કે આ હિંદી ચોપડીઓ મેં લાહોરથી મંગાવી હતી, તે બાબુએ જોઈને તરત કહ્યું કે આ મારી લખેલી ચોપડીઓ છે. પછી મેં વિવાહ પદ્ધતિ ઉપનયન પદ્ધતિ, આચારદર્શ વગેરે ચોપડી માંગી. તરત તેમણે એક છોકરાને બોલાવીને તે પુસ્તકો મગાવ્યા, અને તેની જોડે બીજાં પુસ્તકો પણ મગાવ્યાં. તે પુસ્તકોની કિંમત મેં પૂછી, બાબુએ કહ્યું કે એની કિંમત કંઇ નહિ. તમને તે ભેટ આપુંછું મેં કહ્યું એના પૈસા લ્યો, નહિ લ્યો, તો મારે તેની જરૂર નથી, બાબુએ બહુ આગ્રહ કર્યો કે એ ચોપડીઓ તમને ભેટ આપુંછું તે લ્યો, મેં લાચારીથી તે પુસ્તકો લીધાં. પછી બીજી વાતચીત થઇ. પછી મેં પૂછ્યું કે હાલે હું અહિં આવ્યો હતો, ત્યારે એક છુટા વાળવાળી સ્ત્રી મને જોઇને નાશી ગઇ, તે શાથી નાઠી ! હું તો ઘણા માણસોને ત્યાં જાઉંછું પણ કોઇ મને જોઇને ડરતા નથી. હું શું જનાવર છું ? આવું મેં કહ્યું, ત્યારે બાબુએ ઓરડામાં જઇને પેલી છૂટા વાળવાળી સ્ત્રીને મારી પાસે લાવ્યા અને કહ્યું કે એ મારી સ્ત્રી છે. એમ કરીને એક ખુરશી ઉપર બેસાડી. તેમનો મેં જરા ચહેરો જોયો.

તે ચહેરો બહુજ ખૂબસુરત હતો. જરા જોઇને મેં શરમાઇને નીચું ઘાલ્યું. તે સ્ત્રી કંઈ બોલી નહિ. થોડીવાર પછી તે જતી રહી. પછી બાબુને હું વાને વળગ્યા. તેમાં બાબુએ ધર્મ સંબંધી વાતો કરી. તે પોને યજુર્વેદનું ભાષાંતર કરતા હતા તેનાંથી થોડુંક સંભળાવ્યું. મે ત્યાં પડેલાં બંગાળી પુસ્તકો જોયાં, બાબુએ કહ્યું કે એ બંગાળી પુસ્તકો છે. મેં કહ્યુ કે હું જાણુંછું. મારે તે શીખવાનું મન છે. પણ કોઈ શીખવનાર નથી. મને ક, ખ, ઓળખતાં આવડે છે તે શીખવા માટે મેં બાઇબલ વેચાતું લીધુ, પણ તે વાચતાં આવડતું નથી. તમારી પાસે પહેલી ચોપડી હોય તો આપો. આથી બાબુએ આશ્ચર્ય પામીને મને કહ્યુ, હાવે પહેલી ચોપડી શોધી કાઢીશ અને શીખવીશ કાલે આવજો. પછી હું બીજે દહાડે પાછો બાબુને ત્યાં ગયો. બીજે દહાડે મેં બાબુનુ નામ નવીનચંદ્ર રાય જાણ્યુ.

---

## પ્રકરણ ૧૬ મું.

### બંગાળી શીખવવાનો આરંભ.

હવે હું દરરોજ બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં બંગાળી શીખવવા માટે ૮ વાગે જતો હતો. બાબુની જોડે વાતચીત કર્યા પછી ૧૦ વાગે બાબુ જમવા જતા, જમવાને મને બહુ આગ્રહ કરતા. તેની સ્ત્રી પણ રાંધનારની જોડે જમવાનુ કહેવડાવતી હતી પણ હું જમવા જતો નહિ. હું હમેશાં કહેતો કે "મે ખા કે આયા હું, મુઝકો ખાના નહિ હૈ." દરરોજ ખાવાનો આગ્રહ થતો, તેમાં રસોઇયો શેઠાણીના હુકમ પ્રમાણે મારી પાસે આવીને, કહેતો હતો, માઝી ખાનેકો બુલાતે હે ચલીએ ખાનેકો. હું તેના જવાબમાં કહેતો કે મે ખા કે આયાહુ અબ ખાના નહિ હૈ. આવી રીતે રોજરોજ ખાવાનો આગ્રહ થતો. હું ખાતો નહોતો. કારણ કે મે મનમાં પકુ કરી રાખ્યુ હતું કે કોઇની પાસે પૈસા લેવાનો તથા કોઇને ત્યાં ખાવાનુ રાખવુ નહિ તેથી ભાવમાં ફેર પડે છે. આવો વિચાર શાથી થયો તે મને હમણાં

સાંભરતું નથી. આ વિચાર પ્રમાણે હું લાંબી મુદત થયાં ચાલ્યો છું બાબુ બાઇને ગયા પછી મહેન્દ્રનાથ ચટરજી નામનો એક મારી જેટલી ઉમ્મરનો બંગાળી છોકરો મને બંગાળી શીખવતો હતો. બાબુના ઘરમાં બે છોકરાઓ હતા તેની ઉમ્મર લગભગ બાર જેટલી હતી. તેમાંનો જરા મોટો છોકરો જેનું નામ મધુસુદન સરકાર હતું. તે મને ભણાવતો નહોતો. બાબુ ઓફિસમાં ગયા પછી એક ઓરડો બંધ કરીને તે મોટો છોકરો ક્યાં જતો રહેતો તે હું અનુમાન કરી શક્યો નહિ ધીરે ધીરે હું બાબુના સુવાના ઓરડા તરફ ગયો, ત્યાં બંગાળી ચોપડીઓ બહુ પડી હતી. ત્યાં પુરથી પત્રિકા વગેરે, હતાં મેં કદાચ અનુમાન કર્યું કે કદાચ તે અહિં બેસી ચોપડીઓ વાંચતો હશે. મેં સાત આઠ દહાડામાં બંગાળી પહેલી ચોપડી પુરી કરી. હું કંઇ સમજવા લાગ્યો. પછી હું ધીરે ધીરે પ્રતિધ્વનિ નામનું બંગાળી ન્યુસપેપર વાંચવા લાગ્યો, પણ તેમાંથી અડધો ભાગ સમજવા લાગ્યો, કેટલાક સંસ્કૃત શબ્દો આવડતા નહોતા તે બાબુથી સમજી લીધા. હવે હું થોડો ભાગ સમજવા લાગ્યો, બાબુ નવીનચંદ્ર રાય જ્યાં રહેતા હતા ત્યાંજ ગોડ માધવદાસ રઘુનાથદાસ તથા ધનકોર બાઇ રહેતાં હતાં તેમની જોડે અહિં પહેલાં ઓળખાણ થઇ. તેઓએ પુનર્લગ્ન કર્યાં હતાં.

બાબુ ગોવાલિયા તળાવની પાસેના બંગલામાં રહેતા હતા, ત્યાં બાપ વગેરે વારે ઘડિયે નીકળવાથી તે ઘર ખાલી કરીને બાયખાલે ટ્રામવે કંપનીની પાસે અને નવી જેલની સામે કેટલાક બંગલા છે ત્યાં રહેવા ગયા. ત્યાં પણ હું દરરોજ જતો હતો અને ત્યાં ન આવાની પહેલાની હઠ મારી કાયમ હતી. હું કોઇ કોઇ વખતે બાબુ, તેની સ્ત્રી અને છોકરાંની સાથે ફરવા જતો હતો. દિવાળીપર દક્ષિણી મિત્રોની તરફથી બાબુ નવીનચંદ્ર રાયને કેટલીક મીઠાઇ ભેટ આવી હતી તે વખતે હું ત્યાં બેઠેલો હતો. મને બાબુએ તે મીઠાઇનાં નામ પુછ્યાં. મેં તેનાં નામ કહ્યાં, પછી બાબુએ કહ્યું કે આમાંથી તમે કંઇ ખાઓ મેં ખાધું નહિ ઘણું સમજાવ્યું પણ મેં કંઈ પણ લીધું નહિ.

થોડા દિવસ બાદ બાબુ પ્રતાપચંદ્ર મજમુનદાર અને પ્રતિધ્વનિના

અધિપતિ નગેન્દ્રનાથ ચટરજી નામના બે બંગાળી ગૃહસ્થો બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં પરોણા આવ્યા. તેમાંથી હું પ્રતાપબાબુને પહેલાં ઓળખતો હતો. તેઓ મુંબઇમાં ત્રણ વખત આવ્યા હતા અને પ્રાર્થના સમાજમાં ભાષણો આપ્યાં હતાં, તેનાં ભાષણો મને બહુ પસંદ પડયાં હતાં પ્રતાપ બાબુએ તો મુંબઇ સારી પેઠે જોયું હતું પણ નગેન્દ્ર બાબુએ મુદલે જોયું નહોતું, તેથી મને દેખાડવા માટે બાબુએ કહ્યું. હું તેમને લઇને મુંબઇમાં કંઇક ફર્યો. નગેન્દ્ર બાબુ રસ્તામાં ઉઘાડે માથે ચાલતા હતા. તેથી લોકો આશ્ચર્ય પામતા હતા કારણ કે મુંબઇમાં બંગાળી જવલેજ આવતા; અને મરાઠી ગુજરાતી લોક તો ઘણુ બને ત્યારેજ ઉઘાડે માથે જાય. અને જો જાય છે તે કંઇ કોટ, મોજા, બુટ વગેરે પહેરીને જતા નથી. બીજે દિવસે હું પાછો બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં ગયો ત્યારે ખબર મળ્યા કે નગેન્દ્ર બાબુને પોલીસે ગાંડા તરીકે પકડયો હતો, પછી તેણે સમજાવ્યું ત્યારે તે છૂટો થયો. પ્રતાપ બાબુની જોડે ધર્મ સંબંધી વાતો મારે થઇ તેની જોડે બહુ સહવાસ થયો, તેમજ નગેન્દ્ર બાબુની જોડે પણ વાતચીત થઇ. પછી તેઓ થોડાક દિવસ રહીને મુંબઇથી ગયા. મુંબઇમાં બેઉએ કેટલાંક ભાષણો આપ્યાં હતાં, નગેન્દ્રનાં ભાષણો અંગ્રેજીમા હતાં અને બાબુ પ્રતાપના અંગ્રેજી અને હિંદીમાં હતાં.

---

## પ્રકરણ ૧૭ મું.

### આર્ય સમાજમાં નોકરી તથા અલહાબાદ તરફ પ્રયાણ.

માધવરાવ અને હું વખતો વખત સ્વામી દયાનંદ સરસ્વતીને ત્યાં ધર્મ સંબંધી તકરારો કરતા, તેમજ ધર્મ સંબંધી જ્ઞાન ઉપાર્જન કરવા જતા હતા. ધીરે ધીરે દયાનંદને મળવા માટે બહુ માણસો આવવા લાગ્યાં. ધીરે ધીરે દયાનંદનાં ભાષણોનો ઝેક ચાલ્યો. તેમના મતને અનુસરતા માણસોએ આર્ય સમાજ સ્થાપી. પ્રાર્થના સમાજ મંદિર થતાં પહેલાં જ્યાં

પ્રાર્થના સમાજ ભરાતી હતી એટલે જ્યાં હાલમાં પ્રાર્થના સમાજ છે તેની સામેની વાડીમાં એક હોલમાં આર્ય સમાજ ભરાવવા લાગી દયાનંદ ભાષણો આપવા લાગ્યા. લોકોની ઠઠ બહુ જામતી. આર્ય સમાજ એ હિંદુઓની ધર્મ સબંધી સારી સ્થિતિ થવાનાં ચિહ્ન જોઇને હું ખુશી થયો. બાબુ નવીનચંદ્ર રાયને એ વાત કહી. નવીનચંદ્ર રાય દયાનંદને મળવા આવ્યા. વાત ચીત થઇ. તેમાં દયાનંદ વેદના બીજા અર્થ કરતા જોઇને બાબુએ કહ્યું કે, તે અર્થ બરાબર નથી, ત્યારે દયાનંદે અગ્નિના ઘણા અર્થ કરીને બતાવ્યા. તેમજ વરૂણ, વાયુ વગેરેના ઇશ્વર ઉપર અર્થ કર્યા તેણે ઉપરથી સિદ્ધ કરવાની માથા કુટ કરી, આખરે બાબુ નવીનચંદ્ર રાયે કહ્યું કે તમારે વેદનું ભાષ્ય નવું બનાવવું તેમાં તમારા અર્થ લખવા પછી તે શીરીતે લોકોને રૂચે છે તે જોવું, બાબુએ ઘણો ભાર મૂકીને તેને વેદનું ભાષ્ય કરવાને કહ્યું. ત્યાર પછી દયાનંદે વેદ ભાષ્ય પ્રકટ કર્યું. આ વાત તેના કેટલાક શિષ્ય કબૂલ કરે છે કે બાબુ નવીનચંદ્ર રાયના કહેવા પરથી વેદ ભાષ્યની શરૂઆત થઇ. આર્ય સમાજના સેક્રેટરી બાબુશાળી સેવકલાલ કરસનદાસ અને પાનાચંદ આણંદજી હતા તેઓ મને ઓળખતા હતા તેઓને માણસની જરૂર હતી. રૂપીઆ ઉઘરાવવાને માટે તથા સમાજનો ખર્ચ પત્ર લખવા માટે એક માણસની જરૂર હતી. મે રહેવાનું કબૂલ કર્યું. હુ તે કામપર રહ્યો

હુ આર્ય સમાજનું કામ કરવા લાગ્યો મહિનો કંઇ ઠરાવ્યો નહિ હુ દરરોજ ફીથ ઉઘરાવવા જતો ઘણાજ થોડા માણસો પૈસા આપતા, હુ દરરોજ સવારે બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં જતો. બંગાળી ચોપડીઓ સહેલી સહેલી વાંચતો હતો. બાબુની ભાષા માજાપર ઠીક હતી, ખાવાનું કહેતા હતાં-પણ હું ખાતો નહિ. ફક્ત એકલો હું જતો હતો.

આર્ય સમાજને માટે એક ગાયનની ચોપડી મે તૈયાર કરી, તેમાં સંસ્કૃતના કેટલાક મંત્રો આપ્યા, તેમાં હિંદી પુસ્તકમાંથી કંઇક ગાયન લીધા, ગુજરાતીના ગાયન પ્રાર્થના માળામાંથી લીધા. તે વેળાએ પ્રાર્થના-માળાપર ભોળાનાથ સારાભાઇનું નામ નહોતું, હાલની આવૃત્તિમાં છે. તેના બાર નહોતા, તે પુસ્તક મને બાઇસિંહરે ભેટ આપ્યું હતું. મારી ગાયનની

ભાસ્કર દામોદર પાળદેના પુસ્તકમાંથી લીધાં, આવી રીતે એક નાની ચોપડી તૈયાર કરીને મુંબઈમાં એંગ્લોવર્નાક્યુલર પ્રેસમાં છપાવી તેની કિંમત ફક્ત ત્રણ પાઇ રાખી હતી.

એટલામાં નવીનચંદ્ર રાયની ધર્મ દીપિકા નામની હિંદી નાની ચોપડીનું ગુજરાતી ભાષાન્તર કરીને છપાવી. તે શીકંદર પ્રેસમાં કાલકાદેવીના રસ્તા ઉપર છપાવી. તે પુસ્તક બાબુને દેખાડયું તેથી ખુશ થયા, તેની સો નકલ રાખીને તેના રૂપીઆ દસ આપવા લાગ્યા. મેં તે લીધા નહિ, ઘણું સમજાવ્યું, પણ મેં લેવાની ચોખ્ખી ના કહી.

તે અરસામાં આદિશાસ્ત્ર અને ઇશ્વર જ્ઞાનની ચોપડી રાયલ શોસ પ્રેસમાં છપાવવા માંડી, તેનાં પ્રુફ હું જોતો હતો. તે પ્રુફ મેં મહૂમ પંડિત સેનકલાલ કરસનદાસને દેખાડયા. તેમાં પહેલા "વેદ, બાઇબલ, કુરાન, અને જંદાવસ્તા કોઇ પણ પુસ્તક ઇશ્વર કૃત નથી." આ વચન વાંચીને આર્ય સમાજના સેક્રેટરી સાહેબ ગુસ્સે થયા, તેણે કહ્યું, તમે આર્યસમાજમાં કામ કરનારા થઇને આવું લખવું એ તમને યોગ્ય નહિ. મેં કહ્યું કે હું કંઇ ગતનો ગુલામ નથી, મારો મત હું કહેવાને તથા પ્રકટ કરવાને કેદી નથી. મારી મરજી પ્રમાણે હું લખી શકુછું તેમાં તમને કહેવાનો અધિકાર નથી. આ સાંભળીને સેક્રેટરી સાહેબનો પિત્તો ઉછળ્યો અને મને તમાચો માર્યો, હુ તે વેળાએ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી જતો રહ્યો. પછી હું પાછો ચાકરીએ કે આર્ય સમાજમાં ગયો નહિ.

હું પહેલાં લખી ગયોછું કે મુંબઇની પ્રાર્થના સમાજમાં ગુજરાતીમાં ભાષણ મોરલીધર આપતા હતા અને તેઓ ગુજરાતી સુબોધ પત્રિકાના એડિટર હતા. તેમાં હું વખતો વખત લખતો હતો. આર્ય સમાજના સેક્રેટરીનો તમાચો ખાઇને હું બીજે દહાડે મોરલીધરને ત્યાં ગયો અને બધી હકીકત તેમને મે કહી. અને તેના ઉપર એક લખાણ સુબોધ પત્રિકામાં આપવાને મે કહ્યું, તેમાં બધું આર્ય સમાજના વિરૂદ્ધ લખવું એવું મેં જણાવ્યું, તેના ઉપરથી તેમણે કહ્યું કે આમ કરવું નહિ. લખાણ આપશો ના. આર્ય સમાજ આપણી પ્રાર્થના સમાજને પુષ્ટિ આવે છે તેને તોડવી,

નહિ જોઇએ, તે રહે એવું આપણે કરવું જોઇએ. એ પહેલું પગથિયું છે. મેં પછી ભાષણ આપ્યું નહિ.

એ અરસામાં મર્હુમ ભોળાનાથ સારાભાઈ મુંબઇમાં આવ્યા તે મારા જાણવામાં આવ્યું. હું તેમને શેઠ મોરારજી ગોકળદાસને બંગલે મળવા ગયો. તેઓ તબેલાની મેઢીએ રહેતા હતા, જ્યારે ઉપર ગયો ત્યારે તેમની મોટી કન્યા રૂખુ બહેનની સાથે વાત કરતા બેઠા હતા, મેં મારી ઓળખાણ આપી. પછી તેમણે ખબર અંતર પૂછી. આદિ શાસ્ત્ર તથા ઇશ્વરજ્ઞાનના પુસ્તકનું શું થયું તે પૂછ્યું, મેં કહ્યું કે તે છપાય છે. બે ફારમ છપાયાં છે. પછી મેં બાબુ નવીનચંદ્ર રાય અહિં આવ્યા છે. તેના વિષે ખબર આપી, તેમણે મને પૂછ્યો. પછી બીજી આડી અવળી વાતો કરીને છુટો પડ્યો. આવી રીતે બે ત્રણ વાર હું મળવા ગયો હતો. આજ મારી પહેલી ઓળખાણ હતી. પછી તેઓ બાબુ નવીનચંદ્રને મળવા આવ્યા હતા. તે વેળાએ હું પણ હતો. પછી નવીન બાબુને હું તેમના ઉતારે લઇ ગયો હતો. હું હવે બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં નિત્ય જતો, તેની નાની બે છોકરીઓની જોડે કંઇક હિંદી બોલતો હતો. તેનો રસોઇઓ પણ હિંદી બોલતો, તેનો રસોઇઓ સારો હતો. હું બંગાળી ચોપડીઓ વાંચતો હતો. બાબુને પુછ્યાથી તે પણ સમજાવતા હતા. મેં બ્રાહ્મધર્મ નામનું પુસ્તક વાંચવા માંડ્યું. તે પુસ્તક મહર્ષિ દેવેન્દ્રનાથે સંગ્રહ કર્યું છે તેનું ભાષાન્તર કરવાની ઇચ્છા થઈ.

એક વખત પ્રાર્થના સમાજમાં ધર્મનો ફેલાવો કરવાને માટે શું ઉપાય પકડવા જોઇએ તેના વિશે વિચાર કરવાને બાબુ, મોરલીધર વગેરે પ્રાર્થના સમાજના મેમ્બરો બેઠા હતા તે વેળાએ મારી વાત મોરલીધરે તે સભામાં કહી તેથી એક બે દહાડા પછી હું જેવો બાબુને ત્યાં ગયો કે બાબુએ મને પુછ્યું શું તમે નોકરીએ હતા ને, હમણા ક્યાં છો ? મેં બધી હકીકત કહી. તે સાંભળીને બાબુ ખુશ થયા. મને પૂછ્યું, હવે તમે શું કરવા ઇચ્છો છો ? મેં કહ્યું કે ભાષણ આપવા અને પુસ્તકો લખવાની ઇચ્છા રાખું છું તેને માટે હું કોઇ જગાએ ઠરી ઠામ કામપર રહી શકતો નથી. મારી પહેલાં ઉન્નતિ કરવાની ઇચ્છા છે-પછી ભાષણો તથા પુસ્તકો લખવાં. આ સાંભ-

ભીને બાબુએ મને કહ્યું કે તમે જો મારી જોડે આવો તો હું તમને બધી રીતની ગોઠવણ કરી આપું. હું થોડા દીવસમાં અલાહબાદ જનાર છું. જો તમારે મારી જોડે આવવાની ઇચ્છા હોય તો તૈયાર થાઓ હું તમને શીખવીશ. પુસ્તકો પૂરાં પાડીશ. ખાવા પીવાનું આપીશ. આથી મેં વિચાર કર્યો કે હરૂમામા દરરોજ બોલે છે તો હું ચાલ બાબુની સાથે અલાહાબાદ જાઉં તો ઠીક, એવો વિચાર કરીને વિઠ્ઠલને આ વાત કહી કે હું અલાહાબાદ જવા ઇચ્છું છું. એક બાબુ લઇ જાય છે. હું થોડા દિવસમાં પાછો આવીશ. તું મોટી માને તથા મામાને પહેલેથી કહીશ નહિ. હું જાઉં, ત્યારે કહેજે; આવું કહીને હું તૈયારી કરવા લાગ્યો. મારાં કપડાં, ધોતિયાં વગેરે એક નવી પાઘીટ લઇને બાંધ્યાં અને પહેલેથી ખબર મંગી. હતી કે અમુક કલાકે ભાયખાલાથી જવું છે. તે પ્રમાણે હું તૈયાર થઇને બાબુને ઘેર ગયો થોડીવાર પછી અમે બધા સ્ટેશનપર ગયા. બાબુ સેકંડ કલાસમાં બેઠા અને અમે કેટલાંક ત્રીજા વર્ગની ગાડીમાં બેઠા

---

## પ્રકરણ ૧૮ મું.

### નાશક–ત્રિંબક.

જ્યારે મારૂં ૨૦ વર્ષનું વય થયું એટલે ૧૯૭૫ ની આખરે ત્યારે હું બાબુ નવીનચંદ્રની જોડે અલાહાબાદ જવા નીકળ્યો અમે પહેલાં નાશક ગયા. જેવા નાશકના સ્ટેશન પર પહોચ્યા તેવાજ દક્ષિણી પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રીના કેટલાક દક્ષિણી મિત્રો બાબુને તેડવા આવ્યા હતા. પંડિત વિષ્ણું શાસ્ત્રીએ તેમના મિત્રોને લખ્યું હતું. તેઓએ ઉતારો મુકરર કરી રાખ્યો હતો. તે ઉતારામાં અમને ઉતારીને કંઇક વાત ચીત કરીને આવનારા જતા રહ્યા. અમે સાંઝે પહોંચ્યા હતા એટલે કયાં જોવા જવાયું નહિ. અમે ઘરમાં બેઠાં. થોડીક વારે રસોઇઆએ રાંધ્યું અને અમે જમ્યાં. આઠેક વાગે બાબુની સ્ત્રીના પેટમાં દુઃખવા આવ્યુ. બાબુએ મને પુછયું કે કંઈ પેટ દુઃખતું

બંધ થવાનું ઔષધ અહિં મળશે ? મેં કહ્યું કે હા ઘણાં મળશે. મેં તેમને કોલનવાટર પીવડાવવા કહ્યું તેમજ હીંગને મેળીને ખાવા કહ્યું. તેમની પાસે કોલનવાટર નહોતું તેમજ હીંગ નહોતી. મેં કહ્યું કે હું હમણાં લાઉછું એવું કહીને બજારમાંથી બેઉ વાના લાવીને કોલનવાટરને પહેલાં એક ગેલાસમાં કાઢીને તેમાં જરા પાણી નાખીને બાબુની સ્ત્રીને પાયું પછી થોડીવારે હીંગને શેકીને ખવડાવી. આથી જરા વારમાં પેટ દુઃખતું બંધ થયું. આ ઉપાય મારા મામાને ત્યાં વખતો વખત નાના મોટાના પેટ દુઃખતી વેળાએ કરવામાં આવતા હતા તેથી મને આ ઉપાયની ખબર હતી.

સવારના પહોરમાં ઉઠીને દાંતણ પાણી કરીને અમે નાશક જોવા ગયા. નાશકમાં જ્યાં જતા હતા, ત્યાં દેવળો નજરે પડતાં, નદીને કાંઠે પુષ્કળ દેવળો હતાં. કોઇ મહાદેવનું, તો કોઇ ગણપતિનું, કોઈ વિષ્ણુનું, તો કોઈ શ્રીકૃષ્ણનું, કોઈ હનુમાનનું તો કોઇ રામચંદ્રજીનું. નાશકમાં રામચંદ્રનાં દેવળ પુષ્કળ છે. બ્રાહ્મણો કહેવા લાગ્યા કે સીતાને તરસ લાગવાથી રામે બાણ મારીને આ નદી વહેતી કરી. અહિં રામચંદ્ર રહેતા હતા. અહિંથી ૭ ગાઉ પર પંચવટી કરીને એક ગામ છે, ત્યાં રામચંદ્ર ગુફા બનાવીને રહેતા હતા. બ્રાહ્મણો બીજા ઘણી જાતના પ્રાચીન ઇતિહાસ કપોલ કલ્પિત કહેતા કહેતા ચાલવા માંડયા અને દેખાડતા આવ્યા નાશક નામ પડવાનું કારણ રાવણની બહેન શૂર્પણખાનું નાક રામચંદ્રથી અહિં કપેલું હોવાથી આનું નામ નાશક પાડયું, આવું બ્રાહ્મણોએ કહ્યું દેવળો, બજાર તથા રસ્તા જોઇને મુકામ પર આવ્યા, મુકામ પર રસોઇઓ રહેલો હતો, રસોઇઆએ કંઈ જોયું નહોતું તેથી બાબુએ રસોઇઆને કહ્યું કે મિસરજી તમે નાશક જોવા જાઓ, હું આજે રસોઇ કરીશ, મિસરે કહ્યું કે હું હમણાં નાહીને આવીને રસોઈ કરીશ, તમારે કરવાની તકલીફ લેવી નહિ પણ બાબુએ કહ્યું કે નહિ હું કરીશ. રસોઇઓ ભણેલો આબરૂદાર માણસ હતો, તેને ઉર્દુ ફારસી ઘણું સારૂં આવડતું હતું - બાબુ તેને મિસરજી કહીને બોલાવતા, તે બધું ઘરમાં લાવતો મૂકતો હતો મિસરજી નાહવા તથા દર્શન કરવા ગયો બાબુએ રાંધવાનું શરૂ કર્યું. અમે બધા આસપાસ બેસીને રાંધવું જોવા લાગ્યા. બાબુએ ભાત

દાળ, બટાટા, રોટલીઓ કરી તેની સ્ત્રી તેમને મદદ કરતી પણ બધુ બા-બુએજ કર્યું. પછી બધા ખાવા બેઠાં, ખાવાનું ઠીક થયું હતું. ખાતી વખતે બાબુની સ્ત્રીએ મને કહ્યું કે તમે મુંબઇમાં ખાતા નહોતા તે અહિં ખાશો કે નહિ તેના વિશે મને ફીકર હતી. ખાધા પછી ફરી અમે ગાડીમાં બેસીને ફરવા ગયા.

નાશક એ મુબઇથી આસરે ૧૧૭ માઇલ છે તે દક્ષિણનો પ્રદેશ છે. તેની આસપાસ નાના નાના ડુંગરો છે. તે હિંદુઓના પવિત્ર તીર્થ સ્થાનમાં ખપે છે. ત્યાં થઇને ગોદાવરી નદી વહે છે. તેમાં ગુજરાતી, દક્ષિણી નહાવા આવે છે. નદીની આસ પાસ મોટાં દેવળો છે ત્યાં અસાડી અગિયારસને દહાડે મોટો મેળો ભરાય છે. તે વેળાએ લોકોની ભીડ બહુ થાય છે. ત્યાં દેશ પ્રદેશના વેપારીઓ તે જાત્રામાં પોતાનો માલ વેચવા આવે છે તેમાં નાશક પુનાનાં પીતળનાં વાસણ બહુજ ઉત્તમ મળે છે. તે-મજ નાગપુર, યેવલાનાં અને ધનવટી ઘેતિયાં પાઘડી ખંડ સ્ત્રીઓનાં લુગડાં ઘણાંજ સારાં મળે છે. તેવા મેળામાં હુ પહેલાં એકવાર ગયો હતો. ત્યા ઘણું કરીને દક્ષિણી લોકો વસે છે. તેમાથી કેટલાક ગોરપદુ કરીને પોતાનો ગુજરો કરે છે. અને કેટલાક વેપાર વગ્રજ કરીને તથા કેટલાક કારીગરનું કામ કરીને પોતાનુ પેટ ભરે છે. નાશક એ ઘણુ મોટુ શહેર નથી. તે ગામડા કરતા કંઇક મોટુ છે. તેમા ત્રણ ચાર માળાના ઘર ઘણાંજ થોડા છે. પણ બેઠા ઘરની સંખ્યા વધારે છે તે ઘરોના ઓટલા ઉપર દુકાનનો આકાર છે. કોઇમાં પીતળના વાસણો વેચનાર તો કોઇમાં અગરબની વગેરે સુગંધી વસ્તુઓ વેચનાર, તો કોઇમા કપડાં વેચનાર તો કોઇમાં મીઠાઈ વેચનારાઓ બેઠેલા હોય છે. નાશકમાં પેડા માવો વગેરે સારાં થાય છે. પણ બરફીમાં બહુ ખાંડ હોય છે.

દક્ષણી બ્રાહ્મણ લોકો ગોળ ચકરી પાઘડી, લાલ, લીલી, કીરમજી પહે-રીને કેટલાક રેસમી કોરના ધોતિયા, બારીક શીવણના અગરખાં પહેરીને તથા ખભા ઉપર એસ રેસમી કોરના, દક્ષિણી જોટાઓ પહેરીને આમ તેમ ફરતા જણાય છે, તેમની સ્ત્રીઓ માથુ ઉઘાડુ મૂકીને વાળની ગોળ વેણી

કરીને તેમાં સોનાની ચાંદની વગેરે નાંખીને તથા મોટાં ૧૫ હાથનાં રેસમી કોરનાં લુગડાંને કાંછો મારીને કપાળ ઉપર મોટા કંકુના ચાંલ્લા કરીને હાથમાં એક નાનું પંચપાત્ર લઇને દર્શન કરવા જતી જણાય છે. તેમાંની ઘણી સ્ત્રીઓ ખુબસુરત અને મજબુત બાંધાની હોય છે. વિધવાઓ કંઈ પણ અલંકાર પહેરતી નથી, તેઓનું માથું બોડું હોય છે એટલે મોટા મોટા વાળ કાપીને બોડકી થયલી હોય છે. એક સાધારણ લાલ રંગનું અથવા સફેદ રંગનું લુગડું પહેરે છે. થોડીક સ્ત્રીઓ ચોળી પહેરે છે. પણ વિધવાઓ ચોળી પહેરતા નથી. કેટલીક જુવાન વિધવાઓ પોતાના દેશમાં ઘણું કરીને પુરૂષ સંગ કરીને ગર્ભવતી થવાથી તેઓ નાશકમાં તીર્થ કરવાનું બહાનું કાઢીને અહિં આવીને ગર્ભપાત તથા છોકરાંને જન્મ આપીને બચ્ચાંને મારી નંખાવીને અથવા પોતે મારી નાંખીને નદીમાં નાંખે છે. આવી રીતે કેટલાક હિંદુઓનાં તીર્થ, વિધવાને પોતાની એબ છુપાડવાના સાધન તરીકે થાય છે. તેથી હિંદુઓનાં બધા તીર્થમાં વિધવાઓની સંખ્યા વધારે દીઠામાં આવે છે.

ગાડીમાં બેસીને અમે નાશકનો બધો દેખાવ જોયો. પછી બપોરે ત્રીંબક જોવા ગયા. ત્રીંબક એ એક નાનું ગામડું છે. તેમાં પણ કેટલાંક મંદિરો છે તે જોયા પછી ત્યાંથી પંચવટી ગયા, પંચવટીનું વર્ણન વાલ્મીકિ રામાયણમાં બહુજ ઉત્તમ કર્યું છે. ત્યાં રામચંદ્ર, સીતા અને લક્ષ્મણ રહેતાં હતા. તે જગાએ રામચંદ્રે પોતાને માટે ઝુંપડી કરી હતી. તેનું વર્ણન રામાયણમાં છે પણ અહિંયાં તો ગુફા કોઈ બ્રાહ્મણે કરી છે. હાલમાં બ્રાહ્મણો કહે છે કે અહિં સીતા રહેતી હતી. પણ તે વાત રામાયણમાં નથી. બ્રાહ્મણો પોતાનો ગુજારો કરવા માટે આવાં સ્થળો કરીને બીજા માણસને ઠગે છે; તેમ પંચવટીમાં કરીને બીચારા યાત્રાળુઓને રામચંદ્રે કરેલું ઘર તરીકે કહીને પૈસા વગેરે દક્ષિણા મેળવે છે. અમને પણ સીતા ગુફામાં લઇ ગયા, અમે તેની કારીગરી જોઇ, તેમાં સુઇને અંદર જવાય છે. જાડા માણસથી જવાતુ નથી તે અટકે છે તો બ્રાહ્મણો કહે છે કે તમે પાપ કર્યું છે. જે અમુક દાન આપવાનું કહો તો તેમાં જઇ શકશો, પછી તે બ્રાહ્મણ જરા યુક્તિથી

તેને અંદર લઈ જાય છે અંદર ગયા પછી ઉભુ રહેવાય એવી જગા આવે છે, પછી ઉભા રહીને ત્યાં દેવીની પૂજા કરવામાં આવે છે પચવટીનો દેખાવ બહુ રમણીય છે, પછી અમે રાતના નાશકમાં અમારે ઉતારે આવ્યા, સવારે અમે જબલપુર તરફ જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

### જબલપુર, આરસના પહાડ, નર્મદાનો ધોધ.

બીજે દીવસે જબલપુરના સ્ટેશનપર આવી પહોચ્યાં, ત્યાં નવીનચદ્ર રાયના મિત્રો લેવા આવ્યા હતા. અમે એક બાજુને ત્યાં ઉતર્યા ત્યાં નાહી ધોઈને ખાવા બેઠા, પછી ખાઈને અમે ગાડી કરીને જબલપુર જોવા ગયા.

જબલપુર એ મધ્ય હિંદુસ્થાનન એક મધ્યમ શહેર છે તેમા ઘણું કરીને પચરંગી જાતિ વસે છે, તેમાં નીમાડી, હિદુસ્તાની, બગાળી, દક્ષિણી, મુસલમાન વગેરે રહે છે, તે શહેર હમણા સારી સ્થિતિમાં આવેલું છે. રેલવેને લીધે એની ચઢતી થઈ છે. કેટલીક જગાએ રેલવેથી ઘણાંક શહેરો આબાદ થયાં છે તેમ જબલપુર પણ આબાદ થયું છે કારણ કે અહિંયાં જી. આઇ. પી. રેલવે પુરી થાય છે અને ઈ આઇ રેલવે શરૂ થાય છે તેથી આ રેલવેના કેટલાક ઑફિસરો, કારકુનો, તથા કામદારો રહે છે. અને તેમની ઑફિસો તથા કારખાનાં છે.

જબલપુરમાં મોટાં મોટાં મકાનો નથી. તેમાં ઘર બેઠી બાંધણીનાં છે. વેપારીની દુકાનો રસ્તામાં માંડેલી છે, રસ્તામાં મોટા ઢગલા અનાજના પડેલા છે કપડાંની દુકાન પણ બેઠા ઘરમાં જોવામાં આવે છે. શહેરના જેવી ભવ્ય દુકાનો અહિં જોવામાં આવી નહિ. સાધારણ માણસોનાં કપડાં જાડાં, બાઈડીઓનાં કપડાં પણ જાડાં દીઠાં અહિની અસલની બાયડીઓ ઘાઘરા અને ઓઢણીઓ પહેરે છે. દક્ષિણીની સ્ત્રીઓ પોતાની શેળ હાથની શાડી પહેરે છે. હિંદુસ્તાની ઘાઘરા તથા ઓઢણી ઓઢે છે, અસલવતની પુરુષો

ગોટી લાલ સફેદ કુવ્યાના આકારની પાઘડી પહેરે છે અને પોતિયાને કાછડો મારે છે, તથા એક બંડી ઉભા ઘાટની પહેરે છે. હિંદુસ્તાની જાત જાતના પોશાક પહેરે છે. હિંદુસ્તાનની તથા નીમાડની સ્ત્રીઓમાં ફરક એ છે કે નીમાડની સ્ત્રીઓ રંગે જરા ગોરી છે, તથા તેના ઘરેણાં જરા સુંદર છે. તેઓ લાખની ચુડીમાં કાચ બેસાડેલી જરા પહોળી ચુડીઓ પહેરે છે ને હિંદુસ્તાની મેવા લોકો દેશી કાચની ઘણી બાંગડીઓ પહેરે છે. તે સ્ત્રીઓ રંગે જરા કાળી હોય છે મતલબ કે દરેક જાતિમાં રંગ, રૂપ, પહેરવેશમાં ફરક પડે છે. જબલપુરમાં પંચરંગી મિશ્ર જાતો છે તેથી તેનો દેખાવ ઓર જાતનો દેખાય છે. અમે બજાર તથા લોકોનો પહેરવેશ જોતા જોતા ચાલ્યા, પછી અમે ફરીને આવ્યા. ત્યાં કેટલાક બાપુના મિત્રો આવ્યાં હતા તેની જોડે બાપુ વાતે વળગ્યા, પછી રાતે ખાઇને સુતા.

બીજે દહાડે ખાઇને અમે Marble Rocks (આરસના પહાડ) જોવા ગયા એક ગાડી ૧૫ રૂપીએ ભાડે કરી હતી. તે જબલપુરથી આશરે ૧૪ માઇલપર છે. એને લોકો ભેડી ઘાટ કહે છે. ઘાટ આગળથી હોડીમાં બેસીને, આરસના પહાડ જોવા ગયા, તે નર્મદા નદી છે. તેનું પાણી લીલુ છમ જેવું અને નીતરૂં છે પાણીમાં માછલાં તરતાં હતાં. હોડીઓ ખારવા ચલાવતા હતા, બે કિનારે વચ્ચેના પહાડ જણાતો હતો. તે પહાડ આરસના હતા. પહાડ કંઇક કાળાશ પડતો હતો. પાણીમાં જોયાથી તે સુંદર સફેદ દેખાતો. નદીમાં અમે એક કલાક સુધી ફર્યા તેનો દેખાવ બહુ સુંદર જણાતો, પાણીમાં પહાડ ઉચું માથું કરીને ઉભા હતા. ખારવાએ કહ્યું કે, અહિં પ્રતિધ્વનિ થાય છે તે પ્રમાણે તેણે કોઇનું નામ પોકાર્યું. તરત તેનો પ્રતિધ્વનિ થયો આથી હું આશ્ચર્ય પામ્યો, કોઇ બીજો માણસ તેનો ઉત્તર આપે છે એવો ભાસ થયો. પછી અમે પણ કેટલાંક નામ પોકારવા લાગ્યા, તરત તેનો પ્રતિધ્વનિ સંભળાયો. આવી રીતે જૂદાં જૂદાં નામો પોકાર્યાં તેનો પાછો જવાબ તેજ નામનો મળતો. તે વેળાએ સાંજનો નમતો પહોર હતો, તેથી દેખાવ બહુ રમણીય જણાયો લીલાછમ જેવા નિર્મળ પાણીમાં પહાડ ઝાડની છાયા પડીને કંઇક પાણી કાળુ, કંઇક લીલુ

જણાતું હતું તેની જોડે પહાડનો કઇક ભાગ સફેદ અને કાળાસવાળો ઉપરથી દેખાતો અને પાણીમાં સફેદ દૂધ જેવો દેખાતો તેમાં વળી માછલાં ઉપર નીચે આવતાં, તેની કાળી આંખ તેની પાંખોનો વિસ્તાર, નાનાં મોટાં જૂદાં જૂદાં આકારનાં માછલાં આમ તેમ જતાં જોવામાં જે આનંદ થતો તેનું વર્ણન લખવા કરતાં અનુભવવું એ સહેલું છે. આવા જૂદા જૂદા દેખાવની રમણીયતા બહુજ આંખને તેમજ મનને ખુશી આપતી હતી. તેમાં વળી બે નાની છોકરીઓના સરળ પ્રશ્નો તેમજ બાપુના ઉત્તરો તથા બાપુની સ્રીનો સર્વથી શ્રેષ્ઠ સુંદર ચહેરાપર ગુલાબી ગાળની સાથે આશ્ચર્યનો ભાવ જોઈને જે રમણીયતા જણાતી હતી તેનુ વર્ણન કરવું અશક્ય છે.

ખુશી થતાં થતાં અમે એક કલાક હોડીમાં ફરીને પાછા કિનારે આવ્યાં, ત્યાં આરસનાં પેપર વેટ, તથા ઇંડાંના આકારના ગોળ, જાત જાતના આકારના બનાવેલા આરસના પથ્થરા વેચવા કારીગરો બેઠા હતા તેમાંથી કેટલાક બાપુએ વેચાતા લીધા પછી અમે એક માઇલને છેટે નર્મદાનો ધોધ જોવા ગયાં. આવો ધોધ મે આ પ્રસંગે પહેલવહેલો જોયો તે ધોધનું પાણી એટલુ બધું ઉચેથી રેલાના આકારમાં પડતું કે હું તો આશ્ચર્ય પામ્યો. આ કોણે કર્યું હશે, આટલુ પાણી ક્યાંથી આવતું હશે, તે વિશે વિચાર કર્યો બાપુએ બધી સમજણ પાડી પછી બેસીને તે જોવા લાગ્યા. પાણી પડવાથી આસપાસ છાંટા પડતા હતા, મોટો ઘુઘવાટ સભળાતો હતો, અને પાણી જેરથી પડતુ હતું તે કેટલું પડતું હશે તેનુ હુ અનુમાન કરી શક્યો નહિ. પણ આટલુ તો હું અનુમાન કરી શક્યો હતો કે આ એક પહાડના ઉપરથી મોટો રેલો પડીને નીચાણ જગામા જઇને નદી રૂપે થાય છે અને પછી લાખો માણસોને ઉપયોગમાં આવીને સમુદ્રમાં મળે છે. નર્મદાનું મૂળ આ છે. આ સ્થળે બાપુએ ઈશ્વરની પ્રાર્થના કરી, તે પ્રાર્થનામા ઈશ્વરનો મહિમા વર્ણવ્યો. તેના શબ્દો હમણાં યાદ નથી પણ તે પ્રાર્થના બહુજ સારી લાગી એવો હમણાં ભાસ છે પછી અમે ગાડીમાં બેસીને મુકામ પર ગયા. ત્યાં ખાઇને રાતની ટ્રેનમા અમદાબાદ તરફ ગયા.

---

## પ્રકરણ ૨૦ મું.

### અલાહબાદ પહોંચ્યા.

અમે જબલપુરથી અલાહબાદ તરફ જવા લાગ્યા. સવારના પહોરમાં ઉઠીને રેલવેની ટ્રેનમાંથી આસપાસ ખેતરો જોવા લાગ્યા. કેટલાક ખેતરો અનાજથી ભરપૂર દીઠાં, કેટલાંક ખેતરોમાં કંઇ પણ ઉગાડયું નહોતું. ફરતાં ફરતી મારી નજરે પડી આસપાસ ગામ દેખાયાં, આંબાવાડિયાં ઠેકઠેકાણે જોવામાં આવતાં ધીરે ધીરે સુંદરતાભર્યો દેખાવ આપ્યો તે વેળાએ કેટલાક ખેડુતો હળ બળદની સાથે પોતાનાં ખેતરોમાં જતા જણાયા, મુસાફરો ચાલતાં પોતપોતાના મુકામ પર જતા માલમ પડતા. સ્ત્રીઓ પાણી ભરવા જતી, બાળકો રમતા, કોઈ કોઈ ઠેકાણે ગોવાળ પોતાનાં ઢોરને લઈને ચરાવવા જતા તો ક્યાં મેંઢાના માલેક ખેતરમાં પોતાનાં મેંઢાં બકરાં બેસાડીને ખાતર પૂરૂં પાડતા હતા. કોઈ જગાએ ગામનાં દેરાનાં શિખરો માલમ પડતાં તો કોઈ જગાએ સફેદ રંગની ઘરની અગાશીઓ જણાતી. આવી રીતે આસપાસનો દેખાવ જોતા જોતા સ્ટેશન ઉપર આવી પહોંચ્યા અને કોઈ માણસ ચડતું તો કોઈ ઉતરતું, અને કેટલાક ડબ્બામાં પોતાના મુકામથી રાહ જોતા પોતાનો સામાન બરાબર બાંધીને તૈયાર રાખતા, તથા કેટલાક અજાણ્યા હોવાથી લોકોને પોતાનો મુકામ પૂછતા. આવી રીતે મુસાફર આ સંસાર જગતની ઓળખાણ આપતા હતા. હવે અમારી મુસાફરી પૂરી થઈ અને થોડી વારમાં અલાહબાદ આવ્યું.

અલાહબાદના સ્ટેશન પર ઉતર્યાં. ત્યાં બાપુના મિત્રો મળવા આવ્યા હતા. સ્ટેશન ઘણુંજ મોટું જણાયું. ઘણા માણસોનો આવ જાવ થતો જણાયો. પુષ્કળ ફેરીયાઓ ત્યાં જાત જાતની વસ્તુઓ વેચતા જણાયા. કોઈ પૂરી, પેંડા, મીઠાઈ વગેરેના ખુમચા પકડીને પૂરી ચાહીએ, તો કોઈ માથા ઉપર છાબડીમાં કેળાં, જામફળ, દાડેમ વગેરે ફળ લઈને કેળાં ચાહીએ વગેરે અવાજ કરતા હતા, તો કોઈ જાત જાતની ટોપીઓ હાથમાં લઈને ફરતા હતા. કોઈ ચામડાંના બુટ, બિછાના બાંધવાના પટા વગેરે લઈને ફર-

તા અને કોઈ કોઇને દેખાડીને કિંમતના ભાંગતોડ કરતા હતા આવી રીતે મુરાદાબાદના વાસણો, પ્યાલા, હોકા વગેરે સામાન વેચનારાઓ દીઠા, અલ્લાહબાદના સ્ટેશન પર બધી એસ આરામની વસ્તુઓ વેચાય છે. તેને માટે રેલવે કેટલાક રૂપીઆ લઇને અંદર આવવાનો પીતળનો પટો આપે છે તે હાથ પર બાંધીને લોકો વેચવા આવે છે. આમ વેચવાનું કારણ એ છે કે અલ્લાહબાદથી આખા હિંદુસ્તાનમાં લોકો આવજાવ કરે છે. કલકત્તા જવું હોય તો અલ્લાહબાદના સ્ટેશન સિવાય બીજે કયાંથી જવાનો માર્ગ પહેલાં નહોતો તેથી બધાને અલ્લાહબાદના સ્ટેશન પર આવ્યા સિવાય જવાતું નહોતું, તેથી કંઈ નવાઇની વસ્તુ સ્ટેશન પર મળ્યાથી તે ખરીદીને લઈ જવી એ મનુષ્ય માત્રનો સ્વભાવ હોવાથી અહિંના નાના વેપારીઓ પાસ લઇને વેચવા આવે છે. સ્ટેશનની ઘટા જોતાં જોતાં અમે અલ્લાહબાદ શહેરમાં જવા નીકળ્યા સ્ટેશન ઉપર બે ઘોડાની, એક ઘોડાની શીગરામ ઉભેલી અને એકા ઉભેલા દીઠા. અમારો સામાન કેટલાક મજુરોએ ગાડી ઉપર મૂકયો. અમે ઘર તરફ ચાલ્યા. રસ્તામાં દુકાનદારોની હાર જોઇ રસ્તામાં બધા બેઠા હતા, રસ્તામાં જાત જાતની તરકારી, મીઠાઈ વગેરે લઇને બાઇડી પુરૂષો વેચવા બેઠાં હતાં અને ખરીદનાર ગરીબ વર્ગના માણસો દેખાતાં હતાં. તેઓનો પોશાક જાડા કપડાંનો મેલો દેખાતો હતો, તેઓના ચહેરા પણ હલકા વર્ગના જેવાં દેખાતા હતા. રસ્તા પર સરાફો એક સેતરંજી પાથરીને પૈસા, રૂપા નાણું તથા કોડીનો ઢગ માંડીને બેઠા હતા. થોડે, છેટે ગયા એટલે મુંજ બનાવનારા નજરે પડયા અને પછી ધીરે ધીરે સરકટના કોચ, ખુરશી બનાવનારા દેખાયા પછી જરા જતાં અમારી ગાડી ઉભી રહી. જોયુ તો બધા ઉતરે છે, તેથી અમે જાણ્યું કે અહિં અમારે ઉતરવાનું છે પછી ઉતર્યાં. ઉતરીને હું જોઊં છું તો બાબુ એક નાના સરખા બંગલા ઉપર ચઢે છે. અમે પણ તેના પર ચડયા. ઓરડામાં ખુરશીઓ હતી તેના પર બેઠા. પછી બાબુએ પોતાના મિત્ર બાબુ હીરાલાલ લાહની જોડે ઓળખાણ કરાવ્યું. તેનો આકાર મુંબઇના રેવરેંડ ધનજીભાઇના જેવો હતો તેનો પોશાક પણ તેના જેવો હતો પણ રંગ કાળો હતો. હીરાલાલ કલકત્તા રહેતો હતો, નવીચંદ્ર

બાબુએ તેને અલ્લાહબાદમા પોતાના ઘરમા રહેવા માટે બોલાવ્યો હતો એવુ પછીથી માલમ પડયુ અમારે માટે બે ઓરડીઓ તેણે દેખાડી તેમા ખાટલા, ટેબલ તથા ખુરશી હતા, તેમાં અમે થોડી વાર ગયા પછી થોડીવારે ખાવાને બોલાવ્યા તે વખતનુ ખાવાનુ કઇ મને સારૂં લાગ્યુ નહિ જાડા ચોખાનો ભાત, દાળ અને એક શાક હતું

પછી બાબુના કેટલાક મિત્રો મળવા આવ્યા તેની જોડે મારી ઓળખાણ કરાવી મુબઇથી નીકલ્યો, ત્યા સુધી મને ખબર નહોતી કે એક બીજો છોકરો બાબુની જોડે આવે છે જ્યારે અમે રેલવેના ડબામા બેઠા ત્યારે એક દક્ષિણી બ્રાહ્મણના છોકરાને મેં જોયો તે બાબુની સાથે આવે છે એવા સમાચાર રસોઇઆએ મને આપ્યા ત્યાર પછી મેં તેને તેના વિશે પૂછ્યુ ત્યારે તેણે કહ્યું કે હુ બાબુની પાસે સસ્કૃત શીખવા જાઉંછુ તેને અગ્રેજી આવડતું હતુ તેની જોડે મારે મરાઠીમા વાતચીત થતી હતી તે બહુ બોલતો નહોતો નાશક, જબલપુરમા થોડીક વાતચીત થઇ હતી પણ ઘણી નહિ, અમે મુબઇથી સાત આઠ દહાડે અલાહબાદ આવ્યા

અલાહાબાદ એ પ્રાચીન ભારતમા વખણાયલું શહેર છે તેની પ્રખ્યાતિ પ્રાચીન ગ્રીક ગ્રથમા જોવામા આવે છે તેનું પ્રાચીન નામ પ્રયાગ છે પ્રયાગમા ચીનનો યાત્રી હુએનસાગ આવ્યો હતો, તેણે પોતાના પ્રવાસમા પ્રયાગની બહુ કીર્તિ વર્ણવી છે, ત્યા સનાથ ક્ષેત્ર નામનો એક મોટો ઉત્સવ રાજા હર્ષદેવ તરફથી થયો હતો તેમા જે દાન કર્યું હતું તે અલૌકિક હતું તેણે પોતાનો બધો ખજાનો ગરીબોને દાન આપ્યો, ત્યા લખો ગરીબો આવ્યા હતા આવુ દાન કોઈ પણ દેશના રાજાએ કરેલું સભળાતું નથી તે સિવાય પણ પ્રાચીન પ્રયાગની બહુ કીર્તિ છે, તે ઇતિહાસમશહૂર જાણીતા છે તેથી અહિં લખવાની જરૂર જોતો નથી

પ્રયાગ એ ગગાને જમનાના સગમ ઉપર છે એક બાજુએ જમના આવે છે અને બીજી તરફથી ગગા આવે છે તેથી જમના ગગામાં મળે છે તેને સગમ સ્થાન કહે છે, શહેરનો કેટલોક ભાગ નદીને કાંઠે વસેલો છે, તે વસનાર ઘણું કરીને બ્રાહ્મણ વર્ગ છે, ત્યાર પછી કેટલુંક મેદાન આ-

વ્યા પછી શહેર વસેલું છે, ત્યાં પ્રાચીન કિલ્લો છે. કિલ્લામાં પ્રાચીન કીર્ત્તિ કંઈ નથી પણ હાલની અંગ્રેજની કીર્ત્તિની તાપો તથા બરાખો છે ત્યાં હિંદુઓનું પ્રાચીન એક દેવળ છે, તે દેવળમા પ્રાચીન અંધારામાં પીપળો છે. પીપલાની યાત્રાળુઓ પૂજા કરે છે. તેના સિવાય બીજું હિંદુઓનું કંઇતીર્થ નથી.

પ્રયાગ એ મોટું શહેર છે, તેમાં ઘર જેવાં જોઇએ તેના સારાં નથી, કેટલાંક ઝુંપડાના આકારનાં જોવામાં આવે છે, અલ્લાહબાદમાં પ્રાચીન એક બાગ છે જેને ખુશરનો બગીચો કહે છે, તે મુસલમાનના વખતમાં થયો છે. તે બગીચો મોટો છે. તેમાં જાત જાતનાં ફળ ફૂલનાં ઝાડ પુષ્કળ છે. તેના વિના મસીદો, કબરો, ઘુમટો, ધર્મશાળા જેને સરાય કહે છે તે ઘણી છે, પણ તે જેવી જોઇએ તેવી સુંદર નથી આખા શહેરના રસ્તા રેતીવાળી માટીથી ભરેલા છે, એટલે પ્રયાગમાં ઘણી નરમ માટી રસ્તામાં છે તેથી ધૂળ બહુ થયલી છે, ત્યાંનાં કાચા ઘર પણ માટીનાં બનાવેલા છે, આખા શહેરનો દેખાવ એક રીતે ધૂળ વાળો દેખાય છે, બધે ધૂળ ધૂળ છે, વચમાં વચમાં કેટલાંક પાકા એટલે ઇંટા ચૂનાથી બનાવેલાં છે પણ આસ પાસ બધાં કાચા ઘરનો જમાવ હોવાથી તે ધૂળવાળુ શહેર જેવું જણાયછે, તેમાં વળી જ્યારે મોટા વટોળીયા આવે છે, ત્યારે માણસોના ચહેરા પણ ધૂળવાળા થઈ જાય છે તેથી તેને ખરૂં નામ આપવામાં આવે તો તે ધૂળનુ શહેર કહી શકાય, ધૂળ વાળુ શહેર હોવા છતાં પણ ત્યાં કુદરતની મહેર છે. ત્યાં ઘણોજ સારો પાક ઉત્પન્ન થાય છે ત્યા બધી જાતના મેવા બહુ સસ્તા વેચાય છે, ત્યાં તરકારી ઘણીજ સારી થાય છે. ત્યાં 'કાલી ફ્લાવર' એટલી મોટી થાય છે કે તેવી યુરોપમાં પણ કવચિત જોવામાં આવે છે, ત્યાં મટર એટણે Peas પણ ઘણુંજ સારાં થાય છે, ત્યાં કેટલીક જાતનો અંગ્રેજી મેવો પણ સારો થાય છે, બધી વસ્તુઓ બહુ મસ્તી વેચાય છે; ખાવાનુ તથા મજુરી પણ ઘણીજ સસ્તી છે.

પ્રયાગના માણસો બહુજ બળવાન્ છે, તેઓ ઘણાં મહેનતુ છે. પણ જ્ઞાનમાં જરા ઓછા જણાય છે. તેઓમા ગરીબ ·ર્ગ ઘણો છે. તેઓની ઉપજ પણ બહુજ ઓછી છે. કેટલાક ખેતરોમાં દશ મં·

૧૨ માણસોના ભાગ હોય છે. એટલે દસ પંદર એકર જમીનમાં ત્રણ ચાર માણસો કામ કરનાર હોય છે. અને તેના કરતાં પણ વધારે ભાગવાળાં ખેતરો હોય છે, તેથી તેઓ મહેનત કરીને વધારે પકવે છે અને કેટલાંક માણસો નોકરી ચાકરી કરવા માટે બહાર દેશમાં જઈને વસે છે તેથી હિંદુસ્થાનનો કેટલોક ગરીબ વર્ગ બહાર દેશમાં રહે છે.

અલાહબાદમાં બ્રાહ્મણ, ખતરી, વાણીયા, કહાર, કોળી વગેરે જાત છે બ્રાહ્મણ તો ઘણા વ્હેમી છે. એક બીજાનું ખાતા નથી. તેઓ ઘણુંજ પાસેનાં સગાં વહાલાંના હાથનું ખાય છે. સગાં વિના કેટલાંક બ્રાહ્મણો ભાત દાળ ખાતા નથી, પણ પૂરી, તળેલા શાક, ભાજી ખાય છે, કારણ કે હિંદુસ્તાનમાં બે જાતની રસોઇ કહેવાય છે. એક પાકી અને એક કાચી. પાકી એટલે ઘી તેલથી તળેલી વસ્તુ જેવી કે પૂરી, ભજીયા વગેરે અને કાચી એટલે પાણીથી બનેલી જેવી કે ભાત, દાળ વગેરે બ્રાહ્મણોમાં કેટલાંક કાચી રસોઇ કોઇના હાથની ખાતા નથી પણ પાકી રસોઇ હલવાઇ વાળાની કરેલી ખાય છે. ખતરી તો પોતાની ન્યાતની કાચી પાકી રસોઈ ખાય છે. તે તો ઘણીક રીતે સુધરેલા છે. બીજી કોમ, મુસલમાનનું પાણી પીતા, નથી પણ ખતરી ખ્રીસ્તીઓનું ભરેલું પાણી પીએ છે, કેટલાક ઘરોમાં ખ્રીસ્તીઓ રાખેલા હોય છે. ખતરીઓ મેતરજી, તથા ચાદર ઉપર બેસીને ખાય છે. તેમાં કંઇ એ લોકો વટાળ સમજતા નથી. બનીયા પોતાની ન્યાતના માણસોની કાચી અને પાકી રોટી ખાય છે. તેઓ પાટલા ઉપર બેસીને આપણી પેઠે ખાય છે, બીજા હલકી વર્ણના માણસો કાચી અને પાકી રોટી બધાના હાથની ખાય છે હિંદુસ્તાનમાં ખાવાની વસ્તુ બહુ સસ્તી હોય છે. હલવાઇઓની દુકાન પણ મુંબાઇ, અમદાવાદ, સુરત, પુના વગેરે ગુજરાત દક્ષિણના કરતાં વધારે જોવામાં આવે છે તેનું કારણ કદાચ સસ્તુ હોવાને લીધે હોય અથવા કાચી પાકી રોટીનો વિચાર હોવાને લીધે હોય, ગમે તેમ હોય, ત્યાં માણસો ખાવા પીવાના શોખીન છે ખતરીઓ તથા બીજી કેટલીક હલકી જાત માણસો માંસ, માછલાં વગેરે ખાય છે. ત્યાંનો બધાનો ખોરાક ઘણો ખરો ઘઉં તથા અડદની દાળ છે અને કોઇ વખતે

ભાત ખાય છે અને જો ખાય છે તો ઘણોજ ઓછો ખાય છે. તેથી ગુજરાતી જેવા દુબલા હોતા નથી. ખતરીની સ્ત્રીઓ કંઈક પડદો રાખે છે. કોઇ ન્યાતના આબરૂદાર માણસને મોં દેખાડતી નથી. બ્રાહ્મણની સ્ત્રીઓમાં જવલેજ પડદો રાખે છે. તેઓ પણ પોતાની ન્યાતના માણસોની આગળ પોતાનું મોં છુપાવે છે. પણ બીજાઓની પાસે તેમ કરતી નથી. મોટા મુસલમાનોની સ્ત્રીઓમાં બહુ પડદા રસમ છે. તેઓ ઘણું કરીને નાની ડોળીમાં બેસીને કોઇને મળવા જાય છે. બે ત્રણ કાહર ( ભોઇ ) ઉપાડે છે. તેમજ કેટલીક ખતરીની બાઇડીઓ પણ ડોળીમાં જાય છે. એક નાના ખાટલાને ચાર નાના વાંસ પાયા પરથી ઉચ્ચા બાંધીને તેના ઉપર એક મોટું આડું લાકડું બાંધે છે અને ચારે બાજુએ લાલ કપડું વીંટાળે છે તેને ડોળી કહે છે. તેમાં પડદો રાખનારી સ્ત્રીઓ સંકોચાઇને બેસીને પોતાનાં સગાવહાલાંને ત્યાં જાય આવે છે. ખતરી વગેરેમાં પડદો રાખવાનું કારણ એ છે કે પુરૂષો બાદશાહના કામમાં લાગેલા રહેતા હતા અને તેમને ત્યાં બાદશાહના માણસો આવ જા કરતા હતા તેથી તેમને ન જુવે અથવા અમીર ઉમરાવ સ્ત્રીઓને જોઇને કાઢી ન લઇ જાય તેથી આવી રૂઢી પડી હશે. તે રૂઢી હજી સુધી ચાલે છે.

પ્રયાગમાં કેટલાક બંગાળીના બાબુઓ કામ ધંધાને પ્રસંગે આવીને રહેલા છે, તેઓ ઑફિસમાં કલાર્ક વગેરેનું કામ કરીને સારો પગાર મેળવે છે. તેઓ ખાઈ પીને ખુશીમાં રહે છે. તેઓ પાતળા ધોતિયા, પહેરણ, ચાદર તથા પગમાં અડધા મોજા તથા "સ્રાઉ" પહેરીને ફરે છે. શિયાળામાં તેઓ ગરમ ટુંકા કોટ તથા શાલ દુશાલા હોઢીને જાય આવે છે. બંગાળીઓ શરીરે નાજુક હોયછે પણ તેમની મનની શક્તિ બહુ હોય છે તેથી તેઓ સરકારી કામ કાજમાં આગળ પડતા હોય છે, તેમજ વકીલ બારિસ્ટર, ડાક્ટર વગેરેના સ્વતંત્ર ધંધા કરે છે. પણ વેપાર રોજગારમાં તેઓ એટલે બ્રાહ્મણ કાયસ્થ વર્ગ પછાત છે. મેં આખા હિંદુસ્તાનમાં જોયું છે કે બ્રાહ્મણો, ક્ષત્રીઓ, વેપારના કામમાં હોંશિયાર હોતા નથી. તે તો ભણવા ગણવામાં તથા રાજ કામમાં હોંશિયારહોય છે. પણ વાણિયા (બનીયાજ) વેપાર

કરવામાં હોશિયાર દીઠામાં આવે છે. ગમે તો ગુજરાત કહો કે દક્ષિણ કહો, બંગાળ કહો, કે હિંદુસ્તાન કહો બધે એક એક જાત કોઇને કોઈ ઠાગમાં પ્રવીણ છે. બંગાળી બાબુની સ્ત્રીઓ રસ્તાપર નજરે પડતી નથી. તેઓ હિંદુસ્તાનીના કરતાં વધારે પડદામાં ગોંધાયલી રહે છે. હું એક વેળાએ બાબુ નવીનચંદ્ર રાયના કહેવાપરથી બાબુ બિપિનચંદ્ર નામના બી. એ પાગલા માસ્તરને કાંઈ સંદેશો કહેવા સારૂ તેના મુકામપર ગયો, પણ તે બહારના ઓરડામાં નહોતો; હું એકદમ અંદર ગયો અને હું જેવી રીતે મુંબઇમાં અંદર જતો હતો તેમ હું અંદરના આંગણામાં જઇને બિપિન બાબુ કહીને બોલાવવા લાગ્યો. એટલામાં એક ચાકરે આવીને મને કહ્યું કે, "અહિં માઇ રહેતી હૈ આપ યહાં મત આઇએ, બાબુ સાહેબ નહિ હૈ." આવું કહ્યું. પછી મેં બાબુની પાસે જઇને બધી હકીકત કહી. બાબુ નવીનચંદ્ર રાયે મને સમજાવ્યું કે બંગાળીમાં પડદાની ચાલ છે પડદામાં સ્ત્રીઓને રાખે છે તેઓ કોઇને મોં દેખાડતી નથી. આવું જ્યારે મેં સાંભળ્યું ત્યારે મને બહુ આશ્ચર્ય લાગ્યું. હું જ્યારે પહેલ વહેલાં મુંબઇમાં બાબુને ત્યાં ગયો હતો, ત્યારે બાબુની સ્ત્રી મને જોઇને નાશી ગઈ હતી, તે તેનું કારણ હવણાં જણાયું. આવી રીતે બંગાળી સ્ત્રીઓ બહુ પડદામાં રહે છે. કેટલાંક વર્ષ પછી મેં ઘણી બંગાળી સ્ત્રીઓને જોઇ પણ તેઓ ક્વચિત્ ખુબસુરત જણાઇ. તેમનો રંગ શ્યામ વધુ જોયો, દુર્બલ દેખાવની નજરે પડી. ઘણાજ પાતળાં સફેદ ધોતીયાં આપણા દેશની સ્ત્રીની પેઠે પહેરતી દેખાઇ; તેમાંથી આખું શરીર દેખાતું હતું. તેથી કદાચ પડદામાં રાખતા હોય તો કોણ જાણે, પણ તેમ નથી, મુસલમાનની વખતે સ્ત્રીઓપર જુલમ ગુજરવામાં આવતો હતો તેથી બંધ અવસ્થામાં રાખવાની રૂઢી પડી હોવી જોઇએ. ગમે તેમ હો. પ્રયાગમાં ઘણી ખરી ન્યાતની સ્ત્રીઓ વધતી ઓછી પડદામાં ગોંધાયલી જોઇ ગરીબની સ્ત્રીઓને કામ કરતી, રસ્તામાં ફરતી જોઇ.

## પ્રકરણ ૨૧ મું.

### પ્રયાગમાં મકરસંક્રાન્તિ.

થોડા દિવસ ગયા નહિ એટલામાં પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્તાનમાં ફરવા આવેલો પ્રયાગમાં આવ્યો. મોટી ધામધૂમ મચી, જ્યાં ત્યાં ઘર ધોળાવવા લાગ્યાં, રસ્તામાં ધજા પતાકા ઉડવા લાગ્યાં, ઠેક ઠેકાણે મોટા આરકા લાકડાના કરીને તેના પર "ભલે પધારો પ્રિન્સ ઑફ વેલ્સ" "બહુ જીવો" ઇત્યાદિના અર્થવાળા અગ્રેજી શબ્દો રંગ બે રંગી અક્ષરોથી કર્યા. જ્યાં ત્યાં ધોળું ધોળું જણાવવા લાગ્યું, પ્રિન્સ ઑફ વેલ્સ આવ્યા, રસ્તાપર મોટી ભીડ જામી. લોકો પ્રિન્સને ઓળખવાને આતુર થયા, કોઇએ કહ્યું કે પેલો ને બીજાએ કહ્યું કે આ. આવી રીતે જેને જેવું ભાસ્યું તેને પ્રિન્સ ઑફ વેલ્સ ઠરાવીને આજે રાણીના છોકરાને જોયા એવું માનીને ખુશી થતા ઘેર જઈને પોતાની દીકરી બહેનને, રાજકુમારના પોશાકની તારીફ કરીને લોકોની ઠઠની વાત કરવા લાગ્યા અને ઓળખીતાની કેવી હાલત થઇ હતી તેના વિશે કહીને પોતાને કેવી સારી જગા મળી હતી તેથી ખુશી થવા લાગ્યા. પછી બીજે દિવસે મોટી આતસબાજી છૂટી, તે જોવાને લોકો ઉભરાઈ ગયા, આતસબાજી ઠીક સારી પેઠે મોજ બોગવીને તથા નિશાળના છોકરાંને મીઠાઇ અપાવીને તથા લોકોને ખુશી કરીને રાજકુમાર કંઇક પ્રયાગનું જ્ઞાન મેળવીને ત્યાંથી ગયા. લોકો થોડો વખત તેમની વાત કર્યા પછી હવે ક્યાં તે સ્મૃતિ અંધારામાં ગોથાં ખાતી હશે તે કોણ જાણે ! હું આ, તમાશો જોવામાં શામિલ હતો.

ત્યાર પછી થોડા દિવસમાં પ્રયાગની યાત્રા શરૂ થઇ ને જોવા માટે અમે બધા ગયા હતાં, દૂર દૂર દેશના લાખો માણસો આવ્યાં હતાં, ગંગા જમનાના સંગમ ઉપર રેતીમાં બાવા સન્યાસીનાં ટોળે ટોળાં બેસીને તીર્થનો મહિમા જણાવતાં હતાં. કેટલાક બાવા તપ કરવા મડ્યા હતા, કોઈ આસપાસ બળતાં લાકડાંની વચમાં બેસીને ગરમીની દરકાર નહિ રાખતાં ધ્યાનમાં મગ્ન હતા, કોઈ ખીલાના પાટલા ઉપર બેસીને દુઃખને નહિ ગણકારતાં એકાગ્રચિત્તથી બાઈડીની તરફ જોતા, કેટલાક ભગવદ્ગીતા, પંચદશી,

વિચારસાગર વગેરે પુસ્તકો વાંચવામાં ગુંથાયલા હતા, કેટલાક શિખ વર્ગમાં વીંટાઇને ધર્મ સંબંધી વ્યાખ્યા કરતા હતા, અને કેટલાક હરામખોરો ઓઓની તરફ કટાક્ષો મારીને તેઓને લોભાવતા હતા, બીચારી અજ્ઞાન ઓઓ તેઓના ફંદમાં પડીને ખરાબ થતી હતી. ભિખારીઓ મોટેથી બુમો પાડીને ભિખ માગતા, કોઇ કહેતા માયજી કંઇ આપો, કોઇ કહેતા કે મને એક કોડી મળી નથી હું ઘણો ભૂખ્યો છું, કોઇ આંધળી રોતી કકળતી હતી અને લોકોની દયા ઉશ્કેરતી હતી, કોઇ લંગડા પોતાનો પગ દેખાડીને કરૂણાને ઉત્તેજિત કરતા હતા, તેમ કોઇ મૂંગા ઇશારત કરીને પોતાની તરફ દયા બતાવવા સૂચવતા હતા, આવી રીતે બધા પૈસા લેવા માટે મથતા હતા. ઘણાક થોડા ધર્મને માટે ભિખ માગતા હતા. બધાને પેટ છે તેથી પેટની પૂજા કરવા માટે મોટા મેળામાં ગયાથી કંઇ મળે એ આશાથી અહિં ગરીબ તવંગર આવતા હતા અને ભિખ માંગતા.

યાત્રાળુઓમાંથી કેટલાક ભાવિકો હતા. કેટલાક કપટી હતા. લોકોને પોતે ધાર્મિક છે એવું દેખાડવાની ઇચ્છા મનુષ્ય માત્રને સ્વભાવિક છે. પોતે લોકોથી છૂપાઇને જે અધર્મ આચરે છે તે લોકોના જાણવામાં ન આવે તેથી બહારથી પોતે ધાર્મિક છે એવું દેખાડવા માટે ઘણાક કપટનો વેશ ધારણ કરીને તીર્થ યાત્રા કરવા નીકળે છે અથવા તેઓ સમજે છે કે અમે જે પાપ કર્યાં છે તે તીર્થ યાત્રા કર્યાથી તથા દાન પુન્ય કર્યાથી ધોવાઇ જશે. જે ખરા ભાવિકો છે તેની વાત ન્યારી છે. જેનો આંધળો વિશ્વાસ છે કે હું જો તીર્થ યાત્રા કરીશ તો મારી ધર્મની ઉન્નતિ થશે હું કંઇ પુણ્ય મેળવીશ; તે વિશે મારે કંઇ કહેવું નથી. કારણ કે તીર્થ યાત્રા કરવામાં જે મનની એકાગ્રતા કરે છે અને ધર્મ ઉપર સ્વાભાવિક આસક્તિ રહે છે તેથી તેનું ફળ મળ્યા વિના રહે નહિ એવી મારી ખાતરી છે. આ વર્ગમાં આવો ભાવ સ્વભાવિક હોય છે, ઓઓનો સ્વભાવિક વિશ્વાસ છે, તેઓ કોઇના ઉપર અવિશ્વાસ રાખી શકતાં નથી. તેઓનું અજ્ઞાન આવું કરે છે કે તીર્થ યાત્રા કરવાથી દેહ શુદ્ધ થાય છે અને પાપનો દાહ થાય છે તેથી તેઓ ઘણીક વિપત્તિ વેઠીને નદી કિનારે તથા તીર્થની

જગાએ જઇને જે કષ્ટ વેઠે છે તેનો ખ્યાલ કર્યાથી સ્પષ્ટ જણાય છે કે ધર્મની વૃત્તિથી ખેંચાઇને સ્ત્રીઓ તીર્થયાત્રા કરવાને માટે વધારે જાય છે. અને તેનું ફળ મળ્યા વિના રહેતું નથી, ઘણીક સ્ત્રીઓ પ્રયાગના મેળામાં આવેલી દીઠી. તેઓ સંગમની જગાએ જઇને નાહાતી તથા દાન દક્ષણા આપતી. તે વેળાનો દેખાવ ધર્મ વૃત્તિને ઉત્તેજક હતો.

બાવા, સન્યાસી, બ્રહ્મચારી, ભિક્ષાર્થિ, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, આંધળા, બહેરાં, મૂંગા, દુર્બલ, સબળ, છોકરાં, બાઇડી, પુરૂષોને જોતાં જોતાં નદી કિનારે હમે ગયા, ત્યાં હજામની પલટણ બેઠી હતી, ત્યાં પુરૂષો દાઢી મુછ તથા વિધવા સ્ત્રીઓ માથાં બોડાવીને નાહતાં હતાં. બાઇડીઓ ભીના વસ્ત્ર પહેરીને સૂર્યનારાયણ તથા ગંગાજમનાને અર્ઘ આપતી હતી તેમજ બાળકો પાણીમાં તરતાં હતાં તથા કેટલાક નાહાવાને રોતાં હતા. આવી રીતનો ચારે બાજુએ સ્ત્રી પુરૂષનો નાહવાનો દેખાવ જણાતો હતો કેટલી સ્ત્રીઓના નાકમાં મોટી મોટી વાળી હતી, હાથમા રૂપાના બાજુબંધ હતાં, દેશી કાચની બંગડી તથા રૂપાનાં ઘરેણાં હતાં કોઇના હાથમાં સોનાની ચુડીઓ હતી કોઇએ લાલ તો કોઇએ લીલા પીળાં વસ્ત્ર પેહેરેલાં, કેટલીકનાં લુગડાં દેહની સાથે વળગેલા તથા તરતા જોવામાં આવતાં તેથી તેમની ખુબસુરતી જણાતી હતી છોકરાં નાગાં પણ ઘરેણાં પહેરેલા જણાતાં હતાં તેઓનું બાહ્ય સૌન્દર્ય ખીલેલું જણાતું હતું. આવી રીતના દેખાવો જોતાં જોતાં અમે હોડી ભાડે કરીને નદીમાં ફરવા ગયા, પછવાડેથી કિનારાનો દેખાવ બહુ સુંદર લાગતો, જાણે કાંઠો મનુષ્યના માથાથી ભરાયલો હોય ને, ત્યાં બહુ ગડબડ મચી રહેલી હતી. દૂરથી તે અવાજ સંભળાતો કેટલાક યાત્રાળુઓ ઊંડા પાણીમાં તથા સગમપર નાહાવા માટે હોડીમા બેસીને જતા હતા. અમે આસપાસ ફરીને પાછા કિનારે ઉતર્યાં તે વેળાએ પણ પહેલાનો દેખાવ જોતાં જોતાં ગાડીમાં બેસીને ઘર તરફ ગયાં.

---

## પ્રકરણ ૨૨ મું.

### પ્રયાગની પરચુરણ વાતો.

પ્રયાગમાં હું રહેવા લાગ્યો. આખો દહાડો બંગાળી હિંદી પુસ્તકો જોવા લાગ્યો. બાબુ નવીનચંદ્ર રાયની પાસે પુષ્કળ પુસ્તકો હતાં, તે હું દરરોજ વાંચીને જ્ઞાનની વૃદ્ધિ કરવા લાગ્યો. હું પહેલા વહેલાં ધર્મ સંબંધી પુસ્તકો જોતો હતો, હિંદુઓના વેદ, ઉપનિષદ, પુરાણો, સ્મૃતિ વગેરેનાં ભાષાન્તર બંગાળીમાં તથા હિંદીમાં થયલાં છે તે હું લક્ષ પૂર્વક વાંચીને તેમાંના સારા શ્લોકો મૂળ સંસ્કૃત તથા ગુજરાતીમાં ભાષાન્તર કરીને કાગળમાં લખતો. આવી રીતે મેં પુષ્કળ શ્લોકોનો સંગ્રહ કરેલો છે તે હજી સુધી છપાવ્યા વિનાનો મારી પાસે છે.

મે કેટલાંક બ્રહ્મસમાજની તરફથી પ્રકટ થયેલાં પુસ્તકોનાં ભાષાન્તર કર્યા. તેમનાં કેટલાંક હજી સુધી છપાવી શક્યો નથી. ધર્માનુષ્ઠાન નામનું આદિ-બ્રહ્મસમાજની તરફથી પ્રકટ થયેલું પુસ્તક સારૂં છે, તેમાં ધર્મ વિષય ઉપર નાના નાના નિબંધ છે. તે પુસ્તક થોડા વખત પર મારી પાસે હતું પણ હાલમાં તે જડતું નથી. તેના વિના બીજાં કેટલાંક છે.

હું દરરોજ બાબુની પાસે જ્યાંને જે સમજાતું નહોતું, તે સમજી લેતો. બાબુની સમજાવવાની રીતિ બહુ સારી હતી, તે જ્યારે સમજાવવા શરૂ કરતા, ત્યારે જે કંઇ જાણવાનું હોય તે બધું કહેતા. ધીરે ધીરે બંગાળી ભાષા મને સારી આવડવા લાગી. હું હિંદીમાં બોલતો. અહિં હિંદી બોલતા, હું મરાઠી પેલા દક્ષિણીની જોડે બોલતો.

પ્રયાગમાં કેટલાક હિંદુઓનાં દેવળો હતાં, કંઇ જુના વખતનાં નહોતાં, કારણ કે મુસલમાનોએ તે દેવળો તોડીને પોતાની મસિદો બનાવી હતી તેથી કંઇ જુનું જોવા જેવું નહોતું. હાલમાં જોવા જેવી વસ્તુમાં ખુશરૂ બગીચો, કિલ્લા તથા કંપનીનો બગીચો છે. કંપનીનો બગીચો "ઠંડી" સડક ઉપર આવેલો છે, ત્યાં વિસ્તારવાળી જમીનમાં વિલાયતી, દેશી ફુલ ફળનાં ઝાડ વાવીને સુંદર આકારનો બગીચો કર્યો છે. તેમાં પલટણનું

પોણુ અડવાડિયામાં એક વખત વાગે છે, ત્યાં અંગ્રેજ લોકો તથા કેટલાક દેશીઓ ફરવા આવે છે. તે બગીચો સુંદર છે, તેની રચના પણ સારી છે. ઝાંડ પણ બહું છે કારણ કે અલાહબાદ એ ઉત્તમ રસાળ શહેર છે.

જ્યાં પાણી છીપાય એવા રસ્તાને " ઠંડી " સડક કહે છે, ત્યાં અંગ્રેજો રહે છે, તે પહોળા રસ્તા છે. દૂર દૂર બંગલા બાંધેલા છે. ત્યાં અંગ્રેજો તથા કેટલાક મોટા ધનવાન દેશીઓ રહે છે. કેટલીક અંગ્રેજોની દુકાનો ત્યાં છે તથા કૉલેજ, હાઇકોર્ટ, પબ્લીકવર્કસ ડિપાર્ટમેન્ટનું મકાન તે તરફ છે. સરકારી ઑફિસો સુંદર ઇંટની બનાવેલી છે. તે સારી છે, તેવી મુબઈમાં ઘણી છે. એટલે તે જોવાને ગામડિયાને સારી લાગે, બીજું કંઇ જોવા જેવું નથી. ત્યાં હાલમાં મ્યુઝીયમ કંપનીના બાગમાં થયું છે તેમાં દેશ પ્રદેશની અજાયબીની વસ્તુઓ એકઠી કરી છે. ત્યાં ખ્રિસ્તી હાઇસ્કુલ છે. ત્યાં દેશીઓ કેટલાક ખ્રિસ્તી થયા છે પણ ઉંચી કોમના બહુજ ઓછા થયા છે.

હું જ્યારે પ્રયાગ ગયો, ત્યારે ત્યાં એક પારસીની દુકાન હતી. થોડા દિવસમાં મેં તે પારસીની ઓળખાણ કરી. તેમને ત્યાં રાસ્તગોફ્તાર, જ્ઞાનબોધ વગેરે આવતાં હતાં. તે હું વાચતો હતો. અને તેની જોડે ગુજરાતીમાં વાત ચીત કરતો હતો. તે પારસી ભલા હતા. પરદેશી ગુજરાતી ઉપર તે માયા દેખાડતા હતા.

પ્રયાગમાં કેટલાક વીશનગરા નાગર બ્રાહ્મણ રહે છે તેઓની જોડે મારે ઓળખાણ થયું હું તેમને ત્યાં વારંવાર જતો તથા વાતો કરતો. હું અલાહબાદથી ભોળાનાથ સારાભાઇને, મણિભાઇ જસભાઇને, માધવરાવ ત્ર્યંબક, મારા ભાઇ વિઠ્ઠલ વગેરેને પત્ર લખતો. તેમના ઉત્તરો મળતા. આના સિવાય ગુજરાતીમાં કાંઇ બોલવું ચાલવુ થતું નહોતું. હિંદીમાં બધો કારભાર થતો હતો.

પ્રયાગમાં જે જોવાની તથા જાણવાની વસ્તુ હતી. તે બધી જોઈ. બાબુ નવીનચંદ્રની પાસેથી વિવિધ વિષયનું જ્ઞાન વખતો વખત મેળવતો હતો, અને ખુશીમાં દહાડા કાઢતો હતો. આ અવસ્થાને અભ્યાસ એટલે બ્રહ્મચર્યની અવસ્થા કહું તો ખોટું કહેવાય નહિ, કારણ કે બ્રહ્મચર્ય અવ-

સ્થામાં ગુરૂને ત્યાં સાધારણ ખોરાક ખાઇને રહેવું તથા ભણવું ગણવું તથા ધર્મજ્ઞાન મેળવવું એ છે. તેજ પ્રમાણે બાબુને ત્યાં રહેવા હું લાગ્યો. વહેલ વહેલા હાથે કુવામાંથી પાણી કાઢીને નાવું પડયું કારણ કે મારી જોડે જે દક્ષિણી છોકરો હતો તે મજબુત બાંધાનો હતો તથા તેને ઘરમાં કુવામાંથી પાણી કાઢવાની ટેવ હતી તેથી તે કસરતને માટે પાણી કાઢીને નહાતો હતો, તેથી મારે પણ લાચારીથી કુવામાંથી પાણી કાઢીને નાહવું પડતું. તેમજ જાડો ભાત, દાળ અને એક શાક ખાવું પડતું. બે વખત ભાતજ ખાવો પડતો. દૂધનો એક એક વાડકો મળતો હતો તથા કોઇ કોઇ વખતે મીઠાઈ વગેરે મળતી હતી. હું મુંબાઇમાં સારી અવસ્થામાં રહેલો હતો તેથી મને આ ખાવું પસંદ પડતું નહોતું. પણ હું કંઇ બોલતો નહોતો. જે ખાવાનું પીરસતા હતા તે ખાતો હતો.

બાબુની એકઝામીનર ખાતામાં બદલી થઇ. તે હવે વર્ષમાં ૭ મહેના પ્રયાગમાં રહેતા અને ૭ મહિની બહાર કડકે કડકે જતા હતા. તેઓ નૈનીતાલ, દિલ્હી, આગ્રા વગેરે ઠેકાણે હિસાબ તપાસવા જતા અમે બધા તેમના દોસ્ત હીરાલાલ લાલાને તાબે રહેતા હતા. તે બહુ લુચ્ચો હતો, અમને ખાવા આપવામાં તે બહુ કંજુસ હતો પણ પોતે માઈ સારૂં ખાતો હતો. બાબુનો આવો વિચાર નહોતો. હીરાલાલ અમારે માટે જાડા ચોખાના ભાત કરાવતો એક શાકભાજી આપતો પણ પોતે બારીક ચોખાનો ભાત તથા પાંચ છ શાક ભાજી ખાતો હતો. જ્યારે બાબુ આવ્યા, ત્યારે પેલા દક્ષિણી બ્રાહ્મણે બધુ કહ્યું કે અમને હીરાલાલ બાબુ સારૂં ખાવાનું આપતો નથી, પછી તેણે હીરાલાલને કહ્યું ત્યારથી કંઇક સારૂં ખાવાનું મળતું હતું. આવી રીતનું દુઃખ વેઠીને અલાહબાદમાં ફક્ત જ્ઞાન મેળવવાની ખાતર હું રહ્યો. એક વર્ષ સુધી અમે અલાહબાદમાં રહ્યા પછી વિષ્ણું મુંબઈ ગયો.

---

# પ્રકરણ ૨૩ મું.

## બાબુ નવીન ચંદ્ર રાય.

આ ઠેકાણે બાબુ નવીન ચંદ્ર રાય તથા તેમની સ્ત્રી શ્રીમતી હેમલતાનું કંઇક વર્ણન આપવું યોગ્ય છે. કારણ કે તેના પ્રતાપથી મારી ઉન્નતી થઇ છે. માટે તે હકીકત આપવી નકામી જણાશે નહિ.

બાબુ નવીન ચંદ્ર એ મીરટમાં બંગાળી પિતા અને હિંદુસ્તાનની માને પેટે અવતર્યા હતા. તે નાનપણમાં બહુ બુદ્ધિશાળી તથા ધાર્મિક હતા તે નાનપણથી માંસ માછલાં ખાતા નહોતા. તેના માબાપ માંસ માછલાં ખાતાં હતાં તોપણ નવીન બાબુ ખાતા નહોતા તે પહેલાં મૂર્તિ પૂજક હતા પછી તે વેદાંતી થયા અને છેલ્લે બ્રહ્મસમાજી થયા, પહેલાં તે અંગ્રેજી શીખ્યા પછી સરકારી નોકરી કરી. તેઓ એમ. એ. કે બી. એ. નહોતા. તેઓ પહેલાં લાહોરમાં નોકરીએ રહ્યા. પછી તે અટક રહ્યા તે વેળાએ અટક સુધી રેલવે નહોતી. એકકો પોતે વેચાતો લઇને એક માણસ સાથે લઇને અટક તરફ જવા નીકળ્યા. રસ્તામાં કોઇની મદદ લીધા વિના ઉંચું અંકગણિત, આલજીબ્રા વગેરે શીખ્યા પછી ત્યાંથી ઓવરસીયરના કામમાં દાખલ થયા, ને ધીરે ધીરે મોટા હોદ્દા અખતિયાર કર્યા તેઓ પોતાના યત્નથી સંસ્કૃત, ફારસી, ઉરદુ શીખ્યા. સસ્કૃતનાં વ્યાકરણો બનાવ્યાં. પંજાબની યુનિવર્સિટીના પરીક્ષક થયા. પબલીક વર્ક્સ ડીપાર્ટમેન્ટના એકઝામિનર થયા. પે માસ્તર થયા, લાહોરની ઓરિયન્ટલ કૉલેજના પ્રિન્સિપાલ થયા, યુનિવર્સિટીના રેજીસ્ટ્રાર થયા, તેમજ રતલામના નાયબદીવાન તથા પછીથી રતલામની કાઉન્સીલના ઉપરી થયા. આવી રીતે પોતે પોતાના યત્નથી વધતા ગયા. તે બહુ વિદ્વાન હતા જ્ઞાન પ્રદાયિની પત્રિકા તેમણે દશ વર્ષથી વધારે ચલાવી. હિંદીના સુલેખક હતા, સાધારણ બ્રહ્મ સમાજને પુષ્ટિ આપનાર હતા. ૪૦ હિંદી પુસ્તકના બનાવનાર હતા. સાયન્સની ચોપડીઓ હિંદીમાં રચવામાં તે પહેલા હતા. કાસ્મીરના રાજાની દરખાસ્તથી સિવિલ ઈંજીનિયરીંગના પુસ્તકો તૈયાર કર્યાં હતાં. તે પછીથી લાહોરની યુનિવર્સિટીએ

છપાવ્યાં. તેઓએ અનાથાશ્રમ આગ્રામાં કાઢીને દરમહીને પોતાના ગીરોના ૨૦૦ રૂપીઆથી વધારે ખર્ચતાં હતા. બાબુ નવીન ચંદ્ર રાય વિદ્વાન, ધર્મજ્ઞ, અને પરોપકારી હતા.

બાબુ નવીન ચંદ્ર રાયને ત્રણ સ્ત્રીઓ થઇ હતી. પહેલાની મરણ પામી બીજી પરણ્યા. તેને બે છોકરીઓ થઈ. તેમાંથી એક છોકરી અંગ્રેજી, બંગાળી તથા હિંદી સારૂં જાણેછે તે છોકરીએ સુગૃહણી નામનું બે ત્રણ વર્ષ સુધી સ્ત્રી ઉપયોગી માસિક ચોપાનિયું કાઢ્યું હતું. બીજી સ્ત્રીના મરણ પછી ત્રીજી સ્ત્રી થઇ. તેનું નામ હેમલતા છે. તે સ્ત્રીની મા કાશ્મીરી હતી અને બાપ બંગાળી છે હેમલતાની મા મરી ગઇછે પણ બાપ હયાત છે. કાશ્મીરનાં બૈરાં બહુ સુંદર હોય છે તે ઘણાકોના જાણવામાં હશે. તેથી હેમલતાની મા સુંદર હોય તેમાં નવાઈ નહિ. આને લીધે હેમલતા પણ બહુજ સુંદર છે. મેં તેવી સુંદર સ્ત્રી પણ ઘણીજ ઓછી જોઇ છે. તેનો ચહેરો બહુજ સુંદર છે. નાક ઘણું અણીદાર નહિ તેમજ ઘણું ચપટું પણ નહિ તેનો શરીરનો બાંધો મધ્યમસર છે, તે બહુ રૂપાળી છે. રૂપ કંઇક ગૌર રમનું છે પણ અંગ્રેજના જેવું નથી અંગ્રેજની ચામડી કંઇક લુખી તથા નરમાસ વિનાની હોય છે પણ હેમલતા તેવી નથી. જો કે મેં યુરોપ, અમેરિકા હિંદુસ્તાનમાં ઘણીક રૂપવાન સ્ત્રીઓ જોઇ છે તો પણ તેના કરતાં હેમલતા ઉતરે એવી નથી. મારી જ્યારે ૨૦ વર્ષની ઉમ્મરહતી ત્યારથી હું હેમલતાને ઓળખુંછું; હાલ મારી ૪૫ વર્ષની ઉમ્મર છે તે અરસાથી હું તે સૌન્દર્યને હૃદયમાં ધારણ કરતો રહેછું તેથી સૌન્દર્ય જોવા વિષે હું ભાગ્યશાળી છું તે કહેવું પડે એમ નથી હેમલતા સૌન્દર્યની પ્રતિમા છે. તેની જોડે હું વર્ષોનાં વર્ષ રહ્યો છું, તે મને ભાઇની પેઠે ગણે છે. તે પોતાને હાથે રસોઇ કરીને ઉત્તમ વસ્તુઓ બનાવીને ખવાડે છે. તે મધુર અવાજેથી મારૂં નામ દઇને બોલાવે છે. તે મધુર નામ યાદ આવ્યાથી મારા મનમાં મધુરતા રેડે છે. હું હેમલતાને માયજી કહીને બોલાવુંછું, તે મારી જોડે પવિત્ર સ્નેહથી વર્તે છે. તેને પાંચ છોકરાં છે તે મને *દાદાના નામે બોલાવે છે. તે છોકરાં

*બંગાળીમાં ભાઇને દાદા કહીને બોલાવે છે.

મારા ઉપર બહુ હેત રાખે છે.

બહારના સૌન્દર્યમાં જેમ હેમલતા ચઢીઆતી છે. તેમ તે અંતરના ગુણોમાં આજકાલની કેટલીક સુધરેલી સ્ત્રીઓ કરતાં ચઢીયાતી જણાય છે. મનુષ્ય સર્વ ગુણસંપન્ન હોતું નથી. દરેક મનુષ્યમાં કાંઇ ખામી હોય તે પ્રમાણે હેમલતા પણ ખામી વગરની નહિ હોય, તોપણ એના સર્વ ગુણ એકંદર લક્ષમાં લેતાં તેને દેવીની ઉપમા આપું તો તે અયોગ્ય નથી. તેના સદ્દગુણ ઘણા છે, તે દયાની પ્રતિમા છે, તે ક્ષમાશીળ છે, તે લઢકણી નથી; તે નિર્મળ અન્તઃકરણની છે. મોંપર કંઈ ને અંદર કંઇ એવી કપટી નથી. આવી તે સુંદરી છે. જો કે આ જગતમાં બીજી ઘણી નારીઓ તેનાથી ચઢે એવી હશે? પણ સુધરેલા સંસારમાં મેં ઘણીક સુધારાને કલંક લગાડનાર સ્ત્રીઓ જોઈ છે; ઘણીક સદ્દગુણી સ્ત્રીઓ પણ જોઇ છે. પરંતુ હેમલતા શરીર સૌન્દર્ય અને હૃદય સૌન્દર્ય બન્નેમાં સર્વ કરતાં ઉત્તમ છે. જો કે તે પૂર્ણ સીતા જેવી સતી નથી, પણ આજકાલ પોતાને સીતા જેવી સતીનો બહારનો ડોળ ઘાલીને જે આચરણ કરે છે તેના કરતાં ચઢે એવી હેમલતા છે; તેથીજ હું તેને દેવી પ્રતિમા ધારીને હૃદયમાં પૂજા કરૂંછું.

જગતમાં મારા આરાધ્ય દેવતા તરીકે આ લોકમાં માણસને માનતો હોઉ તો બાબુ નવીનચંદ્ર રાય છે. આ જગતમાં માણસ સંપૂર્ણ નથી તે હું કબુલ કરૂંછું, પણ કેટલેક અસાધારણ સદ્દગુણથી તે માન્ય અમાન્ય થઇ શકે છે. મેં આ દુનિયામાં ઘણાંક ઉપરથી ધાર્મિકનું ડોળ ઘાલનારા જોયા છે, પણ અંદર તે પાપની પ્રતિમૂર્તિવાળા જણાયા છે કેટલાક પૈસાદારોને પિશાચી કામ કરીને તથા હજારો ગરીબોને રોવડાવીને પૈસો એકઠો કરેલા જોયા છે, કેટલાક મોટા હોદ્દેદારોને ધાર્મિકનુ બહારનું ડોળ ઘાલીને ગરીબ તવંગરને પોતાના હોદ્દાની ખુરશીને એબ લગાડે એવી ચાલ ચલણ ચલાવતા જોયા છે. તેથીજ કહું છું કે જેમાં અવગુણ કરતાં સદ્દગુણ વધારે હોય તે માન્ય થાયછે. આથીજ બાબુ નવીનચંદ્ર રાય મારા હૃદયના સદ્દગુણનો ઉપાસક દેવતા છે. જે કોઇ પણ મને સદ્દગુણ તરફ ખેંચે છે,

જો કોઇ નારી સારા સ્વભાવનું દષ્ટાંત દેખાડીને મારા આત્માને સત્ માર્ગે લઇ જવાને ઉત્તેજીત કરતું હોય તો તે દેખતા છે.

બાપુજી! તમે મને જગતમાં એવી જગાએ લઇ ગયાછો કે તેવા સ્થળમાં મને ઘણાજ આજકાલના સુધારાવાળા તથા ધર્માત્મા લઇ જવાને સમર્થ થયા નથી. તમારા નિઃસ્વાર્થે ઉદ્યોગે મને આ દુનિયામાં નિઃસ્વાર્થપણે વર્તવાને ઉત્તેજિત કર્યો છે. તમારા નિષ્કામ કર્ત્તવ્ય એટલે તમારા કંઈ પણ ફળની આશા નહિ રાખતા કર્ત્તવ્ય કરવામાં મને સદા તત્પર રહેવા કહે છે. તમારૂં સ્નેહમય જીવન મને ઉત્તેજિત કરે છે, આ જગતમાં બહારથી કંઇ ને અંદરથી કંઇ એવા પુષ્કળ દીઠા છે પણ તમને તેવા દીઠા નથી. તમે જે બહારથી હતા તેજ અંદરથી પણ હતા. ક્રોધ સ્વપ્નામાં પણ તમે દીઠો નહોતો, તમારૂં ખરાબ કરનારા ઘણા હતા, તમારૂં ધન લુંટી લેનારા પુષ્કળ હતા, તમારૂં પ્રિય ધન ભોગવનાર પણ પુષ્કળો હતા તે છતાં તમારામાં વિદ્વેષ નહિ આવતા તથા ક્રોધ નહિ બતાવતાં તેનું સારૂં કરવાની ઉત્કંઠા નિરંતર જાગતી હતી. આ જગતમાં તમારા જેવી ક્રોધને દબાવવાની શક્તિ મેં કદી જોઇ નથી તેથીજ હું આપની એક અલૌકિક શક્તિ માનુંછું. મેં ઘણા લોકોને મોટા હોદ્દાપર અભિમાની થતા, વિદ્યાથી અહંકારી થતા, સુંદર સ્ત્રી મળ્યાથી અભિમાની થતા, તેમજ પૈસા મળ્યાથી અભિમાની થતા જોયાછે પણ તમે એ સર્વ સંપત્તિ મેળવ્યા છતાં તમારામાં જરા પણ અભિમાન નહોતું મેં કેટલાક ધાર્મિકનો ડોળ ઘાલનાર, સ્વાર્થનો કાંટો રાખનાર બીજાને નુકશાન કરવામાં સદા મચ્યા રહેતાં જોયા છે પણ તમે તેવા નહોતા તમે કોઇનું અહિત ઇચ્છયું નથી. તમારા દષ્ટાંત મને આદર્શ જેવા થયા છે. આ જગતમાં મેં પુષ્કળ ખરાબ આદર્શ જેવા જોયા છે, કેટલાંક અન્યાયના આદર્શ, કેટલાક ક્રોધના આદર્શ, કેટલાક અભિમાનીના આદર્શ, કેટલાક વિદ્વાનનો ખાલી ભભકો બતાવનાર આદર્શ, કેટલાક બહારથી ધર્મિષ્ઠનો ડોળ રાખનાર આદર્શ જોયાં છે પણ તમારો આદર્શ સત્ આદર્શ છે. તેથીજ તમને સત્ આદર્શ કહુંછું. તમે ઇશ્વર પરાયણ હતા, તમે ઉપાસના હમેશાં કરતા, તમે

આળસ એ શું તે જાણતા નહોતા, તમે મને ઘણું શીખવ્યું છે. આ જગતના ઘણાક ધાર્મિક માણુસોએ જે મને શીખ્યું નથી તે તમે શીખ્યું છે. હું કહેવાતા ધાર્મિક માણુસના કુડા આચરણ જોઇને માણુસ માત્રને સંદેહની આંખથી જોતો હતો પણુ જ્યારે તમારૂં સુંદર સ્વરૂપ યાદ આવતું ત્યારે તે સંદેહ દૂર થઇ જતો. નિરંતર તમે મારા ધ્રુવ તારા તરીકે બીરાજતા.

---

## પ્રકરણ ૨૪ મું.

### આશા તરફ પ્રયાણ.

દેશીઓને સરકાર મોટા હોદ્દા આપતા નથી એવું વારંવાર આપણા દેશના કેટલાક દેશ હિતવાદીઓ કહે છે. પણુ તેમાં કેટલીક ભૂલ છે. આપણા દેશમાં એવા ઘણુંજ થોડા માણુસો જોવામાં આવે છે કે તે પોતાનો હોદ્દો સારી રીતે ઇમાનદારીથી ચલાવે, એ તો ઘણી જગાપર જોયું છે કે દેશી મોટા હોદ્દેદારો થયા એટલે તેઓને ચોકસ વખતે એટલે નિયમિત આવવાનુ થાય નહિ. તેથી તેના હાથ નીચેનાં માણુસો પણુ અનિયમિત થાય તેમાં નવાઇ નહિ, વળી, કેટલાક હોદ્દેદાર લાલચમાં ફસાઇને લાંચ લઇને પોતાના મોટા હોદ્દાનો મરતબો ઘટાડે છે. વળી, કેટલાક પોતાના હોદ્દાને ગેરઉપયોગ કરીને પોતાના સગાં વહાલાંને રળાવે છે તથા જેનો ન્યાયથી અધિકાર છે તેઓને તેનાથી વંચિત કરે છે તે વિના બીજા ઘણાક જાતના અન્યાય કરે છે. એ વિશે જ્યાં જ્યાં આપણે તપાસ કરીશું, ત્યાં ત્યાં દેશી મોટા હોદ્દેદારની આ કસુર જોઇશુ, પણુ બાબુ નવીનચંદ્ર રાયના જેવા ધાર્મિક માણુસમાં તેમાંના કંઈ દોષ નહોતા તેઓ પબ્લિકવર્કસના એકઝામિનર થયા હતા, તેઓ જ્યાં જ્યાં તપાસ કરવા જતા હતા, ત્યાં ત્યાં અતથી તે ઇતિ સુધી બરાબર તપાસીને જે કંઇ ભૂલ જણાતી તે તરત કહીને તેની ભૂલ સુધારવાને કહેતા. એક વેળાએ દિલ્હીમા ઑફિસ જોવા ગયા. ઑફિસનો હોદ્દેદાર અંગ્રેજ હતો તેણે દોઢ લાખ રૂપીઆ ઉચાપત કરેલા બાબુના

જાણવામાં આવ્યું, તરત બાબુએ તેને કહ્યું કે આમાં દોઢ લાખની કં
જણાય છે તેનું શું કરવું ? હું હવે બરોબર જોઇશ. તેથી ક્યાં તે ખર્ચ્યા
તે તમે જાણતા હો તો કહો. કાલ તમે બરાબર જોઇને તે દેખાડજો. આ
કહીને બાબુ ઘેર ગયા, ત્યાર પછી સાંજે પેલો અંગ્રેજ બાબુના મુકામ
આવ્યો, આવીને સમજાવવા લાગ્યો. એક લાખ રૂપ્યો. આવું કહ્યું પ
બાબુ તો સખ્ત થયા તેમ તે રોવા લાગ્યો પોતાને સ્ત્રી છોકરાં છે. તેનું હ
શું થશે ? પછી બાબુએ સમજાવીને ધીરો પાડ્યો. પછી બાબુએ તેને કહ્
કે જે તમે રૂપીઆ લીધા હોય તે તમે તીજોરીમાં મૂકો, પછી હું તમાર
સારાને માટે રીપોર્ટ કરીશ, મારેથી બનતી મહેનત કરીને તમારી ચાકર
રહે એવું કરીશ પછી પેલા અંગ્રેજે બીજે દહાડે રૂપીઆ તીજોરીમાં મુક્યાં
પછી બાબુએ પોતાના ઉપરીને લખ્યું કે તેને એક ડીગ્રી ઉતારીને રાખવો. તે
પ્રમાણે તેને રાખવામાં આવ્યો. આથી બાબુના ઉપરીના મનમાં તેના વિશે
સારો મત બંધાયો. જો બાબુ ધારત તો તેમાંથી એક લાખ પોતે ખાત
અને અડધો લાખ પેલા અંગ્રેજને આપત, તો તે બનવા જેવું હતું.

તે અરસામાં રજપુતાના માળવા સ્ટેટ રેલવેમાં પે માસ્તરની જગા
ખાલી પડી, તેના ઉપર અંગ્રેજ હતો. ત્યાં દરરોજ હજારો રૂપીઆની ઉથલ
પાથલ થતી હતી. તેથી ઇમાનદાર માણસની જરૂર હતી. ઘણુંજ ચોર
અંગ્રેજો સરકારનો પૈસો ખાઇને પોતાનું પેટ ભરે છે. ઘણા ખરા પોતાની
ફરજ સારી રીતે બજાવે છે પણ દેશીઓ લાલચુ હોય છે. તેથી આ
મોટા હોદ્દાપર અંગ્રેજ મુકરર થયો હતો. બાબુ વિશે મોટા હોદ્દેદારને ખબર
હતી કે બાબુ નવીન ચંદ્ર રાય ઇમાનદાર છે. તેની બદલી આગ્રામાં કરી તે
વેળાએ આગ્રા રજપુતાના અને માળવા રેલવેનું હેડ કવાર્ટર હતું. તેથી આગે
બધા આગ્રા તરફ ચાલ્યા. રસ્તામાં કુદરતી બાગીચાની શોભા જોવામાં આવી, ખેત-
રોમાં તરેહવાર જાતનાં અનાજ ઉગ્યાં હતાં. ઠેકઠેકાણે આંબા ઝાડિયાં, તથા
ઝાડની ઘટા દેખાતી હતી, ઠેક ઠેકાણે તળાવો કુવા નજરે પડતા પાસે પાસે
ગામનાં ઘર તથા ત્યાંનાં સફેદ મકાનો દેખાતાં હતાં ખેતરોમાં જુવાર
ચરતાં દેખાતાં હતાં રેલવેના તાર ઉપર કાગડાં, કબુતરનું તથા ચકલાંનુ

ટાળું બેસીને તારને હલાવીને ઉડી જતું. રસ્તામાં મોર પોતાનાં પીછાં ફેલાવીને કળા દેખાડીને ઇશ્વરની લીલા જણાવતા, આવી રીતે ઈશ્વરનો મહિમા જોતા જોતાં અમે ટુંડળા આવ્યા, અહિંથી રેલવે બદલવી પડી, કારણ કે ટુંડળાથી રેલવે સીધી લાહોર થઇને પેસાવર જાય છે. ટુંડલાથી બીજી ગાડીમાં બેસીને જમના નદીનો પુલ વટાવીને આગ્રે જવાય છે ટુંડલા સ્ટેશન નાનું હતું હવે ત્યાં ત્રણ રેલવે થઇને એક મોહું સ્ટેશન થયું છે તે સ્ટેશન કીલ્લાની પાસે છે.

સ્ટેશન પરથી ઉતરીને અમે શીગરામમાં બેસીને મુકામ પર જવા લાગ્યા. પહેલેથી કાંપમાં બંગલો ભાડે રાખ્યો હતો. રસ્તામાં જોતાં જોતાં ચાલ્યા. ઠેકઠેકાણે કાચાં મકાનો જણાતાં હતાં. રસ્તામાં ગરીબ માણસો દુકાન માંડીને સેરડી, મીઠું, રેવડી વગેરે વેચતા હતા. કોઈ કોઇ જગાએ દુકાન ગરીબ અવસ્થાની દેખાતી. સ્ટેશનથી કાનટોનમેન્ટ જતી વેળાએ કંઇ જોવા જેવું નથી. તે રસ્તા ઉપર સારાં પાકાં ઘર નથી. રસ્તો ધૂળવાળો દીઠો. થોડીવારે અમે કાનટોનમેન્ટની હદમાં આવ્યા. ત્યા રસ્તા ઉપર પાણી છીપેલું જોયું પછી કેટલાક બંગાળીઓનાં ઘર જોયા. પછી સદરબજારના રસ્તાનો ખુણો જોયો, ત્યાર પછી થોડે દૂર બાબુને માટે રાખેલો બંગલો આવ્યો. બંગલો સારો હતો. બંગલાની આસપાસ ઘણી ખાલી જગા હતી. ત્યાં પણ હીરાલાલ બાબુ આવ્યો હતો, અને તેનો બધો કારભાર હતો. હીરાલાલ બાબુને કલકત્તેથી બાબુએ પોતાની જોડે રહેવા સારૂ બોલાવ્યો હતો તેને ચાકરી નહોતી. તે બાબુનો મિત્ર કહેવાતો હતો. થોડુંક અંગ્રેજી જાણતો હતો, બંગાળી તેની સ્વભાષા હતી. બાબુ તેના ઉપર પૂર્ણ ભરસો રાખીને રૂપીયા ખર્ચવા આપતા હતા. તેમાંથી તે પોતાને માટે ખર્ચ સારૂ કરતો હતો. પોતાની સ્ત્રીને પણ સાથે લાવ્યો હતો. અમારે માટે એટલે મહેન્દ્રનાથ ચટરજી અને હું એ બેઉને માટે એક બંગલામાંનો ઓરડો મુકરર થયો ત્યાં હું બેસીને વાંચતો તથા લખતો હતો. દહાડામાં બે વાર હું બાબુને મળતો તથા વાતચીત કરતો હતો

# પ્રકરણ ૨૫ મું.

## આગ્રા.

આગ્રા એ જમના નદીના કાંઠા ઉપર વસેલું છે. ત્યાંનાં ઘર કેટલાંક અલાહાબાદના જેવાં છે અહિનાં કેટલાંક ઘર કાચાં દીઠામાં આવ્યાં પાકાં ઘરની સંખ્યા શહેરના પ્રમાણમાં ઓછી જણાય છે, પાકાં ઘર નાનાં દીઠાં. મોટાને ઉચાં ઘર આગ્રામાં થોડાંજ જણાયાં, નાનાં એક બે માળાનાં ઘરની સખ્યા વધારે જણાઇ. બધાં ઘરની છત પથ્થરની દીઠી, કારણ કે તે તરફ પાતળા લાલ રંગના પથ્થરની મોટી મોટી પાટો મળે છે તે ઘરની છતો બનાવવામાં વાપરે છે, એટલે તેને પાટિયાંને બદલે વાપરે છે. રસ્તા ઉપર નાની નાની ઉપરથી ગોળ તથા મંદિરના આકારની બારી-બારણા હોય છે. તેની પાસે થોડોક ઓટો બહાર કાઢેલો હોય છે. ત્યાં ખુરશી તથા ઘોડા નાંખીને લોકો બજારની તથા માણસની લીલા જુએ છે. શહેરમાં બહુ ધૂળ ઉડે છે. બધી જગાએ ધૂળ ધૂળ જણાય છે. અહિંયાં ગરમીની મોસમમાં બહુ માખો જોવામાં આવે છે. તેથી વાંસના ચક બારણાપર ટાંગેલા હોય છે. તેમાંથી માંખીઓ આવતી નથી. તથા ઘરમાં અજવાળું આવે છે અને પોતે નહિ દેખાતાં બીજા જતા આવતા દેખાય છે.

આગ્રામાં મુસલમાનો જાત જાતના ધંધા તથા કારીગરનાં કામ કરીને પોતાનો ગુજારો કરે છે. બજારમાં તેઓ જોડા વેચવાનો, કાગળ વગેરે સ્ટેશનરી વેચવાનો તથા અંગ્રેજી ખાધ ખોરાકી વેચવાનો, રમકડાં વગેરે લાકડાંની વસ્તુઓ વેચવાનો ધંધો કરેછે આગ્રામાં ઘણુંજ સુંદર આરસપહાણના રંગ બેરંગી પથ્થરો જડેલું કામ થાય છે તેમાં પણ કેટલાક મુસલમાનો કામ કરે છે, તથા જાત જાતના લાકડાના લાખ ચોપડેલા દાબડી, દાબડા, આરસી, મીણબતીના સ્ટેન્ડ વગેરેનું કામ કરે છે. તેમજ બીજા પરચુરણ ધંધા કરે છે. આગ્રામાં હિંદુઓમાં "અગરવાળે બનીયા" ઘણા છે, તેઓ કપડાં તથા શેતરંજી વેચે છે તથા કણીઆની દુકાન, ગાંધીની દુકાન વગેરે રાખે છે. ખત્રીઓ કપડ દુકાનનું કામ કરે છે તથા કેટલાક મુનસી છે

તથા કેટલાક ઑફિસોમાં નોકરી કરે છે. ખતરી તથા કાયસ્થ બહુ હોંશીઆર જાત છે, અહિં બ્રાહ્મણોની જાત આગળ પડતી નથી; તેઓ ફક્ત પૂજા કરાવવામાં તથા યજમાનવૃત્તિ કરવામાં લાગેલા છે. કેટલાક બ્રાહ્મણો ઑફિસનું કામકાજ કરે છે પણ તેની સંખ્યા બહુજ થોડી છે. બંગાળીઓ ઘણું કરીને બધી ઑફિસમાં મોટા મોટા પગારની જગાપર છે. કારણ કે બાબુઓ અંગ્રેજી સારૂં જાણે છે, તથા અંગ્રેજી હિસાબ વગેરેમાં કુશળ હોય છે. વેપારીવર્ગ તો બનીયાનો છે. તેઓ મોટા મોટા વેપાર કરે છે. ખતરી કાયસ્થો ઑફિસનું કામ તથા બ્રાહ્મણો ગોરપણાનું કામ કરતા બધે જોવામાં આવે છે. ફક્ત હિંદુસ્તાનમાં કેટલીક જગાએ બ્રાહ્મણો મુત્સદી વર્ગમાં છે. હલકા વર્ણના લોકો આગ્રામાં જુદા જુદા હલકા તથા મજુરીયાત વગેરે ધંધામાં પડેલા જોવામાં આવે છે. તેમાં મુખ્ય કરીને ઘર બનાવવાનુ, પાણી લાવવાનું, પથ્થરનું કામ કરવાનુ, મુજના દોરડા બનાવવાનું વગેરે.

આગ્રામાં ખાવાની વસ્તુઓ બહુ સસ્તી વેચાય છે ફળમૂળ પણ બહુ સોંઘાં મળે છે. શાકભાજી તથા અનાજ પણ સસ્તુ વેચાય છે, તેથી થોડા પૈસામાં માણસનો ગુજારો થાય છે. મજુરી બહુજ ઓછી છે તેથી સસ્તુ હોવાથી બધાનો ગુજારો થાય છે. આગ્રામાં જાત જાતની તરકારી થાય છે; કારણ કે ત્યાંની જમીન બહુ રસાળ છે થોડી મહેનતને બહુ પાકે છે. અહિં પણ એક નાની જમીનમાં ઘણા માણસોનો ભાગ હોય છે તેથી મહેનતના પ્રમાણમાં લોકોને બહુ ઓછુ મળે છે તેથી તેઓ પ્રદેશમાં જઇને કમાવવાની તજવીજ કરે છે. આગ્રામાં પેંડાની મીઠાઇ એટલે સફેદ કોળાની મીઠાઇ સારી થાય છે. અહિંયાં પેંડા, સેવ વગેરે સારાં થાય છે. આગ્રાની મીઠાઇ બહુ તોફા છે. અહિં ખાંડનાં કેટલાંક કારખાનાં છે. તે કારખાનામાં સારી સફેદ ખાંડ ગોળમાંથી કાઢે છે. અહિં તમાકુ પણ સારી થાય છે. ગોળમાથી ખાંડ બનાવતી વેળાએ છૂટો પડેલો ગોળનો રસ ( કાગવી ) તમાકુમાં મેળવીને ગડાકુ પણ ઉત્તમ બને છે. આગ્રામાં કુદરતની બધી જાતની દવા છે. તનદુરસ્તી પણ માણસોની ઠીક છે અહિયાં ગરમીના દિવસમાં ૧૦૪ ૧૦૫ ડીગ્રી સુધી ગરમી રહે છે, પણ શિયાળામા બહુ ટાઢ પડે છે. ટાઢમાં

લોકો રૂ નાખેલા કોટ, ડગલા, સુરવાળ વગેરે પહેરે છે. ગરમ કપડાં કરતાં રૂમાં વધારે હુંફ છે એવું જણાય છે. અહિંના લોકો ગરમ ચાદરને બદલે પાતળી રજાઇ ઓઢીને રસ્તામાં ફરે છે. તે ઘણી સુંદર બનાવેલી હોય છે. રાતના ઓઢવાને બનુસ વગેરે વિલાયતી ગરમ કપડાં વાપરતા નથી. ઘણાકો રૂની સુજની વાપરે છે, તે બહુ ગરમ છે. આગ્રામાં ગરીબથી તવંગર આનંદમાં રહે છે કારણ કે ખાવાનું સસ્તુ મળવાથી થોડા પૈસામાં માણસ પોતાનો ગુજારો કરે છે. દહી, દૂધ, મીઠાઇ, પૂરી, કચોરી, ગરીબ પણ ખાય છે, અને મેવો પણ દરેક ઋતુનો જુદી જુદી જાતનો બહુ સસ્તો મળે છે, તેથી તનદુરસ્તી સારી રહે છે તેમા નવાઈ નહિ.

આગ્રા યુરોપના મુસાફરોને તથા આપણા દેશના મુસાફરોને પોતાની તરફ ખેંચે છે. ત્યાં પ્રાચીન કીર્ત્તિની કેટલીક જગાઓ છે. તેમજ ત્યાંનાં આરસનાં વાસણો તથા આરસની જાત જાતની બનાવટની વસ્તુ બહુ પ્રખ્યાત છે તેમજ લાકડાનું કામ પણ પ્રખ્યાત છે. તેથી લોકોનું લક્ષ આગ્રા જોવા માટે રહેલું છે. આગ્રા એ પ્રાચીન બાદશાહઓની રાજધાનીનું શહેર હતું. તેથી ત્યા નવાઇની વસ્તુઓ થાય એમાં આશ્ચર્ય નથી. કારણ કે આગલા વખતના મુસલમાન બાદશાહો હિંદુસ્તાનનેજ પોતાનો દેશ ધારીને રૂપીઆ ખર્ચીને આસમમાં રહેતા હતા. તથા કીર્તિને માટે રૂપીઆ ખર્ચીને હિંદુસ્તાનના લોકોને ખટાવતા હતા. તેથીજ આગ્રા, દિલ્હી વગેરેમાં ભવ્ય ઇમારતો બનેલી છે. ગમે તેમ હો, આગ્રામાં તાજમહેલ કીલ્લો તથા ફતેહપુર શીખરીના જેવા ભવ્ય મકાનો હિંદુસ્તાનમાં નથી, યુરોપમાં પણ તેવા નથી.

---

## પ્રકરણ ૨૬ મું.

### આગ્રાની નવાઇઓ.

વાંચનાર ! તમે શું મારી જોડે આગ્રાની પ્રખ્યાત વસ્તુઓ જોવા આવશો ? જો આવશો તો તમને બહુ મઝા પડશે. ચાલો, ત્યારે આપણે જઇએ.

વાંચનાર ! તમે કલ્પનાની આંખથી જુઓ કે, જાણે તમે અને હું ગાડીમાં બેસીને જઇએ છીએ. રસ્તામાંથી પેલું સુંદર દૂધના જેવું દૂર શું ચળકે છે ! કોઇએ જાણે ઉત્તર આપ્યો હોય તેમ જણાયું કે, એ તો મોગલ બાદશાહ જહાંગીરે ઇ. સ. ૧૬૪૮ માં પોતાની પ્રિયતમ બેગમ, મમતાજ બીબીની સમાધીના ઉપર એ મનોહર મહેલ ચણાવ્યો છે. તે માટે એક વખત એનું નામ 'મમતાજ મહેલ' હતું. હવે એ તાજમહેલના નામથી પ્રસિદ્ધ છે. તે જોવા માટે યુરોપથી માણુસો આવે છે. તેના જેવો મહેલ તથા મકાન આખા જગતમાં નથી. તેને બનાવવાને દરરોજ વીસ હજાર કારીગર કામ કરીને સતર વર્ષસુધી મહેનત કરી, ત્યારે તે મકાન તૈયાર થયું. એમાં લગભગ બે કરોડ રૂપીઆ ખર્ચાયા. આગ્રા શહેરથી બે માઇલને છેટે જમના નદીને કાંઠે એ અપૂર્વ ઇમારત છે. ચાલો, ત્યારે આપણે તાજમહેલની તરફ જઇએ. ગાડીવાળાને તાજ તરફ જવાનો હુકમ આપ્યો. થોડીવારે ગાડીવાળાએ કહ્યું કે, સાહેબ, આ તાજ આવ્યો.

વાંચનાર ! ચાલો ઉતરીને અંદર જઇએ, જુઓ પેલો દરવાજો જે લાલ રંગના પથ્થરનો બનેલો છે, તે મોટો દેખાય છે. તે દરવાજામાં જઇએ, આહા, કેવો ઉત્તમ દરવાજો ! કેવા પાસે પાસે નાના ગોળ બુરૂજો દરવાજાની ઉપર દીપે છે ! તેની કેવી કારીગરી સારી છે અને તેની સાથે પણ કેવી સફાઇદાર છે ! દરવાજાની દેવડી કેવી સ્વચ્છ ! દરવાજામાં પેસતાં કેવો સુંદર બગીચો દેખાય છે ! ચાલો, બગીચામાં આસપાસ ફરીને ઝાડની ઘટા જોઇએ. આ શુ બગીચો છે કે નન્દનવન છે ! અહિંયાં આંબાનાં ઝાડ મોટાં ઉગ્યાં છે. પેલી તરફ દાડમનાં વૃક્ષોપર દાડમ ઝુલે છે. ત્યાં નારંગીનાં ઝાડપર કેવી સુંદર નારંગી લાગેલી છે ! આ શેનાં ફૂલ, એ તો પીળા ગુલાબના. સફેદ ગુલાબના છોડ છે ! આ ઉંચા સીધા ફુવારા જેવા શેનાં ઝાડ છે, તે મને બહુ ગમે છે. એ તો ભાઇ, સરોનાં ઝાડ છે, એ શોભાનાં ઝાડ છે. આ બધા શું ફુવારા છે ? હા ભાઇ, આ બધા ફુવારા છે. આ બગીચાની વચમાં શું છે ? એ તો બેસવાની જગા છે, ચાલો, ત્યારે ત્યાં જરા બેસીને આરામ લઇએ, આહા ? અહિં

નો સોપખંડના બેંચો પડેલા છે. આ તો આરામ કરવાની જગા દેખું. અહા ! કેવું સુંદર દેખાય છે ! આસપાસ સુંદર બાગીચો છે ! સામે આગ; સનું દેવળ જેવું મકાન છે. તેની ચારે બાજુએ ઉંચા મિનારા દેખાય છે, અહિં આવવાનો બધો ખર્ચ વળી ગયો, મહેનતનો બદલો મળ્યો.

ચાલો, આપણે સીધાને સીધા તાજમહેલપર જઈએ. દરવાજાથી સીધો રસ્તો બધો પથ્થરથી બનેલો છે. તેના ઉપરથી જઈએ. અહિં થોડે થોડે છેટે ફુવારા છે. તે ફુવારા બરાબર પેસવાના દરવાજાથી લઈને તાજમહેલ-માં જવાના માર્ગ સુધી સીધા હારબંધ છે અને આસપાસ ફુલ, ફળનાં ઝાડ છે તેથી તે બહુ શોભાયમાન દેખાય છે. આવું મકાન મેં મારી ઉમરમાં જોયું નથી. ચાલો, ઉપર જઈએ.

આ તો આરસની પાથરી છે, આ તો ઓટલા જેવું જણાય છે. બધે આરસપહાણ જડેલો છે. આહા ! કેટલો ખર્ચ થયો હશે ? અહા ! આ-નો ઓટું ચોગાન આવ્યું, અને વચમાં જાણે આરસપહાણનો મોટો નક્કર કકડો હોય એવું દેખાય છે. તેનો આકાર ચોરસ જેવો જણાય છે. ઉપરનો ગોળ ઘુમટ પણ સુંદર દેખાય છે. ભાઈ, પહેલાં આપણે મિનારા ઉપર ચઢીને શહેરનો દેખાવ જોઈએ. ત્યારે ચાલો, ત્યાં જઈએ. આ તો ભાઈ, આરસનો મિનારો જોઉછું. અહા ! કેટલો ઉંચો, શું તેનાપર ચઢાનું હશે ? જોને પેલા માણસો ઉપર ચઢેલા છે, તે કેવા નાના દેખાય છે. ચાલો, ઉપર જઈએ. આ તો ગોળ શીડી છે અહિં અંધારૂં આવ્યું નહિ, જરા આગળ ગયાથી એક બારિયું જણાયું. તેમાંથી અજવાળું આ-વવા માંડયું. અહા, કેવી સુંદર રચના ! અહિં લોખંડની મોટી ચીપ મારેલી જોઉછું. હા ભાઈ. એ તો મજબુતીને માટે મારેલી છે. હવે ઉપર આવ્યા. અહા, ઉપરથી આગ્રા કેવું સુંદર દેખાય છે ! પેલા સફેદ નાનાં ઘરો તથા છાપરાં દેખાય છે. માણસો કેવા નાનાં ઢીંગલાં જેવાં દેખાય છે ! આ પે-લી ઝાડની હાર કેવી સુંદર દેખાય છે, ઓ પેલું ઝાડનું ઝુંડ દેખાય છે ! ભાઈ, એ તો બગીચો હશે જોઈએ. આ તો જમના નદીને પેલે પાર નાનાં ગામડાં દેખાય છે. પેલો જમનાનો પુલ, તેનાપર ચાલનાર માણ-

સૌ કેવાં નાનાં દેખાય છે ! ચાલો, હવે ચારે બાજુએ ફરીએ. આ કેવો સુંદર કઠેરો છે. કેવો સુંદર ગોળ આના ઉપર ઘુમટ છે, આ જો તાજમહેલ કેવો સુંદર દેખાય છે ! તેનો ઘુમટ કેવો સુંદર બનાવ્યો છે. આ પેલી ઘુમટપર જવાની સીડી, આ પેલું એક બાજુએ શું લાલ પથ્થરનું બનાવેલુંછે? એ તો મસિદ છે, તે પણ બહુ સુંદર બની છે. ઓ પેલો કિલ્લો ! શું આપણે કિલ્લો જોવા જઈશું ? અહિં આવ્યા છીએ, તો તે જોવા જઈશું જ. હવે ચાલો આપણે નીચે ઉતરીને તાજની કારીગરી જોઇએ. આ તો જાણે કુદરતી ફળ ફૂલના છોડ જેવુંજ, એ શું ખરાં છે ? નહિ ભાઇ, એ તો આરસપહાણને કોતરીને તેમાં જાતજાતના રંગના પથ્થર બેસાડેલા છે, એ બહુજ સુંદર લાગેછે. આ દરવાજા ઉપર વાંકા ચુકા, કાળા તથા સફેદ લીટા શાના છે ? એ તો ભાઇ, કુરાનની આરબી આયત છે, એટલે મુસલમાની ધર્મની આજ્ઞા તથા પ્રાર્થના છે. એ પણ બહુ કારીગરીથી કોતરેલું તથા બેસાડેલું છે. જ્યારે બહારની કારીગરી આવી સુંદર છે, ત્યારે અંદરની કારીગરી કેવી હશે, ચાલો, આંપણે હવે અંદર જઇએ. આ તો ચારે બાજુની દિવાલ છે. કેવું સરસ કામ, જાણે કુદરતી ઝાડપાન હોય ને ! આ શું રંગેલાં ઝાડપાન છે ? નહિ ભાઇ, એનો પથ્થરમાં જે ઝાડપાન તથા ફળ કરવાં હોય તેને પહેલાં કોતરીને પછી તેમાં તેવા રંગના બીજા પથ્થરો બરાબર તેવા ઘાટના બનાવીને બેસાડે છે. જેમ વીંટીમાં નંગ સોનાની સાથે મઢે છે, તેમ અહિ પથ્થરને કોતરીને તેમાં જાત જાતના પથ્થર બેસાડે છે. આ શું તમે ખરૂં કહોછો ? હું તો કઇ તેમાં ફાટ જોતો નથી. આ તો રંગેલાં જેવાં ભાસે છે. ભાઈ, જરા ધ્યાન લગાડીને જો. જરા ફાટ જણાય છે. હા ભાઇ, તમે ખરૂં કહ્યું. અહા ! આવું કામ બનાવવાને કેટલો વખત લાગ્યો હશે? કેટલું બારીક કામ કરવું પડયુ હશે? જરા નાનો પથ્થર હોય તો ખરાબ લાગે ને જરા મોટો હોય તો તે કોતરેલા ભાગમાં જાય નહિ, તેથી તે પળે પળે જોઇને ઘસીને બેસાડયો હશે. આ કામ તો બહુ સારૂં છે. એ તો બાદશાહ કરાવે, આપણાથી શું કરાવી શકાય ? ભાઇ, આગ્રામાં આવાં કામની આરસની રકાબી, પેપરવેટ, દાબડી, દાબડા વગેરે થાય છે.

એક નાની રકાબીની કિંમત સો રૂપીઆથી વધારે થાય છે. જેવી જોઇએ તેવી મળે છે. બાર આનાથી ૧૦૦ રૂપીઆ સુધીની કિંમતની વસ્તુઓ મળે છે, તે આપણે બહાર જોયું, ત્યારે વેચનારની દુકાનપર જોયું. આમ છે તો આ બધું બનાવવાનાં પુષ્કળ રૂપીઆનો ખર્ચ થવો જોઇએ. આપણે જ્યારે આવના હતા, ત્યારે એક કહ્યું હતું તે શું તને યાદ નથી ? હા, યાદ આવ્યું. ભાઇ ! આ હોજની જાળી ઉપરની કારીગરી બહુજ ઉત્તમ છે. તેમાં જે રંગના પથ્થરો પૂર્યા છે તે બહુ કિંમતી છે. તેની વેલ તથા બુટ્ટા બહુજ બારીક તથા જરા પણ ફાટ વગરના છે. જાણે કોઇએ ધ્યાન લગાડીને ચિતર્યાં હોય એવા દેખાય છે. અહા ! આ કબરપર તો કારીગરીની હદ છે. તેના ઉપર જે ગુલાબ વેલ તથા ફૂલનાં જે ચિત્રો છે, તે જાણે ખરાં હોય તેવાં લાગે છે. તે પણ શું કોતરીને તેમાં રંગબેરંગી પથ્થરો જડેલા છે ! હા, ભાઇ ! આ બધું કોતરીને તેમાં જાતજાતના પથ્થરો ગોઠવ્યા છે. કેટલાક કહે છે કે, આમાં બધા કિંમતી નગ પૂર્યા હતાં પણ તે ચોરાઇ ગયાં. ગમે તેમ હો, આ તો બહુ સુંદર બે કબરો છે. તે કોની વારૂ ? એક તાજબીબીની ને બીજી બાદશાહ જહાંગીરની. આનો ઉપર દેખાડવાની કબર છે. બાદશાહ બેગમની કબર તો નીચે છે. બધુ જોઇ લે. શું જોઉં ને શું નહિ જોઉં, એ હું નક્કી કરી શકતો નથી. આ તો એક સ્વપ્નાના મહેલ જેવું મને લાગે છે. ઘણીજ ઉત્તમ કારીગરીનો નમુનો. ચાલ, ભાઇ ! આપણે બેગમ તથા બાદશાહની ખરી કબરો જોઇએ. આ પણ બહુ ઉત્તમ છે. કારીગરીમાં ચઢિયાતી છે, ચાલો. હવે ઘેર જઇએ. આ પેલી દુકાનોનો સામાન તો બહુ સારો દેખાય છે. મહેનતના બદલામાં કિંમત તો ઓછી, કારણ કે અહિં બધું સસ્તું છે. કંઇ નવાઇની વસ્તુઓ લઇએ ?

ચાલો, હવે આપણે કિલ્લો જોવા જઇએ. ગાડીવાળાએ કહ્યું કે, કિલ્લો જોવા માટે પાસ લેવો પડે છે. તે પાસ કેંટોનમેંટમાં સરકારની ઑફીસમાં મળે છે, ત્યારે ચલાવ તે તરફ. ત્યાં પહોંચ્યા. સાહેબને કહ્યું કે, તરત પાસ વગર પૈસે મળ્યો. જેવા ગાડીમાં બેસીએ છીએ, એટલામાં એક બો-

મિયાએ અમને સલામ કરીને કહ્યું કે, હું તમને કિલ્લાની બધી માહિતી આપીશ, મને લઇ જાઓ. જે તમારી મરજીમાં આવે તે આપજો. અમે વિચાર કર્યો કે, આવો માણસ હોય તો સારૂં. પછી તેને લીધો. ગાડીવાળાએ કિલ્લાના દરવાજા ઉપર ગાડી ઉભી રાખી. અમે નીચે ઉતરીને ચાલ્યા.

વાંચનાર ! તમે શું કિલ્લામાં આવશો કે ? ચાલો જઇએ. એ પેલા અંગ્રેજ સંત્રીએ અમારો પાસ લીધો. પછી અમે ચઢાણપર જવા લાગ્યા. આસપાસ જોવા લાગ્યા. ઠેકઠેકાણે બરાખો બાંધેલી દીઠી. તેમાં સોલ્જરો બેઠેલા, બીડી પીતા અને વાતો કરતા જણાતા હતા. આસપાસ ઝાડની છાંયા પડતી હતી. મોટી મોટી તોપો તથા ગોળાઓ જ્યાં ત્યાં પડેલા હતા. અમે જોતાં ચાલ્યા. ભોમિયાએ કહ્યું કે, આ કિલ્લામાં અંગ્રેજ સોલજરો રહે છે. આ કિલ્લાની તેઓ રખેવાળી કરે છે. પછી દૂરથી ઉત્તમ ઘરનો સમહ દેખાયો. ત્યારે ભોમિયાએ કહ્યું કે, આ બાદશાહના મહેલો દેખાય છે. થોડે દૂર ગયા એટલામાં એક મોટો થાંભલા વાળો હોલ આવ્યો. તેના ઉપર અમને લઇ ગયા. ભોમિયાએ કહ્યું કે, "આ દિવાને આમ" છે. અહિંયાં બાદશાહ જાહેર મીજલસ કરીને રાજની વાતો કરતા, અહિં બાદશાહનું તખ્ત હતું. તે તખ્ત આ રહ્યું. આનાપર બાદશાહ બેસતા હતા. ઓરડો મોટો છે અને બધા હિંદુઓના દેવળના આકારના થાંભલા આસપાસ છે અને તેના ઉપર સારી છત છે. તે એક પ્રકારનું સાદું ઘર છે. થાંભલા સારા પથ્થરના છે. ભોમિયાએ કહ્યું કે, આ છત રૂપાની હતી પણ તે મરાઠાઓ લૂટી ગયા. દિવાનખાનું અને તો સારું જણાયું નહિ. પછી તે અમને જ્યાં બાદશાહનું તખ્ત હતું ત્યાં ઉપર લઇ ગયો. તે આરસપહાણનું હતું તેનું કામ તાજમહેલનાં જેવું હતું. પછી તે ત્યાંથી દીવાને આસમાં લઇ ગયો. ત્યાંનું કામ તાજમહેલના જેવું હતું. તે બધું આરસના થાંભલાવાળું હતું ત્યાં રાજની છુપી મસલતો થતી. પછી અમને બેગમોના મહેલ તરફ લઇ ગયો. તે મહેલોમાંના પણ કેટલાક સારા હતા પણ તે બધા સામાન વિનાના ઉજડ જેવા હતા. જ્યારે તે સચરચીલાંથી શણગારેલા હશે ત્યારે તેની ખુબી ઓર જણાતી હશે. પછી અમે બેગમોના હમામ

ખાનામાં ગયા. ત્યાં આરસના ફૂવારા, આરસના હોજ વગેરે દીઠા, ભોમિયાએ તરેહવાર ગપો મારી કે, અહિં બેગમ બાદશાહ અત્તરના હોજમાં ક્રીડા કરતા હતા. અહિં બધી જાતની ગુલામડીઓ અને ગુલામો બાદશાહ તથા બેગમોને નહવારતી. પછી અમને શીસામહેલમાં એટલે આયના મહેલમાં લઇ ગયા. ત્યાં બધી જગાએ આરિસા જડેલા હતા. તે પણ સારું હતું, તોપણ કેટલુંક ભાંગેલી અવસ્થામાં હતું. જ્યાં ત્યાં આરસપાણની દિવાલો ઉપર ઝાડપાન, ફૂલ ફળ તેમજ પક્ષીઓ કોતરીને તેમાં રંગબેરંગી પથ્થરા જડેલા હતા. તે બહુ ઉત્તમ હતા. કેટલુંક કામ તાજમહેલને મળતું હતું, પણ ઓરડાઓ નાના હતા. કેટલાક ઓરડા મોટા હતા. કોઇ જગાએ રાચરચીલું નહોતું, તેથી એક મોટી ધર્મશાળા જેવું જણાતું હતું.

કિલ્લામાં પ્રાચીનકાળમાં બાદશાહની રજપૂત બેગમો પણ રહેતી હતી. તેના મોહલ બીજા હતા. ત્યાં બધું હિંદુ તરાહનું ખાવા પીવાનું થતું હતું. અમારા ભોમિયાએ રજપૂત બેગમનો મોહલ દેખાડ્યો. તે લાલ પથ્થરનો હતો, તેની કારીગરી કંઇ વખાણવા લાયક નહોતી. કિલ્લામાંના મોહલ બધા જોયા. ભોમિયાએ તવારીખ કહેવા માંડી. તે અમે કંઇક સાંભળી કારણ કે કેટલીક ગપો પણ હતી.

ત્યાર પછી તે અમને બાદશાહની નિમાજ પઢવાની મસીદમાં લઈ ગયો. અહા ! કેવી સુંદર મસીદ ! બધી સફેદ આરસની બનાવેલી છે, તે એક જાણે સુંદર રમકડું હોય એવું જણાયું. - બાદશાહ બેગમોને નિમાજ પઢવા માટે સુંદર સફેદ આરસમાં કાળા આરસના ધરતી ઉપર ચોકડાના આકારના પાડેલા આસના બહુજ સુંદર દેખાય છે, મસીદમાં જ્યાં જ્યાં નજર ફેલાવવામાં આવતી હતી ત્યાં ત્યાં સુંદરતા જણાતી હતી, મોતી મસીદ તેનું નામ છે. તે નામ તેને યોગ્ય છે. જો કિલ્લામાં કોઇ સુંદર વસ્તુ જોવા જેવી હોય અને જ્યાં જવાથી પવિત્ર ભાવનો ઉદય થાય તેવી જગા જો હોય તો હું મોતી મસીદ કહીશ. તેમાં સાદી કારીગરી છે. પણ બહુજ ચોખ્ખી છે, કિલ્લો જોતાં જોતાં પાછા ઘર તરફ ગયા.

આગ્રામાં જુમા મસીદ પણ બહુ મોટી છે પણ દિલ્હીના જેવી નથી. જુમામસીદ લાલ પથ્થરની બનાવેલી છે તે પણ જોવા જેવી વસ્તુ છે.

આગ્રાનો જમના ઉપરનો પુલ પણ જોવા જેવો છે. તે પુલપર માણસો, ગાડી ઘોડા, તથા રેલવે જાય આવે એવો પુલ બાંધ્યો છે. તેની બાંધણી ઓર જાતની છે. તે પુલ મોટો છે. પુલ ઉપર જમના નદીનો દેખાવ બહુજ આનંદદાયક જણાય છે.

આગ્રાથી દસ માઈલને છેટે ફતેહપુરી શીખરી છે. તેમાં અકબરની કબર છે. તે કબરપર ઘણુંજ ઉત્તમ મકાન ચણાવ્યું છે. તે બધુ લાલ પથ્થરનું છે. અને વચમાં વચમાં આરસનું કામ છે તેની જાળી સારી છે. પણ અમદાવાદના જેવી નથી. ફતેહપુરીમાં શીખરીમાં ક્રીશ્ચિયન અનાથાશ્રમ છે. ત્યાં એક તેના અંગે છાપખાનું છે. નિશાળ બહુજ સારી છે. આપણા દેશમાં ખ્રિસ્તીઓએ જેટલું ભલું કામ કર્યું છે તેટલું આપણા ધર્મગુરૂઓએ કર્યું નથી એવું કહ્યા સિવાય રહેવાતું નથી. ખ્રિસ્તીઓએ પૈસાદારોને માટે ગરીબોને, માટે વિદ્યાદાન આપીને હિંદુસ્તાનનું જે ભલું કર્યું છે તે અકથ્ય છે. તેનીજ કૃપાથી લાખો ગરીબના છોકરાં તથા નીચ જાતિનાં છોકરાં ભણીને આજે સુખમાં ઉચ્ચ વર્ણની સાથે સરસાસરસી કરે છે, અને ન્યાત જાતના તફાવતમાં વિદ્યા ભણાવતા જે મોટી અડચણ છે તે ખ્રિસ્તીઓએ તોડીને અજ્ઞાનને જ્ઞાન, અધર્મીઓને ધર્મજ્ઞાન આપીને તેઓની ઉન્નતિ કરવામાં જે કંઇ મહેનત કરે છે તેવી આપણા દેશના ગુરૂઓ તરફથી થઇ હોત, તો આજે આપણી હાલતમાં ઘણોજ ફેર પડત જ્યાં જોઇએ ત્યાં ખ્રિસ્તીઓએ કોલેજો, સ્કુલો, અને અનાથાશ્રમો કાઢીને આપણને બહુ રીતે મદદ કરવામાં આઘુપાછું જોયું નથી. એમાંજ તેઓનું મહત્વ છે. આગ્રામાં પણ ખ્રિસ્તીઓના કેટલાક શિક્ષણ આપવાના મકાનો છે.

## પ્રકરણ ૨૭ મું.

### ભરતપુર અને જયપુર.

આમામાં જે જે નવાઈની વસ્તુઓ હતી તે એક પછી એક જોઈ. આગ્રાની બજારમાં જાત જાતની મીઠાઈ મેવો આદિને જીભને સ્વાદ આપવા લાગ્યો. થોડા વરસમાં એક અંગ્રેજી કપડાંની દુકાન કાઢવાને માટે હીરાલાલ શાહને બાબુ નવીનચંદ્ર રાયે પૈસા ધીર્યા. ત્યાં દર રવિવારે બ્રહ્મસમાજ અને બુધવારે સંગત સભા ભરાતી, તેમાં પુષ્કળ હિંદુસ્તાની આવતા તથા વાદવિવાદ કરતા હતા ધર્મનું તત્વ સમજવાને મથતા; બાબુ નવીનચંદ્ર રાય બધા ધર્મનો ફેસલો કરીને સત્યનો પ્રચાર કરતા. મને સંગત સભાથી બહુ લાભ થયો. જુદા જુદા ધર્મનાં મૂળતત્વો જાણવાનો લાગ મળ્યો. બાબુની મીમાંસા ઘણીજ ઉત્તમ થતી, મને તે મીમાંસા બહુ ગમતી. હું પણ દરરોજ ધર્મ સંબંધી પુસ્તકો વાંચતો હતો. હીરાલાલની દુકાન ચાલવા લાગી, પણ તેની પેદાશ બાબુને નહિ આપતાં પોતે ધન એકઠું કરવા લાગ્યો. બાબુએ ઉધારથી માલ મંગાવ્યો તથા લીધો હતો તેના રૂપીઆ બાબુએ પોતાના ઘરથી આપ્યા પણ-હીરાલાલે એક દમડી પાછી આપી નહિ. તે પૈસા આપવાનાં બહાનાં કાઢવા લાગ્યો. આથી બાબુએ હીરાલાલનો સ્વભાવ જાણ્યો. પછી તેને પોતાને ત્યાંથી કાઢી મુક્યો. તે બીજું ઘર લઈને રહ્યો. હવે બાબુની પ્રીતિ મારા ઉપર બહુ થઈ. હું હવે તેની પાસેના ઓરડામાં રહેવા લાગ્યો તથા સાથે જમવા લાગ્યો. થોડા દિવસમાં બાબુને રેલવેમાં બેસીને પગાર બરોબર અપાય છે કે નહિ તે જોવાની ઈચ્છા થઇ. તે વેળાએ બાબુ અને હું ફર્સ્ટક્લાસમાં બેસીને ગયા.

બાબુ નવીનચંદ્ર રાય અને હું ફર્સ્ટક્લાસની ગાડીમાં બેસીને રજપુતાના સ્ટેટ રેલવેમાં પગાર આપવાની રીતિ જોવા ચાલ્યા. પહેલાં અમે ભરતપુર જોયું. ભરતપુર એક જાટનું રાજ્ય છે. તેનો કિલ્લો સારો વખણાય છે તે જોયો. શહેર ઘણુંજ નાનું નજરે પડ્યું. તેમાં ઘણાંજ થોડાં મોટાં ઘર દીઠાં; પણ નાનાં નાનાં એક બે માળનાં મકાનો વધારે

જોવામાં આવ્યાં. રસ્તો ધૂળથી ભરેલો દીઠો, શહેરમાં આંટા ફેરા કરીને પછી રાજાનો મહેલ જોવા ગયા. મહેલ મુંબઈના એક ગૃહસ્થના કરતાં પણ નઠારો લાગ્યો. જાણે મોટી વિશાળ ધર્મશાળા જેવું જણાયું. કંઇક સામાન અંગ્રેજી જાતનો હતો પણ તેનું કંઇ ઠેકાણું નહોતું. ભરતપુરના આગલા રાજાના દીગના મહેલો વખણાય છે. તે ઘણા દૂર હોવાથી અમે ગયા નહિ.

પછી અમે જયપુર ગયા. જયપુર એ દેશીરાજ્ય છે. તેનો ઇતિહાસ બહુ જાણવા જેવો છે. તેનું વર્ણન ટાડે અંગ્રેજી ભાષામાં રાજસ્થાન નામના પુસ્તકમાં બહુ ખૂબીદાર કર્યું છે. અહિં તે ઇતિહાસ આપવાની જરૂર નથી. એ શહેરમાં મેં શું શું જોયું તેજ અહિં આપવું યોગ્ય છે. જયપુર એ રજપુત જાતના રાજાના હાથમાં છે. જેને આપણે મારવાડી કહીએ છીએ તેની વસ્તી અહિં ઘણી છે. તેના સિવાય રજપુતો છે મારવાડીનો પોશાક એક નાની કોઇ જાતના રંગની પાઘડી, ધોતીઆને કાછો વાળેલો, અંગરખા તે વળી મોટા મોટા કાપના, જોડાં મારવાડી તરેહના. મારવાડણના પોશાક મોટા ઘેરાવાના ઘાઘરા, તે ઘાઘરા ડુંટીથી નીચે પહેરવા, કાંચળીઓ અડધા સ્તનપર પહેરવી અને માથા ઉપર મોટી ઓઢણી, તે ઓઢણીથી મોટા ઘુમટા કાઢવો, ફક્ત એક આંખ હાથની આંગળીએ ઓઢણીને પકડીને જોવી. મોટા સોનાના ચુડા તથા ડોકમાં ભારે દાગીના અને પગમાં જાત જાતના રૂપાના દાગીના નાંખીને લટકતી મટકતી જ્યારે જાય છે ત્યારે તેનો દેખાવ હિંદુસ્તાનની બીજી સ્ત્રીઓના કરતાં ઓર જાતનો જણાય છે. પુરૂષો પણ કાનમાં, હાથમાં, કમ્મરમાં ઘરેણાં ઘાલે છે. કેટલાક વળી એક પગમાં રૂપાનું ઘરેણું ઘાલે છે.

જયપુર શહેર સ્ટેશનથી એક માઇલને તફાવતે છે. તેને ફરતો કોટ છે. કોટ ગુલાબી રંગથી રંગેલો છે. જેવા શહેરમાં પેસીએ છીએ, તેવા દરવાજા ઉપર સિપાઇઓ બેઠા તથા ઉભા રહેલા નજરે પડે છે. સિપાઇઓનો ખાસ પોશાક નથી. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે પોશાક પહેરીને પહેરો ભરે છે. કમ્મરમાં એક તરવાર લટકતી રહેલી હોય છે. શહેરના

દરવાજામાં ગયાથી પહોળા રસ્તાઓ નજરે પડે છે તેની બેઉ બાજુ માણસોને જવા આવવાના ફુટ પાથ જણાય છે. પાસે પાસે સુંદર ગ્યાસલેટના ફાનસો મોટા સારા થાંભલાપર જોવામાં આવે છે. રસ્તો બધો સીધો છે. વાંકો ચુકો નજરે પડતો નથી. ઘર પણ એકજ જાતના મોટા રસ્તા ઉપર છે. અને ઘરને ગુલાબી રંગ પણ એજ જાતનો લગાડેલો છે. ઘર કંઈ મોટાં નથી. નીચે દુકાનો છે. ઉપર એક માળાનું ઘર છે. તે પર નાની નાની જાળી તથા બારી મૂકેલી છે. જયપુરના મોટા મોટા રસ્તાઓ તથા ઘરો એકજ બાંધણીના જણાય છે, કોઇ રસ્તે ગયા પછી બીજે રસ્તે જવાથી પહેલાંના રસ્તા તરીકે બીજા રસ્તાની ભૂલ થાય છે. વચમાં એક ફૂવારો છે. ચાર તરફના રસ્તાઓ બધા મળે છે. ત્યાં નાની સરખી બજાર ભરાય છે. શહેર મધ્યમ પંક્તિનું છે, પણ બહુ સ્વચ્છ છે. રસ્તાપર પાણી છાંટવામાં આવે છે ગ્યાસની રાતે રોશની થાય છે. પાણીના નળો પણ છે. રસ્તે રસ્તે નળો મૂક્યા છે. જયપુરની બાંધણી વિશે કહેવાય છે કે એક ફ્રેન્ચ ઇંજીનિયરની દેખરેખથી સુધારો વધારો થયો. હિંદુસ્તાનમાં જયપુરના જેવું સરખી બાંધણીનું બીજું શહેર નથી. જો કે મુંબઇ, કલકત્તા, મદ્રાસમાં મોટા મોટા ઘર છે તેવા જયપુરમાં નથી. જો કંઇ છે તે તે બધા સરકારી છે. પણ લોકોના મોટા ઘરો તથા આલ્હાબના યુરોપના જેવા નથી જો કંઇ છે તે અસલની તરેહના છે જયપુરના ઘરો દેખાવમાં સુંદર નથી. તે એક પડદાવાળા દેખાય છે. તેનો કંઈ ઘાટ નથી, પણ એક જાતના કેદખાના જેવા બહારથી દેખાય છે જો કે કેટલાંકના મોટા મોટા આરકાદાર બારણાં છે, પણ સુંદર આરકા નથી. જયપુરના રસ્તાની ખૂબી ફક્ત એક લાઇનપર ઘરો તથા એક સરખી ઉંચાઇ તેમજ એક જાતનો રંગના સિવાય બીજી ખૂબી જણાતી નથી.

જયપુરમાં દેશી ચિત્રનું કામ કંઇક હિંદુસ્તાનના કરતાં સારૂં થાય છે પણ યુરોપની પાસે કંઇ નહિ, તે ચિત્રના ચહેરા, શેડ તથા શરીરના અવયવ તથા માંસના લોચા દેખાડી શક્યા નથી. તે તો યુરોપના વિના બીજે કયાં પણ દેખાડવાની શક્તિ હજી સુધી આવી નથી. જો કે રાજા રવિવર્મા

હાલમાં સુંદર ચિત્રો કરે છે પણ તેમાં શેડની ખૂબી તથા માંસના લોચાની ખૂબી લાવી શકતો નથી. વળી હમણાં રવિ વર્માએ કેટલાક જર્મન ચિત્રકારોને રાખીને કંઇક ચિત્ર સુધાર્યા છે તેથી ને હું તેને બહું માન આપી શકતો નથી. જયપુરનાં ચિત્રો એક રીતે યુરોપના શીખાઉ કરતાં પણ કેટલાંક નઠારા બનાવે છે પણ તેમાં સોનેરી તથા ચળકાટવાળો રંગ આપીને બહારના સૌન્દર્યને ખીલવીને અજ્ઞાન માણસોને એચે છે જયપુરમાં આરસનાં વાસણો બહુ સસ્તા વેચાય છે. જયપુરની પાસે એક આરસનો પહાડ છે ત્યાંથી લાવીને જયપુરમા આરસ પહાણની રકાબી, પ્યાલા, કટોરા વગેરે વેચાય છે. જયપુરમાં કસબી રગરેજનુ કામ સારૂ થાય છે તેમજ પીતળ તથા પીતળપર પાકી કલાઇનાં કામ પણ ઠીક થાય છે અહિના માણસોને થોડા પગાર મળે છે. તેઓ પોતાનો ગુજારો કેટલાક સારી રીતે કરે છે. અને કેટલાક બહુ ગરીબ છે કામધધાની ચઢતી નથી તેથી ઘણા માણસો પરદેશમાં જઇને વેપાર રોજગાર કરીને ચાર પાચ વરસે આવીને થોડુંક રહીને પાછા જાય છે જયપુરનો વેપાર મદ છે.

જયપુરમાં જોવા જેવી જગા કેટલીક છે શહેરની બહાર એક મોટો બગીચો છે. તેમાં જાત જાતના ઝાડપાન અંગ્રેજી રીતે ગોઠવેલા છે, તે બહુજ સુદર દેખાય છે. કલકત્તા સિવાય એવો બાગ મે કયા પણ જોયો નથી. તેમાં ઝુલતા પુલો કર્યા છે. તેમજ પહાડના કુદરતી દેખાવો કર્યા છે. તે બગીચામાં જાત જાતના જનાવરો, પશુ. પક્ષીઓ છે તથા એક મ્યુઝીનમ છે. તે મ્યુઝીયમમાં રજપુતાનામા થતી બધી જાતની વસ્તુઓ એકઠી કરી છે તેમાં ખસુસ કરીને જયપુરના છાપખાની વેપાર તથા કારીગરીના નમુના એકઠા ર્ક્યા છે. ત્યાંની વસ્તીઓના મોટાં પુતળા તેના પોશાક સાથે મ્યુઝીયમમાં ખડા કરેલા છે જયપુરમા થયલા રાજાઓના પીકચરો દીવાલની ઉપર કરેલા છે. તેના ઉપર શાન માડેલા છે ઇજીપ્ટના વાસણો તથા પ્રાચીન કાળની નવાઇની વસ્તુઓ એકઠી કરેલી તે મ્યુઝીયમમાં છે. કોઈ જગાએ લઢાઇના ચિત્રો છે તો કોઇ જગાએ રામાયણ મહાભારતના બનાવોના ચિત્રો છે. તે ચિત્રો બધા ભીત ઉપર રગેલા છે. કોઈ ઓરડામાં જાત

જાતના ત્રાંબા પીતળના વાસણો હાર બંધ ગોઠવ્યાં છે તો કોઈ ઓરડામાં જાત જાતના માટીના વાસણોની હાર છે. કોઈ ઓરડામાં કસબી, સાદા, છીંટના કપડાં હારબંધ કબાટમાં દેખાય છે, તો કોઈ કબાટમાં દેશ દેશની પાઘડી નજરે પડે છે. કોઈ જગાએ વગાડવાના યંત્રો દેખાય છે તો કોઈ ઠેકાણે પ્રાચીન અર્વાચીન ઘરેણાં ગાંઠા જોઈને આશ્ચર્ય પમાય છે. કોઈ ઠેકાણે લાકડાંનો ખેડવાનો સામાન તો કોઈ જગાએ ઝુંપડામાંની વસ્તુઓ દેખાની નજરે પડે છે. મતલબ કે જ્યાં નજર ફેંકવામાં આવે, ત્યાં કંઈ નવું નવું જણાય છે. આવું મ્યુઝીયમ હિંદુસ્તાનમાં બે ત્રણ જગા સિવાય બીજે ક્યાં નથી. જયપુરના પ્રમાણમાં આ મ્યુઝીયમ ઘણુંજ સારૂં છે.

ત્યાર પછી અમે શહેરમાં રામબાગ કે જ્યાં મહારાજા રહે છે તે જોવા ગયા. તે મહેલ એક રીતે દેશી તરહનો છે. તેમાં કંઈ નવાઈનું અમે જોયું નહિ. એક સાધારણ મોટા પૈસાદારના કરતાં કંઈ વધારે નજરે પડયું નહિ. અમે ફક્ત મહારાજાની કચેરી આગળની દીવાને આમ જેવી જોઈ. ઠેક ઠેકાણે હાંડી ઝુંમર તથા દીવાલગીરી જણાય. મોટા મોટા તકતા ભીંત ઉપર ટાંગેલા જણાતા. એક સાધારણ ગાલીચો પાથરેલો દીઠો. કેટલીક ખુરશી કોચ વગેરે જોવામાં આવ્યા. તે પણ બહુ સુંદર નહોતા. તેનો બાગ સારો હતો. તેમાં ઝાડ પુષ્કળ હતા. બધી જગાએ હરીઆળી દેખાતી હતી, સાફ રસ્તા હતા. રાણીઓ વખતો વખત તે બગીચામાં ફરે છે એવું અમે સાંભળ્યું. જ્યારે રાણીઓ ફરવા નીકળે છે ત્યારે કોઈ પુરૂષને અંદર જવા દેતા નથી.

પછી અમે ઘોડશાળામાં ગયા, ત્યાં અનેક જાતના નાના મોટા, સુંદર ખુબસુરત ઘોડા ઘોડીઓ હતા. કોઈ કોઈ ઘોડાની કિંમત ૧૦-૧૪ હજાર રૂપીઆ સુધીની બતાવનારે કહી. આ ઘોડા આરબસ્થાનથી ખાસ મંગાવ્યા છે. એવી ઘોડી કાબુલથી ખાસ મંગાવી છે. પેલો ઘોડો અહિં અરબી ઘોડીને કાઠિયાવાડી ઘોડાના સંગમથી થયો. આવી રીતે ઘોડાના વખાણો સાંભળતાં સાંભળતાં ઘોડાઓ જોયા બેશક તેમાંથી કેટલાંક ઘોડાઓ સારાં હતાં.

ત્યાર બાદ અમે હાથીખાનામાં ગયા. અહિં જાત જાતના હાથીઓ. એઓને મોટી જાડી સાંકળથી બાંધેલા હતા. મહારાજાનો અમને [illegible]

ખેલો બતાવવા લાગ્યા. કેટલાંક હાથીઓને સલામ કરતા દેખાડયા. કેટલાકને ગુડણપર બેસીને શૂઢ ઉંચી કરાવીને કંઈ માંગતા હોય એવાં બતાવ્યાં. કેટલાકને એક બીજાની જોડે લઢતા દેખાડયા. આવી રીતે ઘણી જાતની હાથીઓની રમત ગમત દેખાડતા હાથીખાનામાં માવતે ફેરવ્યા. કેટલીક ક્રૂર રમત પણ દેખાડી. એક એકના ઉપર હુમલો કરવામાં મહાવતે લોખંડના તીક્ષ્ણભાલા ભોકીને તેઓને ગુસ્સે કરીને પછી તે રમત દેખાડી. બેશક આ બધું દેખાડનાર ઇનામની આશા રાખે એ સ્વાભાવિક છે. તે પ્રમાણે બાબુ નવીનચન્દ્ર રાય ઇનામ આપતા. અમે જયપુરના એક મોટા હોદ્દેદાર બાબુને ત્યાં ઉતર્યા હતા તેથી તેમણે મોટી તસદી લઇને અમને આ બધી મઝા દેખાડી તથા જયપુરનું જ્ઞાન આપ્યુ. અને વખતે હાથી ઉપર પણ બેસાડયા હતા. આ મારૂં પહેલું હાથીપર બેસવું હતું. હાથી ગંભીરપણાથી જ્યારે ચાલે છે ત્યારે કંઇ હલાતું નથી. જાણે ગાડીમાં, બેહાથી જેમ આરામથી જવાય છે, તેમ હાથીપર જવાય છે બાબુની જોડે ગયા પછી હું કેટલીકવાર જયપુર ગયેલું, તે બધાનું જ્ઞાન તથાં માહિતી આમાં થોડીક જણાવી છે

---

## પ્રકરણ ૨૮ મું.

### અજમેર અને પુષ્કરજી.

પછી અમે પાછા રેલવેમાં સવાર થઇને અજમેર ગયા. અજમેરમાં અમારી ફર્સ્ટ કલાસ છોડાવીને રાખી. અજમેર જોવા જેવું શહેર છે. સ્ટેશનની પાસે મોટી સરાઇ છે અજમેરને ફરતો કોટ છે. તેમાંથી શહેરમાં જવાય છે. રસ્તા શાંકડા છે. રસ્તા બધા ઇંટાથી ફરસબન્દી કરેલા છે. શહેરમાં મારવાડીની વસ્તી, ને રજપુતોની વસ્તી ઘણીજ શહેર પથ્થરનું છે. અહિના બધા ઘરો પથ્થરના બનેલા છે. કારણ કે અહિં પથ્થર બહુ સોંઘા વેચાય છે. પણ લાકડા મળતા નથી તે દૂરથી લાવે છે. બાળવાનાં લાકડાં પણ મળત નથી તેથી થોરનાં લાકડાં બાળે છે તથા છાણના સૂકા છાણાં બાળે છે.

મકાની એક જાતની પેટી થાય છે. તે દેશી બનાવટની છે તે ઝોળનાના આકારવાળી છે.

મુસલમાનો ખોજા સાહેબની કબર છે તેને અજમેર સરીફ કહે છે. શહેરમાં આના સિવાય જોવા જેવું એક મોટું તળાવ છે, જેને આનાસાગર કહે છે. તેના વિશે આવું કહેવાય છે કે, તે આનાસાગર સારંગ દેવના પછી ગોરીના પુત્ર આનો ચૌહાણે પોતાના દેશમાં ઘણો સુધારો વધારો કરાવ્યો હતો, અને તે ધર્મ પરાયણ હતો એટલુંજ નહિ પરંતુ ગુજરાતના મહાપ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહ દેવને પગલે ચાલી તેણે પોતાના દેશમાં ઘણાક જળાશય અને નવાણ બંધાવ્યાં હતાં. રાજનગરની પડોશમાં પશ્ચિમ દિશાએ મોટા બંધ બંધાવી તેણે એક સરોવર બંધાવ્યું હતું જે તેના નામ ઉપરથી આનાસાગર કહેવાય છે. એમાં અનેક ઝરણો આવીને પડે છે પાળોના બંધ ૯ગ ગજ લાંબા અને ૧૪૦ ગજ પહોળા છે. વર્ષા ઋતુમા જ્યારે તે ટકાટક ભરાય છે, ત્યારે તેનો વ્યાસ ૭ માઇલ થાય છે અને શરદ ઋતુમાં તે લક્ષ્મીના દર્પણ જેવું મનોહર અને સ્વચ્છ લાગે છે આ સરોવરનું પાણી આખા શહેરના લોકો પીવાને માટે વાપરે છે. સ્ટેશનની પાસે એક મોટી વાવ છે તે પણ જોવા જેવી છે. હાલમાં અજમેરમાં રજપુત ગરાસીઆઓને શીખવવાની કોલેજ થઇ છે તે સ્ટેશનથી થોડેક દૂર છે. તેની બાંધણી આજકાલના અંગ્રેજી જાતના મકાનોના જેવી છે પણ તેની કઇક બાંધણી મુસલમાની ઘાટની છે તે જોવા જેવી છે.

પછી અમે પુષ્કરજી ગયા અજમેરથી ૬ માઇલ ઉપર હિંદુઓનુ મોટું તીર્થ જે પુષ્કરજી છે ત્યાં ગયા રસ્તો કેટલેક પહાડી છે. થોડેક ઉતરીને જવાય છે કારણ કે ઘોડા ગાડી પહાડ ઉપર ચઢતા થાકી જાય છે. આસપાસનો દેખાવ બહુ રમણીય છે. આસપાસ નાના નાના પહાડ જોવામાં આવે છે તેની ઉપર ઝાડની ઘટા નજરે પડે છે. તેથી પહાડ બહુ સુંદર દેખાય છે. આસપાસનો દેખાવ પણ મનને હરણ કરે એવો છે અમે ઇશ્વરની લીલા જોતાં જોતા ચાલ્યા થોડીકવારે હિંદુઓનું મોટું તીર્થ આવ્યું તીર્થમાં એક મોટું સુંદર તળાવ કમળોથી ભરેલુ હતું. આસપાસના

પહાડનાં ઝાડની હારી છાયા પાણીને સ્વચ્છના કંઈ સુશોભી આપતી દેખાવ બહુજ રમણીય લાગતું હતું. એક બાજુએ કેટલાક મંદિરો હતાં. તે મંદિરો કંઈ ભવ્ય નહોતાં. એક જાતના સામાન્ય બનાવટના દેખાતાં હતાં. કોઈ મંદિરમાં મહાદેવ, તો કોઈમાં હનુમાન, કોઈમાં ગણપતિ, તો કોઈમાં રામચંદ્રજીની મૂર્તિ બિરાજતી હતી. નાહીને લોકો બધા પ્રતિમા પૂજતાં હતાં. મારે તીર્થ તો તળાવમાં નહાવાનું હતું, અમે કંઈ નાહવા નહિ પણ જગતની લીલા જોઈને ઈશ્વરનું સ્મરણ કર્યું. પછી અમે શહેર જોઈને ગાડીમાં બેઠા.

---

## પ્રકરણ ૨૯ મું.

## અલવર, રેવાડી અને દિલ્હી.

અજમેરથી પાછા બાંદીકુઈના સ્ટેશનપર આવ્યાં. ત્યાંથી અમે દિલ્હીની તરફ જવાની ગાડીમાં અમારી ગાડી જોડાવી. અમારી આખી ગાડી બાજુ કરેલા ત્યાં ઉભાવીને પછી શહેરમાં તથા આસપાસના દેખાવો જોઈને, ફરીને તે ગાડી બીજી સફરની વાટે ટ્રેનમાં જોડાતાં હતાં.

હવે અમે અલવરમાં આવીને ટ્રેન ગાડી ખાતામાં રહ્યા, વહેલા ફરી નાહી પછી અમે અલવર જોવા ગયા. અલવર એ દેશી રાજ્ય છે. તે રાજ્ય નાનું છે. તેનો કિલ્લો પહાડ ઉપર આગગાડીમાંથી જોવામાં આવે છે અલવર એ રજપૂતનું રાજ્ય છે. તે ઘણુંજ નવું શહેર છે. ત્યાંની વસ્તી કેટલીક મારવાડી, કિંવા તરફના હિંદુસ્થાની તથા રજપૂતોની છે. અલવર એ રજપૂતાના અને દિલ્હીની હદમાં છે. એટલે ત્યાં મિશ્રણ જાત હોય એ કંઈ આશ્ચર્ય નથી. ત્યાંના રાજા સાહેબ જેવા દીઠા, ત્યાંનાં ઘરો ઘણી રીતે સાહેબના જેવાં બાંધેલાં. ત્યાં એક મોટું તળાવ જોયું. તે પથ્થર વડે બાંધેલું હતું. તેની પાસે રાજાઓની છત્રી હતી એટલે કે રાજાઓ મરી ગયા હશે તેની છેલ્લી રાખ લઈને તેના ઉપર એક નાના મંદિર જેવું ઘર બાંધવામાં આવે તેને છત્રી કહે છે. જે શહેરમાં કંઈ વધારે અજાયબ જેવું નહોતું ત્યાંથી રે.

રસ્તાઓપર ફરીને પાછા સ્ટેશનપર આવ્યા અને બીજી આવતી ગાડીની જોડે ડબ્બો જોડાવીને રેવાડી ગયા.

રેવાડી પણ એક નાનું અંગ્રેજી રાજ્યનું શહેર છે. તેમાં ઘઉં વગેરે અનાજનો મોટો વેપાર થાય છે તેથી કંઈક ચડતી દશામાં છે. ત્યાં ઘણું કરીને હિંદુસ્તાની દિલ્હી તરફના માણસો વસે છે. તે શહેરના ઘરો તથા માણસો આગ્રાના જેવા દેખાયાં ત્યાં એક મોટું તળાવ છે. તે તળાવ ઘણું જ સુંદર બાંધેલું છે. સ્ત્રીઓને નહાવાને માટે જુદી જગા બાંધેલી છે. તેવાં તળાવ હિંદુસ્તાનમાં બહુજ ઓછાં છે. તેનો ઘાટ તથા તેની બાંધણી સફેદ પથ્થરની છે. તળાવ સિવાય બીજું ઘણુંજ થોડું સુંદર મને જણાયું પછી અમે દિલ્હી તરફ ગયા.

દિલ્હી એ હાલમાં અંગ્રેજના હાથમાં છે. તે જમના નદીને કાંઠે વસેલું છે. ત્યાં હમે મોરની સરાઇમાં ઉતર્યા. એ સરાઇ સારી જણાઇ. ત્યાંથી નહેર જાય છે. શહેરમાં અમે ફરવા ગયા. ચાંદણી ચોક બહુ સારો જણાયો ત્યાંથી જુમામસિદ તરફ ગયા. દિલ્હીની જુમામસિદ હિંદુસ્તાનમાં સર્વેથી મોટી છે. તે બહુ ઉચ્ચે છે. તેને ચાર મિનારા છે. દિલ્હી એ સારૂં શહેર જણાયું, ઘરો મોટા દેખાયા નહિ. ઘરો બધા પથ્થરના તથા ઇંટોનાં બનાવેલા દીઠાં. દિલ્હી એ પ્રાચીન શહેર છે. અહિં જાત જાતની ઘણીજ સારી વસ્તુઓ બને છે. કિલ્લો જોવાનો તથા કુતુબમિનાર જોવાનો સમય નહોતો તેથી શહેરમાં ફરીને અમે સરાઈમાંથી સ્ટેશનપર આવ્યાં અને બારોબાર આગ્રે ગયા. નવ દિવસ મુસાફરમાં ગયા.

---

## પ્રકરણ ૩૦ મું.

## સ્પિરિચુયાલીઝમ (પ્રેત આવાહન)પર વિશ્વાસ, શાહી બનાવવાનો ઉદ્યોગ, અને હોમિયોપેથિકની માહિતી.

આગ્રામાં બાબુ હીરાલાલ લાહેરે કપડાની તથા અંગ્રેજી સામાનની

દુકાન બાબુ નવનચંદ્રએ કઢાવી આપી પણ જે કંઇ નફો થતો હતો તે બાબુને આપતો નહોતો, પણ પોતે રાખતો હતો, આથી બાબુની જોડે તેની બોલાચાલ થઇ, તેથી હીરાલાલ જુદો રહ્યો હવે હું બાબુની જોડે ઘણીના કેટલાક વાતો કરતો તથા તેમની જોડે વિવિધ વિષય ઉપર વાદ વિવાદ કરતો હતો બાબુ નવીનચંદ્ર રાય સ્પિરિચ્યુઆલીઝમને માનતા હતા તેઓ આત્માને આ લોકમાં આવવાનું કબુલ કરતા તથા તેઓની જોડે વાતચીત કરીને સ્વર્ગનું જ્ઞાન થાય છે તેવું પણ માનતા હતા તે વિશેના તેમની પાસે બહુ પુસ્તકો હતા તથા અમેરિકા, ઇંગ્લાંડમાંથી તે સંબંધી માસિક પુસ્તકો સાપ્તાહિક પત્રો આવતા તેમાંથી વખતો વખત મને સમજાવીને સમજાવતા ધીરે ધીરે હું પણ તેના ઉપર વિશ્વાસ મૂકવા લાગ્યો, હું મારા મિત્રોને તથા હિતેચ્છુઓને મુંબઇ, અમદાવાદ, વડોદરા વગેરે સ્થળે કાગળમાં લખતો તેમાં આત્મા સંબંધી લખતો મરેલા આત્મા આ દુનિયામાં આવે છે, તે વિષે વારંવાર લખતો તથા તેનો ખુલાસો પૂછતો તેમાં મુખ્ય કરીને સ્વર્ગવાસી ભોળાનાથ સારાભાઇને હું વધારે લખતો તેઓ તેના ઉત્તરમાં લખતા કે આત્મા દુનિયામાં આવતા નથી અને સ્પિરિચ્યુઆલીઝમ ખોટું છે વગેરે—તેના ઉત્તરમાં હું ઘણું લખતો અઠવાડિયામાં બે ત્રણ કાગળ ભોળાનાથ ભાઇના આવતા

હું બાબુની સાથે વારંવાર મુસાફરીએ જતો હતો, જ્યારે મુસાફરી થતી ત્યારે હું પાંચ મીનિટમાં તૈયાર થઇને બાબુની જોડે દિલ્હી, જયપુર અજમેર વગેરે જગાએ જતો પાંચ ૭ દહાડામાં પાછો આવતો

તે અરસામાં બાબુએ લખનાની ગ્લુમેક શાહી કરવાનો વિચાર કર્યો એક બે અંગ્રેજી હુનરોની ચોપડીમાંથી તેના નુસખા શોધીને પછી સામાન લાવવા મને કહ્યું તે બાબુએ લખાવ્યા પ્રમાણે સામાન લાવીને જેમ કહ્યું તેમ કર્યું આથી કંઇક સારી શાહી બની પછી તેમાં સુધારો વધારો કર્યાથી શાહી સારી થઇ હવે શીશીમાં ભરીને વેચવાની તજવીજ કરવા માટે ખાસ શીશી તથા ખડિયા કરાવવા માટે હું બાબુની સાથે બાલી કુંડની પાસે ગામ છે ત્યાં ગયો ત્યાંથી સ્ટેશનપર કાળા સાહ વાસણો કુંજા

વગેરે આવતા હતા તે હું જોતો તેથી ત્યાં બાહાનાના પૈસા આપીને એક જાતની બાટલી કરાવી પણ તે બાટલી દેખાવે ઠીક થઇ પણ તે કાચી હોવાથી તેમાંનું પાણી ધીરે ધીરે બહાર નીકળતું. મેં મારા નામની લોલ ટીકીટો પણ છપાવી. બાબુએ N. H Cand એ કારખાનાનું નામ રાખ્યું. પણ બાટલીનો તથા ખડિયાનો બંદોબસ્ત કરી શકયો નહિ. શાહી ઘણીજ સારી થઈ હતી. પણ અસલથી પૈસા કમાવવાને ચહાતો નહિ. આળસમાંને આળસમાં તે કામ હું કરી શકયો નહિ, જો કર્યું હોત તો આજે ઘણુંજ સારૂં ચાલત.

હું બાબુની જોડે આશ્રમમાં રહેવા લાગ્યો. હું લખવા વાંચવાપર મન લગાડવા લાગ્યો. તે અરસામાં બાબુની પ્રીતિ મારી ઉપર બહુ થઇ હતી. બાબુની જોડે તરેહવાર જાતની વાતો થતી તેમાં હોમિયોપેથિક ઔષધની વાત થઈ. તેમણે કહ્યું કે હોમિયોપેથિક દવા ઘણીજ સારી છે. તે ખાધાથી લાભ સિવાય નુકશાની થતી નથી. જો વધારે આપવામાં આવે તો કંઇ હાનિ થતી નથી બીજી દવા જરા વધારે આપ્યાથી હાની થાય છે. પણ હોમિયોપેથિકમાં તેવું નથી. તે બહુ સહેલી છે. એક એક જાતના રોગને માટે એક એક દવા છે તેનો ડોસ એક ટીપુ એક ચમચા પાણીમાં મેળવીને આપવામાં આવે છે તથા રાઇ જેટલી બે ત્રણ ગોળી અથવા વટાણા જેટલી એક ગોળી દિવસમાં ચાર વખત આપ્યાથી કેટલાકને માફક આવે છે. તેમાં ખર્ચ બહુ ઓછું પડે છે. અને તે શીખવું પણ સહેલું છે. આ સાંભળીને મારે તે શીખવાની ઇચ્છા થઈ. બાબુની પાસે બંગાળામાં હોમિયોપેથિકના પુસ્તકો હતાં, તે હું જોવા લાગ્યો, હોમિયોપેથિકનો શોધનાર હાનિમનનું ચરિત્ર વાંચ્યું, તેણે કેટલીક વિપત્તિ વેઠીને હોમિયોપેથિક શોધ્યું છે તેની માહીતી મેળવી. પછી હોમિયોપેથિકના મુખ્ય મુખ્ય તત્વ જાણ્યાં. હું દરરોજ કંઇને કંઇ હોમિયોપેથિકનું જ્ઞાન મેળવતો હતો.

---

# પ્રકરણ ૩૧ મું.

## દિગના ભવન અને મથુરા.

હું જ્યારે બાબુ નવીનચંદ્ર રાયની જોડે આગ્રામાં રહેતો હતો, ત્યારે હું થોડા દિવસને માટે ભરતપુરના દિગના ભવન તથા મથુરા વંદ્રાવન જોવા ગયો હતો. પહેલા હું ભરતપુરમાં રેલવેમાં ગયો, ત્યાંથી એકામાં દિગના ભવન જોવા ગયો હતો.

દિગના ભવન અથવા દિગના મહેલ એ ભરતપુરના રાજા જવાર હસ્યીંગે આસરે ૧૮૫ વર્ષપર દિલ્હી લુંટી તેના પૈસાથી ચણાવ્યો છે. તેને દિગભુવન કહે છે. તે દિગભુવન એક નાના ગામડામાં બાંધેલા છે. તે ભરતપુરથી આસરે આઠ દસ માઇલને દુર છે. ત્યાં એકામાં જવાય છે. ગામડું નાનું છે. પણ લોકો દિગના ભવન જોવા જવાથી તે મોટામાં ખપ્યું છે. ભુવનને ફરતો કોટ છે. તેમાં મોટો બગીચો છે. તે બગીચાની વચમાં મોટો મહેલ પથ્થરનો છે. તેમાં કંઇ દિલ્હી આગ્રાના જેવા આરસપહાણની બનાવટ નથી, પણ તે સાદા પથ્થરનો બનાવેલો છે. પણ તેમાં ખૂબી એ છે કે તેમાં ભર ઉનાળામા શિયાળા જેવી તાઢ જણાય છે. કારણ કે તે ગરમીની ઋતુમાં શિયાળાના જેવી ઋતુ કરવા માટે તે મહેલમાં ૯૯૯ ફુવારા બનાવ્યા છે અને બાગ મોટો વિશાળ બનાવ્યો છે. તે ફુવારામાં પાણી પહોચાડવા માટે મોટા કુવા બનાવ્યા છે. તે કુવા બહુ ઊંડા તથા પથ્થરથી બાંધેલા અને તેમાંથી પાણી હાથીથી કઢાવવામા આવતું હતું એવું લોકો કહે છે. તે પાણી છત ઉપર મોટી ટાંકીના આકારમાં એકઠું થાય છે તે ત્યાંથી નળીઓમાં ફુવારામાં જાય છે. ફુવારા એટલા બધા જ્યાં ત્યાં નજરે પડે છે કે તે જ્યારે ઉડતા હશે ત્યારે બેશક બહુ મઝા પડતી હશે. હું દિગના ભુવન જોનો ચાલ્યો ત્યા બહુ થંડક હતી બધી જગાએ તાઢ જેવું જણાતું હતું ફુવારા ઉડતા નહોતા તોપણ ઉપરની છતોમાં તથા દીવાલની વચમાં પાણી હોવાથી થંડક લાગતી હતી, બગીચાથી પણ થંડક વાતી હતી. કુવા મોટા મોટા દીઠા. લાખો રૂપીયા ખર્ચેલા જણાયા. દિગ-

ના ભુવન જોઇને હું આશ્ચર્ય બન્યો. માણસો શું કરે છે તેની કલ્પના થઈ, માણસ ગરમીને શી રીતે તાઢની અવસ્થામાં લાવે છે તે અનુભવ્યું. આ બધું જોઇને હું મથુરા તરફ એક્કામાં બેસીને ચાલ્યો. દિગના ભુવનથી મથુરા કેટલાક માઇલ છે. ત્રણ સાડા ત્રણ કલાકમાં હું મથુરા પહોંચ્યો. મથુરામાં એક સરાઇમાં જઇને ઉતર્યો સવારના પહોરમાં ઉઠીને મથુરામાં ફરવા ગયો.

મથુરાના ઘણા ખરા બજારના રસ્તા પથ્થરના બાંધેલા છે તે પથરની મોટી મોટી ચોરસ લાદી જડીને તેના ઉપર જરા ઉંડા કાપા પાડેલા છે કે જેથી ગાડીને લપસી જતા અટકાવે. રસ્તા સાંકડા જોયા, રસ્તાની બેઉ બાજુએ દુકાનદારોની હાર જોઇ, દુકાનોમાં દેશી વસ્તુઓ વેચાતી દીઠી. બજારમાં મીઠાઇની દુકાનો જોઈ. થોડે છેટે ગયો નહિ એટલામાં જમના નદી દેખાઇ. નદીની તરફ ગયો તો પુષ્કળ માણસો નહાતા હતા. ત્યાં પંડ્યા યાત્રાળુને સંકલ્પ તથા પૂજા કરાવતા હતા. નદીના કાઠા ઉપર મંદિરો છે. બજારમાં મંદિરો, આસપાસ મંદિરો બધે નાના મોટા મંદિરો મથુરામાં છે.

મથુરા એ હિંદુઓનુ તીર્થ સ્થાન છે. અહિયાં બાળગોપાળ એટલે શ્રી કૃષ્ણનો મહિમા પુષ્કળ છે. જ્યાં ત્યાં શ્રી કૃષ્ણની મૂર્ત્તિ જોવામાં આવે છે. અહિંયાં વૈષ્ણવ યાત્રાળુઓ દેશ પ્રદેશથી યાત્રા કરવા આવે છે. અહિયાં મેં પુષ્કળ ભાટિયાઓને વૈષ્ણવી ટોપી પહેરીને રખડતા દીઠા. ભાટીયાણી પણ તેઓની સાથે કચ્છી બોલી બોલતી જતી દીઠી. મથુરામાં બધી જાતના યાત્રાળુ જણાયા. મરાઠી, બંગાળી, દક્ષિણી, હિંદુસ્તાની, આસામી વગેરે જ્યાં ત્યાં ફરતાં જણાયા. મથુરામાં શેઠ લક્ષ્મીચંદનું દહેરૂ પ્રખ્યાત છે. તે હાલનું બનેલું છે. પ્રાચીન કેટલાક મોટા દેવળો છે. તે બધા ભગ્ન અવસ્થામાં તથા મુસલમાનોના હુમલાથી ખરાબ છે. કેટલાક મંદિરો બહુ વિશાળ જોયાં. સાંથી હું વંદ્રાવન ગયો.

વંદ્રાવન નાનું ગામ છે પણ પુષ્કળ વૈષ્ણવના મંદિરો છે. ત્યાં ગોસ્વામીનાં પુષ્કળ મંદિરો છે. જો વંદ્રાવનને મંદિરોનું ગામ કહેવામાં આવે તો ખોટું નહિ. જ્યાં ત્યાં મંદિરોનો દેખાવ નજરે પડ્યો. કેટલાંક મંદિરો બહુ

ઉત્તમ જેવાં મંદિરોનો ઘાટ પણ સુંદર જણાયો.

મથુરા અને વંદાવનમાં પેંડા બહુ ઉત્તમ થાય છે કારણ કે અહિંની ગાય ભેંસને કપાસીઆ, ખળ વગેરે ખવાડીને મોટી તાજી રાખે છે, તેમજ તેમની સંભાળ બહુ રાખે છે. મથુરામાં બધી જાતની સુંદર વસ્તુઓ વેચવા આવે છે. ત્યાંનાં માણસો આગ્રાનાં જેવાં છે. પણ કાછર તથા ગોવાળિયાની સ્ત્રીઓ કંઇક શામળી અને થોડા ઘેર વાળા ઘાઘરા પહેરેલી જ્યાં ત્યાં નજરે પડે છે. તેના સિવાય બ્રાહ્મણી, બનીઆ, બ્રાહ્મણની સ્ત્રીઓ કંઇક ગૌર રંગની જણાય છે. તે પણ લાલ લીલા આસમાની રેશમી સુતરાઉ ઘાઘરા પહેરીને ઉપર જાત જાતના રંગની ઓઢણી ઓઢીને જતી આવતી નજરે પડે છે. કેટલીક પડદામાં રહે છે, અને કેટલીક છડે ચોક જાય આવે છે. તીર્થ સ્થાન હોવાથી ઘણીક પડદામાં રહેનારી સ્ત્રીઓ પણ છૂટથી ચાલે છે. પંડાનું જોર બહુ છે. દૂરથી યાત્રાળુને વળગે છે. પંડા પણ મોટા લઠ્ઠ હોય છે.

મથુરા અને વંદાવનનું સ્મરણ થવાથી પ્રાચીન કાળની વાતો યાદ આવે છે. જે મથુરા અને વંદાવનમાં શ્રીકૃષ્ણે ગોપીઓની જોડે રાસલીલા રમી હતી, જે શ્રીકૃષ્ણે રાધાને પ્રેમમાં મત્ત કરીને ઘેલી કરી હતી, જે ચૈતન્ય શ્રીકૃષ્ણના નામમાં ઉન્મત્ત જેવો થઇને કીર્તન કરતો કરતો જમના નદીમાં કુદકો મારીને પ્રાણ ત્યાગ્યો હતો, જે શ્રીકૃષ્ણનું વર્ણન મહાભારતકાર તથા શ્રીમદ્ભાગવતકારે કર્યું છે, તેનો મહિમા મારા જેવા અલ્પમતિવાનથી શી રીતે થાય ! શ્રીકૃષ્ણની લીલાની જન્મભૂમિ જે મથુરા વંદાવન છે, જ્યાં દેશ પ્રદેશના માણસો આવીને પોતાના આત્માની મદ્ગતિ થયેલી સમજે છે, અને ત્યાં મરી ગયાથી પોતે વૈકુંઠધામ પામવાની ઇચ્છા રાખે છે. જ્યાં વલ્લભાચાર્યના ઘણા મંદિરો છે, જ્યાં વૈષ્ણવ ધર્મની લીલાભૂમિ છે, ત્યાં પહેલાં કદાચ ખરા ધર્મના સિદ્ધિ હશે પણ હમણાં તો પંડાઓને કમાઇ કરવાની લીલાભૂમિ છે. પંડાઓ યજમાન શોધવા માટે સેંકડો માઇલ જઇને ચોપડા બતાવીને તેમના વડીલોના ગોર કહીને તીર્થમાં લાવવાની કોશીશ કરે છે અને બાહ્ય દેખાવ જેથી પૈસાદાર તથા કેનાગે કમાવેલા પૈસાને મદ્દમસે વાપરવા માટે તથા પોતાના પાપ ધોવા

મારે મથુરામાં આવે છે અને પંડાના કહેવા પ્રમાણે ખર્ચ કરીને પાછા જેવા હતા તેવા ચાલ્યા જાય છે. જેમ કડવી દુધી તીર્થયાત્રા જમના ગંગામાં નહાયા પછી પણ કડવીને કડવી રહે છે તેમ પાછા પાપીને પાપી જાય છે. ખરેખરા શ્રીકૃષ્ણના પ્રેમીઓ પણ ઘણે દૂરથી આવે છે તે હું કબુલ કરૂં છું. તેનો કેવો નમ્રભાવ હોય છે, કેવી સરળતા હોય છે તેને જોઇને ભક્તિ ઉત્પન્ન થાય છે. આહા ! એવા મનુષ્ય ઘણું ઘણું શીખવે છે. ભક્તિભાવ ગરીબ, અજ્ઞાનમાં જોવામાં આવે છે. એવાને મારા પ્રણામ છે, બીજા તો જે પોતાનો ભભકો, મોટાઈ બતાવવા તથા બીજાને છેતરવા જાય છે, તેને તો હું દૂરથી પ્રણામ કરૂંછું.

મથુરા વંદ્રાવનની પાસે ગોકુળ છે. ત્યાં પણ કેટલાંક શ્રીકૃષ્ણનાં મંદિરો છે. તે પણ બધા યાત્રાળુએ દર્શન કરવાંજ જોઇએ. આસપાસ બીજા નાના મોટા પુષ્કળ તીર્થ સ્થાન છે, જેને દર્શન કરીને મુક્તિની ઇચ્છા હોય તે ભલે જાય પણ હું તો બહારના દર્શનથી મુક્તિ થયલી સમજતો નથી એટલે મારે તો દર્શનને માટે જવાની જરૂર નથી આટલું તો માનુંછું કે કુદરતના સુંદર દેખાવો ઇશ્વરનું મહાનપણુ, તેની દયા, તેની લીલા સ્પષ્ટ જોવામાં આવે છે, અને પ્રાચીન હિંદુઓએ તીર્થ સ્થાન પણ એવીજ સુંદર જગાએ બનાવ્યા છે. જ્યાં સુંદર નદી વહેતી હોય, જ્યાં ઝાડ પાન હોય, ત્યાં તીર્થ કર્યાં છે.

પ્રાચીન કાળમાં તીર્થોમાં કેટલાક મહાત્માઓ રહીને ધર્મ વિશે વિચાર કરતા હતા. તેઓ ધર્મનો સદ્ ઉપદેશ આપતા હતા. તેથી ત્યાં જાત્રાળુ ગયાથી તેને કુદરતનો સુંદર દેખાવ તથા ઉપદેશ મળ્યાથી બહુ લાભ થતો, પણ હાલ તો કેવળ ગાડરીઆ મેહ્રાના જેવી સ્થિતિ થઈ છે. કુદરતનો દેખાવ જોવાની ઇચ્છા મુદલે નથી. તથા ધર્મોપદેશકોમાંથી તો કેટલાકો ઠગનારાઓનો વેશ ધારણ કરીને ગરીબોનું ધન લુટી લેવાની તજવીજમાં હોય છે. તેથી તીર્થથી ખરેખર જે થવું જોઇએ, તે થતું નથી. અમસ્તા પૈસા ખર્ચ થાય છે. કઇંક લોકોની રીત ભાત જુએ છે એટલેજ લાભ મળે છે. ભાવિક તથા વિશ્વાસુ માણસોતો બધે એક સરખાછે. તેઓ ભક્તિમાં તલ્લીન થઇને

કલ્પિત ઇશ્વરની પૂજા અર્ચના કરે છે. ધન્ય છે તેઓની ભક્તિને ! પરમેશ્વર કરે ને એવી શુદ્ધ ભક્તિ મારા હૃદયમાં જાગ્રત થાય.

મથુરા વંદાવનમાં જે જોવા જેવું હતું તે બધું જોયું, જોઇને હું પાછો આગ્રે આવ્યો.

---

## પ્રકરણ ૩૨ મું.

### રામછીદાસ અને અનાથાશ્રમ.

બાબુ નવીનચંદ્ર ગુપ્તને ત્યાં હું અને મહેન્દ્રનાથ ચટરજી નામના બાબુની પહેલી બાયડીના સાળાનો સાળો આગ્રામાં રહેતા હતા. મહેન્દ્રનાથ અંગ્રેજી શીખવા જતો. એટલામાં બાબુને ત્યાં પંજાબ તરફનો રામછીદાસ નામનો એક ગૌર વર્ણનો ઠીંગણો માણસ પહેલાની લાહોરની ઓળખાણ કાઢીને આવ્યો તેણે પોતાની લાચારી જણાવી તેથી બાબુએ તેને પોતાને ત્યાં રાખ્યો. હવે અમે ત્રણ જણા થયા. બાબુ અમને ત્રણ જણાને પોતે જે ખાતા તે ખવાડતા હતા. મહેન્દ્રનાથ અને હું બાબુની સ્ત્રીની પાસે વાતો કરતા હતા. અમે તેના ઓરડામાં જતા આવતા હતા. ફક્ત રામછીદાસ બહારના ઓરડામાં રહેતો હતો. રામછીદાસ ખાવામાં એકો હતો. તેને દરરોજના એક રૂપીઆના પેંડા જોઇએ. બાબુની પાસેથી તે રૂપીઆ ઉધાર તરીકે લઇને પેંડા વગેરે ખાતો. ઘરમાં ઘણુંજ થોડું ખાતો. અને બટકનો હતો. તે સમાજમાં આવીને મોટી મોટી ધર્મની વાતો કરતો. તથા બાબુની ચોપડીમાંથી કેટલીક ચોપડીઓ લઇને તે વાંચતો હતો. તે મને ઘણાક અંગ્રેજી પુસ્તકોમાંથી ભાષાન્તર કરીને સમજાવતો હતો. તેણે મને કેટલીક વસ્તુનું જ્ઞાન આપ્યું છે. તેણે અંગ્રેજી પુસ્તક ફીનોલાજીનું ભાષાન્તર કરીને મને ફીનોલાજી સમજાવી હતી. તેમજ રિપબ્લિકધર્મનું વધારે જ્ઞાન આપ્યું હતું. અમેરિકન રવિઝનાં પુસ્તકો તેને બહુ પસંદ હતાં, વારંવાર તેમાંથી ઘણું સમજાવતો હતો.

એટલામાં આગ્રામાં દુકાલ પડ્યો. બાબુએ પહેલા એક અનાથાશ્રમ કાઢવાની કલ્પના કરી હતી. જે કોઇ અનાથ હોય તેને ખવાડી પોષીને મોટા કરીને વિદ્યા દાન તથા હુન્નરની કેળવણી આપવી એ મતલબથી એક અનાથાશ્રમની યોજના કરી. તેને માટે સારા કાગળથી નિયમો છપાવ્યા. રૂપીઆ ભરવાની વિનતિ કરી પણ કોઇએ કંઇ ભર્યું. જેટલી આશા રાખી હતી તેટલું ભરાયું નહિ. બાબુએ કેટલાક ગરીબના છોકરાઓને માટે ઘર ભાડે લઇને અનાથાશ્રમનો આરંભ કર્યો. જે રૂપીઆ આવ્યા હતા તે તો છપાઈ વગેરેમાંચાલ્યા ગયા. હવે બાબુ પોતાના ગીરોથી ખર્ચવા લાગ્યા. ક્યાં પણ માગણી કરી નહિ. બાબુ પોતે માંગવા જતા નહોતા. માંગ્યા વિના મા પણ પીરસતી નથી તેમ થયું. બાબુ કોઇને પણ કહીને રૂપીઆ મેળવી શકતા નહોતા. દહાડે દહાડે ખર્ચ વધ્યુ.

હવે રામજીદાસના ઉપર તે અનાથાશ્રમનો ભાર આવ્યો હતો તે પોતાની મરજી પ્રમાણે ખર્ચ કરવા લાગ્યો તે કહેતો કે હું રૂપીઆ ઉઘરાવીશ. ને અનાથાશ્રમને ચલાવીશ. બાબુ તેના બોલવાપર ખુશ થઇને તે જે માંગતો તે આપતા દહાડે દહાડે ખર્ચ બહુ કરવા લાગ્યો. લગભગ દરમહિને અનાથાશ્રમને માટે ૨૦૦ રૂપીઆનું ખર્ચ થવા માંડયું. એ રશોઇઆ રાખ્યા મોટું ઘર ભાડે રાખ્યું. સુતારનું કામ શીખવવા માટે એક યુરેસિયનને રૂપીઆ ૧૫ એ રાખ્યો વગેરે ખર્ચ કરવા માંડયુ. હું પણ હિંદી છોકરાઓને શીખાડતો હતો. અને તેના કામમાં મદદ કરતો હતો.

---

## પ્રકરણ ૩૩ મું.

### દિલ્લીનો રાજસૂય યજ્ઞ ( દરબાર ).

ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે રાણી વિક્ટોરીયા મહારાણી થવાના હતા. તેની ધામ ધુમ દિલ્હીમાં થવાની હતી. દિલ્હીમાં મોટી ધામધુમ થવા માંડી. રાજા રજવાડાઓને નોતર્યાં. તેમજ સરકારી મોટા

ઑફિસરોને નોતર્યા તેથી બાબુ નવીન ચંદ્ર રાયને તેમની સાથે કાંઈ મળ્યું. તેથી બાબુએ જવાની તૈયારી કરવા માંડી, એટલામાં બાબુએ સાંભળ્યું કે દિલ્હીમાં ગાડીઓ તે ટાણે બહુ મોંઘી થશે તેથી મારી જોડે વિચાર કર્યો કે આપણી ગાડી જાય તો ઠીક એવું નક્કી થયું. મેં ગાડીની જોડે જવાનું કર્યું. કારણ કે મને પગરસ્તે જવાનું મન થયું. રેલવેની ગાડીની ગમે એટલી ટીકીટ આપવાનું બાબુના હાથમાં હતું. પણ મેં જોવાની ખાતર જવાનું નક્કી કર્યું. હું અને કાદર નામનો જૂનો ગાડીવાન તથા માણસ લઈને આવ્યો. રસ્તો ઘણોજ સુંદર હતો. પાંચ દહાડામાં અમે આગ્રેથી દીલ્હી પહોંચ્યા. દિલ્હીમાં બાબુની હાથ નીચેના એક માણસનું ઘર હતું તેના તબેલામાં ગાડી રાખીને હું તેમને ત્યાં ખાવા લાગ્યો. તે ખતરી હતો. ખાવાનું સેતરંજીપર ચાદર નાખેલી ઉપર બેથીને થાળી તેનાપર રાખીને ખાતા હતા. કાયસ્થ ખતરીઓને ત્યાં પખાલીઓ પાણી ભરે છે. તે મેં જોયું. કેટલીક રીતભાત મુસલમાની જોઈ. એટલામાં બાબુ આવ્યા તે પણ ત્યાં ઉતર્યા, ઘર સારૂં હતું. જો કે મેં તેમના બૈરાનું મોં જોયું નહિ કારણ કે હું તેમનો મિત્ર હતો પણ બીજા જોતા.

મારા દિલ્હીમાં આવવાનાં બે કારણો હતાં. પહેલું એ હતું કે રાજા રજવાડાને તથા વજીર ઉમરાવોને મળીને અનાથાશ્રમને માટે કંઈક ધન લાવવું તથા બીજું મુંબઈ તરફના ઓળખીતાને મળવું. ગાડીઓ બે હતી એક બાબુની અને બીજી જે ઘરમાં અમે રહેતા હતા તેની, તેથી હું દરરોજ રાજાઓના તમ્બુમાં જતો તથા કાગળ વગેરે બતાવતો હતો. પણ તે વેળાએ રાજા તથા પ્રધાનો દિલ્હી જોવા માટે આતુર હતા. તેઓને વાત કરવાની પણ ફુરસદ નહોતી. હું સર સાલારજંગને મળ્યો તેમજ કેટલાક કાઠિયાવાડના કારભારીઓને મળ્યો પણ એક બે જણાની પાસેથી ૧૦૦ થી વધારે કંઈ મેળવી શક્યો નહિ, નહિ મળવાનું કારણ એ પણ હતુંકે કોઈનો કાગળ નહોતો. ઓળખાણના કાગળો જોઈએ, કાગળ સિવાય ખાતરી કેમ થાય? ઘણી આશા રાખી હતી પણ તે નકામી ગઈ. હું દરરોજ ચાર પાંચને મળવા જતો પણ સિપાઈઓ અંદર જઈને કહેતા કે હમણાં વખત નથી. દિલ્હીમાં

બીજા ઘણા માણસો જૂદા જૂદા ધર્મ ખાતાને માટે મદદ મેળવવા માટે આવ્યા હતા. તેથી કેટલા માણસોને આપેર આથી કંઈ વળ્યુ નહિ

મુંબઇથી મારો મિત્ર માધવરાવ ત્રીંબક, હરિશ્ચંદ્ર ચિંતામણની સાથે આવ્યો હતો હરિશ્ચંદ્ર ચિંતામણ બ્રુ લેવા આવ્યો હતો, તેની જોડે મુલાકાત થઈ તેણે મને પત્રદ્વારાથી લખ્યું હતું કે હું દિલ્હીમા આવનાર છુ તેથી તેને મળ્યો ધર્મ સબંધી વાતો થઇ હુ તેને ઘણીવાર મળ્યો તે મારા ઉપર ઘણી કૃપા રાખતો હતો

દિલ્હીમા રા રા મનસુખરામ સૂર્યરામ જુનાગઢના નવાબ સાહેબની સાથે આવ્યા હતા તે જુનાગઢના દિવાન રા રા ગોકળજી ઝાલાની જોડે તબુમા ઉતર્યા હતા તેની જોડે ઓળખાણ થઈ ગોકળજી ઝાલા જામો પહેરીને ફરતા હતા તે એક આશ્ચર્ય બનાવ તરીકે મને જણાતો હતો જોકે હમ પ્રસગે જામો પીછોડી પહેરવામા આવે છે પણ દિવાનગીરીમા તે પહેરતા જામો પહેરવાનો આ વખત એ પહેલા જોયો તેથી અત્યદ્ભુત ઉત્પન્ન થાય એમા નવાઈ નથી

પછી રા. બા ગોપાળ હરિ દેશમુખ વડોદરાના મેરાળના તબુમા ઉતર્યાં હતા તેની જોડે ઓળખાણ થયુ, તેઓને હુ મુબઇમા વારવાર મળતો હતો પછી બાબુ કેશવચંદ્ર સેનની પહેલી ઓળખાણ થઇ, જ્યારે નવીન બાબુ અને હુ કેશવ બાબુને મળવા ગયા ત્યારે કેશવચંદ્ર સેન રાંધતા હતા તેઓ દરરોજ એક વખત પોતે રાંધતા હતા તેની જોડે ધર્મ સબધી વાતો ઘણીક વખત થઈ દિલ્હીના રાજસભામા સ્વામી દયાનંદ સરસ્વતી પણ આવ્યા હતા તેને મળવા હુ અને માધવરાવ ગયા. તેણે અમને ઓળખ્યા, પછી ધર્મ સબધી વાતો થઇ કેટલાક દિવસ અમે જવા લાગ્યા એટલામા વિચાર થયો કે આર્યસમાજ તથા બ્રહ્મસમાજમા જે મતભેદ છે તેનો અહિ નીકાલ થાય તો સારૂં કારણ કે એ સમાજની એકજ પદ્ધતિ થાય કે જેથી લોકોનું ભલુ થાય, આવો વિચાર કરીને ઉપના માણસોને મારા મિત્ર રા રા માધવરાવ ત્રીંબક અને હુ મળીને સભાનો દિવસ મુકરર કર્યો પહેલા કેશવ બાબુને મળ્યા, પછી નવીનચંદ્રને, ત્યાર પછી ગોપાળ

હરિ દેશમુખને અને હરિચંદ ચિંતામણને મળીને દિવસ મુકરર કર્યો દયાનંદને ઘેર બધા રાતના સાત વાગે એકઠા થયા ધર્મ સબંધી વાતચીત ચાલુ થઈ, તેમાં વેદની વાત ઉપડી, વેદ ઈશ્વરોક્ત નથી તે બાબુ નવીનચંદ્ર રાયે કહ્યું તેના ઉપર કેશવ બાબુએ સમતિ આપી પણ દયાનંદે તેમાં તકરાર લીધી તેનો રદીઓ બાબુ નવીનચંદ્રે તથા કેશવે આપ્યો એક બીજાની તકરાર તોડતાં રાતના દશ વાગ્યા પછી ઠરાવ થયો કે બીજી વખતે આ વિષે તકરાર કરવામાં આવશે. પછી બીજા મત વિશે વાત ચીત કરીને રાતે દશ વાગે બધા પોત પોતાને ત્યાં ગયા પછી બીજીવાર મળ્યા નહિ અને કંઇ પણ સિદ્ધાંત થયો નહિ જો દિલ્હીના રાજસૂય યજ્ઞમાં આર્ય સમાજ તથા બ્રહ્મ સમાજના મત એકઠા થાત, તો ઘણું સારૂં થાત પણ તે થયું નહિ સાધવનાવનો તથા મારો ઉદ્દેશ સફળ થયો નહિ દિલ્હીના મહા યજ્ઞમાં બધા રુંધાયા અમે પણ તેની રચના જોવામાં રુંધાયા

દિલ્હીમાં ઈ સ ૧૮૭૭ માં રાણી વિક્ટોરિયા મહારાણીનું પદ ધારણ કરવાને જે મે દરબાર નામ રાજસૂય યજ્ઞ પાડ્યું છે તે ઠીક છે કે નહિ તેનો વિચાર કરીએ પ્રાચીનકાળમાં ચક્રવર્તી રાજા પોતાના તાબેના બીજા રાજાઓને એકઠા કરીને તથા તેઓને કેટલાક કામ સોંપીને રાજસૂય યજ્ઞ કરતા હતા, તેમ ઈ સ ૧૮૭૭ ની જાનેવારીની પહેલી તારીખે હિંદુસ્તાનના નાના મોટા કેટલાક રાજાઓને નોતરીને એક સભા બોલાવીને ત્યાં બધાની સામે મહારાણીનું પદ ધારણ કરવાની ગવર્નર જનરલે ભાગ લીધો તેથી તેને પ્રાચીન નામ શોભે છે તે વેળાએ ઘણા રાજાઓ એકઠા થયા હતા ઘણું લશ્કર એકઠું થયું હતું ત્યારે બાબુએ મેદાનમાં તંબુઓ નાખ્યા હતા, તથા રોશની થઇ હતી રાજાઓનો પડાવ એક મોટી છાવણીના આકારમાં પડ્યું હતું ઘણા કિંમતી તંબુઓ ચાર પાંચ માઇલના ઘેરામાં રોકાયા હતા અને ત્યાં સભા ભરવાની હતી તે પણ એક ઉત્તમ કપડાંથી તથા ગાલીચાથી શોભાયમાન કરી હતી તેનો આકાર સુપર્ણના બેન્ડ સ્ટાંડમાં વાજાં વગાડનારના ઘુમટ જેવા આકારનો કર્યો હતો તે ઘણું મોટો હતો, સ્ટાન્ડમાં દરેક રાજાને સારૂ જૂદી જૂદી બેઠકો હતી, તેમાં કોઇને કેન્દ્ર

તો કોઇને ઉત્તમ ગાદીદાર ખુરશીઓ હતી. કોઇને નીચે ઉત્તમ ગલીચા તો કોઇને શેતરંજી. આવી રીતે ઑફિસરોને માટે પણ ગોઠવણ કરી હતી. તેમજ રાજા શેઠ શાહુકાર તથા હોદ્દેદારોની ગાડી રાખવાની તથા જે વેળાએ જોઇએ તે વેળાએ મળી શકે એવી ગોઠવણ કરી હતી. તે ગોઠવણ ઘણીજ સુંદર હતી. આસપાસ પ્રજાને જોવા માટે મોટી કુશાદે ગોળ જગા રાખી હતી જેવી કે સરતમાં ઘોડા દોડવાની આસપાસ લાકડાની વાડ કરીને ઉભા રહેવાની ગોઠવણ થયલી હોય છે તેવી થઇ હતી. જેમ મુંબાઈમાં બેંડ સ્ટેન્ડની આસપાસ થોડે છેટે લાકડાનો ગોળ કઠેરો છે, તેવોજ કઠેરો આસપાસ હતો ત્યાં બધી પ્રજા ઉભી હતી. અને અંદરના ભાગમાં લશ્કરી સિપાઈઓ ગોળાકારમાં ગોઠવીને કવાયત કરતું હતું, તથા બેંડ વગેરે વગાડતા હતા. દશ પંદર ફોટોગ્રાફરો મોટા મોટા માચડા ઉભા કરીને છબી પાડવાની તજવીજમાં હતા. બહુ લોક ભરાયું હતું. હું પણ તેમાં ગાડીમાં બેસીને ગયો હતો. બાબુ પોતાની મુકરર જગાપર જઇને બેઠા. હું અને બાબુની હાથ નીચેનો માણસ ડોગકાર્ટમાં બેસીને જ્યાં રાજાઓની ગાડી ઉભી રહેતી, ત્યાં સુધી ગયા, એટલામાં એક રાજા જતો હતો તેની પછવાડે પછવાડે જ્યાં રાજા બેઠો હતો તેની પછવાડેની જગાપર જઇ બેઠા. કોઇએ કંઇ કહ્યું નહિ. રાજા તથા તેના માણસો સમજવા લાગ્યા કે કોઈએ આ જગાપર બેસાડ્યા હશે ને અમે ખુશી થતા હતા કે ઠીક થયું કે તેઓની જોડે આવ્યા. મારો પોશાક ઉત્તમ કાસમીરનો ભરેલો ચોગો હતો અને માથે કાળી મખમલની ટોપી હતી. બાબુના હાથ નીચેના માણસનો પોશાક પણ બહુજ સારો હતો. અમે આસપાસ જોવા લાગ્યા. શું જોવા લાગ્યા ? ઘણાજ ઉત્તમ ઉઘાડા મોટા તંબુના આકારવાળા મકાનમાં હજારો મોટા મોટા માણસો બેઠા છે. કોઇએ લાલરંગની પાઘડી પહેરી છે તો કોઇએ લાલ ફેંટા બાંધ્યા છે. કોઇ ઉઘાડે માથે બેઠા છે તો કોઇ શમીયાના પહેરીને શોભા આપે છે. રાજાઓ હીરાઓનાં ઘરેણાં પહેરીને પોતાની મોટાઇ દેખાડે છે. કોઇ સ્ત્રી જોવામાં આતુર થઇને આસપાસ હાવરી બાવરી જેવી જોયા કરે છે તો કોઇ અજાયબીમાં ગરકાવ થઇને પોતાના

સ્વામીને તથા બાઇ દીકરાને પૂછે છે. આ રાજસૂય યજ્ઞમાં કેટલીક દેશી સ્ત્રીઓ હતી પણ તે ગણતરીમાં ઘણીજ ઓછી હતી. અંગ્રેજની સ્ત્રીઓ પુષ્કળ હતી. એટલામાં લાર્ડ લિટન આવ્યા તેને માન આપવા માટે બધા ઉઠયા. લાર્ડ લિટનનો જામો ગાયકવાડ શિયાજીરાવ તથા નિજામના નાના રાજાએ ઝાલ્યો હતો જાણે બતાવતા હોય કે અમે રાણીના હાથ નીચે છીએ. પછી આજથી મહારાણી થઇ તે વાંચી સંભળાવ્યું અને ખુશીના પોકારો કરીને લોકોએ ખુશી જાહેર કરી. તે વેળાએ તોપમાંથી ૧૦૧ તોપો છુટી પછી બેંડ તથા લશ્કરી કવાયત થઇને રાજસૂયયજ્ઞ પુરો થયો. પછી પોત પોતાને ઘેર ગયા.

તે દેખાવ હજી પણ આંખની સામે રમે છે. રાતે મોટી આતસબાજી થઇ. તે બહુ ઉત્તમ હતી, આકાશમાં તારાનો વરસાદ થતો હોય એવું જણાતું, ઘણી જાતનાં દારૂ કામ છોડયા. તે વખતે બધાની નજર આકાશ તરફ તાકી રહેલી હતી. એવું દારૂખાનું મેં પહેલા કોઇ વખતે પણ જોયું નહોતું. તેથી બહુ આનંદ થયો માણસ શું કરી શકે એ વિચાર મનમાં ઉત્પન્ન થયો

દિલ્હીમાં કેટલીક નવાઇ જેવી વસ્તુઓ વેચવા તથા દેખાડવા માટે રાજા તથા વેપારીઓ લાવ્યા હતા. ગાયકવાડના મેનેજર સર ટી માધવરાવ ગાયકવાડની સોના રૂપાની તોપો તથા સોના રૂપાની ગાડીઓ લાવ્યા હતા તે પોતાના મુકામમાં જોવા માટે રાખી હતી. હજારો માણસો તે જોવા જતા. હું પણ જોવા ગયો હતો. ગાડી મોટી હતી. તોપણ સારી હતી. એક રજપુત ઘોડો વેચવા લાવ્યો હતો તે ઘોડો રૂપેરી રંગનો તથા પહોળી પીઠનો હતો. તેના વાળ બહુ લાંબા તથા ગુંથેલા છે. ચાર પાંચ જણા ઘોડાની ખીદમત કરતા હતા. તે ઘોડાની કિંમત પચાસ હજાર રૂપીઆ માંગતો હતો. ઘોડો જોવામાં સુંદર હતો. એના સિવા જાત જાતની કારીગરીની વસ્તુઓ વેચનારાઓ ચોતરફ ફરતા હતા. મેં કેટલીક વસ્તુઓ મનસુખરામના ઉતારામાં આવેલી જોઇ હતી. તેની કિંમત બહુ હતી. રાજસૂયયજ્ઞમાં કોઇને નુકશાન તો કોઇને લાભ થયો હતો. રાજાઓને નુકશાન, રેલવેવાળા, ગાડીવાળા તથા વેપારીને લાભ.

હને રા રા માધવરાવને ૬ દિલ્હીની પ્રખ્યાત જુમા જોવા ગયા પહેલા અમે જુમા મસિદ જોઇ તે બહુ મોટી છે તેમા ઓટામા ઓછા વીસ હજાર માણસો માઇ શકે તેની ઉચ્ચાઇ ઘણી છે, તે રાતા પથ્થરની બનાવેલી છે તેની ફરસબંદી સફેદ આરસની વચમા હોજ છે ત્રણ મોટા બુરજમા નમાજ પઢવાની જગા છે તે બધી આરસની છે, દરેકને જુદા પડાવા માટે કાળા આરસની ગુલાબના આકારની લાઇનો છે તેમા કેટલા માણસો બેસે તેની મે ગણતરી કરી હતી પણ હાલમા ભુલી ગયો છુ પણ ઘણા માણસો નીમાજ પઢે એટલી જગા છે તેવી મસિદ મે હિંદુસ્તાનમા જોઇ નથી તેના ચાર મીનારા છે તેના ઉપર ચઢીને જોવાઇ શકાય છે, ઉપર ચડયા હતા શહેરનો દેખાવ બધો જણાયો દૂર સુધીના ગામડા પણ દેખાયા

પછી અમે દિલ્હીના કિલ્લામા ગયા, કિલ્લો જમના નદીના કિનારે છે તેનો ઘણો ખરો ઘાટ આગ્રાના જેવો છે પહેલા દિલ્હીનો કિલ્લો થયો, પછી આગ્રાનો દિલ્હીમા દિવાને આમ અને દિવાને ખાસ છે, તે ઘણી ખરી આગ્રાને મળતી છે તેમા પણ આરસના સ્તંભ તથા આરસની દીવાલપર મીનાકારી કામ છે હમામ પણ આગ્રાના જેવુ છે બેગમોના મહેલો પણ આગ્રાના જેવા છે મતલબ કે જો કોઇએ આગ્રાનો કિલ્લો અથવા દિલ્હીના કિલ્લામાથી એક જોયો હોય તો તે બેઉને સરખો કહે તેમા સંદેહ નથી કિલ્લાની અગાસીમા શાહજાનનુ તખત છે, તે કાળુ છે તે જોયુ દિલ્હીના કિલ્લાના મકાનો તથા મહેલો બહુજ ઉત્તમ છે તેમા દિવાને ખાસ તથા બેગમોના મહેલોની રચના તથા તેની કારીગરી બહુજ ઉત્તમ છે

પછી ચાદની ચોકની પાસે કમ્પની બાગમા ગયા તે બાગ સારો છે તેમા ઝાડ પાન બહુ છે દેખાવ પણ બહુ સુદર લાગે છે તેમા એક મ્યુઝીયમ છે તે જોવા ગયા ને મ્યુઝીયમ મોટુ નથી તેમા હિંદુસ્તાનની કારીગરીના નમુના તથા દેવ દેવીની પ્રતિમા છે, તેમા કેટલીક ૨૭૦૦ વર્ષની છે, ઘણી નવાઇની વસ્તુઓ પણ છે જેને દિલ્હીના શોખનુ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેઓએ જરૂર દિલ્હીના મ્યુઝીયમમા જઇને ત્યાના કપડા, પોશાક,

ઘરેણાં, ઘરનો સામાન, ફળ ફુલફાં વગેરે જોવાં તેથી ઘણો લાભ થશે. આમને મ્યુઝીયમમાં દિલ્હીના લોકો વિશે ઘણું જ્ઞાન થયું.

દિલ્હીના મ્યુઝીયમમાં કેટલાક ઉત્તમ ચિત્રો છે, તે ચિત્રોમાંથી એક ચેનુ વર્ણન આપવું યોગ્ય જણાયું છે. આ ચિત્રો જુનાં છે પણ તે બહુ ઉત્તમ છે. તે ચિત્રમાં કોઇ દેશની રાજ કુમારી જોડે ક્યાંના રાજકુમારનો વિવાહ સંબંધ નક્કી થયો છે, શહેરના પહોળા રાજ માર્ગોપરથી મોટા મોટા ખુમચાઓમાં વિવિધ ફળ, મિઠાઇ તથા નવા પ્રકારની ગજ યોગ્ય સામગ્રી સહતે મોટી સરકારી પસરણ ગીત વાદ્યની જોડે તે તરફના મહેલ તરફ લઇ જાય છે. સાથે લાલ, સફેદ, કાળા તથા મેલખોર ચાર ઘોડા જોડેલા સોનાના રથના ઉપર આસમાની ચંદરવા નીચે નોબતખાનું છે. અને આગલા ભાગમાં, આપણા દેશની વિલાસ કળા જાણે સર્વાંગે સંપૂર્ણ કરેછે એવું જણાય છે. સારંગી તથા સિતારમાં, નુપુરમાં, વળયમાં, હાથના ચાળાગાં, તથા શરીરની લીલાથી મનોહારિણી હાસ્ય લીલા છે. બન્ને બાજુએ હારહાર સિપાઇઓ છે,–આસમાની, ગુલાબી, સફેદ, પીળી, લીલા રંગના ડગલા સોનેરી રૂપેરી કોર મુકીને પહેર્યા છે. અને માથાપર ગાઢા આસમાની રંગની પાઘડીઓ પહેરેલી છે અને હાથમાં સોનાની છડીઓ લીધેલી છે, અને પાનથી લાલ હોઠ થવાથી સચેતન પદ મર્યાદાનો કપટ ઢંકતો ભાવ જણાય છે. અને આ સુરક્ષિત દેખાવની પાછળી નાચનારીઓના પગલાં ઉપડતાં તથા હાવભાવ જણાય છે અને તાલે તાલે ફરતી તથા બારીક મલમલના ઉપર જરીની ડોરની કરચલીમાં જરા જણાય એવા વિવિધ રંગના તંગ પાયજામાં તથા સ્તનને ઢાંકવાની કાચળીઓ દેખાય છે. તેમાં કનક યૌવન મોહ અંચાલિત થઇને જાણે વસંત મદોન્મત્ત કોકીલના ગીત સુખરિત સિતાજપુરીની એક સુદર મરીચિકા રચના કરી છે.

પરંતુ નિપુણ ચિત્રકાર આટલીવાર નુસી ફક્ત એક મુગો દેખાવ ઇન્દ્રજાળની રચના કરીને થાક્યો નહોતો–તેના પ્રત્યેક નરનારીજ સમાન સજીવ સહૃદય મનુષ્ય છે. અને આ ઘોડાના રથ ઉપર આવનારી ચાર ચરણ તાડિત નપુર મિશ્રિત લાંબી મુસાફરી તેઓ મુંગા તથા બહેરાના

જેવા થઇને આવ્યાં નહોતા, પરંતુ ઘણા હલકા પ્રેમની ઠઠ્ઠા મશ્કરીથી, અપાંગના વિશેષકના કટાક્ષમાં, મિતહારી મધુર સંભાષણમાં તથા સરસ આપણુ પ્રસંગમાં એક મેકના ચિત્ત વિનોદન કરીને પરિશ્રમ એકી વખતે ભૂલી ગયાં છે. અને ચિત્રમાં પણ તે અતિ સારી રીતે દેખાડયું છે,–ક્યાં એક સામાંગી પુષ્પ મેળવા વિલાસિની આંગના થકાવટથી થાકીને કપાલપરનો પરસેવો લુછવા માટે કદી એકવાર પછવાડે મેં ફેરવ્યું હતું, અને શુભ અવસરે લાલ અને નહિ રોકતા એક ચંચળ ચિત્ત તરૂણ ભાવત છેટેના હાથીના ઉપરથી વાડવા સૂચક એક સસ્મિત સલામ નિવેદનમાં પોતાની-મનોવેદના જણાવી, ચિત્રકરની દૃષ્ટિ તે પણ અતિક્રમ કરી નથી. નોબતખાનામાં સરણાઇનો અવાજ કાઢીને અન્યમના વગાડનાર એક નજરથી સામેના નૃત્ય કળા કૌશળનો ઉપભોગ કરતો હનો તે એકાગ્રદૃષ્ટિ ચિત્રકર નિઃશબ્દથી પોતાના ચિત્ર પટમાં હરણ કરીને લાવ્યો છે. જે ખંજન નયનાની ઉત્સુક દૃષ્ટિ, કોઇ પરિચિત પ્રિય મુખ જોવાની આશાથી ચારે બાજુએ વારંવાર ફેરવે છે, તેના સુગંકિત કાળા ભમરો મનોજથી કુંજન વિલાસ અહિં પાછીના મોહરપર્શથી પકડાયા છે અને આ બધામાંજ આપણા મુખ ભાવના નાના પ્રકારના ભાવ ભાવ જણાવીને ચિત્રકળાનું મનોહારિપણું વધારે વધારેલું છે.

બીજા એક ચિત્રમા આ રાજાના વિવાહનો વરઘોડો નીકળ્યો છે, રાજાનો વરઘોડો જેવો થાય છે, મશાલમાં દીવાના અજવાળામા આતસબાજીમાં રાત્રિ ઉજ્વળ અને હન્નરો ઉઘાડી બરછી તથા તરવારના વિચિત્ર આસ્ફાલનમાં વિસ્ફુરિત થઇને તે ઔજ્વલ્ય અવસ્થા તરફ આવેછે. મોટા ઘોડા ઉપર ઘરના પોશાકમા રાજકુમાર બેઠો છે. બે બાજુએ બે કેટા પહેરેલા માણસો મોરના પીછાના મોટા પંખાથી વા ઢોળે છે અને પછવાડે સફેદ પોશાકવાળો મોટો સોનાના રંગનો તાલવૃન્ત સંચાલન કરતો રાજ મર્યાદા રક્ષણમાં લાગેલો છે. સામે પછવાડે હારદોર ઘોડેસવારો તથા લશ્કર જાય છે અને તેની જોડે ઘોડાપર તથા ચાલતાં લાલ, લીલા ગુલાબી સફેદ તથા આસમાની રંગના પોશાક સજેલા ત્રણ ચાર ટોળા વગાડનાર

જાય છે આગલા ભાગમાં સોનાના મઢેલા ઘરની કાનના દક્ષિણ તરફ તથા જમણી તરફ સુંદર અનુર્દશાપર લલિત કલિત નૃત્યકળામાં કુશળ યાત્રાનુ સૂચી નર્તકીઓ તથા આગળ પછવાડે રાજ્યના પતાકા છત્ર ચામર પ્રમાણેના કનક દિસ્તોય છે અને રસ્તાની બેઉ બાજુએ રાખેલા આતસ ક્રમથી આગ્નેય કનક ચપકરાશિ ઉચ્છવસિત તથા વર્તિત થઈને નીલ નૈશાકાશતલે ધુમાડાના પ્રકાશમાં એક જાતની તરફ દિશા ગોધૂલિનીની આભા મચાવિત કરી મૂકે છે આ કિનરધીજનન ન્યાલોકમાં આ વિચિત્ર વરઘોડો એક જાતનો નાટકશાળાનો દેખાવ જેવો જણાયો કેટલાક ચિત્રો બહુ સારા જ જણાયા તે જાણે મીણના પુતળા જેવા સફેદ જણાતા હતા તેમાં કાગળનો ભાગ નજે તો ઘણું અગત્યના જણાતા હતા, તેવાજ ચિત્રો મેં જયપુરના મ્યુઝિયમમાં જોયા છે

અમે બેઉ જણા કુતુબ મીનાર ગયા જે દિલ્હીથી ૧૧ માઇલ છે એક્કામાં બેસીને ગયા મીનાર દૂરથી દેખાવા માંડ્યો, ત્યાં જઈ પહોંચ્યા ને મીનારો ૨૪૨ ફીટ ઉંચો છે એના પગથિયા ૩૭૯ છે એના જેવો ઉંચો મીનાર હિંદુસ્તાનમાં ક્યાંઈ નથી પૃથ્વીરાજની કન્યાએ બનાવેલો હતો તેણે એવો નિયમ કર્યો હતો કે, હમેશ જમનાના દર્શન કરીને ખાવુ એ વિશે ઘણા પ્રમાણો પણ મળ્યા છે કે એ મીનારો પૃથ્વીરાજની કન્યાને માટે બનાવ્યો હતો પછીથી કુતુબે પોતાની કીર્તિ જણાવવા માટે ત્યા તેના જેવો બીજો મિનારો કરીને તે જગાએ મસીદ બાંધવી જે મે મીનાર મસ્જિદના ગણાય તેથી તેણે બીજો મિનારો બાંધવા શરૂ કર્યો તથા મસ્જિદનું કામ શરૂ કર્યું તથા મીનારા ઉપર ફારસી લેખ કોતરાવ્યા પણ તેનાથી મસિદ તથા બીજો મીનારો બંધાયો નહિ તે જેમને તેમ પડી રહેલો છે, પછી લોકોએ કહ્યું કે આ કુતુબ મીનાર છે પણ આ રીતે તે કુતુબનો કરેલો નથી તે હાલમાં સિદ્ધ થયુ છે કુતુબમીનારની પાસે એક લોખંડની લાટ છે, તેનાપર પાલી ભાષાના અક્ષરો છે તે વિશે કહેવાય છે કે, તે અશોક રાજાની આજ્ઞા છે તેનો અર્થ કરવામાં આવ્યો ને પડેલી મસિદની વચમાં છે, તેને કેટલાક ભાખા કર્યાં છે પણ તે હલી નહિ એવુ

કહેવાય છે ગમે તેમ હો, હજી સુધી અશોકની આજ્ઞા દિલ્હીથી ૧૬ માઈલના તળાવને કુતબમીનારની પાસે રહેલી તે નવાઇની વસ્તુ છે, દિલ્હી અને કુતબ મીનારની વચમા એક દરગાહ આવે છે તે પણ જોવા જેવી છે, તેનુ કામ પણ સારૂ છે.

દિલ્હીથી થોડે છેટે જુની દિલ્હી છે તે વિશે કહેવાય છે તે કે, હસ્તીનાપુર છે તે પ્રાચીન કીર્તિનો એક નમુનો છે પણ તે હાલ ભાગી ગયલી છે, ત્યા કેટલીક પ્રાચીન ઈટો નીકળે છે કઈ જોવા જેવુ નથી પ્રાચીન હસ્તીનાપુર હવે ઐતિહાસિકોને પાસે પ્રાચીન કીર્તિનો વિષય છે પણ તેનું નામ રહ્યુ છે પણ કામ કઈ રહ્યુ નથી તે કાળના સ્રોતમા મળી ગયુ છે જગતની લીલા આવીજ છે

દિલ્હીમા જે જોવા જેવું હતુ તે જોયુ હવે અમે બધા રેલવેમા આગ્રે આવ્યા થોડા દિવસમા આગ્રે રા. રા. મનસુખરામ સૂર્યરામ આવ્યા તેમને હુ મળ્યો તેમજ બાબુ નવીનચંદ્ર રાયને મેળવ્યા પછી ગોકળજી ઝાલા બાબુને મળવા આવ્યા તેની જોડે વેદાંત સબધી વાતો થઈ વેદાંતમા ગોકળજી ઝાલા હોશિયાર હતા પણ તેઓની વાતથી તો મને કઈ વેદાંતની સમજણ પડી નહિ

થોડા દિવસ પછી રા. બા. ભોળાનાથ સારાભાઈ આગ્રામા આવ્યા, તેઓ પોતાની દીકરી છબુ બહેન, દીકરો કૃષ્ણરાવ તથા બીજો જમાઇ ગોપીનાથ તથા બીજા બે નોકરો સાથે હતા તેઓ બાબુ નવીનચંદ્ર રાયને ત્યા ઉતર્યા હતા બે ત્રણ દિવસ રહ્યા, હુ તેમને તાજ મહેલ, કિલ્લો વગેરે દેખાડવા લઈ ગયો હતો પહેલા અમદાવાદમા રા બા ભોળાનાથ સારાભાઈના પત્રો મને આવતા હતા તે જણાવ્યુ છે અને આગ્રામા પણ વખતો વખત હુ પત્રો સ્પિરિચ્યુઆલીઝમના વિશે લખતો હતો તેના જવાબ તેઓ લખતા હતા, તે મે જણાવ્યુ છે જ્યારે આવવાના હતા ત્યારે લખ્યુ હતુ તેથી બધી રહેવાની ગોઠવણ કરી હતી તે વેળાએ ટાઢ પડતી હતી તેથી હુ કાશ્મીરી જભ્ભો પહેરીને ફરતો હતો રા બા ભોળાનાથ સારાભાઈએ બા

પ્રુના ગ્મોાઇયાના હાથનું ખાધું નહિ પણ પોતાના ગ્મોાઇયાના હાથનું તેઓએ ખાધુ હતું. પછી તેઓ મથુરા તરફ ઘોડાની ગાડીમાં ગયા.

---




## પ્રકરણ ૩૪ મું.

## હિમાલયપર જવું.

હું હવે આગ્રામાં રહેવા લાગ્યો, રોજ નવા નવા પુસ્તકો જોતો હતો એટલામાં બાબુ નવીનચંદ્ર રાયે મદ્યમેષજ નામનું સંસ્કૃત હિંદી પુસ્તક રચ્યું, તે મને દેખાડ્યું, તે બહુ સારું હોવાથી મેં તરત તેનું ભાષાન્તર કર્યું. હિંદી અને ગુજરાતી મુંબઈમાં છપાવવા મોકલ્યા, તે પ્રગલ પ્રેસમાં છાપ્યા. આ મારું ત્રીજું પુસ્તક પ્રકટ થયું. તેના અક્ષરો બાળબોધ લીધાછે. તેની કેટલીક નકલો વેચવા માટે મુંબઈમાં દામોદર ઇશ્વરની દુકાને રાખી અને કેટલીક અમદાવાદની પ્રાર્થના સમાજમાં રાખી. એ અરસામાં બાબુની પહેલી બાઇડીના શાળાની શાળી આગ્રામાં પોતાના ધણીના જુલમથી બેજાર થઇને બાબુને ત્યાં આવી રહી બાબુને એક પછી એક ત્રણ બાઇડી થઇ હતી. એક નાનપણમાં મરી ગઈ, પછી બીજીને પેટે બે છોકરી થઇ તે મરી ગઇ. હાલની ત્રીજી હતી. શાળાની શાળી બાબુને ત્યાં રહેવા લાગી. શાળાની શાળીનો વર પહેલા ઘણો ખરાબ હતો. તેણે પોતે કબુલ કર્યું છે કે પોતાની સ્ત્રીને મારતો હતો. તે કેટલેક વર્ષે સુધર્યો હતો અને પોતાની સ્ત્રીને પોતાની પાસે રાખી હતી. જ્યારે બાબુ નવીનચંદ્ર રાયના શાળાની શાળી બાબુને ઘેર આવી ત્યારે તેનો વર બહુ ખરાબ હતો. બાબુને ઘેર આવીને તે રહેવા લાગી. તેનો ભાઇ મહેન્દ્રનાથ બાબુને ત્યાં રહેતો હતો. તેઓ બહુ ખુશીથી રહેતા હતા ઘણા વર્ષો થયા, ભાઇ બહેન પોતાના દેશમાં પોતાની ગા, ગોરા ભાઇ બહેનને ગમતાં નહોતા તેથી તેઓને ભાઇ બહેનને મગરાની ઇચ્છા સ્વભાવિક થાય તેમાં નવાઇ નથી. બાબુને આ વાત તેઓએ કહી. બાબુ તેઓને મોકલવાને રાજી થયા પણ ભાઇ નાનો હતો, બહેન કદિ કેદી

હતી પણ એમને એકલા મોકલવા બાપુને ઠીક જણાયું નહિ તેથી મને લઇ જવાને કહ્યું. મહેન્દ્રનાથ અને તેની બહેનનું અસલ ઘર હિમાલય સિમલાથી જરાં નીચે હતું. તેઓનાં ત્યાં ખેતર મર હતાં. તેથી હું હવે હિમાલય ઉપર આવ્યો. હું હિમાલય જોવાને ઘણો તલપી રહ્યો હતો, કારણ કે બાપુએ હિમાલયની વાતો મને બહુ સંભળાવી હતી તેથી આ લાગ મળ્યાં-થી હું હિમાલય જવાને રાજી થયો. તરત થર્ડ ક્લાસની ત્રણ ટીકીટ આં-બાલાની લીધી પછી અંબાલા આવ્યા.

અંબાલામાં એક ધર્મશાળા એટલે સરાઇમાં જઇને ઉતર્યા. ત્યાંથી એક્કો કાલકા સુધીનો ભાડે કર્યો. કાલકા એ સિમલાની તલાટી છે. ત્યાં સુધી જરા ચઢ ઉતર જમીન છે. કાલકા એ એક નાનું ગામડું છે. ત્યા પહેલા રેલવે નહોતી. હમણાં થઇ છે. તે દિલ્લીથી બારોબાર કાલકા સુધી જાય છે. કાલકામાં પુષ્કળ પહાડી માણસો રહે છે. તે માણસો પહાડ ઉપર બોઝો લઇ જવાનું કામ કરે છે. તે બહુ ઇમાનદાર છે ગમે એટલી કિંમતી વસ્તુ-ઓ તેને અમુક જગાએ લઇ આવવાને કહેવાથી તે લાવે છે. રસ્તામા તેઓ એકલા આવે છે તે છતા કદી પણ ચોરી કરતા નથી.

અમે હિમાલયના પહાડ ઉપર એક્કામા બેસીને જવા લાગ્યા, પહેલાં કાલકાથી કંઇક રસ્તો સીધો માલમ પડ્યો, પછી ધીરે ધીરે ચઢાણ આવવા માંડી, થોડેક છેટે ગયા તો વધારે ચઢાણ નજરે પડી. ઘોડો ધીરે ધીરે જવા લાગ્યો ગાડી ઘણીજ હલકી હતી. ઘોડો વખતો વખત ઠીક દોડવા લાગ્યો. ધીરે ધીરે ઝાડ દેખાવવા લાગ્યાં તથા શિખરો જણાવવા લાગ્યા, જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ પહાડનો દેખાવ નજરે પડવા લાગ્યો. ગાડીનો રસ્તો ફેરવાળો માલમ પડ્યો આસપાસ ખાઇઓ જણાવવા લાગી. ધીરે ધીરે ફરતા પહાડપર જવા લાગ્યા પહાડના છેડા ઉપર ગા-ડીનો રસ્તો કેટલોક જણાયો એક પહાડ પછી બીજા પહાડપર જવા માટે કેટલીક જગાએ પુલ દીઠા. તેની નીચે પાણીના ઝરા વહેતા હતા. હવે કોઇ ઠેકાણે ઝરા દેખાવવા લાગ્યા. ધીરે ધીરે પહાડોપર સુંદર ઝાડની ઘટા જણાવવા માંડી. કોઇ જગાએ આખો પહાડ સુંદર ઝાડીથી ભરપૂર માલમ

તે રાંધવાના વાસણો આપતો તથા રહેવાને ઓરડી આપતો. ઘરનું ભાડું તથા વાસણનું ભાડું કંઇક લીધામાં આવતું નહોતું. ફક્ત રીંધાના પૈસા લેતો. એક ઓરડી ખાલી રાખેલી હતી. આવનાર જનાર તેમાં પોતાના બિછાના પાથરીને બેસતા સૂતા હતા તથા ખાવાનું બધાઙ બનાવીને ખાતા હતા. થોડા પૈસામાં મુસાફરી મેં પહેલાં પહાડ ઉપરજ જોઈ. બીજે ક્યાં પણ આવી મુસાફરીની સહેલાઈ જોઇ નહોતી.

પહાડપરના એક નાના ગામડામાં અમે પહોંચ્યાં. જે ગામમાં મહેન્દ્રનાથ તથા તેની મા, ભાઇ બહેન વગેરે રહેતાં હતાં ત્યાં આવ્યાં. તે ગામ રસ્તા ઉપરથી કંઇક છેટે હતું. પહેલાં બે જણા ગયા પછી માણસને બોલાવીને સામાન લઇ ગયા, હું તે ગામમાં ગયો. ઘર ત્રણ કે ચાર હતાં. એક ઘરમાં મહેન્દ્રનાથની મા રહેતી હતી. તે ઘર પથ્થર તથા માટીથી બનાવેલું હતું. તે એક નાનું હતું તેમાં ચાર ઓરડા હતા પાસે મોટો વાડો હતો તેમાં શાક ભાજી વાવી હતી. આસપાસ પહાડ નીચાણ ચઢાણવાળી ખેડાણ જમીન હતી ત્યાં વાવેતર થયું હતું. આસપાસ પહાડ સિવાય બીજું કંઇ જણાતું નહોતું હું ત્યાં ચાર પાંચ દીવસ રહ્યો. ગામડાનાં મોટા જાડા ભાતનું જમણ જમ્યો. દૂધ ગોળની સીઠાઇ ખાધી, તથા કેટલીક નવાઇની વસ્તુઓ ખાઇને પરિતૃપ્ત થયો. હરરોજ આસપાસના પહાડ જોવા જતો હતો. પાસે એક ખીણમાં ઝરો હતો, તે ઝરામા એક ઘટી ચાલતી હતી તે જોઈ. તે ઘટી પાણીના વેગથી ચાલતી હતી. પાણીના ઝરા પાસે એક લાકડાનાં મોટા મોટા પાચ ૭ પખાવાળું ચકર ગોઠવીને તે ઝરાનું પાણી તે ચકરની પાસે છોડવામાં આવતું, તે પાણી છુટવાથી ચકરના પંખાને ધક્કા લાગવાથી ચકરે ફરતું ને તે ફરતા ચકરની નીચે પડ ગોઠવીને તેથી ચાલતા દાંડાની ઉપર ઘટીનુ પડ ગોઠવીને ઉપર એક વાસની ગાય દુમના આકારની ટોપલી મુકીને તેમાં અનાજ ભરી તે પેલા ફરતા પડની વચમાંના કાણામાં પડતુ તેથી તે અનાજ દળાતું. પાણી ઘંટીમાં નહિ આવે એથી લાકડાના ઉપર પહેલુ પડ માથાના ઉપર ગોઠવતા હતા અને બીજું ફરતું પડ તેની ઉપર રહેતું. મતલબ કે કંઇ પણ મીનતયા વિના લોટ

ગયો. તે પછી રાત દહાડો ચાલતી. કોઈનું અનાજ નહિ હોય તો તે ઝરાન પાણી બીજી તરફ નગાતા કે જેથી ઘટી બંધ રહેતી. ત્યાં પૂછતાં જણાયું કે આસપાસના માણસો દળાવવા ઘઉં, મકાઇ વગેરે લાવે છે તેમાંથી થોડાક દળામણની મહેનતના કાઢીને દળી આપીએ છીએ. પહાડ ઉપર કેટલાક રોટલા પણ આવીજ રીતે મુસાફરને તથા ગામના માણસોને કરી આપે છે. ગામની બહાર એક માણસ રોટલા બનાવવાને બેઠેલો હોય છે, તે રોટલા તંદુરમાં કોટલે એક કોઠી જમીનમાં દાટીને તેની વચમાં આગ સળગાવીને રોટલા પેલી કોઠીની આસપાસ લગાડીને શેકી આપે છે, તે રોટલા ગરમ જલદ થાય છે. જે ફરનારો હોય છે તે લોટને ગમળવાની પહેલા તેમાંથી થોડો લોટ પોતાની મહેનતના બદલામાં કાઢીને પછી તે લોટ મસળીને રોટલા તૈયાર કરી આપે છે. તેથી રોટલા ખાનારને ઘણા થોડા ખર્ચમાં રોટલા તૈયાર મળે છે. તેમ દળાવનારને લાભ થાય છે તેમજ દળ-નારને અનાજ મળે છે તે અનાજ પોતે વેચે છે. આ રીત અર્થશાસ્ત્રની છે. જેની પાસે હોય તે બીજાને આપીને તેને આવડતું કામ કરવી લેવું છે, પણ બીજાને લાવનાર વસ્તુ નહિ જોઇતી હોય તે તેને કંઇ ત્રીજી વસ્તુ જોઇતી હોય તો તે ત્રીજા માણસની પાસે જાય, તેને તેની ગરજ નહિ હોય ને કોઇ બીજી વસ્તુ તેને જોઇતી હોય તેથી તે ચોથા માણસની પાસે જાય. ચોથા માણસને પહેરવાની વસ્તુ જોઇતી હોય, તે બીજાને આપી આપે. આથી એક વસ્તુ મેળવવા માટે ઘણાઓની પાસે જવું તથા ધક્કા ખાવા પડે છે તેથી પૈસાની રીતિ કાઢીઆથી બધાને લાભ થાય છે પણ ગરીબને ઘણીજ થોડી ગરજ હોય છે. ઘણું કરીને ખાવાનું, પહેરવાનું તથા રમાવાની જરૂર હોય છે તેથી તે સહજ અનાજથી મેળવી શકે છે. આવી પદ્ધતિ પહાડ ઉપર તથા ગામડાંમાં જોવામાં આવે છે.

પહાડની તથા ત્યાંના વસનારાઓની જુદી જુદી રીતિ જોઇને હું આશ્ચર્ય પામ્યો. પહાડી માણસોના છોકરાં જ્યારે બે વર્ષના થાય છે ત્યાર તે છોકરાને ઝરાના પાણીમાં કલાકની કલાક સુવાડી મૂકે છે. ત્યાં છોકરાં નીરાંતે પાણીમાં ઉંઘી જાય છે. ત્યાંના લોકો માને છે કે આમ કર્યાથી

છોકરાં મજબુત થાય છે. તથા તાકતનાથી ખમાઇ શકાય છે. આ કે-ટલું સત્ય છે તે હું પહેલા અનુભવી શકયો નહિ પણ ઠગણું જણાય છે કે તે ઠયક ખરૂ છે.

પછીથી હું ત્યાંથી ગબાટુ અંગ્રેજની છાવણીમાં ગયો, ત્યાં ઘણીક અંગ્રેજી દુકાનો જોઈ. ત્યાં અંગ્રેજોના છોકરાને ભણાવવાની અંગ્રેજી શાળા છે તે પણ જોઇ તથા તેને અંગે એક મોટુ છાપખાનુ છે તે જોયુ ત્યાં ઘણી બરાખો હતી. તેમાં હિંદુસ્તાનના અંગ્રેજ મોલજરો રહેતા હતા સુખ ભોગવવાની બધી જાતની અંગ્રેજોની તૈયારી જોઇ. ત્યાં અંગ્રેજોની દુકા-નમાં જાત જાતની વસ્તુઓ વેચાતી જોઈ ત્યા અંગ્રેજોના કેટલાક બંગલા છે. તે બંગલાઓ દરેક પહાડના શિખર ઉપર બધાયલા દીઠા તે જોઇને પછી હું પાછો આગ્રે જવા નીકળ્યો. એક ઘોડાપર બેસીને પહાડ ઉતરવા લાગ્યો. ઘોડો ધીરે ધીરે ચાલતો હતો ઉતરતા મોટી મુસ્કેલી પડતી ઘોડો પગ તપાસી તપાસીને ઉપાડતો, પછી હું કાલકા આવીને ત્યાંથી એક એ-કકામાં બેસીને અંબાલેથી આગ્રે આવ્યો

---

## પ્રકરણ ૩૫ મું.

### ચિતોડ.

હું જ્યારે આગ્રામાં રહેતો હતો, ત્યારે મને જ્યા જવાની ઈચ્છા થતી, ત્યા હું બાબુ નવીનચંદ્ર રાયની સાથે ફર્સ્ટ કલાસમા બેસીને જતો હતો, અને બીજી લાઇન ઉપર જવા ચહાતો હતો, ત્યારે બાબુ પાસ તથા ખર્ચવાને પૈસા આપતા. મને ઘણાખરા સ્ટેશન માસ્તરો ઓળખતા હતા, કારણ કે હું બાબુ નવીનચંદ્ર રાયની સાથે દર મહિને આગ્રાથી દિલ્હી, દિલ્હીથી નસી રાબાદ જતો આવતો હતો અજમેરથી અમદાવાદ તરફના કેટલાક સ્ટેશનો થયા હતાં. તેના સિવાય લાઇન પૂરી થઈ નહોતી પણ અમદાવાદથી ચીતોડ સુધી લાઇન થઈ હતી, વચમા ફક્ત કેટલાક સ્ટેશન બાકી રહેલાં હતા.

મારો વિચાર ચિતોડ જોવાનો થયો, કારણ કે ચિતોડની ગો બહુ કીર્તિ પહેલાંથી સાંભળી હતી, ચિતોડ એ રજપૂત વીરોની લીલા ભૂમિ છે. તેમા કીર્તિ સ્તંભ પુષ્કળ છે-તે જોવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તેથી હું બાબુ નવીનચંદ્ર રાયને કહીને પાસ લઇને હું બીકાનેર સ્ટેશન સુધી ગયો. ત્યાંથી પછી હું એકામાં બેસીને ચિતોડ ગયો. રસ્તામાં બે દિવસ લાગ્યા. મારી જોડે એક મુસલમાન એકામાં હતો. તે બહુ માયાળુ સ્વભાવનો હતો, તેણે મારી અવસ્થા જોઇને આશ્ચર્ય પામ્યો. ખાવાનું કરવાનો રસ્તામાં આગ્રહ કરવા લાગ્યો. હું તો પહેલેથી રાંધતાં જાણતો નહોતો, તે વાત પેલા મુસલમાન સાથીને કહી તેણે કહ્યું, હું તમારે માટે દેવતા તૈયાર કરી આપીશ, તમારે માટે દુકાનપરથી રાંધવાના વાસણો લાવીને દાળ ચોખા વીણીને તૈયાર કરી આપીશ. તમે ફક્ત અદ્ધન થયાથી તેમાં ખીચડી મેલીને ઓરજો. તે પ્રમાણે પેલા ભલા માણસે બધી તૈયારી કરી આપી. મેં ખીચડી રાંધીને ખાધી તેથી તે મુસલમાન ભાઇને બહુ ખુશી થઇ. જો જગતમાં આવા પરગજુ ઘણા હોત, તો પૃથ્વી સ્વર્ગ જેવી થાત.

હું ચિતોડમાં પહોંચ્યો,- રસ્તો સારો હતો. ચિતોડ એ રાણા ઉદયપુરના તાબામાંનુ એક નાનું નગર છે. પહેલાં તે બહુ પ્રખ્યાત હતું. તે રાણાની રાજ્યધાનીનું શહેર હતું પણ મુસલમાનોએ ચિતોડ લઇ લીધું અને દિલ્હીની ગાદી ઉપર મુસલમાનો આવ્યા, ત્યારથી રાણાએ નિશ્ચય કર્યો કે ચિતોડમાં રહેવું નહિ. જ્યાં સુધી દિલ્હીમાં હિંદુની હકુમત નહિ આવે ત્યા સુધી ચિતોડમાં રાણાનો કોઇ વંશ જાય નહિ, તેને બહુ વર્ષ થયાં કોઇપણ રાણા ચિતોડમાં ગયા નહોતા, પણ લોર્ડ રીપનની વેળાએ રાણો ચિતોડમાં ગયો હતો. જે વેળાએ હું ચિતોડ જોવા ગયો હતો, તે વેળાએ લોર્ડ રીપન તે જોવા માટે આવનાર હતો તેથી તે સાફ કરાવવાની તૈયારી થતી હતી.

ચિતોડ નગર એ સપાટ જમીન ઉપર છે. તે નાનું ગામડાના આકારનું હાલમાં દેખાય છે. ત્યાંની વસ્તી રજપૂતો, જાટો, બનીઆ, બ્રાહ્મણ, ભીલ વગેરેની છે. તે એક રીતે મારવાડીને મળતા છે. રજપૂતો હાલ રાણાની નોકરીમાં સિપાઇગીરીનું કામ કરે છે. તેનો વર્ણ શ્યામ પડતો

છે. મુછ અને દાઢી રાખે છે કમરમાં તરવાર બાંધે છે. અને સફેદ કે રંગદાર પાઘડી ફેંટાના આકારમાં બાંધે છે. તે દેખાવે બળવાન તથા લાંબા પણ ખડતળ જણાય છે. જાટ એ ખેતીનો ધંધો કરે છે તે પણ કાળાસ પડતા છે. બનીયા જરા ગૌર રંગના છે, તેઓ વેપાર રોજગાર કરીને પોતાનો ગુજારો કરે છે. બ્રાહ્મણો ગોરપણું કરે છે. બીજા ખેતીવાડીનો ધંધો કરે છે. ચિતોડનો દેખાવ કંઇ ખુબસુરત નથી. ત્યાંના ઘરો નાના તથા પથ્થરનાં છે. સ્ત્રીઓ મોટા ઘેરાવના ઘાઘરા પહેરે છે અને ઓઢણી પહેરીને ઘુમટો તાણે છે. કેટલીક સરદારોની સ્ત્રીઓ જનાનો પાળે છે ચિતોડમાં ખાવા પીવાની વસ્તુઓ સસ્તી વેચાય છે. કારણ કે અહિંઆં લોકો ઘણા ઓછા શોખીનો છે. ખાવાનુ મળ્યું એટલે તેઓ સંતોષ માને છે. ચિતોડમાં પાણીનું દુઃખ છે. પાણી બહુ ઉંડા છે આવી ચિતોડના શહેરની સ્થિતિ.

ચિતોડનો કિલ્લો આખા હિંદુસ્તાનમા મોટો છે. તેના વિષે કહેવાય છે કે तालमे ताल भोपाल ताल सब तलइया है । गढमे गढ चित्तोड गढ सब गढइया है । ચિતોડ ગઢ એ ડુંગર ઉપરનો ભાગ છે ડુંગરની આસપાસ મોટી દીવાલ ચણીને એ કિલ્લો બાંધ્યો છે. તે પહેલા બહુ મજબુત હતો એવું ઇતિહાસ ઉપરથી જણાય છે. અલ્લાઉદીને બે વાર ચિતોડને ઘેર્યો હતો પણ તે લેવાને સમર્થ થયો નહોતો. પદ્મિનીને મેળવવા માટે ઘણુ લશ્કર તથા તોપો લઇને એક મોટો ટેકરો બનાવીને તેના ઉપર તોપો માંડીને કિલ્લાની દીવાલ તોડવાની કોશેસ કરી હતી પણ તેમાં તે ફાવ્યો નહિ. અને મિત્રતા બતાવીને પદ્મિનીનુ રૂપ જોવાની ઇચ્છા જણાવી, એવું ઇતિહાસમા છે. ચિતોડનો કિલ્લો બહુ મજબુત છે. તેમાં દેવળો તથા કુંભમિર અથવા કુંભના કીર્તિસ્તંભ છે તે સ્તંભ ઉપર હું ગયો હતો. તેના ઉપર લેખો છે. બીજા કેટલાંક ચિતોડ ગઢમા સ્તંભો છે. તે સ્તંભો પથ્થરના કારીગરીવાળા ઉચ્ચા છે પહેલાના મહેલો તો ભાગેલી અવસ્થામા પડેલા છે. જ્યાં પદ્મિની તથા બીજી રાણીઓ તથા રજપૂતોની સ્ત્રીઓ બળી ગઈ હતી તે મહેલ આજ પણ ઉભા છે. જે રજપૂતોએ

એક વેળાએ જમાનામાં પરાક્રમનું વિશેષ દર્શન દેખાડ્યું હતું, તે રજપૂતો હયાત નથી પણ તેની રહેઠાણની જગા આજે ઉજડ જોવામાં આવે છે. જ્યારે અલ્લાઉદીન ચિતોડ જીતતા આવ્યો હતો અને પદ્મિનીને માટે સહતો હતો, ત્યારે બધા રજપૂતો એકઠા થઈને અજેગ્ગન ધારણ કર્યું બધી સ્ત્રીઓ બળી મરી, તે મકાન આજે ભગ્ન અવસ્થામાં ઉભેલું છે. જે ચિતોડનો કિસ્સો રજપૂતોનું ગૌરવ પ્રદર્શન કરે છે, તે ચિતોડ જોયું. જે રજપૂતોની મહાપ્રાણતા બતાવે છે તે ચિતોડનો ભગ્ન દુર્ગ જોયો, ચિતોડ એક વેળાએ પોતાનું પરાક્રમ દેખાડવા માટે પોતાના પુત્ર કન્યા, બાળકનો પ્રાણ અગ્નિનવલનથી આપવામા આનાકાની કરતું નહોતું, તે ચિતોડ જોઇને હું આશ્ચર્ય બનીને પદ્મિનીની કીર્તિ યાદ કરતો આબુની ટીકીટ લઇને રેલવેમા બેઠો.

---

## પ્રકરણ ૩૬ મું.

### આબુ તથા જૈનના દહેરાં.

હું આબુરોડના સ્ટેશન ઉપર પહોંચ્યો, સ્ટેશનથી આબુના જૈન મંદિરો આશરે ૫–૬ માઇલને તફાવતે છે. ત્યા મોલ, ટટ્ટુ વગેરે ઉપર ચડવા માટે મળે છે. પણ મે તો ચાલતા જવાનું ઉત્તમ જાણ્યુ કારણ કે પહાડનો કુદરતી દેખાવ જણાય અને પહાડ ઉપર ચડવાની ટેવ હતી, પહાડ ઉપર ચાલતા જવું એના જેવું સુખદાયક બીજું કંઇજ નથી. જો કે ચાલનાર મજબૂત બાંધાનો તથા પહાડ ઝાડ પાનથી ભરપૂર હોય તો તેને ચાલવામા બહુ સુખ થાય છે. તેથી શરીરમાં લોહી જોરથી ચાલ્યાથી ભૂખ તથા તનદુરસ્તીનો વધારો થાય છે. તેથી હું ચાલતો ગયો. મારી પાસે પરોજ થોડો સામાન હતો મારી જોડે દક્ષિણના ગુજરાતી જૈન હતા તે મને રેલવેમાં મળ્યા હતા તેની સ્ત્રી તથા જૈન પુરૂષ ટટ્ટુ ઉપર બેઠા. હું તેઓની સાથે ચાલ્યો. તેઓએ મજુર કર્યા હતા તેથી મારો સામાન મજુરને તેઓએ આપ્યો હતો. હું ખાલી હાથે પહાડનો દેખાવ જોતો જોતો ચાલ્યો.

થોડેક રસ્તો ઝાડપાન વગરનો મળ્યો. પછી તો જંગલના જેવો દેખાવ નજરે પડયો. પહાડપર મોટા મોટા ઝાડ પોતાના માથાં ઉચ્ચા કરીને ઉભાં છે. મોટા મોટા પથ્થરા ઝાડની આસપાસ પડેલા છે. નાના નાના છોડ પણ પહાડ ઉપર ઉગ્યા છે. તે બધો દેખાવ ઘણોજ રમણીય દેખાતો હતો. ઝાડ ઉપર ચકલાં ચીચી કરીને ઓરડતા હતા, પહાડી મેના પોપટ પણ પોતાના મધુર સ્વરથી ઝાડને પથ્થરાને ખુશ કરવા માટે જાણે અવાજ કરતા હોય એવું જણાતું હતું. જ્યાં નજર ફેકતો ત્યાં કુદરતનો સુંદર દેખાવ જણાતો હતો. હું પ્રકૃતિનો દેખાવ જોતો જોતો ચાલ્યો. થોડેક છેટે ગયાં એટલામાં સિહોરના રાજાની ચોકી મળી. ત્યાં યાત્રીઓને ભીલ તથા ચોરોના હાથથી રક્ષા કરવા માટે વળાવા આવે છે તેની ફી ૧। રૂપીઓ લે છે. તે ચોકી આવી. મારી જોડે જૈન યાત્રીઓ હતા, હું કંઈ જૈન યાત્રી નહોતો, પણ હું જોવા જનારો હતો. જો હું કહેત કે હું આબુની છાવણીમાં જાઉંછું તો મને ૧। રૂપીઓ આપવો પડત નહિ, પણ મેં તો કહ્યું કે આબુના દહેરાં જોવા જાઉંછું તેથી મને ૧। રૂપીઓ આપવો પડયો, અમારી જોડે ત્રણ ચાર ભીલો તીર કામઠા લઈને આવ્યા. તેઓ પહાડના ટૂંકે રસ્તે અમને લઇ ચાલ્યાં. ત્યાં પગદડી હતી, મોટો સ્વચ્છ રસ્તો નહોતો, પથ્થરા જ્યાં ત્યાં પડેલા હતા, કોઇ કોઇ જગાએ ઝાડનું એવુ અંધારૂં થયું હતુ કે, ખરે બપોરે સાંઝ જેવું ભાસનું હતું ઝાડ ઉપર જાત જાતના પક્ષીઓ બોલતાં હતાં, અમે ચાલ્યાં ભીલો આગળ અને અમે પછવાડે ચાલ્યાં, કંઈ પૂછતા હતા, તેનો જવાબ ભીલો આપતા હતા, ચાલ્યા ચાલ્યા દેલવાડાના જૈન મંદિરમાં આવી પહોચ્યા. એક ધર્મશાળામાં જૈનોએ ઉતારો લીધો. મને પણ પોતાની જોડે ઉતાર્યો. જૈનો નાહીને પછી દર્શને ગયા. હું પણ જાણે જૈન હોઉને તે પ્રમાણે નાહીને તેઓની જોડે ગયો.

ઉપરથી મંદિરો જોતો હતો, વર્ણનમાં જૈન દહેરાંની પ્રખ્યાતી સાંભળેલી હતી, તેના વિશે કલ્પના કરતો હતો, પણ આજે આંખથી જોવાનો અવસર આવ્યો તેથી આનંદિત થતો, ઝડપથી ચાલતો મંદિર તરફ ગયો. દહેરાંમાં મેં શું જોયું ! આરસના દહેરાંમાં નેમીનાથ, પારસનાથની મુર્ત્તિ

જોઈ નહોતી ? મેં મુંબઇમાં ઘણાં જૈન મંદિરમાં નેમીનાથ, પારસનાથ, મહાવીરની સુંદર મૂર્તિઓ જોઇ હતી, ત્યારે આટલી રજા ખેંચીને હું શા માટે આબુ ઉપર આવ્યો ? વાંચનારા, જાણવાને આતુર છો ? જો જાણવાને આતુર હોય તો મારી જોડે આવો.

જુઓ, જુઓ, કેવું સુંદર આરસનું મંદિર છે ! તે મંદિરની છત જુઓ, આ શેનો રસ છે. વાહ ! કેવા સુંદર પુતળા આરસમાંથી ઉપસાવીને બનાવ્યાં છે, આ શું ? આતો હરેનણી જેહાણીનો ગોખલો, વાહ ! એની કારીગરી કેવી બારીક છે કે જાણે મીણમાંથી આ કામ થયું હોય ને, બહુજ ઉત્તમ કારીગરી. એના વિષે કહેવાય છે કે એ કારીગર જેટલા કોતરેલા પથ્થરનો ભૂકો લાવતો તેટલું તેને સોનું જોખીને આપતા. વાહ ! કારીગરને ધન્ય છે ને પેલા જૈન પ્રધાનને પણ ધન્ય છે. કેટલું ધન ખર્ચીને આ સુંદર મંદિરો બનાવ્યાં. જ્યાં નજર પહોંચાડીએ છીએ ત્યાં કંઈ નવું નવું જણાય છે. આરમજણાવુંપર મીણના જેવું બારીક કોતર કામ મેં પહેલાં ક્યાંઈ પણ જોયું નહોતું. તેથી બહુ આશ્ચર્ય પામ્યો. જો કે મે આગ્રામાં તાજ મહેલના આરસના સુંદર કારીગરીનાં કામો જોયાં છે, પણ તાજ મહેલ તથા કિલ્લાની કારીગરી આરસમાં ખોદીને તેમાં લાલ લીલા પીળા આસમાની પથ્થરો એવી સફાઇથી બેસાડેલા છે કે કોઈ જાણે નહિ કે એ બેસાડેલ છે, કોઇ જાણે કે તે રંગેલા તથા કુદરતી છે, તેમાં બહુ મહેનતનું કામ છે અને પણ આબુના જૈન દહેરાં પણ કંઇ ઓછી મહેનતથી બનેલાં નથી. તેમાં કારીગર મોટા પથ્થરને ઘડીને ઝાડ, ફૂલ, વેલ, ફળ, પુતળા ઉપસાવીને કોરેલ તેમાં પણ મહેનતનું કામ છે. તે કારીગરી કંઇ મોટી નથી તે બહુ બારીક છે. વાંચનાર ! જો તમે જોવા ઇચ્છતા હોય તો તમે પોતે જઇને જુઓ. તેનું વર્ણન કરીને સમજાવવું એ મુશ્કેલ છે.

મેં દેલવાડાના જૈન મંદિરો જોયાં. તે મંદિરો ત્રણ ચાર છે તેમાં એક મંદિરે તો પ્રધાને બેહદ ખર્ચ્યા છે. આ બધુ જોઈને મેં મનુષ્યની કલ્પનાની તારીફ કરી તથા પૈસા ખરચનારની પણ ઘણીજ પ્રશંસા કરીને પાછો ધર્મશાળામાં ગયો. ત્યાં મિસાજ ખાધાં. હું ત્યાં ત્રણ ચાર કલાક રહેલ હતો.

દરરોજ જૈન યાત્રીઓની જોડે ખાતો હતો તથા વારંવાર દેવવાડાનાં મા઼દરા જોઇને આંખની તૃપ્તિ કરતો હતો.

આબુ પહાડપર અંગ્રેજી છાવણી જોવા ગયો, ત્યાં કેટલાક અંગ્રેજોના બંગલા છે. આબુ કંઇક ઘટ્ઠો છે. તેથી રજપુતાના તથા ગુજરાતના કેટલાક અંગ્રેજો ત્યાં ગરમીના દિવસમાં રહેવા જાયછે. તેથી ત્યાં કેટલાક અંગ્રેજોના બંગલા છે. ત્યાં કેટલીક લસ્કરી રેજીમેન્ટના કેટલાક ઇંગ્લીશ સોલજર રહેછે. તેથી એક શહેર જેવી આબુની છાવણી જણાય છે. ત્યાં બજાર છે. તેમાં દેશી વસ્તુઓ તથા વિલાયતી વસ્તુઓ વેચાય છે. તે બજાર નાનું છે. ઘણા કેટલાક સીધી લાઇનમાં તથા કેટલાક ચડ ઉતર છે, ઘરો નાનાં છે, ત્યાંના વસનારા ઘણું કરીને પરદેશી છે. કેટલાક મારવાડી, કેટલાક ગુજરાતી ને કેટલાક ઉત્તર હિંદુસ્તાનના લોકોનો જમાવ છે. બીબો જ્યાં ત્યાં નજરે પડે છે. આબુનો પહાડ સિહોરવાળા રાજાનો છે. પણ છાવણી અંગ્રેજ સરકારના તાબામાં છે, તેથી ત્યાં અંગ્રેજી હકુમત ચાલે છે. છાવણીમાં કેટલાક બંગલા સિવાય કંઇ જોવા જેવું નથી.

આબુના જૈન મંદિરો જોઇને હું ખેરાડીના સ્ટેશનપર આવ્યો. આબુ રોડ, સ્ટેશનનું નામ છે પણ તેને ખેરાડીનુ સ્ટેશન કહે છે. પાછો આગ્રે આવ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

### લાહોર.

હું પાછો આગ્રે આવ્યો, આગ્રામા હું મારૂં વિદ્યાવૃદ્ધિનુ કામ કરવા લાગ્યો, પુસ્તકો લખવા માંડયા, બાબુ નવીન ચંદ્ર રાયની જોડે જાત જાતની વાતો કરીને જ્ઞાન મેળવવા લાગ્યો. મેં જે હિમાલય ઉપર જોયુ હતુ-તેનુ વર્ણન કર્યું, ત્યાંની ખેતીવાડીની વ્યવસ્થા જણાવી. પછી બાબુએ પોતે પહાડપર જોયલાનું વર્ણન બહુ ખુબીદાર કહ્યું, તેથી મારી ઇચ્છા પહાડ તરફ જવાની ઉદ્દીપ્ત થઇ, ત્યાંના લોકોનો વ્યવહાર જાણવાની વધારે ખાયશ

થઇ, એટલામાં મેં રાજારામ મોહનરાયનું જીવનચરિત વાંચ્યું. નગેન્દ્રનાથ ચટરજી કૃત બંગાળી પુસ્તક વાંચ્યું. તેમાં રાજમોહનરાયની ટીબેટની મુસાફરીની હકીકત આપેલી વાંચી તેના ઉપરથી હિમાલય ઓળંગીને ટીબેટ જવાની ઇચ્છા થઇ. તેમજ ચીનની તથા જાપાનની મુસાફરીના કેટલાંક પુસ્તકો જોયાં. તેના ઉપરથી ટીબેટ થઇને ચીન જાપાન જવાની ઇચ્છા ઘણીજ બળવાન થઈ, પુસ્તકનું ઉત્તેજન થોડા વખતનું હોય છે. તેની અસર ઘણીવાર રહી નહિ. પણ કોઇ વખતે વિચાર થતો કે એક વાર હિમાલય ઓળંગીને ટીબેટ ચીન જાપાન જોઇ આવું. એટલામાં બાપુએ પોતાની જમીન લાહોરમાં છે તે વિશે વાતના પ્રસંગે કહ્યું. ત્યાં બાપુનાં ઘરો હતાં તેની મને પહેલાથી ખબર હતી. પૂછતાં જણાયું કે તે જમીન એમની એમ ખેડયા વિનાની પડી રહેલી છે. તેમણે કહ્યું કે કોઇ બંદોબસ્ત કરવા જાય તો લાભ થાય એમ છે. મેં કહ્યું કે હું જાઉં છું. તેથી બાપુએ મને જવાને હા કહી. હું તૈયાર થયો. બાપુ મારા ઉપર બહુ સ્નેહ રાખતા હતા, તરત મને રૂપીઆ આપ્યા હું લાહોર જવા નીકળ્યો. રસ્તામાં પેલા ઝાડ, પેલા ગામડાં, પૂલ, કૂવા, માણસો જોતો જોતો ચાલ્યો, બે દિવસે લાહોર આવી પહોંચ્યો.

લાહોરનું સ્ટેશન મોટું દીઠું, તે એક નાના કિલ્લા જેવું મને જણાયું, ત્યાંથી હું એક્કામાં બેઠો. રસ્તો પહોળો જણાયો, જ્યાં ત્યાં બગીચા રસ્તામાં દીઠા. સ્ટેશનથી લાહોરી ગેટ સુધીમાં ઘણી આછી વસ્તી જોઇ. ઠેક ઠેકાણે કેટલાક નાના ઘરમાં લાકડાં, શેરડી મેવો વેચનાર જોયા. રસ્તામાં ઘણા એક્કા આવતા જતા જોયા. એક્કા એ હિંદુસ્તાનની આશ્ચર્ય વસ્તુ છે. તે હલકા લાકડાનો બનાવેલો હોય છે તે એક જાતની સ્પ્રીંગ (કમાન) વગરના નાના રથના જેવા આકારનો છે. તે બહુ હલકો હોય છે. તેની બેઠક સાધારણ લાકડાની માંચીને સુતરની બારીક દોરડીથી વણેલી હોય છે. તેમાં એક ઘોડો જોડે છે. તેમાં બધા બેસીને ચાર આણુએ બે પૈસાની વાતને પહોંચાડે અને એક ગાડી હાંકનારની જોડે બેસે છે એક્કા ચાલવામાં બહુ ઠીક હોય છે.

" એક્કામાં લાહોરી ગેટપર ગયો, લાહોરને ફરતો કોટ છે તે કોટને ફે-

લાક દરવાજા છે. કોટની બહાર મોટી ખાઇ પહેલાં હતી તેમાં પાણી રહેતું હતું પણ હમણાં તે પૂરાવીને તેમાં બગીચો થયો છે, એટલે આખા કોટને ફરતો આસરે બસો વારની પહોળાઇનો બગીચો છે તે બગીચામાં જાત જાતનાં ફૂલો થાયછે. તેમાં નારંગી, કેળાં, જમરૂખ, દાડેમ, આલુ વગેરે ઘણાંજ ઉત્તમ થાય છે, લાહોરી ગેટમાંથી મોતીચોક ગયો. શહેરમાં પેસતાં રસ્તો સાંકડો જણાયો, બન્ને બાજુએ મોટા ઓટલાવાળી દુકાનમાં જાત જાતની વસ્તુઓ ગોઠવેલી જણાઇ, કોઇ દુકાન ચોપડી વેચનારની તો કોઇ દુકાનમાં સાબુ, સુતળી, ખાટલાની મુંજ નામની દોરડી જણાઇ, કોઈ દુકાન ગાંધીની જણાઇ. કેટલીક દુકાન મીઠાઈવાળાની દેખાઇ, તેમાં જલેબી, બરફી, પુરી, લાડવા વગેરે જોયા, મેવાની દુકાનપર નારંગી, કાબુલી દાડેમ, સેવ, (સફરચંદ) બદામ, પસ્તાં, ખીસમીસ વગેરે જોયાં. થોડીવારે હું મોતીચોકમાં આવ્યો.

મોતીચોકમાં બાબુનાં બે મકાન હતાં. એક મકાનમાં લાલા બેનીપ્રસાદ ઇજનેર રહેતો હતો, સામે એક બંગાળી બાબુ રહેતો હતો હું પહેલાં બંગાળી બાબુને ત્યાં ગયો. નીચેના ઓરડામાં રહેવા લાગ્યો. ત્યાં જ્યાં ખાવા લાગ્યો. લાહોરમા પહેલ વહેલા પંડિત શિવનારાયણ અગ્નિહોત્રી પછીથી સત્યાનંદ અગ્નિહોત્રીના નામથી પ્રખ્યાત થયો તેની જોડે ઓળખાણ થઇ. તેનો ઠાટ એક નકલી અંગ્રેજના જેવો હતો. ઘરમાં પડદા ટાંગેલા હતાં, ઘરનો સામાન કંઇક અંગ્રેજના જેવો હતો ટેબલ ખુરશીઓ હતી. તેની જોડે અંગ્રેજી રીતની હિંદી થોડીક વાતચીત થઈ. બાબુએ તેના ઉપર ભલામણનો પત્ર આપ્યો હતો. થોડીવાર પછી ત્યાંથી રજા લઇને અનારકળી તરફ ગયો. અનારકળી એ શહેરના બહારનો ભાગ છે. તેમા કેટલીક અંગ્રેજના ઘરનો સામાન વેચવાની દુકાનો છે તથા કેટલાક બુટ બનાવનારાઓની દુકાન છે. અંગ્રેજના વાપરવામા આવતી શાક ભાજીની દુકાનો છે અને વળી કેટલીક સડકોના ઉપર ઘરો છે અનારકળીનો રસ્તો મોટો છે. ઘરો નાનાં છે, વધારે સારાં દેખાવના ઘરો ઘણાંજ ઓછાં છે. શહેરમાં સાંકડાં રસ્તા છે અને ઘર પણ નાના એક બે માળનાં છે. અનારકલીમાં પણ તેવાંજ છે. અનારકલીથી જરા દૂર ગયાથી અંગ્રેજોના બંગલા છે, તેનું

આસપાસની જગા બહુ છે. કેટલાકને બગીચા છે. બંગલા મોકળા મજાના એટલે મોય તળિયાપર છે. રસ્તાપર પાણી છંટાય છે રસ્તો પહોળો છે, અનારકલીના નાકે એક મ્યુઝિયમ પહેલાં હતું, હમણાં તે બીજી જગાએ ગયું છે. ત્યાં હાલમાં આફીસ છે. તે મ્યુઝિયમમાં પંજાબની તરેહવાર પેદાશની વસ્તુઓ ગોઠવેલી હતી, જાત જાતનાં અનાજો હતાં તથા ત્યાં વપરાતા હથિયારો હતાં, ત્યાં કપડાં લતા હતા. જાટ, ખત્રી, બનીયા વગેરેના મોટા કદના પુતળાં વગેરે હતાં. તેનાથી પંજાબનાં માણસનું ત્યાંના વતનીનું જ્ઞાન થયું.

પછી લાહોરમાં પબલીક બાગ જોવા ગયો. તે અનારકલીની પેઠે ઉંટે છે, ત્યા જાત જાતનાં ફૂલ ફળનાં ઝાડ જોયાં. તેમાં જાત જાતની બેઠકો જોઇ, વિશાળ રસ્તા હતા. ત્યાં પરદેશી ઝાડપાન ફૂલને ઉગાડવાને માટે કાચનું ગરમ મકાન હતું. તેમાં જાત જાતના ફૂલના તથા છોડના કુંડ હતા પછી ત્યાંથી લારન્સ હૉલ તરફ ગયો તે પણ એક મોટા બગીચામાં છે. તે અનારકલીથી એક માઇલને તફાવતે હતો. તે લારન્સ હૉલમાં લાઇબ્રેરી દીઠી, ત્યાંનો બગીચો પણ સારો જોયો.

એક દહાડો હાઇકોર્ટ જોઈ આવ્યો, તે કોર્ટ પણ કંઇક સારી જણાઇ, એક દહાડો લાહોર યુનિવર્સીટી જોઇ આવ્યો. તે ઉંચાણ જમીન ઉપર સુંદર પાટથી બનાવેલી દીઠી. તેનો દેખાવ બહુ મનોહર જણાયો જાણે એક મોટું અંગ્રેજનું ચર્ચ હોય એવું ભાસવા લાગ્યું તેનો ઘડિયાળનો મિનારો પણ સારો જણાયો. યુનિવર્સીટીના ઓરડાઓ પણ મોટા હવાદાર માલમ પડ્યા. ત્યાનો બગીચો નાનો પણ ફૂલ તથા પાંદડાથી શણગારેલો જણાયો તે એકંદર રીતે પંજાબમાં સારૂં મકાન જણાયું તેવું મકાન અંગ્રેજની હકુમતમાં મેં પબલીક દીઠું નહિ. લાહોરની યુનિવર્સીટી પંજાબના કેટલાક રાજા નવાબો તથા સરદારોની મદદથી થયેલી છે તેથી તેમાં પૈસાની કંઈ ખોટ ન હોય એ સ્વાભાવિક છે. આથી તે સારૂં થયું સંભવે છે

લાહોરમાં બ્રાહ્મણ, બનિયા, ખતરી, તથા મુસલમાનો વસે છે, મુસલમાનની વસ્તી બહુ છે. બ્રાહ્મણો ગોરપણાથી પોતાનો ગુજારો કરે છે. ખતરી અને વૈશ્ય વેપાર કરીને પેટ ભરે છે તથા જાટ વગેરે હલકી જાતના

માણસો ચાકરી કરીને તથા ખેતીવાડીનું થોડુક કામ કરીને પોતાનો ગુજારો કરે છે, મુસનમાનો ઘણુ કરીને ખેતીવાડી કરે છે તથા કેટલાક દુકાનના રોતું કામ કરે છે

લાહોરમા શીખ ધર્મ માનનારાઓ જાતિ ભેદ રાખતા નથી, તેઓ માસ માછલા ખાય છે તેઓની દુકાનો છે, તેમા જઇને ખાય છે. ખતરી પણ માસ ખાય છે કેટલાક વૈસ્ય માસ વગેરે ખાતા નથી. અહિના વૈસ્ય તથા ખતરી શિવ ગણપતી, રામ કૃષ્ણને માને છે, જે રસ્તામા દેવળ મળે છે તેને પ્રણામ કરે છે, કઇ વિશેષ ધર્મ માનતા નથી થોડાક વિશેષ ધર્મ માનનારા છે પણ તેની સખ્યા ઘણી ઓછી છે

લાહોરમા અમરસરના જેવો મોટા વેપાર નથી થોડોક ચામડાનો છે, કઇક રેસમનો છે, પણ ખેતીવાડીનો ઘણો સારો વેપાર છે ઘઉ ઘણા થાય છે, જમીન બહુ રસાળ છે તેમા મેવો પણ પુષ્કળ પાકે છે. જોડા જરીના સારા બનાવે છે, પસમીના ઉપર મુસલમાનો વેલ બુટા પાડે છે કાસ્મીરની શાલો તૈયાર થાય છે કાસ્મીરની ચાદરો અહિ આવીને તેના ઉપર ભરત ભરીને ચોગા ઇત્યાદિ મુસલમાનો બનાવે છે અહિ ખોરાકની વસ્તુ ઘણી સસ્તી મળે છે હુ લાહોરમા દરરોજના ત્રણ આનામા પૂરી કચોરીને પેડા દુધ વગેરે ખાઇને જીવતો હતો ગરીબોને તેથી પણ સસ્તુ થાય. બે પૈસામા રોટલી, દાળ ને શાક મળેછે એક આનામા સાદુ ખાવાનુ મળે છે

એક વખતે હુ લાહોરનો કિલ્લો જોવા ગયો હતો, તે કિલ્લામા કઇ પ્રાચીન મહેલો નથી પણ સોલજરોની બરાખ છે, એક મહેલ દીઠો તે મહેલ એક સાધારણ માણસને રહેવા લાયક જણાયો તે મહેલમા રણજીતસિહ રહેતો હતો તે જોઇને રણજીતસિહનો વૈભવ જણાયો નહિ તે મહેલમા એક શીસ મહેલ હતો તે આઇનાનો હતો બધી જગાએ જોવાના કાચ લગાડેલા હતા તેપણ કઇ સારો જણાયો નહિ કિલ્લો પથ્થરનો નહોતો પણ ઈટોના ચણતરનો હતો

કિલાની સામે રણજીતસિહની સમાધી હતી તે જોઇ તે એક ઠરાથી ચણેલુ દહેરાના જેવુ જણાયુ, તેમા કઈ સારી કારીગરી દીઠી નહિ ભીત

ઉપર રંગીત ચિત્રો દીઠાં તે પણ સારાં જણાયાં નહિ. કબર જેવું હતું તેમાં રણજીતસિંહના છેલ્લા બાકી રહેલા હાડકાં તથા રાખ દાટી હતી. તેના ઉપર મંદિરના આકારનું ઘર બનાવ્યું હતું. આસપાસ ચોકીક ખુલી જગા હતી અને તેની આસપાસ દિવાલ ચણાવેલી હતી.

ત્યાંથી જરા દૂર ગયાથી શહેરમાં પેસવાનો માર્ગ હતો તેમાં પેઠો, તો એક નાનો બગીચો દીઠો, તે બગીચો ફળ ફૂલથી ભરપૂર હતો. ત્યાં એક આરસની બારાદરી હતી તે દરીમાં રણજીતસિંહ બેસતો હતો. તે સારી જગ્યાઈ, હાલ ત્યાં આવતા જતા બેશે છે. તેની સામે એક મોટી મસિદ હતી. તે ઉચ્ચી બેઠક ઉપર બાંધી હતી. તેના ચાર મીનારાપર જવાતુ હતું તેના ઉપર ચઢીને લાહોરનો દેખાવ નજરે પડતો. તે મસિદ દિલ્હીના કરતાં નાની છે. ત્યાંથી નદી દેખાતી હતી, તે મસિદમાં કંઇ કારીગરીનું કામ નહોતું. તે સાદી હતી.

એક દહાડો હું નદીના કિનારે થઇને ટાહેલે ગયો હતો, ત્યાં કેટલીક સ્ત્રીઓ નાગી નાહાતાં મેં જોઇ. સ્ત્રીઓને લજ્જા નહોતી, પોતાનાં સગાં-વાહાલાંની પાસે ઘણી શરમથી વર્તે છે પણ બીજા માણસની પાસે તે શરમ રાખતી નથી. નાગીઓ નાહાતી હતી ત્યાં હજારો પુરૂષ તે તમાસો જોતા હતા. જાણે જમનામાં ગોવાલણો નાગી નાહીને કૃષ્ણને ખુશી કરતી હોય તેમ બધાને ખુશ કરતી હતી.

શહેર કંઇક ગંદુ દેખાયુ. શહેરમાં સવારના પહોરમાં નરકના ગાડાં જ્યાં ત્યાં ઉભેલાં જણાતાં હતાં, તેમાં નરક ઢેડ લાવીને નાખતા. તેનો વાસ ચારે બાજુએ પસરતો તેથી બહુ કંટાળો લાગતો, તે નરકના ગાડા ઉઘાડા હતા. તે નરકના ગાડા ખેતર ખેડનાર લાવતા તે પોતાના ખેતરમાં ખાતરની જગાએ વાપરતા, તેથી ત્યાંની તરકારી બહુજ મોટી લાગતી, પણ સ્વાદમાં મીઠાસમાં ઓછી જણાતી હતી.

હું દર આઇતવારે બ્રાહ્મ સમાજમાં જવા લાગ્યો ત્યાં હિંદીમાં શિવ-નારાયણ ઉપદેશ ઘણોજ સારો આપતો હતો. ત્યાંના કેટલાક સભાસદોની જોડે ઓળખાણ થઇ. તેમાં મુખ્ય કરીને સોઢી મિશ્ર હરીને હતો. તેને

ત્યાં દરરોજ જતો હતો, પછી હું બાપુની જમીનપર ગયો. જમીન લાહો-રથી બે ગાઉ૫ર હતી. ત્યાંથી પાણીની નહેર જતી હતી, પાણીનું બહુ સુખ હતું, ત્યાંની જમીન રસાળ જણાઇ આસપાસના ખેડુતોને હું મળ્યો. કોઇએ તે જગાની માગણી કરી. કોઇએ તે પટાથી લેવાને કહ્યું. કોઇએ વેચાતી આપવાને કહ્યું આવી રીતે આસપાસના માણસોથી માગણી થઈ, હું વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું બાપુને તે વિષે લખ્યુ, બાપુએ કહ્યું કે જેમ તું મારૂં જાણે તેમ કર.

બાપુની જમીનની પાસે સાલમાર બાગ હતો તે હું એક બે વાર જોવા ગયો. તે બાગ જોયે છે. તે જોવા લાયક છે તે બાગ આગળના વખતના બાદશાહ શાહ આલમનો કરેલો છે. તેની રચના બહુ સુંદર છે. તે બગીચો શીડીના ઘાટથી બનાવ્યો છે, પહેલાની જમીન આગળના જેવી રાખીને તેમાં ઝાડપાન વાવ્યાં છે, આશરે ૫૦૦ વાર પછીની જમીન નીચે આસરે ૫૦ વાર ખોદીને તે આસરે ૫૦૦ વાર જેટલી સીધી કર્યા પછી ફરી ૫૦ વાર એટલે ધરતીથી ૧૦૦ વાર જેટલી નીચી ખોદીને તે પણ ૪૦૦ વાર જેટ-લી સીધી કાપીને પછી તેના ઉપર ઝાડ પાન વાવ્યા છે, આવી રીતે બે શીડીના જેવો બાગ બનાવેલો છે તે બે શીડીમા ઝાડ વાવેલા છે ઝાડમા ફળ ફૂલના વૃક્ષો છે ત્યા રાવી નદીનાથી પાણી લાવીને ફુવારા કર્યા છે તેમ જે પહેલી નીચાણની જગાપર એક સારૂ સુદર તળાવ બાંધ્યુ છે ને તળાવમા વચ્ચમા એક બારાદરી છે તેની આસપાસ સુંદર ફૂલના ઝાડ વાવ્યા છે તળાવની ઉપરથી પાણીની ચાદર છે એટલે પાણી એક બાંધેલી ની-કમાથી જઇને તે ચાદરના આકારમા નીચે પડે એવી રીતનુ બાંધ્યુ છે, ત્યાર પછી બીજાની નીચે જવાનો માર્ગ છે તેમા જાત જાતના ઝાડ રોપ્યા છે તે બહુજ સુંદર જણાય છે. બીજા તકતા ઉપર સુંદર બે બાજુએ ઘરો છે તે બહુ સુંદર છે.

સાલમારબાગના જેવા પછીથી મેં બે બગીચાઓ જોયા હતા એક શીમલા જવાના માર્ગ ઉપર પટિયાળાના રાજાનો અને બીજો કાશ્મીરમા જોયો પણ બધા કરતાં લાહોરનો સાલમા બાગ ઘણોજ ઉત્તમ છે. તેમા

ઝાડ મોટાં ઉગેલાં છે. ચારે બાજુએ જવા આવવાના સુંદર પથ્થરનાં રસ્તાઓ છે. રસ્તાની આમ પાસ ફૂલનાં ઝાડ છે. બાગને ચારે બાજુએ ફરતી દિવાલ છે બાગમાં જવાનો મોટો સુંદર દરવાજો છે. ત્રણ બાજુએ નાના નાના દરવાજા પહેલા હતા પણ હમણાં તે બંધ છે. ફૂવારામાં પાણી રાવી નદીમાંથી લેવામાં આવ્યું છે. પહેલા નહેર હતી. તે આના ઉપરથી જણાય છે. દિલ્હીમાં પણ પહેલાની નહેર ચાંદણી ચોકમાં હતી. તેના ઉપરથી પણ સિદ્ધ થાય છે કે પહેલાં હિંદુસ્તાનમાં નહેર બંધાતી હતી. પછીથી હું હેદરાબાદ જિલ્લામાં ફરવા ગયો હતો ત્યાં પણ મેં પ્રાચીન નહેર જોઇ હતી. શાલમાબાગ એ પેદાસનો બગીચો છે. તેમાં, પેદાસ ઘણીજ થાય છે. જ્યારે બાદશાહ તે બગીચામાં આવીને પાણીના ફૂવારા જોતા તથા પાણીની ચાદર પડતી જોતા તે વેળાએ શો આનંદ થતો હશે તે કલ્પી શકાતું નથી. પણ હાલમાં પાણીના ફૂવારા તથા પાણીની ચાદર નહિ પડતાં જોવાથી સુખ થાય છે. તેનું વર્ણન કરતાં જોઇ લેવું એ સારૂ છે. લાહોરમાં શાલમા બાગ જોવા જેવો છે.

---

## પ્રકરણ ૨૮ મું.

### અમરતસર.

લાહોરથી હું અમરતસર ગયો, અમરતસર એ શીખ ધર્મના લોકોનું તીર્થસ્થાન છે, પંજાબમાં નાનક પંથનાં જે માણસો રહે છે તેને શીખ કહે છે તે શીખ ધર્મી એક રીતે એકેશ્વરવાદીઓ પહેલા હતા, તેઓ એક નિરંજન નિર્વિકાર ઈશ્વરને પૂજતા હતા, પણ હાલમાં તે ધર્મમાં કેટલોક મૂર્તિ પૂજાનો પ્રવેશ થઇને પહેલાના કરતાં કંઇક શીખ ધર્મમાં ફેર પડ્યો છે. શીખ ધર્મના માણસો બહુ કદાવર તથા હિમ્મતવાન છે તેમાં ઘણાક જાટ લોકો છે તે જાટ એક રીતના રજપૂતો છે તેઓ હાલમાં અંગ્રેજી લશ્કરમાં સિપાઇઓનું કામ કરીને પોતાનાં કુટુમ્બનું પાલણ પોષણ કરે છે.

શીખ ધર્મનો પહેલાં બહુ જય હતો, પંજાબના ઘણાક ભાગમાં શીખ ધર્મની ધજા ઉડીને લોકોને શીખ ધર્મમાં આણતા હતા, કારણ કે તે વેળાએ રાજ ધર્મ શીખ ધર્મ હતો. રણજીતસિંહ એ શીખ ધર્મ માનતો હતો તથા તે વેળાના પંજાબમાં મોટા મોટા સરદારોના વડાઓ તથા પોતે પણ શીખ ધર્મ માનતો હતો. તેથી શીખ ધર્મની ઉન્નતિ થાય તેમાં નવાઇ શી?

અમરતસર એ શીખનું તીર્થ સ્થાન છે, તેમાં દીવાળીપર મોટો મેળો ભરાય છે. તેમાં લખો શીખો જૂદી જૂદી જગાપરથી આવે છે. હું જે વેળાએ અમરતસર ગયો હતો તે વેળાએ મેળો નહોતો, તોપણ યાત્રીઓ ઘણા આવતા હતા. અમરતસરનું સ્ટેશન ઘણું મોટું છે. તે એક રીતે લાહોરના સ્ટેશન જેવું જણાયું. સ્ટેશનની બહાર ગાડી ઉભેલી હોહી. ત્યાં સીગ્રામ ને એક્કા બહુ જણાય. સ્ટેશનથી શહેર એક દહોડ માઇલને તફાવતે છે. હું એક્કામાં બેસીને શહેર તરફની સરાઇમાં ગયો, શહેરની બહાર એક મોટી વિશાળ સગધમાં ઉતરીને ત્યાં એક ઓરડી એક આનાની ભાડે લઇ સામાન તેમાં મૂકીને હું ચાલતો શહેરમાં ગયો.

શહેરમાં પેસતા નાના નાના ઘરો દેખાયા, રસ્તા કઇક પહોળા હતા. જ્યાં ત્યાં હલવાઇઓની દુકાનો નજરે પડતી, તેમાં પુરી, કચોરી, સીરો વધારે જણાતો. મુજની ખાટલા માટે રસીના બડલો, સાબુ, અથાણું, પાપડ વગેરે સ્ટેશનથી શહેરમાં પેસતા મેં દુકાનો જોઇ. ચાલવા લાગ્યો. જ્યાં શાલ પસમીના વેચાય છે તે તરફ ગયો ત્યાં મોટા વેપારીઓની દુકાનો જોઇ. દુકાનો કંઇ મોટી જણાઇ નહિ, બહાર કઇ ટાંગેલી વસ્તુ જોઇ નહિ. દુકાનમાં ગાંસડીઓ જોઇ જેવી મારવાડી બજારમાં શાલવાળાની દુકાનો તેના જેવી અમરતસરમાં શાલવાળાની દુકાનો જણાતી હતી. દુકાનદારો સફેદ પોશાક ધારણ કરીને બેસા હતા અને આસપાસ લેનારા શાલને જોતા હતા. શાલો સારી નરસી બધી જાતની અમરતસરમાં મળે છે. દુકાનદારો ખતરી, બનીઆ જાતના છે. ઘણાજ થોડા શીખ લોકો વેપારનું કામ કરે છે. ઘણા ભાગે ખતરી બનીઆ વેપારીઓ છે. શીખ લોકો માથે બધા લાંબા વાળ રાખે છે, તે એક રીતે બાઇડીના જેવા વાળો દેખાય છે. એના

ઉપર સફેદ તથા રંગીન પાઘડી હાથથી ફેંટાની પેઠે બાંધે છે. તે એક રીતે જટાધારી બાવાની પેઠે પાઘડી ઉંચી લાગે છે, શીખ લોકો દાઢી રાખે છે. ખતરીઓ તથા બનીયા વાળ રાખતા નથી પણ પછાડે ચોટી ઝુલતાં વાળ રાખે છે, કેટલાક દાઢી મુકાવે અને કેટલાક રાખે છે તેઓની પાઘડી નાની હોય છે. તેથી બેઉ વચ્ચેનો તફાવત સહજ જણાય છે.

અમરતસર એ મોટું વેપારનું મથક છે. લાહોર કરતાં તેમાં વેપાર ઘણુ ધીકતો ચાલે છે. અમરતસરમાં ચારે બાજુએ શાલ પસમીના આવે છે તથા ત્યાં રેસમની બનાવટ પણ સારી થાય છે. ત્યાંના વેપારીની પેઢી મુંબાઇ, કલકત્તા, કાસ્મીર, કાશી, પંજાબના બીજા મોટા મોટા સ્થળોમાં છે. ઘણું કરીને ત્યાં શાલો તથા પસમીના બહુ વેચાય છે. બહાર દેશના વંજીઆતો ત્યાં આવી ખરીદીને બીજે સ્થળ લઇને વેચે છે. હાલમાં જે ગુજરાતમાં કાબુલીઓ શાલ દુશાલા, ચાદરો લઇને ફરે છે. તેઓ પણ અમરતસરથી લાવીને વેચીને કમાય છે. અમરતસરમાં હાથીદાંતની કાંસકીઓ, હાથીદાંતનાં તરેહવાર રમકડાં બહુ સારાં બને છે. લાકડાની, ચંદનની કાંસકીઓ પણ બહુજ વખાણવા લાયકની બને છે તે બનાવનારાઓ શીખો છે શીખોના ધર્મમાં પાંચ કકાના રાખવાનો હુકમ છે. સિખા ( વાળ ), કંગા ( કાંસકી ), કરાં ( હાથમાં એક લોઢાનું કડુ ), કચ્છ (ચડ્ડી), કદ (કરીરો) તેથી કાંસકી સારી લેવાનું મન થાય એ સ્વાભાવિક છે આથી સારી કાંસકી થાય તેમાં નવાઇ નથી અમરતસરમાં કેટલીક વસ્તુઓ બહુ સસ્તી વેચાય છે મેવો પણજ સોંઘો મળે છે તેમજ ઘઉં દાળ વગેરે પણ સસ્તુ મળે છે અહિં કેટલાક ધંધામાં ઘણીજ મોંઘી મજુરી છે. આખુંયે બાજ-વાન દીઠામાં આવે છે. ઉચ્ચ વર્ણના માણસો ગોરા દેખાય છે. સ્ત્રીઓનો પોશાક રંગીન પેજામો અને એક જાતની મોટી ટોપી પહેરે છે કેટલીક રેશમના પાયજામા પહેરીને તેના ઉપર ઓઢણી પહેરે છે, મુસલમાન સ્ત્રીઓ ઘણુ કરીને પેજામો પહેરે છે. જ્યાં ગોરી સ્ત્રીઓ ઘાઘરા પહેરીને તેના ઉપર ઓઢણી પહેરીને બાર આવે છે તેઓ પગમાં એક જાતના ફેરી જોડાના જેવા સપાટ પહેરે છે. ને બહુ નાના ગામ છે ત્યાં કેટલાક આંગણા તેમાં

રહીને બીજા બહાર નીકળતા જણાય છે. તે પહેરીને જાગ આવે છે. તેઓ ઘુમટો કાઢે છે. પણ પોતાના ઓળખીતાની આગળ, બીજાની પાસે નહિ. તેઓના વાળનો અંબોડો ઉચ્ચો રાખે છે જાણે તે શીંગડું હોય એવું જણાય છે. નદી કિનારે તથા નહેરોમાં નમાવરથામાં બાઈડીઓ બીજા પુરૂષની સામે છે. તેઓને શરમ જણાતી નથી.

અમરતસરનું શીખ લોકોનું મંદિર જોવા જેવું છે. તે બજારની પાસે તથા ઘડિયાળના મીનારાની પાસે છે. તે દેવળની આસપાસ ઘણી જગા ખુલ્લી છે. તે ખુલ્લી જગા પથ્થરથી જડેલી છે. બે બાજુએ ધર્મશાળા છે તેમાં નાની નાની ઓરડીઓ છે. ત્યાં જાત્રાળુ માણસો ઉતરે છે. તે અમુક શીખના હાથમાં હોય છે. તેને કંઈક પૈસા આપ્યાથી તેમાંથી એક બે ઓરડીઓ આપે છે. તેમાં ખાટલા, બિછાનું વગેરે પણ વધારે પૈસા આપ્યાથી મળે છે. અહિં દર્શન આવનાર સ્ત્રી પુરૂષોમાં વ્યભિચારની જગા તરીકે કેટલીક જગા વપરાય છે.

વચ્ચોવચ્ચ આરસપહાણનું તળાવ છે તે ઘણું મોટું નથી. પણ બહુ સુંદર છે. આસપાસ સગમરમરની તળાવમાં ઉતરવાની શીડી છે આસપાસ બધા આરસ જડેલા છે. તેની વચમાં આરસનું શીખ લોકોનું દહેરૂ છે. તે દહેરા ઉપર સોનાનું રસેલું પતરૂ છે તેથી સર્યથી તેનું તેજ વધારે દીપે છે. મંદિરમાં જવા માટે આરસનો પુલ છે. તે પુલની બહાર જોડા રાખીને જવાય છે ત્યાં બ્રાહ્મણોનું ટોળુ ભિક્ષા માગવા ઉભેલુ હોય છે. જોડા સાચવનારો ઉભા રહેલો હોય છે. પુલપરથી આઠ દસ માણસો સાથે જાય એટલો પહોળો છે. પણ પુલ ઘણો લાંબો નથી, આસરે ૪૦ ફુટ જેટલો હશે. પુલ વટાવીને દહેરામાં જવાય છે દહેરાની આસપાસ ભીંત નથી, બધી જગાએ થાંભલાવાળી મોટી છત્રીના જેવું છે સારા કમાનદાર આરસા છે. તેમાં જાત જાતના પથ્થરો કોતરીને બેસાડયા છે. જેવી રીતે આગ્રામાં તાજ મહેલ છે તેના જેવા પથ્થર કોતરીને તેમાં રંગ બેરંગી પથ્થરાઓ જડેલા છે. જો કે અમરતસરના દહેરાની કારીગરી તાજ મહેલના જેવી તથા દિલ્લીના કિલ્લાના જેવી સારી નથી તોપણ એક રીતે કંઈક

ઠીક છે. આસપાસ બધા ગોળ આકારની કમાનો છે તે કમાનો ચોરસ થાંભલાના ઉપર છે. તે મંદિર લંબાઈમાં વધારે અને પહોળાઈમાં જરા ઓછું છે બધું સોનાથી રસેલું છે. વચ્ચો વચ્ચમાં "ગ્રંથ સાહેબ" રેશમી ચંદરવાની નીચે બીરાજે છે. "ગ્રંથ સાહેબ" એ શું છે? તે તો એક મોટો હાથનો લખેલો ચોપડો છે. તેમાં નાનક, હરગોવિંદ, ગોવિંદસિંહ વગેરે નાનકપંથના સાધુઓના કરેલા ગાયનો છે. તેને શીખ લોકો પૂજે છે તે એક રીતની મૂર્ત્તિ પૂજા છે. મરી ગયલા માણસોની કૃતિને પૂજવી એ હાલનો શીખ લોકોનો ધર્મ થયો છે. પહેલાં તેમાંનું કંઇ નહોતું પણ હમણાં ગીત જોડનારા મરી ગયા છે. તેના ગીતની પૂજા કરવી એ હમણા ધર્મમા ગણાયછે છે. તેથીજ મેં પહેલાં લખ્યું હતું કે શીખધર્મમાં હમણાં મૂર્ત્તિ પૂજાએ પ્રવેશ કર્યો છે. આવનાર માણસોને જે ગુરૂમુખી ભાષા આવડતી હોય તો તે ગ્રંથ સાહેબ ઉઘાડી વાંચી શકે છે. બધાને વાંચવાની છુટ છે. ગુરૂમુખી ભાષા જરા હિંદીથી જુદી છે. અક્ષરોનું મરોળ કંઈ ગામડીઆ ગુજરાતી, બાળબોધીના મિશ્રણના જેવું છે. "ગ્રંથ સાહેબ" કોઇ વાચતો જોવામાં આવે છે. ત્યાં કેટલાક ગવઈઆ નિરંતર નાનક, ગોવિંદસિંહ વગેરે પાદશાહના ગીતો ગાય છે. તે સાંભળવા કેટલાક બેઠેલા હોય છે શ્રદ્ધાળુ શીખ ત્યાં કડા પ્રસાદનો એટલે સીરાનો પ્રસાદ આઠ આના તથા રૂપીઆનો લાવે છે. તેમાંથી કેટલોક ત્યાંના પૂજારા રાખીને પાછો તેને આપે છે. પછી તે ખાય છે અથવા બીજાને વહેંચી આપે છે. પૂજારી પણ કોઈ કોઇ આવનારને પડીઆમાં તથા હાથમાં સીરો આપે છે. આપ્યાથી પૂજારીને દક્ષણા મળે છે. શીખના ગ્રંથ સાહેબને કડા પ્રસાદ ચડાવવાનો બહુ રીવાજ છે. તેથી અમરતસરમાં સીરો સાંગે થાય છે તે ખાવાથી શરીર પુષ્ટ થાય છે. ગ્રંથ સાહેબને હું ધન્યવાદ આપુંછું કે તમારા પ્રસાદથી લોકોને બળવાન કરીને લશ્કરમાં પ્રવેશ કરાવ્યો છે. તમારી કૃપાથી શીખ લોકો મજબુત થઈને દુર દેશના માણસોને આશ્ચર્ય પમાડે છે. ધન્ય શીખ ધર્મને છે! ગ્રંથ સાહેબની પૂજા થતી જોઈ, ત્યાં શ્રદ્ધાળુના ભાવ જોઇને આશ્ચર્ય પામ્યો. ત્યાં ચારે બાજુએથી ધુપનો વાસ, ફૂલનો વાસ આવ્યાથી મન આ-

નદિત થયું. પ્રસાદ મળ્યો તે ખાઇને જીભની પરિતૃપ્ત થઇ, આમપાસના શ્રદ્ધાળુ લોકોની ભક્તિ જોઇને મન ઇશ્વિર તરફ વળ્યું, તેની જોડે નિરંજન નિર્વિકાર ઉપાસકના સુંદર ગાયનો સાંભળીને મન ઇશ્વિરમાં તલ્લીન થયું પછી ઉપર જવાની ઇચ્છા થઇ, મન્દિરની ઉપર જવાની સુંદર શીડી હતી તેના ઉપર ચઢીને આસપાસનો શહેરનો દેખાવ જોયો તેથી મન આનદિત થયું. આવી રીતે શીખ મદિરે બહાર અંદર આનદ વિસ્તાર્યો.

અમરતસરની સુંદર સુંદર જગા જોઇ મંદિરની આસપાસનો સુન્દર બગીચો જોયો. તે બગીચામાં કેટલાક ભક્તો જેમવાના પથ્થર દીઠા, જેમ પગ ચાપતા હોય તેમ એક પથ્થરાને ચાંપતા જોયા તેનું કારણ પુછ્યું, ત્યારે જણાયું કે આ પથ્થર ઉપર એક ભક્ત જેનુ નામ મને હમણાં યાદ નથી તેના પગ ગપી કરીને પુણ્ય મેળવીએ છીએ, આવી રીતના જાત જાતની મૂર્તિ પૂજાના ચિહ્ન જોઇને મન દિલગીર થયુ. પહેલાના શીખ ધર્મની આવી અવસ્થા જોઇને મન સ્વાભાવિક ખેદિત થાય તેમાં નવાઈ નથી. શ્રદ્ધાળુને માટે બધુ સરખુ છે તે હાલ મારા સમજવામાં આવ્યુ

ત્યાર પછી શહેરના જૂદા જૂદા ભાગમાં ફરીને મે પજાબના ગૌરવનુ જ્ઞાન મેળવ્યુ. શીખ ધર્મની ખુબી જાણી. શીખ ધર્મ જ્ઞાતીભેદને ગ્રાનતી નથી શીખ ધર્મમા માસ ખાવાની મનાઇ નથી તેથી મદિરની આસપાસ માસ રાંધીને વેચનારની દુકાનો જોઇ, તેમાની એક દુકાનમા જઇને ખાધુ. રોટલા જાડા હતા પણ બહુ નરમ હતા, ત્યા જે ખાધુ હતું તેની કિંમત મારે ચાર પૈસા આપવી પડી બહુજ સોંઘુ વાસણમાં ખાધુ, પાણી કટોરામા પીધુ, પાટલાની જગાએ સેરડીના કુચાનો વણેલો પાટલો હતો બધુ સસ્તુ અને સુદર જણાયું. આવી રીતે અમરતસર વેપારીઓની સ્થિતિ, શીખ ધર્મની ખુબી જોઇને પાછો લાહોરમા આવ્યો.

# પ્રકરણ ૩૯ મું.

## હિમાલય ઓળંગીને ટીબેટથી ચીન, જાપાન તરફ જવાનો વિચાર.

હું લાહોરમાં ખેતીવાડીનું કામ તપાસવા માટે ગયો હતો, બાબુ નવીનચંદ્ર રાયના ખેતરમાં જઇને ખેતીવાડીનો બંદોબસ્ત કરવામાં ગુંથાયો હતો. તે વેળાએ બાબુ નવીનચંદ્ર રાયના મિત્ર પંડિત વસંતરામનો ભાઇ ગિરધરલાલ લાહોરમાં રહેતો. તે ભણતો હતો. હું વારંવાર તેમને ત્યાં જતો હતો. તે ગુજરાતી વીસનગરા નાગર હતો.

હું લાહોરમાં આપે બનાવેલી શાહી બનાવીને તે બાટલીમાં ભરીને વેચવાની તજવીજ કરતો હતો. લાહોરમાં માટીના વાસણ ઉપર રોગાન ચઢાવવાની કેટલીક કુંભારની દુકાનો છે ત્યાં જઇને ખડિયા વેચાતા લીધા. અને બાટલીઓ બનાવવાનો હુકમ આપ્યો. એટલામાં મેં સાંભળ્યું કે લાહોરની જેલમાં માટી ઉપર રોગાનનું કામ સારૂં થાય છે, તે શીખી લેવાની ઇચ્છા થઇ તેથી હવે હું જેલમાં જવાની તજવીજ કરવા લાગ્યો. એટલામાં મારો ઓળખીતો લાલા બેની પ્રસાદ જેલમાં ઇન્જીનિયરનું કામ કરતો હતો તે જાણવામાં આવ્યું. હું તેમની જોડે કેદખાનામાં ગયો અને ત્યાં માટી ઉપર રોગાન લગાડનાર મોટા ઉપરી કેદીને મળ્યો, તેણે કેટલુંક મને બતાવ્યું. હું વારંવાર જેલમાં જતો અને માટીના વાસણપર રોગાન લગાડવાની રીતિ તપાસતો. હું કંઈ રોગાનની રીતિ શીખ્યો-પણ ઘરમાં અજમાવી નહિ. એટલામાં મારે ટીબેટ તરફ જવાની વૃત્તિ થઇ.

લાહોરમાં આવીને મેં શું કર્યું? બાબુ નવીનચંદ્ર રાયની જમીનની વ્યવસ્થા કરવા હું આવ્યો હતો તે મેં પહેલાં જણાવ્યું છે. તેની તજવીજમાં રહ્યો. જ્યાં જમીન હતી તે તરફ પહેલાં પાંચ છ વખત ગયો હતો. હવે ત્યાં રહીને ખેતી કરવાનો બંદોબસ્ત કર્યો. બળદો ખરીદવાની ઇચ્છા કરી. બજારો જોવા લાગ્યો. તે કામમાં ઓધો મિશ્રના

બાઇને લીધો ને પોતાના દીકરાની સાથે જમીનપરના એક ઘુમટમા રહેવા લાગ્યો મુસલમાનના વારામા રસ્તે રસ્તે જ્યા ત્યા ઘુમટ બન્યા હતા, તેમાનો એક ઘુમટ બાબુ નવીનચદ્ર રાયની જમીનમા આવ્યો હતો તે ઘુમટ પાકો હતો, એક બારી હતી, તેના સિવાય હવા આવવાની બીજી જગા નહોતી, તે વપરાશ વિનાનો પડી રહ્યો હતો તેને સાફ સુફ કરાવીને અમે રહ્યા માણસોની તપાસ કરાવી થોડાક દહાડા ઓધો મિશ્રના બાઇએ જેવુ તેવુ રાધ્યુ તે કડવુ મીઠુ કરીને ખાધુ, વિચાર થવા લાગ્યો કે આ કામ મારે શા માટે કરવુ, હુ બાબુની જોડે મુબઇથી શા માટે આવ્યો, હુ શુ આવુ કામ કરવાને આવ્યોછુ ? એટલામા ધર્મ સબધી વિચારો આવ્યા બુદ્ધ ધર્મની ખોળ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, તેની જોડે ટીબેટ ચીન જવાની ઇચ્છા થઈ, દૂર દેશમા જઇને ધર્મની માહિતી મેળવવી જેમ ગત રામ મોહન રાયે ટીબેટમા જઇને ધર્મનું જ્ઞાન મેળવ્યુ હતુ તેમ મારે મેળવવાની ઇચ્છા થઇ, મે બહુ વિચારો કર્યા હુ કામ કરવા માટે આવ્યો નથી પણ કઇ નવુ મેળવવા માટે આવ્યોછુ એવુ મનમા નક્કી કરીને મે ઓધો મિશ્રના બાઇને કહ્યુ કે મારે ખેતીવાડી કરવી નથી, મારે હિમાલય પર્વત ઉપર જવુ છે અને ત્યાથી ટીબેટ ભણી જવાનો વિચાર છે આવુ કહીને બાબુએ લાલા શ્રદ્ધારામના ઉપર મને પત્ર લખી આપ્યો હતો કે નારાયણને જે જોઇએ તે આપજો, તેની પાસે જઇને વીસ રૂપીઆ લીધા પછી હુ લાહોરથી ટીબેટ, ચીન જાપાન તરફ જવા નીકળ્યો

---

## પ્રકરણ ૪૦ મુ.

### હું હિમાલય તરફ ચાલ્યો.

વાચનાર ! શુ તમે મારી જોડે ટીબેટ ચીન તરફ આવશો ? આવશો તો ઘણુ જોશો

જુઓ, મે લાહોરના સ્ટેશનપરથી અબાલાની ટીકીટ લીધી હવે હુ

ચડે ક્લાસની ગાડીમાં બેઠા, ગાડી ચાલી, જુઓ, આ રસ્તાની બન્ને બાજુએ ઝાડ, ગામડાના ઘરો, તળાવ, ખેતરો કેવા પછવાડે દોડેછે. જાણે તેને ચાલવાની શક્તિ હોય તેમ ઝડપથી ચાલ્યા જાયછે. આ જુઓ, પેલા દૂરથી માણસો જાય છે. તે કેવા દેખાય છે ! જુઓ, પેલું આંબાવાડિયું જણાય છે, તેમાં કેરી આંબાની ઘટા જણાય છે. ઓ પેલા ગામડાના ઘરો તથા મંદિરોના સફેદ ભાગ જણાય છે, ત્યાં રાંધવાના વખતનો ધુમાડો દેખાય છે. પક્ષીઓ કેવા અહિંથી તહિં ઉડે છે ? આ જુઓ, પેલા જનાવરો અમારી રેલવેની સીસોડી સાંભળીને પૂછડી ઉભી કરીને કેવા દોડે છે ! પેલા વાછડા જુઓ, કેવા પોતાની માની જોડે નાસે છે. આ ટેલીગ્રાફના તાર ઉપર કેવા પક્ષીઓ બેસીને કુદરતની લીલા વિસ્તારે છે. જુઓ, હમણાં સ્ટેશન આવ્યું. કેટલાક ઉતરે છે કેટલાક ચઢે છે. ચઢનાર ગભરાટમાં છે, હમણાં ગાડી જતી રહેશે. ગાડીની ભીડમાં તે ચઢે છે પોતાના સાથીને બેસવા કહે છે. તરત ગાર્ડ આવીને બધાને બકરાંની પેઠે હડસેલીને ગાડીમાં ગોધે છે, માણસો બીજા બેઠેલા માણસો ઉપર પડે છે. તરત ગાર્ડ તથા પોટર બારણું વાસીને આવી દઇને ચાલ્યો જાય છે. તરત સીસોડી સંભળાઇ ગાડી ચાલી. ગાડી ચાલવાથી ઉભા રહેલા બીજાના શરીર ઉપર પડયા તેથી પેલો માણસ ગુસ્સે થયો, તું જોતો નથી, આથી બેઉ વચ્ચે રમખાણ મચ્યું. જાણે મોટી લડાઈ થતી હોયને. બીજા માણસે મોટેથી કહ્યું, ભાઈ આપણે બધા થોડી વખતને માટે છીએ, હમણાં પોતપોતાના મુકામે જઇશું. અમસ્તી શા માટે લડાઇ કરોછો, તેથી કંઇક લડાઇ શાંત થઈ. પછી પાછો તે દેખાવ જુઓ. પેલા તળાવમા છોકરા ભુસકા મારીને તળાવના પાણીને કેવું હલાવી મૂકે છે. જુઓ, પેલા ખજોચીઆમાં કેટલી ભેંસો બેસીને સુખ માને છે, પેલો છોકરો ગાડીમાંના માણસને આવો આવો કહીને બોલાવે છે, તેમજ માણસો કોઈ બાઇડીને રસ્તે જતી જોઇને કહે છે. આવ આવ, આવી રીતનો દેખાવ જોતો જોતો જાઉં છું.

આ આવ્યું અંબાલાનું સ્ટેશન. ચાલો, ઉતરીએ, અહિંની એક સરાઇમાં જઇએ, સરાઇ તો છે મોટી, ચાલો એક ઓરડી લઈએ, ઓરડીનું શું ભાડું?

ખાણુજી, એક આનો ઠીક છે. ખાટલો લાવ, એક પૈસો આપો. પૈસો આપ્યો. ખાટલો આવ્યો. ખાટલા ઉપર બેસીને આસપાસ જોવા લાગ્યો.એક જગાએ પૂરી તળાતી હતી ત્યાં જઇ લઇને ખાધી પછી આસપાસ નજર કરી. ત્યાં કેટલીક કામીની તીક્ષ્ણ કટાક્ષ મારી જાણે કહેતી હોય કે પધારો, અમે વેશ્યા છીએ તમારા જેવા મુસાફરોથા અમે પણીએ છીએ. તેના કટાક્ષથી મને કંઇ થયું નહિ. હું શહેરમાં ચાલ્યો વાચનાર, તમે પણ ચાલો, આ શું છે? એ તો અબાલાની છાવણી છે. કેવી સ્વચ્છ છે! જ્યાં નજર પહોંચાડીએ ત્યાં બધુ સ્વચ્છ જણાય છે પેલી મુસલમાનોની દુકાનો જોઈએ. એ દુકાનો સિવાયતી માલ વેચવાની દુકાનો છે. તે દુકાનમાં લશ્કરી માણસો બેસીને મોજા, કપડાં, સાબુ, લખવાના કાગળો ખરીદે છે આ જુઓ, મીઠાઇની દુકાન, તેમા જાત જાતની મીઠાઈ ગોઠવી છે. તેમાની થોડી લઇને ખાઇએ. બરફી તો ખાંડની ખાણ છે. પેંડા કંઇક સારા છે સીરો તથા પૂરી કચોરી ગરમા ગરમ છે. પૂરી તો ખાઇને આવ્યા છીએ તેથી કંઇક મીઠાઇ ખાધી પછી ગયા, આસપાસનો દેખાવ જોયો, વાહ! રસ્તાની બેઉ બાજુએ ઝાડની ઘટા સારી છે. વચમાનો રસ્તો પાકો છે બે બાજુનો રસ્તો કાચો છે. અંબાલા કાંપ નાનું છે પણ બહુ સફાઇદાર છેં ચ લો, હવે આપણે જઇને સૂઇ રહીએ, કાલે આપણે સવારે કાલકા તરફ જવુ છે.

વાચનાર! મારી જોડે તમે એકવાર કાલકા આવ્યા હતા હુ જ્યારે મહેન્દ્રનાથ અને તેની બહેનને જોડે લઇને તેઓના ગામમા ગયો હતો, ત્યારે તમે આવ્યા હતા હવે હું એકલો એકામાં બેસીને ચાલ્યો તમારે મારી જોડે આવવુ પડશે રસ્તો સીધો છે એટલે કંઇ હરકત પડશે નહિ, અને વળી બીજાના પગે જવુ છે તેથી પણ કંઇ થકાવટ જણાશે નહિ.

આ શુ દેખાય છે? એ તો ગામ છે, પેલુ મદિરનુ શિખર છે, પેલા આંબાવાડિયા, અથવા બગીચા દેખાય છે, પેલાં ગાડા માલ લાધીને જતા આવતા દેખાય છે. આ બધો રસ્તો છે સીધા રસ્તાપર ઝાડની ઘટા કેવી સુદર છે! અંબાલાથી ૩૯ માઇલપર કાલકા છે. અડધા રસ્તામા વીસામો લેવા બેઠા. ઘોડાને મસીદો તથા દાણો ખવાડીને તાજા કર્યા પછી સાઝે કા-

તકો આવ્યા. કલકત્તાની એક સરાઇમાં ઉતારો લીધો

બીજે દહાડે વાંચનાર, તમને હવે મારી જોડે ગાલતાં આવવું પડ-શે. કેમકે હવે મારે ચાલતા જવાનો વિચાર છે. શુ તમે ચાલતા આવશો? ઘણું સુંદર જોવાનું છે. આવો, આપણે સવારથી ચાલીશું. કોઇ જગાએ રસ્તામાં ખાઇશું. આવો, પહાડ કેવા સુંદર દેખાય છે! ઉચ્ચા શિખરોપર કેવાં નાનાં નાનાં ઘર સફેદ બાંધેલા જેવાં જણાય છે. પેલો પહાડ જુઓ, કેવા સુંદર ઝાડથી ઘેરાયેલો જણાય છે. રસ્તાની બાજુપર જુઓ, આ તો મોટો ખો જણાય છે. ત્યાં કેવો રૂપાના જેવો વેહેળો વહે છે. પેલો સામેનો પહાડ જુઓ, તે કેવો બોડો જણાય છે. તેના ઉપર કોઇ પણ ઝાડ જણાતું નથી ફક્ત કોડી કોડા શંખવાળા માટી તથા રેતીથી ભરેલા પડો દેખાય છે જુઓ, જુઓ, પેલો પહાડ તદન પથ્થરનો બનેલો દેખાય છે. આ શું? અહિંયાં તો ખેતર થાય છે. કેવા કયારા પહાડ ઉપર નીચે મોટી શીડીના આકારના કરીને મકાઇ જવ વગેરે વાવેલા છે. ઓ પેલુ નાનુ ઝુંપડુ દેખાય છે. એ કદાચ આ ખેતરના માલેકનુ હશે. ઓ અહિંયાં તો ગાય બળદ ચરે છે ઓ પેલા, ગેડાં ચરે છે આ તો વસ્તીના ચિહ્ન દેખાય છે. સામે જુઓ. પેલો પહાડી માણસ બકરાં ચરાવતો દેખાય છે. વાહ! તેનો પોશાક કેવો છે! પગમાં ગરમ કપડાની ઇજાર પહેરી છે શરીરપર મોટો દેશી ગરમ કપડાનો કોટ પહેર્યો છે. વાહ! તેનો પોશાક ઘણોજ સુંદર દેખાય છે. હવે ભુખ લાગી. પેલી દુકાન દેખાય છે. ત્યાં જઇને કંઈ ખાઇએ. આ તો રાંધનારની દુકાન છે. અંદર આવો, જઇને પુછ્યું તમે શું રાંધોછો. દુકાનદારે કહ્યું, મકાઇના રોટલા ને દાળ છે. મે કહ્યુ બે પૈસાના રોટલા ને દાળ આપો, તરત બે ગરમ રોટલા અને દાળ આપી, ઘીનો પૈસો આપ્યો તરત ઘી આપ્યું. મે રોટલા ને દાળ ખાધી, વાહ વાહ! બહુ મઝા પડી. ભુખ લાગી હતી તેથી દોઢ રોટલો ખાધો. પછી પાણી પીને ત્યાં જરા આરામ લઇને પાછો ચાલ્યો.

વાંચનાર! તમે મારી જોડે સામાન લીધા સિવાય આવોછો, પણ મારે કેટલીક ચોપડીઓ, કપડાં તથા હોડવા પાથરવાનું પીઠ ઉપર બાંધીને

જવું પડે છે. તેથી કંઈક વધારે થાક ચઢગો છે. મને ઉપાડવાની ટેવ નથી અને વજન આસરે ૧૦ રતલનું છે. હું જરા આરામ લઉંછું, તેટલામાં તમે આસપાસનો દેખાવ જુઓ. જો તમે કોઇ વખત પહાડ ઉપર ગયા હશો તો પહાડનું સૌન્દર્ય જોઇને આશ્ચર્ય પામશો. વાંચનાર! હવે હું તાજો થયો. ચાલો, જઇએ. આ ઝરો વહે છે. કેવું સુંદર સ્વચ્છ પાણી છે! વાહ! તે ક્યાંથી આવતું હશે? એ તો પહાડનું ઝરણુ છે, કેટલાક ખેતરોને રસાળ કરતું અહિંથી નીચે જઇને નદીમાં ભળે છે. વાહ! કેવો ઇશ્વરનો મહિમા છે! પેલું નીચે શું દેખાય છે? એ તો મોટું નાળું નદીમાં જઇને ભળે છે. આ પહાડ શેનો આવ્યો? એ તો ઝાડની ઘટાવાળો છે. અહિં કોઇ માણસ વસ્તું નથી. ઓ પેલા પહાડપર ઘરો દેખાય છે. અહિં ક્યાં ખેતરો હોવાં જોઇએ. ઓ પેલા ખેતરો જણાય છે વાહ! પહાડ એકના પછી એક આવતા જાય છે. હું ધારતો હતો કે આ પહાડ ગયા પછી કંઇ આવશે નહિ. પણ આ છેડયા કે બીજું શિખર જોવામાં આવ્યું. વાહ! શિખર ઉપર શિખર બીજા કેટલાં હશે ઘણા શિખરો હોવાં જોઇએ. અંગ્રેજ સરકારે કેવો રસ્તો બાંધ્યો છે. પહાડના છેડા ઉપરથી ખોદીને રસ્તો કર્યો છે. બીજા પહાડના ઉપર જતા કોઇ જગાએ ઝરણુ પડયાથી ત્યાં પુલ બાંધીને તે ઝરણુને રસ્તાની નીચે ઉતારીને રસ્તો સુકો કર્યોછે. વાહ! ઇન્જીનિયરોને ધન્યછે. વાહ! આ તો બહુ નવાઇ નવાઇનું લાગે છે.

આ રસ્તામાં શું દેખાય છે? કોઇને પૂછ્યાથી જવાબ મળ્યો કે એ તો પટીયાળાના મહારાજાનો બાગ છે. તે બાગ બહુજ ઉત્તમ છે. ત્યારે તેમાં જવાને બધાને છુટ છે? હા, છે. ત્યારે ચાલો, આપણે જઇને જોઇએ. વાહ! બાગ તો સુંદર જણાય છે. ઝાડ મોટાં છે. રસ્તામાં ફુવારાના નળો દેખાય છે. આવા ફુવારા મે લાહોરમાં સાલમબાગમાં જોયા હતા આ શું તેની નકલ છે? જો નકલ હોય તો નીચેની જમીન ખોદેલી હોવી જોઇએ. ત્યારે આપણે તપાસીએ, આહા! એ તો બરાબર લાહોરના સાલમબાગની નકલ દેખું. જેમ સાલમ બાગમાં નાનું તળાવ છે તેમ અહિં પણ દેખુંછું. ચાલો, નીચે ઉતરીએ, આ પણ બરાબર લાહોરની પેઠે ઝાડ વાવેલા જણાય છે

અહિં પણ નાની પાણીની અંદર જણાય છે આથી આપણે બીજી ચીડીની પેલી હદમા જઈને જોઈએ કે તે આબમ બાગની જેવી શોભાવંત છે વાહ! ઘણીજ રમણીયતા દેખાય છે બરાબર તપાસીને જોઇ આનીએ તપાસતાં જણાય છે કે એ લાહોરની બરાબર નકલ છે પણ લાહોરનો બાગ મોટો છે નાનામા સુંદર રમણીયતા વળીજ સારો બગીચો નજરે પડે છે આવો બગીચો વાચનાર તમે આબમ બાગમા જોયો છે આતો, આખરે બગીચાઓમાંથી નીકળીને હવે આગળ ચાલીએ

સાંજ પડી જેહેલમમા વાણિયાની દુકાન આવી ત્યા જઈને ઉતર્યો ત્યાંથી કંઈ ખાવાનું લઈને ખાવા લાગ્યો દુકાનની પાસે એક ઓરડીમા મે ઉતારો કર્યો રાતે સૂતો સવારના પહોરમા ત્યાંથી ચાલ્યો પહાડના શિખરો નિહાળતો ઝાડ પાન જતા જોતો જોતો પીઠ ઉપર નર રતનનો બોજો ઉપાડીને જગતની લીલા નિહાળતો નિહાળતો ચાલ્યો કોઈ વખતે વાણિયાની દુકાનપર એન અમ। તો કોઈ વેળાએ કંદોઈની દુકાન ઉપર પૂરી નાક તો કોઈ વેળાએ મીઠાઈ લઈને ખાતો ચાલ્યો, એક જગાએ રાતના આઠ વાગે હુ એક વેપારીની દુકાનપર જઈ પહોચ્યો તેના સુખમયા દીવો નગેનો મે ત્યાંથી કંઈક ખાવાનુ લઈને ખાઈને પછી તે મુસાફરોને માટે ખેલી ઓરડીમા ગયો મને થાક લાગ્યો હતો તેથી એક જગાએ સેતરંજી પાથરીને સૂતે સૂતો કે તરત ઉંઘી ગયો સવારમા ઉઠીને જોયુ તો જણાયુ કે હુ કાગના ઉપર સેતરંજી પાથરીને ઉંઘી ગયો હતો આપણામા કહેવત છે કે, ભૂખ લાગે ત્યારે રોટલો મીઠો લાગે અને ઉંઘ આવે છે ત્યારે ઓપની પણ દરકાર રહેતી નથી તે યાદ આવી એક વખતે ચાલતા ચાલતા ઘણી રાત થઈ તેથી રસ્તાની એક બાજુ બે ચાર માણસો સૂતા હતા તેની પાસે જઈને સૂતો તે માણસોની જોડે વાત થયાથી જાણ્યુ કે તેઓ સિમના તરફ જાય છે, અને ચાર વાગે નીકળ્યાથી ૧૦ વાગે ત્યા પહોચાય એ તેઓને ઉઠાડવા કહ્યુ તે પ્રમાણે તેઓએ ઉઠાડ્યો, પછી અમે ચાલ્યા સવારના દશવાગે હુ સિમને પહોચ્યો

---

## પ્રકરણ ૪૧ મું.

## સિમલાની પોલિસે મને ટીબેટ જવા દીધો નહિ.

સવારથી સિમલાનાં ઘરો દેખાવવા લાગ્યાં. પહાડની ટોચ ઉપર સફેદ શિખરો જણાયાં. મારી જોડે આવનારાઓએ કહ્યું કે પેલુ સિમલા દેખાય છે. ધીરે ધીરે આવતા હતા અને આસપાસના સુંદર દેખાવ મન ઠારીને નિહાળતા હતા. પહાડે જાણે સફેદ છત્ર ધારણ કર્યાં હોય એવું દૂરથી દેખાતું હતું. ઝાડની ઘટા દૂરથી બહુ રમણીય જણાતી હતી. નીચેની ખીણોમાં રૂપાના વાળા જેવાં નાળાં દેખાતાં હતાં. રસ્તામાં કેટલાક બંગલા આવ્યા. કોઇ ઉપર તો કોઇ નીચે, કોઇ તેડા તો કોઇ વાંકા ચૂંકા પહાડ ઉપર બંગલા નજરે પડ્યા. હવે ખાતરી થઇ કે સિમલા ઘણુંજ પાસે છે. ચાલતાં ચાલતાં નાના સિમલાનું બજાર આવ્યું. બજાર કંઇ આપણા શહેર ગામડાં જેવું સીધુ નહોતું. બજાર વાંકુ ચુંકુ ઉચ્ચુ નીચું હતું. વાચનાર શું તમે પહાડ જોયો છે ? હા, જોયો તો હશે તેમાં જેમ ઉચ્ચી નીચી જગા છે તેમ પહાડમાં ઘર બજાર છે. નાના સિમલાની બજાર કંઈ મોટી નથી. બજારમા કેટલીક દેશી વસ્તુની તથા વિલાયતી વસ્તુની દુકાનો છે. વેચનાર પહાડી લોકો છે. તે બનીઆ ખતરીના નામથી ઓળખાય છે. દેશી દુકાનમાં કપડુ, કરીઆણું, અનાજ, ઘી તેલ ભર્યા છે. દુકાનપર પહાડી સ્ત્રી પુરૂષો ઉભા ઉભા પોતાને જોઇતી વસ્તુ ખરીદે છે કેટલાક દુકાનમા સેનારા અંદર બેસીને કપડાના ભાવતાલ પૂછવામાં મશગુલ છે દુકાનો નાનીછે. અંગ્રેજી દુકાનોના માલેક કેટલાક મુસલમાનો છે. તેઓ અંગ્રેજને તથા તેના ખાનસામાને જોઇતી વસ્તુઓ આપે છે. તેમજ સારા નરસા માલ વિશે સમજાવે છે. જેવી રીતે શહેરની બધી દુકાનોમા થાય છે. તેમ વૃદ્ધ હિમાલયપરની દુકાનપર થતું હતું. કારણ કે મનુષ્યનો સ્વભાવ બધે સરખો છે, એટલું તો ખરૂં છે કે સુધરેલા દેશો કરતાં અસભ્ય દેશ કંઇ આસ્થાવાન તથા સત્ય પરાયણ છે. આથી જે બનતું જોઇએ તે બને છે.

દુકાનો, પહાડી મનુષ્યનો પહેરવાસ તથા કુદરતી દેખાવ જોતા જોતા

મોટા સિમલામાં આવી પહોંચ્યો. પહેલાં એક હલવાઈની દુકાને જઇને પૂરી કચોરી ખાધી. પછી ત્યાંથી સરાઈ તરફ ચાલ્યો. ધર્મશાળામાં જઇને જોયું તો ત્યાં કોઇ ઉપરી નહોતો. ઓરડીનું ભાડું કંઈ નહોતું બધા પહાડી લોકોએ ઓરડીઓ રોકી રાખેલી હતી. ત્યાં કોઈ મધ્યાટ જગીનપરના રહેનારો જોયો નહિ. સરાઇ જો કે સુંદર બાંધેલી હતી પણ પહાડી લોકોના વસવાથી તે કંઇ ઓર તરાહની જણાઈ. ત્યાં રહેવાની ઇચ્છા થઇ નહિ. હું ત્યાંથી ચાલ્યો. ક્યાં જાઉં છું તેનો કંઇ વિચાર નહોતો. હું તો જ્યાં રસ્તો મળ્યો તે તરફ નાકપર ચશ્મા, સભ્ય જાતનો પોશાક, દક્ષિણી જોડા, માથે મખમલની ટોપી, અને પીઠ ઉપર મજુરના જેવો સામાન બાંધેલી અવસ્થામાં હું ચાલ્યો. વાંચનાર! તમે શું આવો કોઇ વખને માણસ જોયો છે, બેશક ઘણાજ થોડા જોયા હશે. જો તમે એકદમ જુઓ તો શું ધારો? હું એક સભ્ય માણસના પોશાકમાં મજુરના જેવો પછવાડે સામાન બાંધીને ટીબેટ, ચીન, જાપાન જોવા જાઉં છું. તમારામાંથી કોઇનામાં આવી હિંમત હોય તો ચાલો, પણ તેમાં જે બેઆબરૂ છે તે તમને માલમ નહિ હશે. બેઆબરૂ એ છે કે તમે સભ્ય હોઇને મજુરના જેવા પોશાકથી સિમલા જેવા રાજેશ્વર એટલે ગવર્નર જનરલ ગરમીના દહાડે શીતળતાની મઝા મેળવવા માટેના સ્થાનમાં ફરવું એ શું બેઆબરૂ નહિ કહેવાય. ગમે તેમ હો. મારે તો બેઆબરૂનો વિચાર કરવાથી પાલવે નહિ, કારણ કે હું પૈસાદાર નથી કે જેથી હું સાથે નોકર લઇને ફરૂં. મારે તો ગરીબીથી ટીબેટ, ચીન, જાપાન જવાનું છે. ત્યારે તમે મારી જોડે અમસ્તા આબરૂદારની પેઠે તો આવશો? ચાલો, આપણે મોટા સિમલાની બજારમાં ફરીએ, વાહ! બજાર કેવું સુંદર છે, અહિં હેમીલટનની ઝવેરાતની દુકાન છે, આહ! કેવા સોના રૂપાના વાસણો, ઘરેણાં, હીરામોતીના અલકારો, સોના રૂપાના ઘડિયાળો, છેડા, સાકળી વગેરે કાચની બારીમાંથી દેખાય છે. શું તમારે તે લેવાની ઇચ્છા થાયછે? કેમ ન થાય? પણ પૈસા ક્યાંથી આવે? ઓ પેલું બોર્ન એન્ડ સ્પર્ડની છબી પાડવાનુ મકાન દેખાય છે. ચાલો તેની બહાર સિમલાના મોટા માણસોના તથા પહાડી માણસોના ફોટા જોઇશું. આ રહી છબી પહાડી માણસોની.

દેખાવ વિચિત્ર જણાય છે. આ તો પહાડી સ્ત્રી છે. કેવી પુરૂષનો પોશાક પહેરીને ઉભી છે, ફક્ત તેની નાકમાં નથ તેથા હાથમાં-કાનમાં ઘરેણાં છે તેથીજ તે સ્ત્રી જણાય છે. તેઓના નાક કેવા જરા ચીનાના જેવાં બેઠેલાં છે. આ તો પહાડી લોકોના ઘરો હોય. આ તો પુરૂષ મેટાં ચરખનો હાથમાં ઉન લઈને દોરો વણે છે, અહિંના માણસો ઉદ્યોગી જણાય છે. ઓ પેલી દવાવાળાની દુકાન, નીચેના જેવી દુકાન છે તેમાં જાતજાતનાં ઓસડીઆં ભરેલાં છે, આ બજાર તો બરાબર સપાટ જમીનના જેવું જણાય છે પણ તફાવત એ છે કે અહિં બધું નાનું છે, તથા દુકાન ઉંચી નીચી છે. બજાર જોયું હવે જરા ચાલો આસપાસ જોઇએ હજી સાંઝ પડી નથી. સાંઝ પડેથી બાબુ નવીનચંદ્ર રાયના શાળાને ત્યાં જઇશું. કારણ કે તે હમણા ઑફિસમાં હશે. ચાલો જરા ફરીએ. અહિં તો બધા ઉપર બંગલા દેખું. બહુજ સારા દેખાય છે. ચાલો તે તરફ જઇએ, આ તો ઝરો છે. અહિ જરા બેસીએ તો ઠીક. બેસો. ચાલો, હવે જરા જોઇએ.

આસપાસ જોતા ફર્યા. કોઇએ કંઇ રસ્તામા પૂછ્યુ નહિ. કે તમે ક્યાના ? નહિ પૂછે તો છો નહિ પૂછતા. અમે તો પહાડનો આનંદ અનુભવતા ચાલ્યા. આ કોણ આવે છે ? આ તો કોઇ સારો માણસ આવે છે. આવનારે મને પૂછ્યું કે ક્યાંસે આતે હો ? મેં કહ્યું કે લાહોરસે. કહાં જાઓગે ? મે કહ્યુ, ટીબેટ. ક્યું ? આવનારે પૂછ્યુ, મેં કહ્યુ, દેખનેકો, ધર્મકા જ્ઞાન હાંસલ કરનેકો, આવનારે પૂછ્યુ " શું તમે એકલા જાઓ છે." મે કહ્યું, " હા " ત્યારે તે માણસે કહ્યુ કે મારી જોડે ચાલો, મેં કહ્યું તમે કોણછો ? પેલા માણસે કહ્યું, હુ પોલિસનો જમાદારછું; મે કહ્યું કે ક્યા જવું પડશે ? તેણે કહ્યું, પોલિસિ ચોકીમા. મેં કહ્યુ ઠીક છે પછી હુ તે માણસની સાથે પોલિસ ચોકી તરફ ચાલ્યો. તે ચોકીમાં એક અંગ્રેજ ઉપરી હતો તેને મારી વાત પેલા પોલિસના જમાદારે કહી. પછી કઇક મને પૂછ્યુ કે, તમે શા માટે ટીબેટ જાઓ છે ? મે કહ્યું કે, મારે ધર્મજ્ઞાન મેળવવાની ઇચ્છા છે તેથી. પછી કંઇક જમાદાર તથા અગ્રેજ વચ્ચે એકાંતમાં વાત થઈ. પછી મને કહ્યું કે, સોમવારે કમીશનરની પાસે તમને ઉભા રાખવામા આવશે, ત્યાર પછી

અને કમીશનર તમને જવાની રજા આપશે તો તમે જઈ શકશો. આવું કહીને મને ઑફિસમાં રહેવાનુ કહ્યું, હું ઑફિસમાં રહ્યો સાંઝ પડવા આવી હતી મને ભૂખ લાગી હતી. મેં બજારમાં ખાવાનું લેવાની ઇચ્છા જણાવી, તરત મારી જોડે પોલિસનો સીપાઈ આવ્યો. મે દુકાનપર જઈને ખાવાનુ ખાધું, સિપાઈ એક બાજુએ ખેઠો બેઠો જોવા લાગ્યો, હું આસપાસ ફરવા લાગ્યો. સિપાઇ મારી જોડે જોડે આવવા લાગ્યો. રાત પડી. હું પોલીસ ચોકીની ઑફિસમા ઉત્તમ સેતરંજીના ઉપર મારી સેતરંજી પાથરીને સુતો, હું નગર કિંમતે સારા મકાનમાં દીવાબતીવાળા ઉત્તમ ઓરડામાં સુતો મને કંઈ ડર નહોતો હું તો ટીબેટ જવા માટે આવ્યોછું. મને શેનો ડર હોય? પડયો પડયો કારકુનની સાથે ગપ્પો મારવા લાગ્યો કારકુન મને પુછતો તેનો હું જવાબ આપતો. થોડીક વારે હું ઉંઘી ગયો. સારી ઉંઘ આવી કારણ કે ગઇ રાતે રસ્તામાં ઓસમાં પથ્થરપર સુતો હતો. તેને બદલે આજે સુંદર ઘરમાં સુતો તેથી સારી ઉંઘ આવે તેમા નવાઈ નથી.

હવે વાંચનાર! તમે મારી જોડે આવી શકશો નહિ કારણ કે તમે ધારતા હશો કે મને કેદીની ઓરડીમાં પૂર્યો હશે. ત્યાં વળી સેતરંજી કેવી ને દીવો કેવો, એ બધી ગપ્પ હશે. જો તમને વિશ્વાસ નહિ હોય તો આ મારી જીવનકથા વાંચવી નહિ જ. હું જે લખુંછું, તે બરાબર લખુંછું. જ્યારે હું પોલિસ ચોકીની ઑફિસમાં આવ્યો હતો ત્યારે શનિવાર હતો. આતવારે બધી ઑફિસો બંધ હતી તેથી શનિવારને રાત્રે મારે પોલિસ ચોકીની ઑફિસમાં સુવું પડયુ હતું મારે જે જોઇતું હતું તે હું પોતે લેવા જતો પણ સિપાઇ સાથેને સાથે આવતો હતો. હું જાણે મોટો માણસ હોઇને મારી જોડે રક્ષા કરવા માટે સિપાઈ આવતો હોયને. મે પોલિસના સિપાઇની મારફતે કેટલુંક વધારે જોયું બેશક સિપાઇને હુ ખાવા બેસતો ત્યાં, સિપાઇને ખવાડતો. મારી પાસે ૨૨ રૂપીઆ હતા. મારે ઘર ભાડું આપવું પડતું નહતુ. ફક્ત ખાવાને ૪ આના મારા અને ૪ આના સિપાઈ દાદાના થતા. આથી સિપાઈ ભાઈ મારી ઉપર મહેરબાન હતા. જ્યારે હું સિમલા પહોંચ્યો ત્યારે જેઠ મહિનો હતો તે વેળાએ સિમલામાં પાકી કેરીઓ મળતી હતી. તે હું ખાતું

ખાતો, તેમજ સિપાઇને ખવાડતો રવિવારે મે ઇન્ગ્લીસ ચર્ચ જોયુ ત્યા પ
ણુ અમેજો જતા હતા ત્યાથી બીજા સારા રસ્તાપર ગયા ત્યા જઇને
જોઉછુ કે કેટલાક પહાડી માણુસોને એક જગાપર ઉભા રાખેલા તથા બે
ઠેલા જોયા ત્યા એક પોલિસનો સિપાઇ ઉભો હતો આ બનાવ જોઇને મે
સિપાઇ દાદાને પૂછ્યુ કે આ શુ છે, શાને માટે આટલા માણસોને રોકયા છે?
બિચારા સિપાઇએ કહ્યુ કે આ રસ્તાપર સાબ અને મેમ સાહેબ ફરના જાય
છે તેથી આ પહાડી લોકોનો સ્પર્શ થાય તો તેમને કમ કમાટ થાય તેથી અ
હિથી ૭ વાગ્યા સુધી કોઇને મેલા પોશાકવાળાને જવાની જમાદાર સાહેબે
મનાઈ કરી છે તેથી અહિ લોકોને જતા રોકનામા આવે છે આ સાભ
ળીને મને બહુ આશ્ચર્ય લાગ્યુ બીચારા ગરીબ માણુસો કામને પ્રસંગે તથા
ગરીબાઇને લીધે મેલા કપડા પહેરીને જવુ આવવુ પડે છે તેને જાહેર
રસ્તા ઉપર જતા રોકવા એ કેવો અન્યાય છે જે રસ્તાનો કર મોટા મા-
ણુસો ભરે છે તેજ રસ્તાનો કર ગરીબ માણુસ ભરે છે બધાને રસ્તા ઉ
પર ચાલવાનો એક સરખો અધિકાર છે તે અધિકારથી વંચિત કરવાના
જેવુ ગેરવાજબી એકે કામ નથી

મને સોમવારે કમીશનર એટલે મેજીસ્ટ્રેટ આગળ પોલિસે ઉભો કર્યો
એક લખાણુ કાગળ એક કારકુને વાચ્યો તેની મતલબ એવી હતી કે આ
માણુસ રસ્તામા પોટલુ પછવાડે બાધીને જતો હતો, તેને પૂછતા કહ્યુ કે
હુ ટીબેટ જાઉછુ તેની પાસેથી કેટલીક ચોપડીઓ નીકળી, વાતચીત ઉપ
રથી જણુાય છે કે તે હોશિયાર છે તે બ્રહ્મસમાજનો ધર્મ માને છે તે
ધર્મની શોધ ખોળ કરવા માટે ટીબેટ તરફ જાય છે ઇત્યાદિ પછી મને
કમીશ્નરે કહ્યું કે તમે શામાટે ટીબેટ જાઓછો ? મે કહ્યુ કે ધર્મની શોધ
કરવા જાઉછુ તેણે કહ્યુ કે ટીબેટની હદમા ગયાથી તેઓ તમને મારી
નાખશે મે કહ્યુ કે મારી નાખે તો હુ મારા જાનથી જઇશ તેમા સરકારને
કઇ નથી કમીશનરે કહ્યુ કે, હુ તમને જવાની રજા આપતો નથી જો તમારે
અહિ રહેવુ હોય તો કોઈ ઓળખીતાને ત્યા રહો પણ હુ તમને ટીબેટ
તરફ જવા દઇશ નહિ મે કહ્યુ કે ત્યારે નીચે જાઉછુ આવુ કહ્યુ કે

ઠીક છે જાઓ. પછી હું ટાંગાવાળાની ઑફીસમાં જઈને ટાંગામાં જવાને માટે ૭ રૂપીઆની એક ટીકીટ લીધી. હું થોડીવારે ટાંગામાં બેસીને સિમલાથી નીકળ્યો. આગળ જોયેલો દેખાવ જોતો જોતો ટાંગામાં બેસીને આવ્યો. સિમલાથી કાલકા ૮૦ માઈલ છે. ૮–૯ માઈલને ફાસલે બીજા ઘોડા બદલે છે. દૂરથી ગાડીવાન બુંગળું ફૂંકે છે કે તરત ઘોડાની ચોકીપર ઘોડાઓ તૈયાર કરીને માણસો ઉભા રહે છે. તરત ઘોડા બદલે છે. આ કામ બે-ત્રણ મીનીટમાં થાય છે, તરત ઘોડાવાળો પાછો ટાંગો ચલાવે છે. પાંચ કલાકમાં ૮૦ માઈલની મુસાફરી થાય છે. ઘોડા બહુ જોરથી ચાલે છે. તે વેળાનો દેખાવ બહુ આનંદ દાયક-છે. જ્યારે હું સિમલાથી નીચે આવ્યો, ત્યારે લાર્ડ લિટન ગવર્નર જનરલ હતો. મેં સિમલામાં તેને ગાડીમાં બેઠેલો જોયો હતો, નાની ગાડી બે ટટુની હતી. સિમલામાં ફક્ત ઘોડા ગાડીમાં ગવર્નર જનરલ તથા મોટા લશ્કરી અમલદારને બેસવાનો હક છે. બીજા બધા ઘોડા ઉપર, હાથથી ધક્કો મારીને જવાય એવી છોકરાંના જેવી ગાડીઓમાં તથા ઝાંપાનમાં બેસીને જાય આવે છે.

હું કાલકા આવ્યો. ત્યાં સગ્રામાં ઉતરીને સવારમાં અંબાલા તરફ જવા ઉપડ્યો. સાંઝે અંબાલા પહોંચ્યો બીજે દહાડે સાંઝે લાહોરમાં આવ્યો.

---

## પ્રકરણ ૪૨ મું.

### મારો ઉદ્યોગ.

લાહોરમાં આવ્યો. થોડાક દિવસ લાહોરમાં રહીને જે કંઈ જોવાનું બાકી હતું તે જોઈને તથા મિત્રોને મળીને પાછો આગ્રે આવ્યો. આગ્રે આવીને પકડાવની વાત બાબુ નવીનચંદ્ર રાયને કહી. પોલિસે મને પોતાની ઑફિસમાં નકામો રાખ્યો તે હકીકત કહી. બાબુએ કહ્યું કે પહેલા પાસપોર્ટ લેવી જોઈતી હતી. તે જો હોત તો કંઈ થાત નહિ.

હવે હું પાછો બંગાળી પુસ્તકો વાંચવા લાગ્યો, તથા બંગાળી હિંદી

પુસ્તકોનાં ભાષાન્તર કરવા લાગ્યો. તથા મુંબાઈ ઇલાખાના મોટા મોટા માણસોને પત્રો લખીને જ્ઞાનની વૃદ્ધિ કરવા લાગ્યો. પહેલાં મારી જોડે દિવાન બહાદુર મણિભાઈ જસભાઇ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઇનો પત્ર વ્યવહાર હતો. દિવાન બહાદુરને હિંદુ ધર્મ નીતિ નામનું પુસ્તક મોકલાવીને લખ્યું કે એ પુસ્તક છપાવો તો મોટો આભાર થશે. તે વેળાએ મણિભાઇ કચ્છના દિવાન હતા તેમણે મનઃસુખરામના ઉપર છપાવવા મોકલ્યું તે તેમણે પોતાના ભાણેજ રા. છગનલાલ હરિલાલને તપાસવા આપ્યું. તેમણે કેટલુંક સુધારીને ઓરિયન્ટલ પ્રેસમાં છપાવવા આપ્યું. રાવબહાદુર ભોળાનાથે મને લખ્યું કે રાવબહાદુર ગોપાળ હરિ દેશમુખને મહાનિર્વાણ તંત્ર સંસ્કૃત છપાવવાની ઇચ્છા છે, તે બંગાળી અક્ષરોથી છપાયલું છે તેની કાપી જો તમે બાળબોધ અક્ષરથી લખી મોકલશો તો ગુજરાતી મરાઠી જાણનારને તે ઉપયોગી થશે. તરત મેં કેટલીક કાપી બાળબોધ અક્ષરથી તથા કેટલીક ગુજરાતી અક્ષરથી ઉતારીને મોકલી, તે તેમણે ગોપાળરાવને આપી પણ તે છપાઇ નહિ. એટલામાં બાબુ નવીનચંદ્ર રાયે ઉપનિષત્સાર નામનું સંસ્કૃત હિંદી પુસ્તક કર્યું. તે મને સારૂં જણાવાથી તેનું ભાષાન્તર કરીને રાવબહાદુર ભોળાનાથ ભાઇને છપાવવા મોકલ્યું, તે પણ છપાયું નહિ આવી રીતે કેટલાંક પુસ્તકો લખ્યાં

જ્યારે મેં સાંભળ્યું કે હિંદુ ધર્મનીતિનું નામ આર્ય ધર્મ નીતિ રાખીને મુંબઇમાં છપાય છે, ત્યારે મે ખ્રિસ્તી ધર્મનીતિ સંસ્કૃત બાઇબલ તથા બંગાળી બાઇબિલપરથી તૈયાર માંડી, તે થોડા અરસામાં મે તૈયાર કરી. મારો વિચાર હિંદુ ધર્મનીતિ, ખ્રિસ્તી ધર્મનીતિ, જરતોસ્ત ધર્મનીતિ, મહંમદીયન ધર્મનીતિ વગેરે મૂળ ગ્રંથમાંથી સંગ્રહ કરીને કરવાની થઇ હતી. મે પહેલાં પ્રાર્થના સમાજની તરફથી બ્રાહ્મ ધર્મ પ્રતિપાદક શ્લોક સંગ્રહ નામનું પુસ્તક સંસ્કૃત, અંગ્રેજી મરાઠીમાં થયું હતું, તેના ધોરણ ઉપર બધી જાતની ધર્મનીતિ કરવી. પહેલાં મે હિંદુ ધર્મનીતિ તૈયાર કરી, પછી તે આર્ય ધર્મનીતિના નામથી મુંબઇમાં છપાતી હતી તેના ફરમા પણ મને મળ્યા હતા. પછી મેં ખ્રિસ્તિ ધર્મનીતિ તૈયાર કરી.

---

## પ્રકરણ ૪૩ મું.

## રામજીદાસ અને હું પૃથ્વીની મુસાફરીએ નીકળ્યા.

હવે હું આશ્રમમાં પુસ્તકો લખવા તથા વાંચવામાં ગુંથાયો. આશ્રમના કેટલાક હિંદુસ્તાનીઓને ઘેર જોઈ આવતો હતો તેમાં એક માસ્તર હતો તે બહુ ભણેલ હતો કાશીમાં. તેનું નામ મને યાદ આવતું નથી. પછી એક હિંદુસ્તાની બાબુ નવીનચંદ્ર રાયની ઑફિસમાં હતો તેને ત્યાં પણ કોઈ કોઈ વખતે જતો હતો. તેનું નામ મૂળચંદ છે. હાલ તે પે માસ્તર મુંબઈમાં બી. બી. એન્ડ સી. આઈ રેલવેમાં છે તેમને પાછો ઘણે વર્ષે હમણાં મળ્યો હતો. પ્રાચીન ઓળખાણ ગણ્યાથી તે ખુશી થયો હતો. તેના સિવાય કેટલાકને મળતો હતો પણ હમણાં નામ યાદ નથી.

આશ્રમમાં અનાથાશ્રમની વ્યવસ્થા પન્નાબી રામજીદાસ રાખતો હતો. તે બહુ ખર્ચાળ હતો. બાબુ નવીનચંદ્ર રાયની પાસે દર મહિને ૨૦૦ રૂપીઆ લેતો હતો પણ ખર્ચ સાધારણ રાખતો હતો પણ પોતાના સુખને માટે તે પૈસા ખર્ચવામાં કંઈ કંજુસાઈ કરતો નહોતો. બાબુએ થોડા ખર્ચમાં રહેવાનું કહ્યું, ત્યારે તે નાનું ઘર લઈને થોડા ખર્ચમાં રહેવા લાગ્યો. બાબુ વિચાર કરતા હતા કે શી રીતે અનાથનું પાલન પોષણ થાય. એટલામાં પોતાની નાનપણની ઇચ્છા યાદ આવી. બાબુ નવીનચંદ્ર રાયે નાનપણમાં ધાર્યું હતું કે હું એક ગામનો માલેક થઈને ખેડુતની અવસ્થામાં ભાગથી બનશે તેમ ખેતીની તથા લોકોની ઉન્નતિ કરીશ. આથી છોકરાઓનું પાલન પોષણ થશે અને તેઓ સ્વતંત્ર ધંધો અખતિયાર કરશે. આ વાત મને પહેલાં કરી નહિ પણ મને કહ્યું કે અનાથાશ્રમને માટે એક ગામ લઈએ તો ઠીક આવો વિચાર કરીને પોતે હિમાલય ઉપર પહેલાં ઘણી વાર ગયા હતા તેનો દેખાવ જોઈને તે મોહિત થયા હતા તેથી તે તરફ ગામ કરવાની ઇચ્છા કરી. બાબુની પાસે આખા હિમાલયનો ઉત્તમ નકશો હતો. તે નકશો બહુ કિંમતી હતો જેની કિંમત ૫૦ રૂપીઆ મને એક વખતે કહી હતી. તે નકશામાં નાનાથી મોટા ગામ તથા રસ્તાનાં નામ હતાં. બા-

બુએ ધાર્યું કે જો કાગડા જિલ્લામા જમીન મળે તો ઘણું સારૂ તેથી તેઓએ નાતાળની રજામા તે તરફ જવાનો વિચાર કર્યો અને પોતાની જોડે લઈ જવા ચાહ્યુ, પણ રામજીદાસ અને મે પહેલાથી નક્કી કર્યું હતુ કે, અમે હિંદુસ્તાન ફરતા ફરતા યુરોપની મુસાફરી કરવી તેની બધી તૈયારી કરી હતી મે બાબુને કહ્યુ કે હુ તો હવે અહિ રહેતો નથી અમે હિંદુસ્તાનની પહેના મુસાફરી કરીને પછી યુરોપ તરફ જવા ધારીએ છીએ, બાબુએ હાલમા નહિ જતા પછીથી જવાનુ કહ્યુ, પણ આ મોવનાએ નાની હા કહી નહિ નાતાલની પહેલા હુ અને રામજીદાસ આગ્રાથી ટુંડલા સ્ટેશન તરફ જવા નીકળ્યા બાબુએ કેટલાક રૂપીઆ મને આપ્યા હુ ને રામજીદાસ પહેલા ટુંડલા પહોચ્યા રામજીદાસે કહ્યુ કે હું આગ્રે જઈને મારી વસ્તુઓ વેચી સાટીને રૂપીઆ લઈને આવુછુ મે ધાર્યું કે ઠીક જા તે બાદ આઠ દિવસ થયા આવ્યાજ નહિ હુ તે અરસામા ઉપનિષત્ રત્ન સાર લખવા લાગ્યો મારી જોડે બાબુ નવીનચંદ્ર રાયની ઉપનિષત્ સાર તથા રાજારામ મોહનરાયની ઉપનિષતોના ભાષાન્તરો હતો તેમા જે સારા વાક્ય જણાતા તેના હુ મૂળ સંસ્કૃત તથા ગુજરાતી ભાષાન્તર કરીને નાના નાના પુસ્તક લખતો તેના મે ઘણીક ઉપનિષતોના ભાષાન્તર કરી રાખેલા હતા તેમાથી મે એક કચ્છમા મણીભાઇ જસભાઈને મોકલ્યુ હતુ તેનુ નામ તત્વકારોપનિષતનો સાર હતું તે પુસ્તક કચ્છ દરબારી પ્રેસમા છપાયુ છે તેના ઉપર તારીખ ૧૨ મી ડીસેમ્બર ૧૮૭૮ છે તે અરસામા લખેલી કઠોપનિષત્ સાર મે મુંબઇમા નિર્ણયસાગર પ્રેસમા છપાવ્યો

હુ ટુંડલામા રામજીદાસની વાટ જોતો બેઠો પણ તે આવ્યો નહિ હવે પૈસા પણ ખુટયા કારણ કે રામજીદાસે જતી વખતે મને સમજાવીને કેટલાક રૂપીઆ પોતાની જોડે લઈ ગયો હતો હવે આગ્રે જવાને માટે પૈસા નહોતા હું ધારતો કે આજે કાલે આવશે પણ ભાઇતો આવ્યા નહિ મારો કંઇક સામાન હતો, તે બધો સંદૂકમા બંધ કરીને હુ ચાલતો ૧૫ માઇલપર આગ્રે ગયો રસ્તામા એક કાળી ગેસ જેવી સ્ત્રી એક નાના ઠ પરના એક પુલ ઉપર બેસીને મારી પાસેથી પૈસો ઘણી દયામણી અવા-

જ્યીકુ માગવા લાગી. તે બોલી કે બાબુ હું બહુ ભૂખીછું મને એક પૈસો આપો હું પાસેના ગામથી ચણા લઇને ખાઇશ. મને દયા આવી તેથી મેં તેની પાસે જઇને પૈસો આપ્યો આપતાંજ તે કાળી સ્રી પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને કહ્યું, હું તરત ત્યાંથી ચાલ્યો ગયો મનમાં તરેહવાર વિચારો કરવા લાગ્યો શું આ જગતમાં સ્રી પોતે પોતાની ઇચ્છા જણાવે છે? મેં જો કે રાંડોને કટાક્ષ મારતાં મુંબઈમાં તથા આગ્રામાં જોયા હતા પણ ગૃહસ્થ તથા સભ્ય પુરૂષના જોઇને આમ પોતાની ઇચ્છા જણાવતા દીઠા નહોતા તેથી નવાઇ લાગી હું ઘણી જગાએ ફર્યોછુ પણ આવી નફટ સ્રી મેં પરદેશમાં જોઇ નહોતી રસ્તામાં જતા રાંડો તો બોલાવે છે. પણ આવી ખેડુતની સ્રી બોલાવે એ મને આશ્ચર્ય લાગ્યુ. હું આગ્રે પહોંચ્યો આગ્રામાં રામચંદ્રદાસને ત્યાં ગયો તે બાઈ ઘરમાં બેઠા હતા મેં કહ્યુ કેમ તમે આવ્યા નહિ હું કેટલાક દહાડા ખોટી રહ્યો ત્યારે તેણે બહાના કાઢ્યાં પછી બે ત્રણ દહાડે જવાનો વિચાર કર્યો. એટલામાં હું અહિં આવ્યોછુ તે બાબુને માલમ પડ્યું, તરત મને બોલાવવા માણસ આવ્યુ. હુ ગયો, બાબુએ સમજાવ્યું કે તું રામચંદ્રદાસની સાથે જ ના, તું મારી જોડે હિમાલયપર આવ પણ મેં તો કહ્યું કે હમણાં અમે ધોલપુર ગ્વાલિયર જઇને પછી જો ઠીક પડશે તો ઠીક છે નહિ તો હું પાછો આવીશ. બાબુએ તાણ કરી નહિ, બાબુ નાતાલની છુટીમાં પહાડ ઉપર ગયા અમે બેઉ ધોલપુર તરફ જવા નીકળ્યા.

ધોલપુર—ધોલપુર, ગ્વાલિયર વગેરે તરફ રેલવે નહોતી. રેલવે બંધાતી હતી તેથી અમે ઉંટની ગાડીમાં રાતે બેઠા ઉંટની ગાડી હિંદુસ્તાનમાં રાતે ચાલે છે. મોટી ગાડી ઉપર નીચે બેસાય એવી હોય છે. તે ગાડીને બે ઉંટને ઘોડાની પેઠે જોડે છે તે ગાડી કુતરાની મોટી ગાડી જેવી હોય છે, ઉપર છાપરૂં હોય છે. તેમા ૨૫–૩૦ માણસો સંકડાસમાં બેસે છે. અને ઉંટ ઝડપથી ચાલે છે. ઉંઘ તો આંખમાં ભરાઇ હોય તેમાં સંકડાસ તેથી બહુ કષ્ટ થાય છે. અમે એવી ગાડીમાં પહેલા બેઠા. આઠ આઠ આના. ધોલપુરના આપ્યા ધોલપુરમાં સવારે પહોંચ્યા ધોલપુર એ દેશી રાજ્ય છે. તે

જાટનું રાજ્ય છે. તે એક જાતનું નાનું શહેર છે તેમાં કસબીઓ ઘણા છે ત્યાં પીતળપર કલઇના હુકા, વાસણ વગેરે સારૂં બને છે. હિંદુસ્તાની ગરીબ વર્ગની બાઇડીઓના કાંસાના તથા એક જાતના મેળવણીના ઘરેણાં પણ સારાં બને છે. ઘઉં પુષ્કળ પાકે છે. ત્યાં બધું સસ્તુ છે. માણસો ગરીબ છે. મહારાજાનો મહેલ જોયો પણ તે એક મુબઇના ગૃહસ્થના જેવો પણ નહોતો. ઘોડાશાળ જોઇ તેમાં કેટલાક ઘોડાં સારાં દીઠાં શહેર અમને ગમ્યું નહિ. બીજે દહાડે રાતે અમે પાછા ટ્રેનની ગાડીમાં બેસીને સવારે ગવાલિયર પહોંચ્યા.

**ગવાલિયર**—ગવાલિયર એ મરાઠાનુ રાજ્ય છે. તેને કેટલાક લશ્કર કહે છે. જ્યારે અમે ગયા હતા ત્યારે સીંધીયા મરણ પામ્યો હતો. તેનો છોકરો બાલ્યાવસ્થામાં હતો તેથી એક તેનો સગો કામ કરતો હતો અને પોલિટિકલની સમતિથી કામ ચતું હતું અમે શહેરમાં ફર્યા રસ્તામાં અમે બેઉએ ઠરાવ કર્યો હતો કે દરરોજ એક એક જણાએ ચાર ચાર આના ખર્ચવા, વધારે ખર્ચવા નહિ. તે પ્રમાણે હું ખર્ચતો હતો. પણ રામછોડદાસ પેંડા ખાવાનો શોખીન હતો તે મે પહેલા કહ્યું છે. તેણે હલવાઈની દુકાનપર પેંડા દીઠા એટલે ભાઈની જીભ સળસળવા લાગી એને પેંડા ખરીદ્યા, ખાધા. સારા લાગ્યા. ભાઇએ બીજા લીધા; એક ટંકમાં ચાર આનાના પેંડા ખાધા. બીજું ખાવાનુ ખાધું તે જાુદું. પહેલે દહાડાની પ્રતિજ્ઞામા આવો બનાવ બન્યો. મારી જોડે બોલાચાલ થઈ, પછી તેણે માફી માગી. મેં માફી બક્ષીને દહાડો તો ખુશી ખુશાલીમાં જોવામા ગાળ્યો, શહેર મોટું જણાયુ. મોટી મોટી દુકાનો દીઠી. મરાઠા તથા દક્ષણી બ્રાહ્મણો ચકરી મોટી મોટી પાઘડીઓ ઘાલીને, તંગ પેજામા પગમા ઘાલીને, શરીર ઉપર રૂની ડગલી ઘાલીને, અને પગમાં મોજાની સાથે દક્ષણી જોડા પહેરીને ચારે તરફ જતા જોયા. દક્ષણીઓની ગોળ ચકરી પાઘડી કઇક નાના પટાની તથા મોટી જોઇ. મરાઠાના પોશાકમાં માથે પેચદાર બે કાન નીકળેલી પાઘડી, રૂનું મારવાડી તરેહનુ અગરખુ, પગમાં તંગ રૂનો પૈજામો. હિંદુસ્તાનીમાંથી કેટલાક ધોતિયાં પહેરીને કાછોટા મારેલા તથા કેટલાક તંગ પેજામાં કા-

ઇના શરીરપર રૂની નાની રજાઇ તો કોઇના શરીરપર રૂની મીરજાઇ, પગમાં હિંદુસ્તાની જોડા સ્ત્રી બીચારીનો પોશાક ગરમી શરદીનો એક જાતનો. તેની કોણ પરવા રાખે ! તે બીચારી પરાધીન. દક્ષણી બૈરાં તો શાળ દાયની શાડી અને એક ચોળી, ખાસ તો મોટા શહેરમાં વાત કહેવાની તેપણ વળી કેટલીક જાતમાં, બધી જાતમાં નહિ હિંદુસ્તાની સ્ત્રીનો મોટો ફેશનનો ઘાઘરો એક પાતળી જાડી ઓઢણી તથા અંગીઆના સિવાય ઘણુંજ થોડું જોવામાં આવતું. શિક્ષણમાં હિંદુસ્તાની સ્ત્રી પુરૂષ એક રીતે સરખાં કહીએ તો ચાલે વેપારી ફક્ત નામું ઠામું લખતા હિસાબ કીતાબ ગણતા જાણે તે બધુ જરૂરને લીધે નહિ તો તે પણ ભણવાની જરૂર નહિ. સ્ત્રીઓને તો કંઇ કામજ પડતું નથી તેથી ભણવાની જરૂર નથી. ગરીબ બીચારા હલકી વર્ણના પુરૂષો તો હિસાબ કોને કહે છે તે સુદ્ધાં જાણતા નથી. ગણતું હોય તો દશ કે વીસ સુધી ગણે. આવી રીતે હિંદુસ્તાનીઓને હિંદુસ્તાનમાં જોયા. દક્ષિણીઓને કંઇક હોંશિયાર જોયા. નામું ઠામું કારભાર કરવામાં ચતુર જોયા. રાજ્ય વ્યવસ્થાનું કેટલુંક કામ તેઓ કરે છે તેથી પૈસા વગેરેમાં પણ સાગ દીઠા. મરાઠા તો સિપાઇગીરીનું કામ કરેછે તેને પગાર ઓછો, જેમ તેમ પોતાનો ગુજારો કરીને દહાડા કાઢવા. વેપારી વર્ગ કંઇક વ્યાજે આપીને પોતાની પૂંજી વધારે કરે છે. વેપારમાં અનાજ ઘણું પાકેછે, એટલે તેનો વેપાર ઘણો થાયછે, જમીન રસાળ છે. ઘરો નાનાછે તે બધા ઘણું કરીને આગ્રાની બાંધણીને મળતા છે. શહેરમાં ફર્યા જે જોવાનું હતું તે બધુ જોયું શહેરમાં મંદિરો જોયાં. મસિદો જોઇ. બીજું શું હોય કે જોઇએ ? અહિં કંઇ સ્ટાચ્યુ નથી, પીકચર ગ્યાલેરી નથી, મ્યુઝિયમ નથી કે તે જોઇને આનંદ માનીએ. અહિં તો એક રાજાનો નવો મહેલ જેને ફૂલબાગ કહે છે તે જોવા જેવો છે અને કિલ્લામાં મોટી બુદ્ધની મૂર્તિ છે તે જોવા જેવી છે પણ તેની વળી પાસ જોઇએ. હવે અમે પાસ મેળવવાની તજવીજ કરવા લાગ્યા. લોકોના મોંએ સાંભળ્યું કે પોલિટીકલ સાહેબની રજા મળે તો તમે ફૂલબાગ જોઇ શકશો. તરત રામજીદાસ પોલિટીકલ સાહેબને મળવાને તૈયાર થયા, અમે બેઉ પોલિટીકલ સાહેબના બંગલાની પાસે જઇ પહોંચ્યા, તે દિવસે

પહેરી જાનેવારી હતી. તે વેળાએ આસપાસ લસ્કર બેંડ ઉભુ હતું. રામ-છદાસ ભભકામાં ને ભભકામાં પોલિટીકલના બંગલામાં ગયો. તેનો પોશાક ખ્રિસ્તીઓના જેવો હતો. તે તરત માથાપરની ટોપી ઉતારીને બંગલામાં પેઠો અને થોડીવારમાં એક દક્ષણી માણસને પોતાની જોડે લાવીને અમે ફૂલ બાગમાં પ્રવેશ કર્યો.

અમે બેઉ જણા ફૂલ બાગ જોવા ગયા. ફૂલ બાગમાં નવો રાજમહેલ થયો હતો અને બગીચો પણ થતો હતો. બગીચો મોટો અને ઉત્તમ થશે એવું આસપાસના દેખાવ ઉપરથી જણાતું હતું. ત્યાં મોટાં મોટાં ઝાડ એક હારમાં ગોઠવવા માટે જ્યાં મોટાં ઝાડ ઉગેલાં હતાં ત્યાંથી કાઢીને લાવ્યા હતા. તે મોટાં ઝાડની આસપાસ માટી ખણીને તે ઝાડને ૨૦–૨૫ તથા ૫૦–૭૫ માણસો ઉચકીને તેને મોટા બગીચાના ખાડામાં નાખતા હતા તેથી મોટો ખર્ચ થતો હતો પણ તેનું મુખ્ય કારણ એ હતું કે કોઇ જાણે કે આ બગીચો ઘણો જૂનો છે તેમજ એક સરખાં ઝાડ હોવાથી તે વધારે દીપે. આ કામ થતા જોઇને બહુ નવાઇ લાગી. પૈસાથી ગમે તે કરવું હોય તે થાય છે, તેનો ખ્યાલ આવ્યો. બગીચો થતો જોયો, તે ઘણોજ ઉત્તમ વ્યવસ્થાવાળો જણાયો. પછી અમે રાજમહેલમાં ગયા. તે રાજમહેલ તરતનોજ તૈયાર થયલો હતો, કેટલુંક કામ બાકી હતું. રાજમહેલ તે રાજમહેલ હતો. મોટા મોટા ઓરડામાં બીલોરના ઝુમરો, વાલસેચો, મોટા મોટા તક્તા વગેરે દીવાલ ઉપર તેમજ છતો ઉપર ટાંગેલા હતા. ઉત્તમ કિંમતી ગલીચા ઓરડામાં પાથરેલા હતા, તથા ખુરશી કોચ જ્યાં ત્યાં ગોઠવેલા હતાં. ઉપરની સીલીંગ ઉપર સોનેરી સરસ કામ કરેલું હતું. તેમજ દીવાલ ઉપર પણ ઉત્તમ જાતના કાગળો ચોટાડેલા હતા, તેમજ કેટલાક ઓરડાની ભીત ઉપર નકસીદાર સોનેરી બેલ બુટા કેટલાક હતા. ઉપર ચઢવાનો દાદરોનો કઠેરો ઉત્તમ સફેદ બીલોરનો હતો. તે બહુ શોભા આપતો હતો. જ્યાં જોતાં ત્યાં ઘણું નવાઈનું જણાતું હતું. રાજમહેલ તે રાજમહેલ હતો. તેવો રાજમહેલ પહેલાં મે જોયો નહોતો. તેની તરાહ અંગ્રેજી ઘાટની હતી. તે જ્યારે પૂરો થશે ત્યારે તે ઘણોજ સુંદર થશે એવું અનુમાન થયું. ફૂલ બાગ જોયા પછી હાથીશાળા, ઘોડ-

બાગ વગેરે રાજાનાં મકાન જોયાં. તે પણ સીંધીઆના રાજ્યના લાયક જણાયાં. ઘોડશાળામાં જાત જાતના ઘોડા ઘોડી જોયાં. હાથીખાનામાં જાત જાતના હાથી હાથણી વગેરે જોયાં.

પછી અમે કિલ્લામાં ગયા. જે વેળાએ અમે ગયા હતા ત્યારે તે કિલ્લો અંગ્રેજના તાબામાં હતો, પણ કેટલાક વર્ષ થયાં તે કિલ્લો સીંધીઆના તાબામાં પાછો આપ્યો છે. દરવાજા ઉપર સંતરીનો પહેરો હતો. પહેરાવાળાને પાસ આપીને અંદર ગયા. કિલ્લો ઉંચાણ ઉપર બાંધેલો છે. કિલ્લો ઘણો ખુબસુરત નથી પણ એક જાતનો મજબુત છે. તે કિલ્લામાં અંગ્રેજની કેટલીક બરાખો છે. બીજું ત્યાં બૌદ્ધની મોટી વિશાળ પ્રતિમા છે. તે પ્રતિમા આસરે ૨૦ ફુટથી કંઇક મોટી હશે તેના શરીરના અવયવ તેના પ્રમાણમાં હતા. તે પ્રતિમા ઉભેલી અવસ્થામાં છે. તે કાળા પથ્થરની પાસે ઉભેલી છે. તે એક જોવા જેવી વસ્તુ છે. તેવી મૂર્તિ મેં પહેલાં જોઇ નહોતી કિલ્લામાં બીજું કંઈ જોવા જેવું નહિ હોવાથી અમે પાછા સરાઈ તરફ જવા નીકળ્યા.

રામજીદાસને હું એક નાના નાળાની પાસેથી જવા લાગ્યા, નાળામાં થોડુંક પાણી હતું. હું જોડા હાથમાં લઇને નાળું વટાવીને બીજે પાર ગયો પણ રામજીદાસ ત્યાંજ ઉભો રહ્યો, એટલામાં એક ખેડુત તે તરફથી જતો હતો તેને બોલાવીને કહ્યું કે મને ઉચકીને પેલે પાર લઇ જા, હું તને પૈસા આપીશ. તરત ખેડુને તેને ઉચકીને પેલે પાર લઈ ગયો. તેને ઘણીવાર પોતાની પ્રતિજ્ઞા ભંગ કરીને ઘણા પૈસા પેંડા ઇત્યાદિ ખાવામાં ખર્ચ્યા હતા. પૈસા પણ ખુટી ગયા હતા તેથી મને ગુસ્સો લાગ્યો, પૈસા તો મને નહિ ને આવી ચોહાઈ કરીને મુસાફરી કરવી તે શી રીતે થાય. આવી રીતે કંઇક હું બોલ્યો અને કહ્યું કે હું તમારી જોડે હવે આવીશ નહિ તેથી રામજીદાસ મને સમજાવવા લાગ્યો તથા મારી ચાહીને કહ્યું કે જો તમારી ઇચ્છા હોય તો હું ચાલતો નાળામાં જઇને પાછો અહિં આવું. મારો ગુસ્સો ઉતર્યો. તે દહાડે જેટલા પૈસા હતા, તે બધા ખર્ચાઈ ગયા. મેં કહ્યું કે હવે પૈસા નથી. તે પહેલાંથી મને કહેતો હતો કે ગમે ત્યાંથી હું પૈસા લાવી શકું છું. મે કહ્યું

કે હમણાં પૈસા લઈ આવો. હું સરાઈમાં બેઠો. તે પૈસા લેવા ગયો. દોઢ બે કલાકમાં બે રૂપીઆ અને કંઇક ખાવાનું લાવ્યો. મેં કહ્યું ક્યાંથી લાવ્યો. ત્યારે તેણે કહ્યું કે, "હું એક પાદરીને ત્યાં જઇને કહ્યું કે મારી પાસે પૈસા નથી. મને કંઈ મદદ આપો તેણે મને બે રૂપીઆ આપ્યા. બીજા એક અંગ્રેજને ત્યાં ગયો તેને કહ્યાથી મને ખાવાનું આપ્યું." આ બધું સાંભળીને મેં વિચાર કર્યો કે રામજીદાસ પૈસા તો લાવી શકે છે પણ તે ખાવામાં ઉડાડી દે છે. તે ઠીક નહિ પણ મારો વિચાર તેની જોડે દૂર જવાનો થયો નહિ. તેનું મન પણ આગ્રામાં હતું તેથી અમે પાછા આગ્રે આવ્યા. ઘરના છોકરાં ઘરમાં આવ્યાં. એટલામાં બાબુ કાંગડા જિલ્લામાંથી પાછા આગ્રે આવ્યા. હું તો બારોબાર બાબુ નવીનચંદ્ર રાયના બંગલામાં ગયો. બાબુએ મને કહ્યું કે મેં કહ્યું હતું તે ખરૂં પડ્યું કે નહિ. મેં બધી અંતથી ઇતિ સુધી રામજીદાસની વાત કહી તે સાંભળીને બાબુ કહેવા લાગ્યા કે રામજીદાસને આગળ પોછળનો વિચાર નથી. અનાથાશ્રમને માટે હવે તારાથી થાય એ કર. હું કાંગડા જિલ્લામાં ગયો હતો. ત્યાં કેટલીક જમીનો મેં જોઇ છે, તેમાંની દર મહિને ૨૦૦-૩૦૦ રૂપીઆ સુધી લેવાનો વિચાર્યું છું. તે કામને માટે તું જો જાય તો ઠીક. હુ તેમાં રાજી થયો.

થોડાક દિવસ ગોપીપુર દહેરાના એક વાણીઆનો બાબુ ઉપર કાગળ આવ્યો તેમાં તેણે લખ્યું હતું કે અહિં મેં કેટલીક જમીન વેચાતી લેવાની તજવીજ કરી છે. અમુક જમીન વેચવાની છે તેની કિંમત આટલી, લેવી હોય તો લખો. બાબુએ ગોપીપુર દહેરામાં વાણીઆને દલાલી આપવાનું કહીને જમીન લેવાની વાત કરી હતી. તેના પત્ર બે ત્રણ આવ્યા. બાબુએ કહ્યું કે હવે તું જા, અમુક જગાએ સારી જમીન જોઇને તે લેજે. એક જગાએ ઘણી મળે તેમ કરવું. રસ્તાની પાસેની જમીન વધારે પસંદ કરવી, ઈત્યાદિ મને સમજાવીને હું જલદરની છાવણીની ટીકટ લઇને

# પ્રકરણ ૪૪ મુ

## હુ બાબુ નવીનચંદ્રને માટે જમીન ખરીદવા હિમાલય ઉપર ગયો અને ત્યાંની વાતો.

હુ બાબુ નવીનચંદ્ર રાયને માટે કાગડા જીલ્લામા ગોપીપુર દહેરાની આસપાસ જમીન લેવા જનહરની છાવણીની ટીકીટ લઇને રેલવેમા બેસીને ચાલ્યો જલદરની છાવણી એ પંજાબમા છે, તે પહેલુ પડે એમ નથી હુ રેલવેમા બેઠો, રસ્તાપરનો દેખાવ જોતો જોતો ચાલ્યો રસ્તામા મીઠાઇના ખુમચાવાળાની પાસેથી, પુરી કચોરી ખાતો, રેલવેના બ્રાહ્મણોના હાથનુ પાણી પીતો પીતો ચાલ્યો રાતના બે વાગે જલદરની છાવણીમા પહોચ્યો ઉતરીને સરાઇમા ગયો, ત્યા રાતે સુતો સવારના પહોરમા હોશિયારપુર તરફ એકામા ચડીને જવા લાગ્યો એક્કો બહુ જોરથી ચાલતો હતો અડધે રસ્તે ગાડીવાને મુકામ કર્યો ત્યા ગરમ ગરમ પૂરી કચોરી ખાઇને ખાટલા ઉપર આરામ કર્યો બે વાગે પાછો એક્કો જોડ્યો, તેમા સ્વાર થયો પાછો ખેતરો તથા ઝાડ જોતો જોતો સાંજે ૭ વાગે હોશિયારપુર પહોચ્યો

હોશિઆરપુર એક નાનુ શહેર છે તેની રચના પંજાબના શહેરો જેવી છે માણસો પણ તેવા છે નવાઇ એટલીજ છે કે તે હિમાલયની તળાટીની પાસે વસેલુ છે હોશિયારપુરમા જોવા જેવુ કઇજ નહોતું આસપાસ ફરીને બજાર જોયુ તેમાં પણ કઇ માલ નહોતો પછી રાતે સુતો સવારના પહોરમા એક ટટ્ટુ ભાડે કરીને બ્યાસ નદીને કાંઠે ગોપીપુર દહેરા તરફ ચાલ્યો

પહાડ ઉપર ચડવા લાગ્યો, જ્યા ત્યા કુદરતી દેખાવ નજરે પડતો હતો તેથી પહાડો ગાજવા જેવા ઘણાગમા ઇશ્વરનુ સ્તવન કરતો ચાલ્યો હુ પહેલાથી ઇશ્વરનુ સ્તવન બહુ કરતો હુ મારે માટે પ્રાર્થના કરવાની ઇચ્છા ગમતી નહિ પણ ઇશ્વરના ગુણાનુંવાદ કરવા તરફ વલણ હતુ તેથી પહા

ડનો ખેતરનો સુંદર દેખાવ જોઇને હું ઈશ્વરનું સ્તવન કરતો કરતો ટટુપર બેસીને જવા લાગ્યો.

રસ્તો પહોળો હતો, નીચો ઉચ્ચો રસ્તો હતો. રસ્તામાં માઇલ હતા. ઠેકઠેકાણે વાણિયાની મીઠાઇવાળાની દુકાનો હતી. તેના વિના કેટલાક ફળ પહાડી લોકો તોડીને વેચતા હતા. ખેતરો, ગાય બળદ, બકરાં મેંઢાં જણાતા હતા. પહાડી લોકો આવજાવ કરતા હતા. બપોરે કોઈ જગાએ ઉતરીને ખાતો પછી બે ત્રણ કલાક આરામ લઇને આગળ ચાલતો. રાત પડતી તો કોઇ દુકાનદારની પાસેની ઓરડીમા વાસો કરતો, આવી રીતે બે દહાડે ગોપીપુર શહેરમાં પહોંચ્યો.

ગોપીપુર.—ગોપીપુર શહેર એ બ્યાસ નદીને કાંઠે એક નાનું ગામડું છે. તેની બજાર નદીના કિનારા ઉપરની સપાટ જમીન ઉપર છે. તે બજારમાં કેટલીક વાણીઆની દુકાનો છે. તેમાં અનાજ, કરીઆણું, કપડાં લત્તા વેચાય છે. એક બે મીઠાઇવાળાની દુકાનો છે તેના સિવાય ભાંડ ભૂજાની દુકાનો છે. કંઇક શાકભાજી આસપાસથી વેચાવવા આવે છે. ગોપીપુર શહેરમાં આશરે બસો ઘરની વસ્તી હશે. ત્યાં વેપાર આસપાસના ગામનુ અનાજ મેવો તથા ઘેટાના વાળનુ ઉન તથા તેનુ કરેલુ કપડું મૂખ્ય છે વિલાયતી માલ સોઇ દોરો, કાગળ કપડુ વગેરે જરૂરની વસ્તુઓ વેચાય છે. ગોપીપુર શહેરમા એક નિશાળ, પોસ્ટ ઑફિસ, મામલેતદારની કચેરી તથા ડાક બંગલો ( મુસાફર બંગલો ) છે બ્યાસનુ નિર્મળ પાણી તથા મોટા કુદરતના ડુંગરની હરીઆળી સિવાય બીજું કંઇ જોવા જેવું નથી. ગોપીપુર શહેરના માણસો પહાડી છે. તેમા રજપુત, ખત્રી બનીઆ, કાહર, બ્રાહ્મણના નામથી ઓળખાય છે

હું એક વાણીઆની દુકાન ઉપર ઉતર્યો તે દુકાનદાર ખેડુતને કર્જે રૂપીઆ આપતો અને તેનો માલ લેતો તથા બજારમાં એક દુકાનમાં પરચુરણ માલ વેચતો હતો. તેની દુકાન સારી હતી. તેના ત્રણ ભાગીદાર હતા. તેમાંનો એક ભાગીદાર શીખ ધર્મી વૃદ્ધ માણસ હતો. બીજા બે પક્કા વેપારી હતા. મેડા ઉપર મારો ઉતારો હતો, ત્રણે ભાગીદાર જૂદા

જુદા ઘરમાં રહેતા હતા. હું મેડા ઉપર સામાનની વચમાં રહેતો હતો, એક જગ્યાને ત્યાંથી ખાવાનું પીરસાઇને આવતું હતું. તે પહાડી હતું. ખાવા લાયક જોકે હતું પણ મોટા વેપારીના જેવું નહોતું. હું ખાતો કંઇક ભાવતું તથા નહિ ભાવતું પણ હું મીઠાઈ બજારમાંથી ખાતો એટલે તેનાથી સરભર થઇ જતું.

મારી જોડે વેપારી ખેતરો બતાવવા આવતો અમુક ખેતર સારું છે તેની કિંમત આટલી છે. આમાં આટલા વીઘા છે. આમાં પાણીનો ઝરો છે, આ ઘર છે. ઇત્યાદિ દેખાડતો. અને હું પણ ધીરે ધીરે સમજવાનું ડોળ ઘાલીને સવાલો પૂછતો. તેના જવાબ એ કંતો કંઇક હિંદુસ્તાની તથા પંજાબી મિશ્રિત ભાષાથી કહેતા. તે હું બાબુને લખી જણાવતો. બાબુ તરફથી દરરોજ એક કાગળ મળતો તેમાં તેઓ લખતા કે અમુક જગા લેવી તેની કિંમત આટલી માંગવી, નહિતો પછી આટલે લેવી. આ જમીન સારી છે, પેલી જમીન સારી નથી. ઇત્યાદિ ઇત્યાદિ લખતા, તે હું બીજાને નહિ કહેતાં જે મારેથી થતું તે હું પોતે જાતે તપાસ કરીને ઓછા પૈસાની બાંજગડ કરીને નક્કી કરતો. પછી લખતો. આવી રીતે મેં એક જમીન લીધી. બીજી ચાર પાંચ જોઇ રાખી. હું દરરોજ પહાડનો દેખાવ જોવા જતો અને દરરોજ સવારના સાંજના બાગ નદીના પટ તરફ જઇને એક મોટા પથ્થર ઉપર જઇને બેસતો અને ત્યાં ઇશ્વરની સ્તુતિ-પાઠ કરતો. હું રોજ નિયમસર ઇશ્વરની આરાધનામાં કાળ ગાળતો, આસપાસ ફરવા જતો. કોઇ રસ્તામાં ગરીબને દેખતો તો તેને કંઇ આપતો. નદીને પેલે પાર એક રગતપીતીયાને મેં જોયો તેની ખરાબ દશા જોઇને આઠ આના આપ્યા. બેચાર તેને કોઇને કંઇ આપતો. આવી રીતે હું ગોપીપુર કસ્બામાં ધાર્મિક બન્યો હું નિત્ય બે કલાકથી વધારે વખત ઇશ્વરના ગુણગાન કરતો તથા તેમાં આનંદ અનુભવતો હતો. મને અનુભવ થવા લાગ્યો કે ઇશ્વરને યાદ કરવાની સુંદર જગા તેની પ્રકૃતિની રચના જોવાપર છે. તેથીજ હિંદુઓએ તીર્થની જગા જ્યાં વધારે સુંદરતા હોય ત્યાંજ કરી છે. હળવે હળવે હું રસ્તામાં ચાલતાં આસતાં

ઇશ્વરની અગાધ મહિમા વર્ણવા લાગ્યો. હું અહિયા હિંદુધર્મ નીતિનુ ભાષા-
ન્તર વખતે વખત કરતો હતો તથા પુસ્તકો વાચતો હતો

હું ગોપીપુર દહેરામા આસપાસના ખેતરો જોતા તથા લેવાની તજ-
વીજમા હતો ત્યારે હું આસપાસના માણસોના ચહેરા તથા માથું જોઇને
તે કેવા છે તે હુ શીખતો હતો મેં તે વિષે સમજવાને આગ્રામા કંઇક
જ્ઞાન અંગ્રેજી પુસ્તકપરથી આપ્યુ હતુ, હુ દરરોજ કોઇને કોઇ માણસના
ગુણદોષ બતાવતો હતો તેમા ઘણું કરીને હુ ફતેહમંદ થતો હતો હુ દર-
રોજ નવા નવા માણસોની જોડે વાતો કરીને તથા તેના ચહેરા અવલોકન
કરીને તેમજ માથાના જૂદા જૂદા ભાગને હાથ લગાડીને પ્રેમ, ભક્તિ,
જ્ઞાન, તર્ક, વિવેચના શક્તિ, શોભાનુઆકર્ષના વગેરે આબાદ કહેતો તે જો-
ઇને ઘણા માણસો આશ્ચર્ય પામતા આના અભ્યાસને લીધે મે મુમબઇમા
મનસુખરામ સૂર્યરામ, પુરૂષોત્તમરાય સુન્દરજી ઝાલા વગેરેના ચહેરા તથા
માથાના જૂદા જૂદા ભાગ જોઇને તેઓની ખાસિયત આબાદ કરેલી હતી

**ધર્મશાળા.**—આવી રીતે મને જમીન જોવામા તથા ઇશ્વરની સ્તુતિ
કરવામા કેટલાક દિવસ ગયા બાબુની જોડે કાગળો લખવામા વખત જતો
બાબુની તરફથી ઉત્તરો આવતા જમીન લેવાની ભાંજગડ કરતો હતો એટ-
લામા બાબુએ લખ્યુ કે ધર્મશાળામા મે એક બગલો વેચાતો લીધો છે ત્યા
જઇને જોઇ આવજે કે તે કેવો છે હુ તરત ત્યાથી ધર્મશાળા તરફ ગયો
ગોપીપુર દહેરાથી આસરે ૩૦ માઇલપર છે ત્યા હુ ચાલ્યો મારી જોડે
પેનો શીખ બુઢો આવ્યો તે ઘણો નમ્ર હતો તેને મને શીખ ધર્મની ઘણી
માહિતી આપી હતી તેમજ શીખ લોકોની ગુરૂમુખી પણ કાઇક શીખવી હતી
તથા જપજીના અર્થ સમજાવ્યા હતા અમે બેઉ ચાલ્યા બીજે દહાડે અમે
ધર્મશાળામા આવી પહોચ્યા શીખે મારી ઇશ્વરાધના છુપી રીતે સાભળી તે
સાભળીને આશ્ચર્ય પામીને મને તે શીખવવાને કહ્યુ મેં તેને કઇક કહ્યુ શીખે
પોતાના મિત્રને ત્યા ઉતારો કર્યો મને પણ પોતાની જોડે ઉતાર્યો તે ગૃહસ્થ
આનદિન બીજાજનો હતો, તેને ત્યા અમે રહેવા લાગ્યા હું પછી બાબુ નવીન
ચદ્રે લીધેલા બગલા તરફ ગયો તે બગલો ઘણો ઉચ્ચો હતો ત્યા હું પહોચ્યો

રસ્તામાં એક પેનસનર અંગ્રેજ ન્યાયધિશ મળ્યો તેની જોડે હિંદુસ્તાનીમાં પ-હાડ વિશે વાતચીત થઇ. તે પણ બંગલો લેવા આવ્યો હતો તેનો વિચાર હિંદુસ્તાનમાં રહેવાનો હતો. તેથી તે અને તેની સ્ત્રી બંગલા જોતા હતા. હું બાબુના બંગલામાં ગયો. તે બંગલો બાબુએ ૧૬૦૦ રૂપીઆનો લીધો હતો પણ નવો કરાવ જતાં તેની કિંમત બહુ થાય. પહેલા ધર્મશાળાએ ગવર્નર જનરલના રહેવાની શીતળ ટેકરી હતી. તે વેળાએ કેટલાક બંગલાઓ બાંધેલા હતા, હવે સીમલા ગવર્નર જનરલની શીતળ ટેકરી છે તેથી ઘણાજ થોડા અંગ્રેજ હવા ખાવા આવે છે. આથી બંગલાનું ભાડું કંઇ નહિ ઉપજવાથી તે વેચવા કાઢેલા હતા તેમાંથી બાબુએ એક બંગલો લીધો. ધર્મશાળાનો દેખાવ મને બહુ રમણીય લાગ્યો તેથી હું ચાર દહાડા ધર્મશાળામાં રહ્યો. ધીરે ધીરે હું પેલા હિંદુસ્તાની મારફતે કેટલાક ત્યાંના કામદારોને ઓળ-ખવા લાગ્યો. મારી જેલરની સાથે પીછાન થઇ. જેલરની જોડે વાત કરતાં મેં જાણ્યું કે પહાડી લોકો ચોર નથી, એ અવિશ્વાસી નથી ઘણાજ નરમ સ્વભાવના છે. તે ચોરીના કે બીજા કોઇ ગુન્હામાં સપડાઇને કેદખાનામાં આવતા નથી. જે કેદીઓ છે તે બધા નીચેના કેટલાક અંગ્રેજોના નોકરો છે. કેદખાનામાં જઇને જોયું તો તેમજ દીઠું. ધર્મશાળામાં સ્ત્રીઓ વેચાની જોઇ જો કોઈ માબાપને ૧૦૦-૨૫૦ રૂપીઆ આપે તો પોતાની છોકરી તેને પરણાવે. તેને માટે ખતપત્રો થતાં તે મે જોયાં અંગ્રેજી રાજ્યમાં ગુલા-મનો વેપાર નથી તે હુ જાણતો હતો. આ જોઇને અજાયબ પામ્યો પણ તેનો ખુલાસો એવો મળ્યો કે ગુલામગીરીને માટે વેચાતી આપતા નથી પણ પોતાને ઉછેરવાને જે ખર્ચ થયો છે તેને પેટે પૈસા લેવામાં આવે છે. અહિની સ્ત્રીઓ ખૂબસુરત તથા મજબૂત બાંધાની દીઠી. તેઓની ભાષા હિંદી પંજાબી મેળવેલી જણાઈ. અહિંના લોકોના પોશાક ગરમ કપડાનો દીઠો બાઇડીઓ પુરૂષો રસ્તે ચાલતાં ઉનનુ સુતર કાંતતાં દેખાતા તથા કેટ-લાકના ઘરમા વણવાના હથિયાર મેં દીઠાં. ઘરના આંગણામાં શાળ સ-પ્પીને કેટલીક સ્ત્રીઓને વણતાં જોઇ. હુ દરરોજ આસપાસના ડુંગરો ઉ-પર ફરવા જતો. રસ્તામાં કોઇ વખતે કોઇ ઝુપડાની પાસે ઉભો રહીને

પકડી લોકો શુ કરે છે તે જોતો. કોઇ આખરોટ ફોડીને તેમાંથી આખ-રોટ બહાર કાઢતા, કોઇ બદામના છોતરામાંથી બદામ, કોઇ વણતા તો કોઈ તાણો કરતા, કોઈ રંગની તો કોઇ વાનો કરતા, આવી રીતે કઇને કઇ પણ રોજગાર નવુ જાણી આવતો હતો. ધર્મશાળાની બજારમા પુરી અને બગદા તેમના બહુ મળતા, તે હું કોઇ કોઈ વખતે ખાતો. હવે પૈસો સીધસ્મૃદ્ધ ધર્મશાળામા નહતો તે પોતાનુ કામ કરીને ગયો હું હવે પાછો હિંદુસ્તાની ખોરાકે પંજાબીને ત્યા રહેવા લાગ્યો પણ હું બજારમાં જઇને ખાતો ફક્ત ત્યા સુતો હતો ને માણસે બહુ સમજાવ્યુ પણ હું તો બહારજ ખાતો હતો. બજારની પાસેથી અમે જ્યા રહેતા હતા તે બહુ ઉંચાણવાળી ટેકરી હતી ત્યાં કમીશનરની કચેરી હતી ત્યા તો ચઢતા હાંફ ચઢતો પછી તો બહુ રમણીય દેખાવ જણાતો. સફેદ બરફવાળો પહાડ દેખાતો હતો. હું દીવાળીના ટાણે ધર્મશાળામા ગયો હતો ખામુના મગાળાની આસપાસ મે બરફ જોયો ને બરફમા હું દક્ષણી જોડા પહેરીને ચાલ્યો.

ધર્મશાળામા એક પારસીની દુકાન હતી તે દુકાનમા હું વારેવારે જઇને રાસ્તગોફતાર વગેરે માસિક પુસ્તકો વાચતો હતો. દુકાનદાર વધો માયાળુ હતો તેની જોડે વાતોના ગપાટા મારતો તથા આસપાસના દેખાવ વિશે પૂછતો હતો. તે કહેતો હતો હું લગભગ દોઢ મહિનો ધર્મશાળામા રહ્યો હોઇશ.

**કાંગડા.**—પછી હુ પાછો ગોપીપુર દહેરા તરફ ગયો. રસ્તામા કાંગડા આવે છે, તે કાંગડા જેને કાંગડા વ્યાલીના નામથી ઓળખાય છે તે કાંગડા એક સારૂ નાનુ શહેર છે. તેમા કાંગડા નામની દેવી છે. તેના પૂજા થાય છે યાત્રા થાય છે તેથી હજારો માણસો ત્યા આવે છે. કાંગડામા ચાહ થતી નથી પણ તેની પાસે પાલમપુર કરીને કેટલાક નાના ગામડા છે ત્યા થાય છે, તે હું જોવા ગયો હતો. પહાડની ઉપર નાના નાના ઝાડ જેવા ચાહના ઝાડ દીઠા તેના પાતરાની ચાહ થાય છે. કાંગડામા ઘણાજ સારા પોના થાય છે તેવા પોના મે કોઇ જગાએ ખાધા નથી તેમજ પેંડા પણ સારા થાય છે. કાંગડામા ઘણા પેંડા બનાવનારની દુકાનો છે તેઓ ત્યા મોટા જથ્થામાં પેંડા કરે છે કાંગડામા કઇ નવા

ધની વસ્તુ મળતી નથી. તે એક પહાડી રહેઠાણ છે. કાંગડા જીલ્લામાં બદામ તથા અખરોટ ઘણાં સારાં સસ્તાં મળે છે. બદામ એક એક શેરના મેં જોયા.

જ્વાળામુખી—કાંગડેથી હું જ્વાળામુખી જોવા ગયો કેમકે ત્યાંથી મેં સાંભળ્યું કે જ્વાળામુખી જોવા જેવી જગા છે અને પાસે છે. હું જ્વાળામુખી તરફ જવા નીકળ્યો. જ્વાળામુખી પહાડપર એક તીર્થસ્થાનમાં ખપે છે. ત્યાં હજારો યાત્રીઓ નીચેથી તથા પહાડપરથી આવે છે. જ્વાળામુખી એ તીર્થની જગા હોવાથી ત્યાં વેપારીઓ તથા કંદોઇની દુકાનો પુષ્કળ છે. બ્રાહ્મણોની વસ્તી પણ ઘણી છે. યાત્રીઓને ઘણે દૂરથી તેઓ મળે છે. અને પોતાને ત્યાં રાખીને દરેક જાતનું સુખ આપવામાં કંઇ પણ ઓછા- પણું રાખતા નથી. તેઓને તેનો બદલો રૂપા નાણામાં મળે છે. જ્વાળા- મુખીનુ બજાર પહાડપર છે. બધા ઘરો નીચે ઉપર છે. રસ્તો ઘણો ઉંચો છે. મંદિરમાં જતાં શ્વાસ ચાલે છે. રસ્તામાં સીડી કરેલી છે. મંદિર દૂરથી સોનાના રસેલા પતરાવાળું જણાય છે. અને તડકામાં ઝળકે છે. તેનો દેખાવ દૂરથી બહુ રમણીય જણાય છે. આસપાસ ઝાડ પાનવાળા પહાડો છે, ખીણો છે. તેમાં ચળકતી વસ્તુ વધારે દીપે તેમાં નવાઇ નથી મારી જોડે ઘણાક પંડા આવવા લાગ્યા. નામ તથા રહેઠાણ પૂછવા લાગ્યા. હું કંઇ બોલ્યા ચાલ્યા વિના મંદિરમાં ગયો. મંદિર પથ્થરનું ચણેલું હતુ. મોટો વિશાળ ચોક હતો. તેમાં દીવા મુકવાનો એક લાંબો ઝાડવાળો સ્તંભ હતો. અંદર ગયો. જોઉંછું તો એક ખુણામાં આસમાની રંગનુ બળતું જણાયું અને વચમાં કેટલીક નાની જ્યોત એક કુંડના આકારમાં બળતી જોઇ. ત્યાં કોઇની મૂર્ત્તિ નહોતી. ફક્ત જ્વાળા જણાતી હતી. તે જ્વાળાને પેંડાનો પ્રસાદ બ્રાહ્મણો પોતાના યજમાનોની તરફથી ધરાવતા. કેટલીક જ્યોત પેંડાના ઉપર હાલતી હાલતી આવતી તેથી પંડા પોતાના યજમાનોને કહેતા કે જ્વાળામાતાએ તમારો પ્રસાદ ગ્રહણ કર્યો. તેથી યજમાન આનંદિત થતા. મંદિરમાં બીજું કંઇ જણાયું નહિ ફક્ત ત્રણ ચાર મોટા દીવા જેવી જ્યોતિ જણાઇ. પણ બધા કરતાં ખુણાપરની

જ્યોતિ બહુ મોટી આસમાની રંગની બળતી હતી. બ્રાહ્મણોએ તેનો મ-.હમા વર્ણવ્યો. કોઇએ કહ્યું કે, આ જ્યોતિનો પ્રતાપ જોવા માટે અકબર બાદશાહે જ્યોતિ ઉપર મોટા લોખંડનાં પતરાં બેસાડાવ્યાં હતાં તે છતાં તે ફાડીને જ્યોતિ બહાર નીકળી. પછી તેના ઉપર પાછા પત્રાં બેસાડાવ્યા તે છતાં પાછી જ્યોતિ નીકળી. આવી રીતે પાંચ છ વાર મોટાં જાડાં જાડાં પતરાં બેસાડ્યાં પણ જ્યોતિ બહાર નીકળી. આથી અકબરશાહ ઘણો આશ્ચર્ય પામીને આ દેવળ ઉપર સોનાનું પતરૂં મઢાવ્યું.. આવી વાતો સાંભળીને યાત્રાળુ અજાયબ થયા અને જ્વાળામુખીનો મહિમા ગાવા લાગ્યા તથા બ્રાહ્મણને દાન આપવા લાગ્યા. આ સેવકે તો કંઇ આપ્યું નહિ. પછી ત્યાં એક ગરમ ઝરો હતો તે તરફ યાત્રીઓ ગયા. હુ પણ એક રીતનો યાત્રી ( મુસાફર ) હતો તેથી તેઓની જોડે ગયો. ત્યાં એક ગરમ પાણીનો કુંડ જોયો. બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આમાં ચોખાની પોટ-લી બાંધીને હાથમાં પકડી રાખવાથી થોડા અરસામાં ભાત થઇ જશે. તે ભાત ખાવા જેવો થશે. તે મે સાંભળ્યું પણ અનુભવ્યું નહિ એટ-લુંજ બાકી રહ્યું. મેં પહેલાં નાસકની પાસે આવો ગરમ કુંડ જોયો હતો. તેમાં પણ પાણી ગરમ હતું. ત્યાર પછી એક કુવા પાસે યાત્રી ગયા, કુવામાં એક કાકડો સળગાવીને નાંખ્યો તેથી મોટો અવાજ થયો. આ વિશે પૂજારી મહારાજ કહેવા લાગ્યા કે અહિં એક સન્યાસી રહેતા હતા, તે મરી ગયા પછી અહિંયાં સમાધિ થયા તેઓ અવાજ કરે છે. આવી રીતે જાત જાતની વાતો સાંભળીને તથા જોઇને અજાયબ પામતો એક બ્રાહ્મણને ત્યાં રાત વાસો કરીને સવારે બ્રાહ્મણને કંઇક આપીને હુ પાછો જ્વાળામુખીના દહેરામાં જઇને બરાબર જોયા પછી ગોપીપુર દહેરા તરફ ચાલ્યો. ગોપીપુર દહેરામાં કેટલાક દિવસ રહ્યો. એટલામાં બાબુનો હુશંગા-બાદથી પત્ર આવ્યો કે હવે કંઈ પહાડ ઉપર જમીન લેવી નથી. હુશંગાબાદ જીલ્લામાં એક ગામ લીધુ છે. ત્યાંની વ્યવસ્થા કરવા માટે તારે જવું પડશે, એથી એકદમ આગ્રે આવવું. મેં મારા બચોળા ઉપાડ્યા. હું આગ્રે આવ્યો.

# પ્રકરણ ૪૫ મું.

**હું આગ્રેથી ચાલતો ખંડવાની તરફ ગામ વસાવવા નીકળ્યો.**

આગ્રે આવીને બાબુના કહેવાપરથી મેં તૈયારી કરવા માંડી. આગ્રાથી મને ખંડવા જવાનો વિચાર થયો. ખેડુનો આગ્રેથી લઈ જવા એવો સરકારનો હુકમ હતો કે ગામમાં બાબુએ હુસંગાબાદ જીલ્લામાં હરદાની પાસે બામનગામ લીધું હતું તેની સરત એ હતી કે ત્રણ વર્ષ કંઈ લેવું દેવું નહિ, પછી ત્રણ વર્ષ પછી બે આને વીઘા તરીકે લેવું, પછી સાત વર્ષ ચાર આને વીઘા તરીકે લેવું અને ત્યાર પછી જે બીજો બંદોબસ્ત થાય તે પ્રમાણે લેવું. પણ ત્યાંના માણસો ખેતીના કામમાં તેવા નહિ કારણ કે ત્યાં માણસોની વસ્તી ઓછી છે તેથી બહારથી માણસો લાવવા જોગી બાબુએ માણસોની ખોળ કરવાને મને આસપાસના ગામમાં મોકલ્યો. તે વેળાએ આગ્રાની આસપાસ ઘણોજ થોડો વરસાદ પડ્યો હતો તેથી એક-રીતે દુકાળ જેવું ગયું હતું. ખેડુતો અનાજ વગર ગભરાતા હતા. કેટલાક ગામમાં જઈને ખેડુતોને કહ્યું કે ખંડવાની પાસેના ગામમાં તમે આવશો તો જમીન, બળદ, ખાવાનું ઇત્યાદિ મળશે. આથી કેટલાક લોકો આવવાને ખુશી થયા તે વેળાએ ઘણીક ગાય બહુ સસ્તી વેચાતી હતી કેટલીક અમે લીધી તથા બળદ પણ બહુ સસ્તા ખરીદ્યા, ગાડી તૈયાર કરાવી, બધી જાતની તૈયારી કરીને રણછોડદાસ અનાથાશ્રમના ૧૫ છોકરાઓ તથા બીજા નાના મોટા સ્ત્રી પુરૂષો છોકરાં છોકરીઓ ૭૦ માણસોનો કાફલો લઈને હું નીકળ્યો. રસ્તા ખર્ચને માટે ૮૦૦ રૂપીઆ લીધા. તે રૂપીઆ પેંડાના માટલાની નીચે રાખ્યા કારણ કે જેની જોડે જવાનું હતું તેઓને કોઈને પણ મારી રીતે ઓળખતો નહોતો. કદાચ રસ્તામાં ઝુંટાવીને લઈ જાય તેથી મેં આ હીકમત કરી.

અમારી જોડે ત્રણ ચાર ગાડીઓ, ૨૦ બળદ, ૪૦ ગાયો હતી. હું બધાની વચમાં તથા પ્રસંગે ગાડીમાં બેસીને જતો હતો. જે વેળાએ અમે નીકળ્યા તે વખતે ઉનાળો હતો, રસ્તામાં બહુ તાપ પડતો હતો. વૈગ

છોકરા અન્ગીના હતા પહેલા ધોનપુર, પછી ગોવાલિયર, સીપ્રી શાહપુર વગેરે જગાપરથી ચાલ્યા દિવસે કાફલો ચલાવતો, રાતે મેદાનમાં વાસો કરતો પછી બહુ ગરમી લાગવાથી દિવસે આરામ લેતા અને કોઇ ઝાડની નીચે ખાતા હતા ને રાતે ઉંઘતા હતા, રસ્તામા ખેતરો સિવાય બીજુ કઇ પણ નજરે પડતુ નહોતું રસ્તો પાક્કો હતો ઠેક ઠેકાણે કોઇ ગામ જણાતા હતા ગામની પાદરે ઝાડ તળે રહેતા હતા ખાવાનુ, જનાવરોને માટે ચારો વગેરે ગામમાથી લાવતો રોજના ચાર પાચ રૂપીઆનો ખર્ચ થતો ધીરે ધીરે અમે ચાલ્યા એટલામા બાબુએ પોતાના મનની સાથે વિચાર કર્યો કે નારાયણ જુવાન છે તે મોટા માણસના જેટલા દાવપેચ જાણતો નથી તેથી કોઈના હાથે ઠગાય આવો વિચાર કરીને પોતાના બહારના એક ધાર્મિક દેખાવના મિત્રને મને મદદ કરવા માટે મોકલ્યો તે બીચારો કામપર હતો તેને છુટી લેવડાવીને થોડા દિવસમા મારી તરફ મોકલ્યો તે મને રસ્તે મળ્યો, અમારો કાફલો ધીરે ધીરે જતો હતો તે જલદીથી ગાડીમા આવીને મળ્યો તેનુ નામ બાબુ શિવચંદ્ર સેન હતુ

શિવચંદ્ર સેન રસ્તામા મને મળ્યો, તેને હુ પહેલા ઓળખતો હતો ઉપાસનાની વખત તે બહુ રોતો હતો, તથા ભજન ગાવામા તે બહુ હોશિયાર હતો તે બહારથી ખરો ઉપાસક તથા ભક્ત જણાતો હતો બાબુ નવીનચંદ્ર રાય તેના બહારના દેખાવથી તેને ઘણો સારો માણસ જાણતા હતા પણ તેના છોકરા ઘણાજ લફંગા તથા ખરાબ ચાલના હતા આના ઉપરથી મને તો પહેલાથી તેના બહારના દેખાવપર વિશ્વાસ નહોતો શિવચંદ્ર સેન રસ્તામા બધાને એકઠા કરીને ઇશ્વર ભજન કરતો હતો તથા મીઠી મીઠી વાતો કરીને બધાને ભુલાવતો હતો આવી રીતે રસ્તામા કઇક સુખમા પણ બહુ દુખમા ચાલવા લાગ્યા રસ્તો ઉજડ જેવો લાગતો, તાપ તો કડે મારે કામ, અજ્ઞાન લોકોને લઇ જવા ખાવાની માગ મારી કોઇ કહે કે મને આટલો લોટ જોઇએ, કોઇ કહે કે અમોને આટલી દાળ જોઇએ સમજાવી દોરવાવીને અમે ૫૦૦ માઇલની મુસાફરી એક મહિને પૂરી કરી. અને ઇંદોરમા આવ્યા ઇંદોરનો બજારનો કઈક દેખાવ જોયો ઇંદોર

સારી રીતે જોયું નહિ પછી અમે ધીરે ધીરે ખંડવે આવ્યા. ખંડવામાં એક અગાઉની બાજુની જોડે ઓળખાણ થયું, ત્યાંથી અમન ગામમાં આવ્યા દોઢેક મહિને સુખ દુખ ભોગવતા અમારી મુસાફરીનો છેડો આવ્યો.

---

## પ્રકરણ ૪૬ મું.

### અમનગામ વસાવવાની કહાણી.

અમન ગામ એ ખંડવાથી ૩૬ માઈલને તફાવતે એક નવું ઉજડ ગામ હતું. તે ગામ ચારવા પરગણામાં આવેલું છે. ચારવા પરગણું એ હરદા તહેસીલમાં છે અને હરદાએ હુસંગાબાદ જીલ્લામાં ગણાય છે. ચારવા પરગણું એ પહેલાં ઘણીજ સારી અવસ્થામાં હતું. પણ મરાઠાઓએ તેની ધૂળ-ધાણી કરી મૂકી હતી તેથી લોકો ભાગીને બીજે વસ્યા. અમનગામ એ પહેલાં સારી હાલતમાં હતું તેના ચિહ્ન ઉપરથી જણાય છે. ગામમાં જુની ઈંટો મળે છે તથા ગામમાં ત્રણ ચાર જૂના પુરાયલા કૂવા છે, તેના ઉપરથી અનુમાન થાય છે કે પહેલાં અમનગામ સારી હાલતમાં હશે. પણ જ્યારે અમે ૭૦ માણસનો કાફલો લઈને અમનગામ વસાવવા ગયા હતા, ત્યારે ઉજડ વેરાન જેવું હતું., બોરડીના ઝાડ, ખેર વગેરેથી ભરપુર હતું. રસ્તો નહોતો. ફક્ત આસપાસના ગામના ઢોરો ચરતાં હતાં. કારણ કે ઘાસ ત્યાં પુષ્કળ ઉગ્યું હતું તેથી આસપાસના ગામવાળાઓને પોતાના ઢોરો-ને ચરાવવાની મઝા પડતી. કારણ કે પોતાના ગામમાં જમીન ખેતીમાં વપરાયલી હોવાથી ઢોરને ચરવાને માટે ઘાસ થોડી થતી હતી.

અમે અમનગામમાં ગયા. ત્યાં શેઠએ અમારે માટે ઘર તથા ઝું-પડું બનાવી રાખ્યું હતું. તેથી હવે અમારે ઝુંપડાં કરવાં પડ્યાં. કુહાડીઓ નહોતી તેથી એકદમ આસપાસના ગામમાંથી કુહાડી લેવા માણસોને દો-ડાવ્યા. તેઓએ ગામમાં જઈને સાંભળ્યું કે અમનગામમાં વાઘ સિંહ છે તેથી સંભાળજો. આથી માણસો ડર્યા. આવીને અમને ડરાવ્યા. પણ અમે ડરવાવાળા નહોતા. અમારી જોડેના કેટલાક ડરવાવાળા ડર્યા, કેટલાક ના

હિંમત માણસો નાતની વખતે એકલા જતા નહિ એટલામા અમને કેટલાક ઢોર વનમા ચરતા દેખાયા તરત માણુસોને મોકલીને તેના ચાગ્નાગ્ગે બોલાવી મગાગ્યો તે આવ્યો તેને કળથી શિવચદે પૂછ્યુ કે અહિ વાઘ છે ? તમે કયાના છો ? ઇત્યાદિ પૂછપરછ કરવાથી તે સરળ હૃદયના માણુસે કહ્યુ કે અહિ વાઘ નથી પણ રીંછ કોઇ કોઇ વખત દેખાય છે અમે પાસેના ગામમાથી દરરોજ અહિ ચરાવવા આવીએ છીએ આવુ જાણ્યાથી અનુમાન કર્યું કે પાસેના ગામના માણુસોને ડારવવાનું કારણ છે તેઓને થતા લાભમા અમે નુકશાન કર્તા છીએ તેથી તેઓએ આવી ખોટી ગપ્પ મારી છે આ બધુ ખેડુતોને સમજાવ્યુ તથા તરનાગ આપણી પાસે છે, તેથી ડરવાનુ નથી આવુ કહીને લોકોને ઝુપડા બાધવાનુ કહ્યુ નાના નાના કેટલાક ઝુપડા તૈયાર થયા એક નાળાની પાસે નીચાણુમા ઝાડની તળે અમારે માટે શિવચદે ઝુપડુ બનાવવાનો હુકમ આપ્યો કારણકે તે જગા સારી જણાઇ પણ અમે વિચાર કર્યો નહિ કે ઉપરનુ પાણી નીચે ઢળાવવામા આવીને ઝુપડામા આવશે ઝુપડા તો તૈયાર થયા હવે ખાવાનુ જોઇએ પહેલા આસપાસના ગામમાથી મોઘુ અનાજ વેચાતુ લાવ્યા પછી વિચાર કર્યો કે આતો ખડવેથી અનાજ લાવવુ એ સખ્તુ પડશે તગ્ત શિવ બાણુને મોકલ્યો તે અનાજ લાવ્યો હવે ઝાડી કપાવવાની શરૂવાત કરી ખેડુતોને પસદ પડતી જમીન આપી, તેઓ પોત પોતાની જમીન પરની ઝાડી કાપવા લાગ્યા ઝાડીમા બોરડી, બેર, ઢાક વગેરે જગલી છોડ તથા ઝાડ હતા તે સાફ કરવા માડયા હવે બળદ જોઇએ વરસાદ પડવા લાગ્યો બળદ વગર કામ થાય નહિ તેથી બળદ લેવાને માટે આસપાસના ગામમા ▪ સાત માણુસો લઇને ગયો રૂપીઆની થેલી એક માણુસને ખભે લેવડાવીને હુ ઉઘાડે પગે ચાલતો એક ગામમાથી બીજે ગામ બળદની તપાસ કરતો ચાલ્યો કીચડ કહે કે મારૂ કામ રસ્તામા કાટા ભોકાતા હતા ખાવાનું ગામમા મળે નહિ દૂધ ઉપર મારો ચલાવ્યો પણ દૂધ ઘણુ પચતું નહોતું તેથી પછી ઘી અને ખાડ ખાવા શરૂ કર્યા ઘણુ ચાર દહાડા રોટલી, ભાત વિના ચલાવ્યુ કેટલાક બળદીયા મોઘી કિંમત આપીને ખ

રીધા. જે ખરીદ્યો તે તરત ગામમાં મોકલતો. રૂપીઆ ખૂટ્યા. ફરી અમન ગામમાં ગયો. ત્યાં સાંભળ્યું કે ખંડવાથી જુવારી આવી છે તે લેવા જાઓ. હું ગામના બધા પુરૂષોને સાથે લઇને સ્ટેશનપર જુવાર લેવા ગયો. રસ્તામાં વરસાદ પડ્યો. ગાડી રસ્તામાં ચાલતી નહોતી કારણ કે કીચડ ઘણો હતો. ગાડીઓ જે આગ્રાથી લાવ્યા હતા તે બધી પણ રસ્તો ઉપર ચાલે એવી હતી તેથી ગાડી વિના માણસોના માથે લાવવાને હું નીકળ્યો. ગાડું માણસોનું ટોળું લઇને સ્ટેશનપર આવ્યો આવીને ગુણ ફાડીને તેમાંના ભાગ કરીને માણસોની ચાદરોમાં જુવાર બધાવી. થોડે આવ્યા એટલે વરસાદ પડ્યો. સાંજ પડી. અંધારૂં થયું. રસ્તો અમારામાંથી કોઇ જાણતો નહોતો. તેથી રસ્તો ભૂલ્યા. એટલામાં રસ્તામાં એક ગવળી ગાય ભેંશ ચરાવતો હતો તેને કહ્યું કે અમનગામનો રસ્તો દેખાડ. તેણે કહ્યું કે મારી ગાય ભેંશ છે. હું આવતો નથી પછી હું જરા ગુસ્સે થઇને બોલ્યો તુ આવે છે કે નહિ? માણસોને હુકમ આપ્યો કે તેને પકડેલા ચલાવ એટલામાં ગવળીઓનાં ઝુંપડાં જણાયાં. બધા માણસોએ કહ્યું કે અમે થાકી ગયા છીએ. આજની રાત અહિંયાં રહીએ તો ઠીક હું પણ થાકી ગયો-હતો. તેથી ગવળીના ઝુંપડાંમાં રહેવાનો વિચાર કર્યો. એક ઝુંપડાવાળાને કહ્યું કે તમારે ત્યાં અમને રહેવાની જગા આપશો? તેણે કહ્યું, નહિ. અમારી જગા નાની છે પછી બીજાને કહ્યું તે પણ ના પાડવા લાગ્યા. ત્રીજાએ પણ ચોખી ના કહી તેથી મે કહ્યું કે ચાલો આ ઝુંપડામાં જઇને રહીએ. આવું કરીને બધા માણસોને તે ઝુંપડામાં લઇ ગયો. અમારામાંથી એક માણસ જરા હોંશિયાર તથા જબરો હતો તેણે કહ્યું કે "અબે ગવળી એ: ખટીઆ બાબુ સાહેબકે લીએ લાવ" પેલો ગવળી તો ચું કે ચા નહિ કરતાં એક ખાટલો લાવ્યો તેના ઉપર હું બેઠો પછી ધીરે ધીરે ગવળીને કહ્યુ કે અમે સવારે ખાઇને નીકળ્યા છીએ. બધા લોકો ભૂખ્યા છે તારી પાસે દૂધ હોય તો લાવ તેના પૈસા મળશે બીચારા ગવળીએ દૂધનો હાંડો લાવીને મુક્યો. દૂધ આપી દીધું બધાને ગેર દોઢગેર પીવડાવ્યું. તેનો રૂપીઓ ગવળીને આપ્યો. રાતે ગવળીના ઝુંપડામાં ગાળી મઝાના ખોરાકમાં ને ગાળીને સવારે અમન-

ગામ તરફ આવ્યા. આવી રીતે ગામ વસવાના સુખદુઃખ ભોગવતો ગામનું કામકાજ કરવા લાગ્યો.

ગામ વસાવવું એ કંઈ સહેલું કામ નથી. તેમાં મહેનતની જરૂર છે. હું જુવાન હતો તેથી ગામમાં રખડીને બળદો, ભેંસ, બકરાં વગેરે વેચાતાં લાવીને તથા લુહાર, સુતાર વગેરે લાવીને ગામ વસાવ્યું. ગામને માટે જોઇએ તે મારે ખંડવા, હરડા, તથા ચારવાથી લાવવું પડતું. એટલુંજ નહિ પણ અનાજ, ખાવાનું, મીઠું, તેલ, ઘી, કપડાં, લોઢું વગેરે લેવા માટે ચારે તરફ ફરવું પડતું હતું. જવા આવવાનો માર્ગ સારો નહોતો, કીચડ બહુ હતો. ગાડી ચાલતી નહોતી, સ્ટેશન ચાર માઈલપર હતું. રસ્તામાં નાની નદી પાર થઈને જવું પડતું. તેમાં પથ્થરા પુષ્કળ હતા. છાતી સુધી પાણીમાં બે માણસ પકડીને હું જતો આવતો હતો, કોઈ કોઇ વખતે વરસાદમાં તથા નદીના પુરમાં માણસો મને પકડીને લઇ જતા હતા. આવી વિપત્તિ તથા દુઃખ ભોગવીને ગામ વસાવ્યું. પેલો શિવચંદ્ર સેન તો ઝુંપડામાંથી બહાર નીકળતો નહોતો. તે બોલવાના કામમાં હોંસિયાર હતો. કામ કરવાને લાયક નહોતો. તેણે ત્રણ મહિનાની છુટી લીધી હતી. તે પૂરી થઇ એટલે ભાઇ સાહેબ રેલવેમાં બેસીને જતા રહ્યા. પેલો રામબીલાસ તો પોતાની મા તથા મામાની જોડે વાતોમાં મશગુલ રહેતો. મારે તો અજ્ઞાન લોકોની જોડે આ કરવું, પેલું કરવું ઇત્યાદિની માથાકુટ કરવી પડતી. વરસાદ કહે મારૂં કામ. વરસાદમાં ભીંજાતો ખેતરોમાં જતો. શું કામ કર્યું તે જોતો. નહિ કર્યું હોય તો બુમો પાડીને ખાવાનું આપીશ નહિ એવું કહીને ધમકાવતો તથા કામ કરાવતો. આવી રીતે ગામ વસાવવાના સુખ દુઃખ ભોગવતો અને ઈશ્વરનું સ્તવન કરતો હતો.

હું બ્રહ્મ ગામમાં હોમિયોપેથિક દવા આપીને લોકોને મંદવાડથી મુક્ત કરતો કારણ કે મેં આગ્રામાં હોમિયોપેથિકનું કંઇક જ્ઞાન મેળવ્યું હતું. હું દવા આપું છું તેના ખબર ગામના કેટલાક ખેડુતોએ બીજા ગામના માણસોને આપ્યા તેથી તેઓ દવા લેવા અમન ગામમાં આવવા લાગ્યા. હું તેઓને પૂછીને, તેઓની સ્થિતિ જોઇને દવા આપતો. મારી પાસે હોમિયો-

પેથિકની દવાનું બાક્સ હતું. દવાની કિંમત લેતો નહિ. કોઈ વખતે દવા નહિ ખાનાર માણસને જરા દવા આપ્યાથી તે લાગુ પડે છે એવું કેટલાક અનુભવી ડાક્ટરોનું કહેવું છે, તે મારા અનુભવમાં આવ્યું. હું જે ગામડીઆને દવા આપતો તેથી તે ઘણું કરીને સારા થતા એવા સમાચાર મને વખતો વખત મળતા હતા તેથી ખુશી થતી હતી. દરરોજ એક બે બીજા ગામથી માંદા માણસો દવા લેવા આવતા હતા. હું વખતો વખત ખંડવે જતો હતો ત્યાં એક ઑફિસરની હોમિયોપેથિક પેટી લીલામથી મેં ખરીદી હતી. એક વખત એવો હતો કે નવીનચંદ્ર રાયને પેટમાં બહુ દુઃખતું. જ્યારે દુઃખતું ત્યારે આસપાસ લોટતા અને બુમો પાડતા, તરત ડાક્ટરને બોલાવી લાવતો, તે તેમને તીક્ષ્ણ દવા આપીને મટાડતા હતા, થોડા દિવસમાં પાછું દુઃખવું થતું. મેં તેમને હોમિયોપેથિકની ગોળીઓ આપી તેથી તેમને દુઃખ ફરી થયુંજ નહિ.

---

## પ્રકરણ ૪૭ મું.

### બમન ગામમાં મારો ઉદ્યોગ.

મેં ગામમાં કેટલાક કુવા કરાવ્યા, બે બગીચા બનાવ્યા, તથા વિલાયતી શાક ભાજી, કેરી, કેળ, જમરૂખ વગેરેના રોપા રોપાવ્યા. રોપાઓ દૂરથી લાવ્યો હતો. ખેતરમાં તલ, બાજરી, ભાત વગેરે વવડાવ્યું. ગામમાં ગાય ભેશ રાખીને ઘી બનાવડાવતો; ઘેટાં, બકરાં રાખીને ઊન કપાવતો, તેમજ વિલાયતી તરેહના મદ્રાસથી હળ મંગાવી ચલાવીને ખેતો; આવી રીતે પહેલાં જે જંગલ જેવું હતું તેને ધીરે ધીરે ગામડા જેવું કર્યું ત્યાં કેટલાક ઝુંપડાં તૈયાર કરાવીને કેળ તથા આંબાના ઝાડથી શોભાયમાન કર્યું

હું ખેતીની તરફ ધ્યાન આપતો હતો એટલુંજ નહિ પણ વિદ્યા વૃદ્ધિનાં કામમાં પણ હું ધ્યાન આપતો હતો. હું મારી જ્ઞાનની ઉન્નતિને માટે બેદરકાર નહોતો. હું વાંચવાનો શોખીન છું તે પહેલાં જણાવી ગયો છું.

ગામને આબાદ કરવાની વખતે પણ હું થોડો વખત પુસ્તકો જોવામાં ગાળતો હતો. તે વેળાએ પુનામાં વિષ્ણુશાસ્ત્રી ચીપુલકરે નિબંધમાળા નામનું એક માસિક ચોપાનિયું કાઢવા માંડયું હતું, તે વિશે મને સ્ટેશન માસ્તરે કહેવાથી મેં તે મંગાવ્યું અને તે ધ્યાનપૂર્વક વાંચતો હતો, તેમજ ઈંદુપ્રકાશ નામનું મરાઠી પત્ર પણ લેતો તથા કેટલાક બંગાળી ચોપાનિયાં બાબુ નવીનચંદ્ર રાયની તરફથી આવતાં તે હું લક્ષપૂર્વક વાંચતો તથા દર મહિને કોઇ નવાં પુસ્તક મંગાવીને વાંચતો. મને દર મહિને ગામના ખર્ચને માટે ૨૦૦-૨૫૦ રૂપીઆ મળતા હતા. તેમાં મારા ખાવાપીવાનો તથા પુસ્તકો મંગાવાનો ખર્ચ આસરે ૧૫-૧૬ રૂપીઆ થતા. બાબુ નવીનચંદ્ર રાય કોઇ કોઇ વખતે લખતા કે તું પોતાને માટે બહુ થોડો ખર્ચ કરે છે તારે જોઇએ તેટલું ખર્ચ, પણ ગામમાં ખર્ચ શું? એ ત્રણ રૂપીઆ ખાવાનો ખર્ચ ને બીજા પુસ્તકો મંગાવવાનો ખર્ચ. હું કપડાં સુંદર પહેરતો નહોતો, તે મેં પહેલાં લખ્યું છે. મારા કપડાંનો ખર્ચ વર્ષે દહાડે પાંચ છ રૂપીઆથી વધારે કોઇ વખતેજ થતો. આવી રીતે હું ખેતીના કામની સાથે જ્ઞાન મેળવવામાં તમર રહેતો. તેની જોડે લખવામાં પણ કાળ ગાળતો. તે અરસામાં મેં કેટલાક બંગાળી, હિંદી ચોપડીના તરજુમા કર્યા છે. તેમાંથી કેટલાક છપાયા છે. ખ્રિસ્ત ધર્મનીતિ પણ મેં તા ૫ મી જુલાઇ ૧૮૮૦ માં મુંબઇમાં મનઃસુખરામની મારફતે છપાવી. કઠોપનિષત્‌નો સાર મુંબઇમાં નિર્ણયસાગર પ્રેસમાં તા. ૨૫ જુલાઇ ૧૮૮૦ માં છપાવ્યો. ત્યાર પછી ભગવદ્ગીતાનો સાર તા. ૧ લી ડીસેમ્બર ૧૮૮૦ માં મુંબઇમાં નિર્ણયસાગર પ્રેસમાં છપાવ્યો. આવી રીતે મેં કેટલાક લાહોર, આગ્રામાં તથા બ્રાહ્મગ્રામમાં તઈઆર કરેલાં પુસ્તકો છપાવ્યાં. છપાઇનો ખર્ચ બાબુ નવીનચંદ્ર રાયની તરફથી હું લેતો. બાબુએ કહી રાખ્યું હતું કે તારે જે છપાવવું હોય તે છપાવજે. બાબુએ પહેલા મને આગ્રામાં કહ્યું હતું કે તારે ચોપાનિયું કાઢવું હોય તો તે કાઢ. તેના પૈસા હું આપીશ. પણ તે વેળાએ બાબુને અનાથાશ્રમમાં બહુ ખર્ચ થતું હતું તેથી મે તેમ કરવાની હા કહી નહિ, આવી રીતે એક બાજુએ પુસ્તકો લખવાનું, છાપવાનું તથા ગામ વૃદ્ધિની

સાથે ખેતીવાડીનું કામ જોતો. હું તેને માટે બહુ ખંતથી બાપુને નુકશાન ન થાય તથા ખેડુત કે મજુરને હાનિ ન થાય તેના ઉપર લક્ષ લગાડતો. કામને પ્રસંગે મને વારવાર ખંડવા હરડા જવું પડતું. ત્યાં કેટલાક વેપારીઓની જોડે ઓળખાણ થયું તેમાં વળી મહમદ નામના રોગ વેપારીની જોડે બહુ ઓળખાણ થયું હતું હું તેની દુકાનપરથી ગામને માટે સામાન લાવતો હતો. ખડવામાં બાપુ રઘુનાથની જોડે ઓળખાણ થયાથી હું તેમને ત્યાં ઉતરતો હતો. હરડામાં બાપુ કાળીદાસ ચોધરીને ત્યાં ઉતરતો હતો.

મેં પહેલા લખ્યું છે કે મેં હિંદુ ધર્મનીતિ અર્પણ દિવાન બહાદુર મણિભાઇ જશભાઇને ભુજમાં છપાવવા મોકલી અને તેમણે તે પોતાની તરફથી છપાવવા માટે મન:સુખરામ સૂર્યરામને મોકલી તે તેમના ભાણેજ ખંડયા છગનલાલને સુધારવા આપી. તે છપાતી હતી તેના પ્રુફો ગને બાગ આમમાં મળતા હતા.

એક વખતે મનસુખરામનો પત્ર આવ્યો તેમાં તેમણે લખ્યું કે તે પુસ્તક મણિભાઇને અર્પણ કરવું હોય તો અર્પણ પત્ર લખી મોકલજો. તે પ્રમાણે મે નીચે લખેલું અર્પણ પત્ર લખીને મોકલ્યું.

મહામાન્ય

આર્ય કુળ શ્રેષ્ઠ નામદાર રાવ બહાદુર મણિભાઇ જશભાઇ, કચ્છ ભુજના

પ્રધાનજી સેવામાં સવિનય નિવેદનમ્

આર્ય

આપ ભારતવર્ષની ઉન્નતિને વાસ્તે પરિશ્રમ કરોછો, રાજશ્રી અને વિદ્યાઓ ઉપર સમ પ્રેમ રાખનાર વિરલ પ્રધાનોમાં એક આપછો; લોકોની સ્થિતિ સંશોધન કરવાને વાસ્તે યત્ન કરોછો, આર્ય ધર્મના પ્રાચીન ગ્રંથોનો પ્રચાર થવા ચાહો છો," ગુર્જર ભાષાનું વિપદ દશામાંથી વિમોચન અને સમ્યક્ વૃદ્ધિના સાધનમાં ભાર આપથી નિરંતર યત્ન અને પરિશ્રમ કરો છો, અને આપ નુતન ગ્રંથકારોને આશ્રય આપોછો, તથા આર્ય ધર્મ નીતિ ધારક છો, એથી પ્રસન્ન થઇને આપને પ્રાત સ્મરણીય આ આર્ય ધર્મનીતિ નામક લઘુ ગ્રંથ અનુરાગ રસાભિષિક્ત હસ્તથી સમર્પિત કર્યોછે

આજ્ઞાધારક વિનયાવનત કૃપા પાત્ર અનુવાદ કર્તા

તા. ૧ જુન ૧ ૧૮૭૬. નારાયણ હેમચંદ્ર

આર્ય ધર્મનીતિમાં મહાભારત, રામાયણ, મનુસ્મૃતિ વગેરે પ્રાચીન સસ્કૃત શ્લોકો અને તેના ભાષાન્તર આપીને એક બીજાની જોડે શીરીતે વર્તવું અને જૂદી જૂદી નીતિનો સગ્રહ છે.

---

## પ્રકરણ ૪૮ મું.

### મારી મહુ, ઇન્દોર, રતલામ, જાવરા અને ઉજ્જૈનની મુસાફરી.

**મહુ.**—હું બ્રાહ્મગ્રામમાં જ્યારે હતો, ત્યારે ખડવાથી ઈંદોર, રતલામ, ઉજ્જન વગેરે જોવા ગયો હતો. મહુની છાવણીમાંનો એક બગાળી હમેશાં ખડવામાં મળતો હતો. તેના આગ્રહથી ખંડવાથી હું મહુ ગયો અને પેલા બગાળી કન્ટ્રાકટરને ત્યાં ઉતર્યો. મહુ એ ઈંદોરથી ૪-૫ માઇલને ફાસલે છે. ત્યા અગ્રેજની મોટી છાવણી છે છાવણીમાં અગ્રેજ તથા દેશી પલટણ રહે છે કાંપમાં કેટલીક દેશી તથા અગ્રેજી સામાનની દુકાનો છે. અહિ યાં પારસીઓની પણ દુકાનો છે. મહુની છાવણી મધ્ય હિંદુસ્તાનમાં મોટી ગણાય છે. મહુની છાવણી નવી હોવાથી ત્યા કંઇ જોવા જેવી વસ્તુ નથી કેટલીક બરાખો છે તેના સિવાય નાના નાના કેટલાક બગાલા છે.

**ઈંદોર.**—મહુમાં બે દહાડા રહીને પછી ઇન્દોર ગયો ઇન્દોર એ હોલકર મરાઠાનુ રાજ્ય છે જે વખતે હુ ગયો હતો તે વખતે તુકાજી હોલકર જીવતો હતો ઇન્દોર એક નાનુ શહેર છે તેમા કેટલાક ઘર મોટાં છે પણ બધી રીતે ઘરો નાના દીઠાં. દેશીરાજ્ય હોવાથી રસ્તાપરની સફાઈ બરાબર દીઠી નહિ. મહેલ પણ સુદર દીઠો નથી. એક મોટી હવેલી જેવો બહારથી જણાતો હતો. મહેલ શહેરની વચમાં આવ્યાથી એક મોટા તાબુતના આકારનો જણાતો હતો, ખરી રીતે જોતા એ તાબુત જેવો છે ત્યાં સિપાઇઓનો પહેરો દીઠો, સિપાઇઓનો પહેરવેશ પણ જૂદીજ જાતનો, એક જાતનો ક્યાય પણ દીઠો નહિ મરાઠાસાહી શહેરમાં ધૂમ ધામ દીઠી, મને તો ઈંદોર ગમ્યું નહિ. પણ ઈંદોરનો કાંપ મને સારો જણાયો. કાંપ-

સુંદર સ્વચ્છ હતો. માણસોની વસ્તી ઓછી હતી પણ ઇંદોર કરતાં કાંપની સફાઇ ઘણીજ સારી હતી. કાંપમાં કેટલીક પારસીઓની દુકાન છે.

**રતલામ.**—ઇંદોરથી હું રતલામ ગયો. રતલામ એ દેશી રાજ્ય છે. રતલામમાં અફીણનો વેપાર બહુ ચાલે છે. તે શહેર બહુજ નાનું છે. શહેરમાં ઘણું જોવા લાયક નથી. એક મહારાજાનો બગીચો છે. એક બજાર મુંબઇની તરેહથી બાંધેલું છે. રાજમહેલ છે. તેના સિવાય દુકાનો રસ્તામાં જોઇ. એક ગુજરી તેમાં રસ્તાપર દુકાનો માંડીને લોકો વેચે છે. ત્યાં સરાફની પુષ્કળ દુકાનો છે. અહિંયાં મારવાડીના જેવા માણસોની વસ્તી પુષ્કળ છે. રતલામમાં ખાવા પીવાની વસ્તુ સસ્તી વેચાય છે. હલવાઇઓની દુકાનપર સવારના પહોરમાં જલેબી બહુ થાય છે. લોકો ગરીબ વધારે છે. અફીણનો સટ્ટો પુષ્કળ થાય છે. રતલામમાં કંઇ નવાઇની વસ્તુ જોવા જેવી નથી પણ જોવા લાયક છે.

**જાવરા.**—રતલામથી જાવરા ગયો. જાવરા એ દેશી નવાબનું રાજ્ય છે. તે રતલામથી નાનું છે. ત્યાં નવાબનો મહેલ, તથા બગીચો જોવા જેવા છે. પણ રતલામથી ચઢે એવો નથી. શહેર પણ નાનું છે. તેમાં મુસલમાનો જરા સુખી જોયા. તેઓને ગુલતાનમાં મશગુલ દીઠા. રંડી પણ જાવરામાં વધારે દીઠી, કારણ કે મેં ઘણાં દેશી મુસલમાની રાજ્યમાં રાંડોનો વધારો જોતો આવ્યો છું તેનાપરથી જાવરામાં પણ વધારે હોવી એ નવાઇ નથી. નવાબી રાજ્ય કહીએ તો ચાલે. મુસલમાનો સિપાઇઓનો દોર ઘણો દીઠો, મુસલમાનો હકુમત કરનારા જણાયા.

**ઉજ્જેન.**—જાવરાથી હું ઉજ્જેન ગયો. પ્રાચીન કાળમાં ઉજ્જેન મોટું શહેર હતું. તેમાં ભર્તૃહરિ રાજા રાજ્ય કરતો હતો. તે ભર્તૃહરિ વિક્રમ રાજાનો ભાઇ થતો હતો એવું કહેછે. તેના વારામાં તથા પછીના વારામાં ઉજ્જેન ઘણું વૈભવશાળી હતું. પણ હાલમાં તેમાંનું કંઇ નથી. પહેલાના રસ્તા નથી, પહેલાંની હવેલીઓ નથી, પહેલાનું બજાર ચઉટું નથી. હાલ તો એક નાના ગામડાં જેવું જણાય છે. તે કાલિકાના નદીને કનારે છે. નદી પણ સુકાયેલી જોઇ. શહેર વૃદ્ધ થયેલું જોયું. દુનિયામાં શહેરો પણ વૃદ્ધ થાય છે. શહેરો પણ મરી જાય છે. નવા શહેરો ઉત્પન્ન થાય

છે, તેમ પહેલા ઉજ્જેનની ઉન્નતિ હતી તે હાલ વૃદ્ધ થઇને મરવાની અવસ્થામાં છે અને મુંબઇ પહેલાં એક નાનું માછીમારનું ગામડું હતું તે હાલ યુવાવસ્થામાં આવેલુ છે, ઈશ્વર ગામને શહેર બનાવે છે અને શહેરને ગામ બનાવે છે તેમજ ઉજ્જેનની સ્થિતિ જોઇ. તેના ઉપરથી મે મારી પોતાની સ્થિતિનો અનુભવ કર્યો. ઉજ્જેન કાલિકા નદીના કિનારા ઉપર છે તે સિંધિયાના તાબામાં છે. તેનો એક મોટો અમલદાર ઉજ્જેનમાં રહે છે.

ઉજ્જેનમાં કેટલાક તીર્થ સ્થાનો છે. તેથી કેટલાક પંડા રસ્તામાં મળે છે. મેં તો કોઈ પંડાને લીધો નહિ તે છતાં આવવા લાગ્યા. ત્યાં મહાદેવનું દહેરૂં છે તે ઘણું જુનુ છે. તેમજ દેવીનું મંદિર છે તે પણ જોવા જેવું છે. બ્રાહ્મણો ભર્તૃહરિની ગુફા બતાવે છે, તે એક મોટું જુનુ મકાન છે, તે ઘણું જુનું દેખાય છે, કહે છે તે ઘરમાં રાજા ભર્તૃહરિ અહિંયાં બેસીને યોગ ધ્યાન કરતા હતા. ગમે તેમ હો. ઉજ્જેન જોવા જેવું શહેર છે. પહેલાં તે શહેર ઘણી જાહોજલાલીમાં હતું હમણાં તેમાનું કઈ નથી. જગતનું પરિવર્તન દેખાડે છે.

---

## પ્રકરણ ૪૯ મું.

### બ્રાહ્મગ્રામની પરચુણ વાતો.

થોડા મહિનામાં બાબુ છ મહિનાની રજા લઇને બ્રાહ્મગ્રામમાં આવ્યા. હવે બાબુએ બમન ગામનું નામ બ્રાહ્મગ્રામ પાડ્યુ, તે આમની સનદમાં બ્રાહ્મગ્રામ બાબુએ ફેરવીને લખાવ્યું. કારણ કે એ ગામ બ્રાહ્મણને દાધેલુ હતું. ફક્ત બમન ગામને શુદ્ધ કરાવીને બ્રાહ્મગ્રામ રાખ્યું પણ ગામડાના લોકો બમન ગામથી તે ઓળખતા હતા અને હજી ઓળખે છે. હવે ગામમાં બાબુ આવ્યા એટલે બધી જાતનો ફેરફાર થવા માંડ્યો. બાબુ નવીનચંદ્ર રાજને અનુભવ હતો તે પોતાનો અનુભવ વાપરીને કંઇ નવુ કરાવવા લાગ્યા. તે સહવારમાં ઉઠીને ખેતરોમાં જઇને તથા બાગમા જઇને

આમ કરવું તેમ કરવું વગેરે ખેડુતોને કહેતા તથા પોતે પણ તે કામ કરતા. બગીચો સારો કર્યો. તેમાં વિલાયતી શાકભાજીનાં બીજ વાવ્યાં, તે વાવવાની રીત અંગ્રેજી પુસ્તકમાંથી જોઇને માણસને બતાવી. તે પ્રમાણે વાવીને થોડા દિવસમાં ઘણી જાતની વિલાયતી શાકભાજી થઈ. દરરોજ બાબુ કંઈ નવું નવું બનાવતા અને તે પ્રમાણે કરવાથી લાભ પણ થતો હતો. ૭ મહિના રહીને બાબુ પાછા આગ્રે ગયા.

બ્રાહ્મગ્રામને વસાવવાને આશરે એક વર્ષ થયું. એટલામાં બાબુ નવીનચંદ્ર રાયે કેટલીક જમીન બે ત્રણ ભાગીઆમાં વહેંચીને તેઓની પાસેથી બાગના રૂપીઆ મને મોકલાવવા લાગ્યા. બાબુએ પોતાના મિત્રોને ખેતીમાં શી પેદાશ થશે તેના આંકડા બતાવીને તેઓની ખાતરી કરી કે ગામમાંથી સારી પેદાશ થશે. તેથી તેઓ તેમાં સામેલ થયા અને એક જણો પોતાની ચાકરી છોડીને ખેતી કરવા આવ્યો. તેનું નામ પંડિત ગોપીનાથ પ્રંધ્યા હતું. તે ગુજરાતી વીસનગરો નાગર હતો. તે પોતાની જોડે પોતાની સ્ત્રીને લાવ્યો, ગામના ઝુંપડામાં રહેવા લાગ્યા. તેના ભાઈની જોડે મારે કંઈક પહેલાનું ઓળખાણ હતું. ગુજરાતી નાગરો અકબરના વખતથી પ્રયાગ, આગ્રા, દિલ્હી વગેરે સ્થળોમાં રહેતા હતા. તેઓના વંશનો ગોપીનાથ હતો, તેનું અને તેની સ્ત્રીનું ગુજરાતી બોલવું હિંદુસ્તાનીનું બોલશોલ હતુ. તેઓ બહુ સારાં હતાં. ગામમાં આવીને તેણે ખેતીવાડીને માટે બંદોબસ્ત કર્યો. તે દરરોજ ખેતરમાં જઇને આમ કરવું, ફલાણું કરવું, એવી વાતો કરીને ખેતી કરાવવાનો યત્ન કરતો. તેની જોડે મારી વિવિધ વિષયપર વાતો થતી.

એટલામાં બાબુ નવીનચંદ્ર રાયે પાછા ૭ મહિનાની છુટી લઇને ગામમાં આવ્યા. આવતી વખતે પોતાની જોડે એક બંગાળણ રસોઇણ તથા એક જુવાન આશરે ૧૮–૧૯ વરસની સ્ત્રી લાવ્યા. બાબુએ મેની જુવાન સ્ત્રીની મને આવી રીતે ઓળખાણ આપી. એ બિચારી અનાથ છે, તેનો ધણી ક્યાંનો ક્યાં જતો રહેલ છે. તે આગ્રામાં અમુકને ત્યાં મદદ માગવા ગઇ હતી. તેણે કેટલાક દહાડા પોતાને ત્યાં રાખી પછી તેણે મારી પાસે મોકલાવી.

અહિં આપણા ગામમાં તે અનાથાશ્રમમાં રહેશે. તેથી હું લાવ્યોછું. આવી રીતે બાબુએ મને પેલી જુવાન સ્ત્રીના વિશે કહ્યું. તે સ્ત્રીનું નામ કુસુમ હતું. તે સાધારણ રંગની હતી, તે બહુ ગોરી તેમ કાળી નહોતી. તે બહારથી કંઇક સારી દેખાતી હતી.

હું જ્યારે ખાવા માટે રસોડામાં જતો હતો, ત્યારે પેલી કુસુમ મારી જોડે વાતો કરવાને ચહાતી હતી, હું બંગાળી કંઇક બોલતો હતો, તેને તથા રસોઇ કરનારીને હિંદી આવડતી નહોતી. તેથી હું તેઓની જોડે ભાંગી તુટી બંગાળી બોલતો. મારી બોલવાની ઢબમાં ગુજરાતી, હિંદી વગેરે શબ્દ આવતા હતા. તેઓ કેટલાક શબ્દ જાણતા નહોતા. તેથી તેઓ વારવાર મને પૂછતા હતા. હું સમજાવતો હતો. મારા વિશે બાબુની સ્ત્રી હેમલતાએ તેઓને કહ્યું હતું કે મેં ઘણાં બંગાળી પુસ્તકો વાંચ્યાં છે તથા ભાષાન્તર કર્યા છે તેથી પેલી જુવાન સ્ત્રી મને આ પુસ્તક પેલું પુસ્તક તમે વાંચ્યું છે એવા પ્રશ્નો કરતી, હું તેના જવાબ આપતો. કોઈ કોઇ વખતે હું કહેતો કે મને વાંચતાં આવડે છે પણ બોલતાં બરાબર આવડતું નથી. આ સાંભળીને કુસુમ બોલતી કે હું તમને બોલતા શીખવીશ. હુ દરરોજ બે વખત અડધા કલાકથી પણ થોડો વખત સુધી રસોડામાં ખાવાને બેસતો એટલા અરસામાં કઇને કઈ વાતો થતી. આવી રીતે એક બંગાળી જુવાન સ્ત્રી પોતાની મેળે મારી જોડે વાતો કરતી હતી.

એક દહાડો બાબુને હું ખેતરમાંથી જતા હતા, તે વેળાએ મને બાબુએ કહ્યું કે શું તારે લગ્ન કરવાં છે. પેલી કુસુમની ઇચ્છા છે કે તને પરણે. જો તારી તેની જોડે લગ્ન કરવાની ઇચ્છા હોય તો કર. મેં કહ્યું, "નહિ." બાબુ નવીનચંદ્ર રાયે કહ્યું, જો તું લગ્ન કરે તો હું તને આખી ઉમ્મર સુધી ખાવા પહેરવા સ્ટાંપના કાગળ ઉપર લખી આપુ. તને કઇ પણ હરકત થશે નહિ. મે કહ્યુ, એવો હું નકટ નથી કે તમારા હાથનો સ્ટાંપનો કાગળ લઇને હું પરણું. તમે જે મોથી કહોછો, તે હું કબુલ કરૂંછું પણ મારે પરણવું નથી હું હાલ લગ્ન કરીશ નહિ. બાબુએ કહ્યું કે, કુસુમને તારે માટે લાવ્યોછું. મેં કહ્યું, એ તમારી મોટી કૃપા પણ હમણાં નહિ.

પછી અમે બેઉ જણા બીજીવાત કરતા ખેતરમાં ગયા.

એ અરસામાં બાબુ ચંડીચરણ સેન નામનો એક બંગાળી પુરૂષ ખાદ્યગ્રામમાં ફરતો ફરતો આવી ચઢ્યો, તેણે મોટી મોટી ડફાંસો હાંકીને બાબુને કહ્યું કે હું બગીચાનું કામ સારૂં જાણું છું તેથી બાબુએ ગામમાં બગીચાનું કામ કરવાના ઉપરી દાખલ રાખ્યો. પહેલાં ખાવાનું રસોડામાંથી આપતો અને તેને હાથ ખર્ચના કંઇક પૈસા આપતા. તે બંગાળી પુરૂષ બાબુ નવીનચંદ્ર રાયને બાવા એટલે પિતાજી અને હેમલતાને મા ઠાકુરાણી એટલે માના નામથી બોલાવતો. તે કંઇક અફીણી હતો. તે બોલવામાં ઉસ્તાદ હતો પણ બોલવું તરત જુઠું પકડાઇ જતું. તે ગામમાં રહેવા લાગ્યો અને કંઇક હો હા કરીને માણસોથી કંઇક કામ કરાવતો હતો.

એટલામાં બાબુની સ્ત્રીને તાવ આવ્યો તેથી બાબુ, તેની સ્ત્રી, છોકરીઓ, કુસુમ, રાંધનારી ને હું ખંડવા ગયા. મેં ત્યાં એક ઘર ભાડે રાખ્યું. હું થોડાક દહાડા ખંડવામાં રહેતો તો થોડા દિવસ ગામમાં રહેતો. આવી રીતે હું બેઉ તરફ રહેવા લાગ્યો. ગામનો બંદોબસ્ત લગભગ થયો હતો. ખેતીવાડી, બાગ બગીચા થવા હતા ને વિલાયતી શાક ભાજી થતી હતી. કાલીફ્લાવર, ટામેટો, બીનસ, પીજ વગેરે બહુ થતાં હતાં. ગામમાં તથા આસપાસ તેના લેનારા નહોતા. ખંડવામાં પણ તે બહુ ખપતા નહોતા, તેનાથી કંઇ વધારે લાભ થતો નહિ. પછી શેરડી વાવી. તે કંઇક ખપતી હતી. ફળો થવા માંડ્યાં. આવી રીતે બગીચામાં કંઇને કંઇ થવા માંડ્યું.

---

## પ્રકરણ ૫૦ મું.

### ઓંકારની યાત્રા અને મારી કુસુમપર આસક્તિ.

બાબુ નવીનચંદ્ર રાય અને બાબુની સ્ત્રી ખંડવાથી ગામમાં ગયાં છોકરીને તાવ આવતો હતો તેથી બે છોકરી, કુસુમ ને હું ખંડવા રહ્યાં. હવે કુસુમ મારી જોડે છુટથી વાતો કરતી. તેમાં પુસ્તકો વિષે ઘણી વાતો થતી.

કુસુમ રાંધતી અમે બધા ખાતા હતાં. તે અરસામાં ઓંકારનો મેળો ભ-ગયો ઓંકાર ખંડવાથી આસરે ૪૦ માઇલ છે, તે મેળામાં બળદો સારા વેચાય છે. તે મારા જાણવામાં આવ્યું તેથી બાપુને માટે કેટલાક બળદ લાવવાની ઇચ્છા થઇ એક બે સારા સાંઢ પણ લાવવાનો વિચાર કર્યો કારણ કે સાંઢ સારા હોય તો ગાયને સારાં બચ્ચાં થાય તેથી હું જવા નીકળ્યો પણ ખંડવામાં કોઈ નહોતુ તેથી છોકરીઓને કોને હવાલે કરી જાઉં. બાપુ તો ગામમાં ગયા છે. તેને આવતાં વાર છે. એટલામાં મેળો બંધ થઇ જાય તેથી મે બધાને ઓંકારના મેળામા લઇ જવાનો નિશ્ચય કર્યો. હું બધાને ઓંકારમાં લઇ ગયો. ઓંકાર એ નર્મદા નદીના કિનારા ઉપર એક નાનું શહેર છે ત્યાં દર વર્ષે મહાદેવનો મેળો થાય છે. ત્યા આસપાસના ગામડામાથી તથા કેટલાક દૂરથી યાત્રીઓ આવે છે. ત્યા દેશ પ્રદેશની બહુ વસ્તુઓ વેચવા આવે છે. તે જોવા જેવો મેળો છે હું ઓંકાર પહોચ્યો. ઓંકારમાં મોટા મોટા મંદિર જોયા બે નાની છોકરી બહુ ચાલનારી નહોતી. તેથી તેઓને મુકામ ઉપર રાખીને હું અને કુસુમ પડેલા દેવળો જોવા ઉજડ વેરાનમા ગયા. પહેલાં ઓંકારમા બહુ ઉત્તમ દેવળો હતાં. તે મે જોઇને ખાતરી કરી. તે જોકે હજી પણ જંગલમાં ઉભા છે તેની કારીગરી ઉત્તમ જણાઈ નાના ડુંગર ઉપર કેટલાક મંદિરો જોયા, તેના ઉપરથી જણાયુ કે પહેલા ઓંકાર સારૂ તીર્થસ્થાન હોવુ જોઇએ. અમે બેઉ જણા બંગાળીમા કુદરતનો દેખાવ વિશે તથા મંદિરો વિશે વાતો કરતાં કરતાં બીજા યાત્રીઓની જોડે ચાલતા હતાં હું જ્યા નજર ફેરતો હતો ત્યા કુદરતનો દેખાવ જોઇને આનંદિત થતો હતો નદીમા હજારો માછલા ચણા નાખ્યાથી એકઠા થતા તે જોવામા બહુ મઝા જણાતી હતી જે જોવાનું હતુ તે જોયુ બે ત્રણ બળદ ઠરાવ્યા પણ ગામમાં લઇ જનાર મળ્યો નહિ તેથી લીધા નહિ

। અમે પાછા ખંડવામા આવ્યાં કુસુમ અને મારી વચ્ચે વાતચીતનો તરંગ ચાલવા લાગ્યો કુસુમ મીઠું મીઠું બોલીને મારૂં ચિત્ત પોતાની તરફ ખેંચવા લાગી. કુસુમ જુવાન હતી, હું પણ જુવાન હતો. જુવાની

માણસને બહુ ખરાબ કરે છે, તે પ્રેમ ચાહે છે, ઇંદ્રિયસુખ ઇચ્છે છે, તે મીઠું મીઠું બોલણું સાંભળીને ફાંસામાં ફસાવે છે. હું પણ જુવાનીમાં મોહિનીમાં કંઈક આસક્ત થયો. આજ સુધી કોઈ પણ મોહિનીએ મને ફસાવ્યો નહોતો. હવે આ કુસુમ રૂપી થી મારી પાસે હતું. મને કોઈ જોનાર નહોતો. છોકરીઓ તેમાંનું કંઈ જાણતી નહોતી. હું દહાડે દહાડે આસક્ત થતો ચાલ્યો. પણ ઈશ્વરે મને તેવી સ્થિતિમાં રાખ્યો નહિ. હું ઉપાસનાશીલ હતો. હું મારા આત્માને સન્માર્ગે જવાનું ઈશ્વરની પાસે બળ માગતો હતો. હું સ્તુતિ નિયમસર કરતો હતો. પણ જ્યાં મનની એકાગ્રતા થતી ત્યાં હું ઈશ્વરની સ્તુતિવાદ કરતો હતો. ઈશ્વરે મારી પ્રાર્થના સાંભળી, મને ઇંદ્રિય વશીભૂત કરવાનું બળ આપ્યું. હું પેલી કુસુમના મોહથી છુટયો, જો કે હુ કુસુમની જોડે વાતચીત કરતો હતો પણ આસક્ત થતો નહોતો. તેની જોડે પુસ્તકોની, બંગાળી વ્યવહારની વાતો સાંભળીને જ્ઞાનની વૃદ્ધિ કરતો હતો. તે મને ચહાતી હતી, તે તરત રાંધીને ખવાડતી તેમજ બંગાળી ખાવાની વસ્તુ ખાસ કરી તે બનાવીને ખવાડતી હતી. જ્યારે હુ નોકરને પાણી લાવવાનું કહેતો ત્યારે તે પોતે લાવી આપતી હતી. મને વખતો વખત તાવ આવતો ત્યારે મારી બહુ સેવા કરતી હતી. આના ઉપરથી જણાતું હતું કે તે મને ચાહે છે. પણ હું તેને એક ઉપકાર કરનારી તરીકે ચહાતો હતો. તેની સામે જોવાની પણ હિંમત કરતો નહિ. ઈશ્વરે મને અન્યાય વિષય સુખને માટે ઘણી વખતે બચાવ્યો છે, મને ઘણી વખતે અન્યાય કામ કરતાં રોક્યો છે. તેનું કારણ મને એટલુંજ જણાય છે કે તે ઈશ્વરની પ્રાર્થનાનું બળ છે. હું જ્યારે ખરાબ વિચારમાં નિમગ્ન હોઉં તે વેળાએ એકદમ મનમાં પ્રાર્થનાનો ઉદય થતો તેથી હુ ઈશ્વરની પ્રાર્થના કરતો. યુવાવસ્થા ઘણીજ ખરાબ અવસ્થા છે. જુવાની એ માણસને તદન ખરાબ કરે છે. યુવાવસ્થાજ પહેલા પાપના કીચડમાં ફસાવે છે. જુવાની જ માણસને પોતાના સદ્‌ગુણોનો નાશ કરાવે છે. યુવાવસ્થા જ મનુષ્યનું મનુષ્યત્વ ખોવડાવીને તદન નકામો કરી મૂકે છે. તેનાથી બચવાનો સારો ઉપાય ઈશ્વરની પાસે બળ માંગવાનો છે. તે મેં

મારા જીવનમાં અનુભવ્યું છે. જો આયુષ્યને મધુમય કરવું હોય તો જુવાનીમાં ખરા અંતઃકરણથી ઈશ્વરની પાસે બળની યાચના કરવી. જો આયુષ્યને નિષ્કલંક કરવું હોય તો નાનપણથી જે ખરાબ સંગત ત્યાગ તથા ઈશ્વરની પ્રાર્થના કરતા શીખવું જોઇએ. ઈશ્વરની કૃપાથી મને પ્રાર્થના કરવાની અભિરૂચિ થઇ તેમજ સત્સંગમાં વધ્યો તેજ ઈશ્વરની અપાર દયા છે.

બાબુની કન્યાનો તાવ ઉતરી ગયો. અમે બધા પાછા બ્રાહ્મગામમાં ગયા. ત્યાં બાબુની જોડે ધર્મ સંબંધી વાતો તથા પુસ્તકો સંબંધી વાતોમાં દહાડા ગાળવા લાગ્યો, હવે બાબુનો પ્રેમ મારા ઉપર ઘણો વધ્યો. હું પણ બાબુને બહુ ચહાતો હતો. મને ગામના બધા માણસો ચહાતા હતા. મેં કોઇનુ ખરાબ કર્યું નહોતું હું બહુ ઉદાર દીસતો હતો. બાબુ કરતાં પણ હું લોકોને છુટથી આપતો તથા તેઓનું સારૂ કરવા તત્પર થતો હતો. આથી બાબુ ચાહે તેમાં નવાઇ નથી. બાબુ મને રાતે ખાટલાપર સુતા સુતા ધર્મીક જ્ઞાનની વાતો અંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરીને સંભળાવતા. હું તે ધ્યાનપૂર્વક સાંભળતો. જે ઝુંપડામાં બાબુ સુતા હતા ત્યાંજ એક ખાટલા ઉપર તેમની સ્ત્રી હેમલતા તથા ત્રણ કન્યા જુદા જુદા ખાટલાપર સુતા હતા. હેમલતાનું કમનીય મુખ બાબુની પાસેના ખાટલાપર જોતો તે જાણે કમળ ખીલ્યું હોયને એવું ભાસતું હતું. આહ! તે મુખનુ વર્ણન શું કરૂં ! મેં પહેલાં કહ્યું છે કે હેમલતા એ કાશ્મીરનુ કુસુમ છે, તેવા પુષ્પ મેં આ ઉમ્મરમાં ઘણાજ થોડા જોયા છે, તે પુષ્પરૂપી હેમલતાને હું માનની આંખથી જોતો. બાબુ નવીનચંદ્ર સદ્‌ગુણની સુંદર મૂર્ત્તિ હતી, તેમ હેમલતા સૌન્દર્યની મૂર્ત્તિ છે.

મેં પહેલાં જણાવ્યું હતું કે હું અને રામજીદાસ આગ્રેથી આખી દુનિયામાં ફરવાની ઈચ્છાથી નીકળીને ટુંડલામાં અમે પહેલા આવ્યા અને પછી રામજીદાસ પોતાનો સામાન વેચીને મારી જોડે આવવાનુ કહીને તે આગ્રે ગયો ત્યારે હુ ટુંડલાની સરાઇમાં ઉપનિષદોના સાર લખતો હતો, તેમાંના કેટલાક પુસ્તકો મેં દિવાન બહાદુર મણિભાઈ જશભાઇને કચ્છભુજ મોકલ્યાં તેમાંથી બે પુસ્તકો તેમને સરકારી પ્રેસમાં છપાવ્યાં, તેનાં નામ

તત્ત્વકારો ઉપનિષત્સાર અને અગ્નિ સંસ્કાર. અગ્નિ સંસ્કાર એ બાબુ કેશવચંદ્રસેનના એક વ્યાખ્યાનનું બંગાળી ભાષાન્તર છે.

હું જ્યારે બ્રાહ્મગ્રામમાં હતો ત્યારે બ્રાહ્મગ્રામની પોસ્ટ મુંદીથી કાગળો ચાલતા હતા તેથી બધા કાગળો મુંદી પોસ્ટ થઈને મને મળતા. તે અરસામાં દિવાન બહાદુરની કૃપાથી આર્ય ધર્મનીતિ ગુજરાતીમાં છપાઈને અને ૫૦ નકલો મુંદી થઈને મોકલી પણ તે ગંડી હિમાલય પર્વતપરના એક શહેરમાં ભૂલથી જઈને પાછી મળી. આથી મને આશ્ચર્ય લાગ્યું કે જે આર્ય ધર્મનીતિનો ઘણો ભાગ હિમાલયના ઉપર લખ્યો હતો તે પહેલાં છપાઈને પણ હિમાલય ગઈ.

---

## પ્રકરણ ૫૨ મું.

### બ્રાહ્મગ્રામમાં અપ્સરા મને ઠગવા આવી.

બાબુ, તેમની સ્ત્રી તથા છોકરીઓ વખતો વખત ખંડવામાં જતાં હતાં તે મેં પહેલાં જણાવ્યું છે. બાબુની સ્ત્રીને ગામમાં કંટાળો આવ્યાથી ખંડવે ગયા. કુસુમ, પંડિત ગોપીનાથ અને હું બ્રાહ્મગ્રામમાં રહ્યાં. ગોપીનાથની ઈચ્છા હતી કે કુસુમની જોડે હું લગ્ન કરું. તે મને વારંવાર કહેતો હતો કે કુસુમની જોડે પરણો પણ હું તો નાની હા કહેતો નહોતો. જ્યારે બાબુ ખંડવા ગયા ત્યારે ગોપીનાથે કુસુમને કહ્યું કે હું તારું લગ્ન નારાયણની જોડે કરવાનો બંદોબસ્ત કરું છું. મને તે સમજાવવા લાગ્યો. એક વખતે ગોપીનાથે મને ઘણું કહ્યું કે તમે એક જણા લગ્ન સંબંધી વાતો કરો. તમારો જે વિચાર હોય તે તેને કહો જોઈએ તે શું કહે છે.? તે પ્રમાણે ગોપીનાથે દિવસે બાબુના રૂમમાં કુસુમને મોકલી. તેણે પહેલાં વાત ઉપાડી કે હું તમને ચાહું છું પછી મેં કહ્યું, હું કંઈ ખૂબસુરત નથી તેમજ પૈસાદાર નથી કે જેથી તમે ચાહી શકો. હું તો ભટકતો, પૈસા વિનાનો તથા બદસુરત છું. તેણે કહ્યું, ગમે તેવા હો પણ હું તમને ચાહું છું. હું તમારી જોડે

લગ્ન કરવા પ્રશ્ન પૂછ્યું. મેં તેના ઉત્તરમાં કહ્યું કે, મારી જોડે લગ્ન કરવાથી તમને કઇ લાભ નથી. હું તે આજે અહિંછું. કાલે ક્યાંનો ક્યાં જઈશ. તમે મારી જોડે લગ્ન કરશો તો તમને સુખ મળશે નહિ. કુસુમે કહ્યું, હું તમારી જોડે ફરીશ. તેમાં મને સુખ મળશે. મને ઘરેણાં કંઇ જોઇતાં નથી, પૈસા જોઇતા નથી, પણ હું તમને ચાહુંછું. આવી આવી ફસાવવાની વાત કરી. મેં નાની હા કહી નહિ.

જ્યારે બાણુ ગામમાં રહેતા ત્યારે હું રાતે ૧૦ વાગે બાણુની પાસેથી મારા સલાના ઝુંપડામાં જતો. મારૂં ઝુંપડું નાનું હતું, મોટી મોટી આલમા-રીમાં પુસ્તકો ગોઠવેલા હતાં, એક નાનું ટેબલ, એક ખુરશી તથા એક ખાટલો હતો. ખાટલા ઉપર સુતો હતો. દીવો હું ઝુંપડીમાં રાખતો નહિ. એક દહાડો હું મારા ઝુંપડામાં સુતો હતો. આસરે બારેક વાગ્યા છે, એવી વખત પેલી મો-હિની કુસુમ મારા ઝુંપડામાં આવી. તે વેળાએ હું ભર ઉંઘમાં પડયો હતો. આવીને કોઇ તદબીરથી મને જગાડયો. મેં ચંદ્રના પ્રકાશમાં જોયું, મારા ઝુંપ-ડાના દરવાજામાંથી ચંદ્રમાનું અજવાળુ આવતું હતું. તેમાંથી મે શું જોયું ? પેલી કુસુમ સારા વસ્ત્ર ધારણ કરીને તથા વાળ હોળાને મારી સામે ઉભેલી છે. હું જોઇને આશ્ચર્ય પામ્યો. આ વેળાએ કુસુમ અહિંઆં શા માટે આવી હશે એનો વિચાર મનમાં આવ્યો નહિ. મે કહ્યું તમે અહિંયાં રાતે શા માટે આવ્યાં છો? તેણે કહ્યું, તમને જોવા. મેં કહ્યું કે, શું મારા મોંપર હીરા જડયા છે. ? તેણે કહ્યું, નહિ, મેં સાંભળ્યું છે કે તમને તાવ આવે છે તેથી જોવા.આવી છું. તે વેળાએ મને તાવ આવતો હતો એ વાત ખરી પણ રાતે શા માટે આવવું. એ કઇ હું સમજી શકયો નહિ તેથી મેં કહ્યું, દિવસે તો હું મળુંછું. રાતે શામાટે આવી ? તે વેળાએ કુસુમે કહ્યું કે, મને અહિયાં હેમલતાએ મોકલી છે. હું સાંભળીને બહુ ગુસ્સે થયો તરત હું બહાર ગયો ને બા-ણુના ઝુપડાની પાસે જઇને જોયું કે હેમલતા જાગે છે કે નહિ પણ તે તો ઉંઘતી હતી. તરત પાછો આવીને કુસુમને કહ્યું કે તમે આવ્યા તો આ-વ્યા પછીથી આવતા ના. આવું કહ્યાથી તે જતી રહી. આ વખતે મને ઇ-શ્વરે બળ આપ્યું હતું. નહિતો હું ફસાઇ જાત. મારા મનમાં કુસુમ શામાટે

સને આવી તેનો કંઇ પણ વિચાર નહિ આણતાં એકદમ તેને જવાની રજા આપી. તેનો વિચાર હાલમાં કરૂંછું તો તેજ ઈશ્વરી બળ હોતું જોઇએ એવો ભાસ થાય છે. હું ઘણી વખતે આવી રીતે ઈશ્વરની તરફથી બળ મેળવીને ખરાબ રસ્તેથી જતાં રોકાયોછું, અને હાલ પણ રોકાતો જાઉંછું આવી રીતે શું ઈશ્વર બચાવનો નથી ? મારી તો ખાતરી છે કે ઈશ્વરની પ્રાર્થના આ જગતમાં બધુ કરે છે. કેટલાક નાસ્તિકો તથા સ્વદેહવાદીઓ પ્રાર્થનાની જરૂર માનતા નથી પણ મારા જીવનમાં હું દરેક વેળાએ પ્રાર્થનાનું બળ અનુભવુંછું.

હું ઈશ્વર કૃપાથી રાતના મોહથી બચ્યો. સવારે જ્યારે હું બાપુને મળ્યો ત્યારે રાતની પેલી મોહિનીની વાત કહી તે સાંભળીને બાપુ નવીન ચંદ નાયે કહ્યું, મને ચોકીદારે સવારમાં કહ્યું હતું કે 'નારાયણના ઝુંપડામા રાતે કુસુમ ગઇ હતી તે મેં જોઇ. તેનું શું લગ્ન થયુ છે?' પછી મેં બાપુને કહ્યુ, કુસુમ રાતના આવીને મને કહ્યું, "મને બાપજીએ અહિં મોકલી છે." તેમ જો હોય તો ઘણુ ખરાબ પછી તરત હેમવતાને બોલાવીને પૂછ્યું કે, શું તમે કુસુમને નારાયણની પાસે જવાનુ કહ્યુ હતું. તે કહે છે કે મને કાલે રાતે ત્યાં જવાને માએ કહ્યુ છે. તેના ઉપરથી હેમલતાએ કહ્યું કે મે તો કહ્યુ નથી. પછી કુસુમને બોલાવીને કહ્યુ કે, તે ક્યારે નારાયણની પાસે જવાનું કહ્યુ હતું ? તેનો જવાબ કુસુમે આપ્યો નહિ. તે અપરાધીની પેઠે નીચુ ગાલ્યું ઘાલીને ઉભી રહી. પછી કંઇક બાપુની સ્ત્રી બોલી, ત્યાર પછી બાપુ ને હું ખેતરમાં ગયા. ખેતરમાં જતાં જતા બાપુએ મને કહ્યુ કે, તારે કુસુમની જોડે લગ્ન કરવાં છે કે નહિ ? મેં ના કહી. ત્યારે બાપુએ કહ્યું કે, જ્યારે લગ્ન કરવાં નથી ત્યારે તેને અહિ રાખવી નકામીછે. વઢવાઢ થાય. તેથી તેને જ્યાં જવું હોય ત્યાં ભલે જાય. પછી મેં બાપુને અમદાવાદ સુધીનું ભાડું આપવા કહ્યું. તે પ્રમાણે અમે ઘેર આવીને કુસુમને કહ્યુ કે, તારે જ્યાં જવું હોય ત્યાં જા. હું તેજ દહાડે ખંડવા જવાનો હતો. તેથી કુસુમ અને હું એક ગાડીમાં બેસીને સ્ટેશનપર ગયા. કુસુમે રસ્તામાં મને કેટલીક હેમલતાના વિરૂદ્ધ વાતો કરી. રેલવે ટ્રેન

પહેલાં મારી જવાની હતી. તેથી હું પહેલાં રેલવેમાં બેઠો. પછીથી કુસુમ ગઈ. કુસુમે એક મહિના પછી મને એક કાગળ લખ્યું હતું કે હું મારી માની જોડે ગગા સ્નાન કરવા જાઉંછું વગેરે. પણ તેણે પોતાનો પત્તો લખ્યો નહોતો.

---

## પ્રકરણ પરમું.

### ચારવા કંપની, તેમાં મારો સંબંધ અને હું આખરે જમીનદાર થયો.

બાબુ નવીનચંદ્ર રાયે બ્રાહ્મગ્રામ લીધાને એક વર્ષ થયું છે. બાબુએ પોતાના મિત્રોને બ્રહ્મગ્રામ લેવાની ખબર કહી, તેના ફાયદા વર્ણન કર્યા. બહુ લાભ થશે એવું ધાર્યું તેથી કેટલાકની ઇચ્છા થઇ કે કંપની કાઢીને ખેડવાને માટે એક બે ગામ લીધા હોય તો ઠીક. બાબુ નવીનચંદ્રે એ કામમાં મદદ આપવાનું કહ્યું. તરત ચારવા એગ્રીકલ્ચર કંપની થઈ. તેના દશ દશ રૂપીઆના શેર થયા. પહેલાં પાંચ રૂપીઆનો કોલ ઠરાવ્યો. કેટલાક શેરો ભરાયા બાબુએ પોતાના દોસ્તોને લખ્યુ કેટલાક શેર હોલ્ડર ઉભા થયા. રૂપીઆ એકઠા થયા. તરત માણસોની ખોળાખોળ થઇ. આરોથી, અલ્હાબાદથી માણસોને ૬ રૂપીઆનો પગાર કરીને કાશીનાથ નામના હિંદુસ્તાની માણસને ઉપરી કરીને મોકલ્યો. તેણે ચારવા ઇલાખાના ધનોશ ગામમા પડાવ નાંખ્યો. સરકારે ધનોસ ગામનો પટો બાબુ નવીનચંદ્ર રાયની પેઠે આપ્યો. ગામમાં બળદો હથિયાર એકઠાં કર્યાં. ઘરો બાધ્યાં, ખેતરો ખેડાવ્યાં. તેથી વધારે ખર્ચ થયું. ઉપજ ઓછી થઇ. કારણ કે પહેલાં ખેતરોને તોડવા ખર્ચ થાય અને ખેતરોમાં ઘાસ ઘણુ થાય તેથી ઓછી પેદાસ થાય. પણ ધીરે ધીરે ખેતરનું ઘાસ ઓછું થાય ત્યારેજ ખરી પેદાસ થાય. એક વર્ષમાં કંઈ થયું નહિ. ભાગીદારોએ નફો મેળવવાની આશાથી રૂપીઆ ભર્યા હતા, પણ નફો થયો નહિ તેથી કાશીનાથને ઉપરા ઉપરી ઠપકાના

આગળ આવ્યા. ડાયરેક્ટરને અમે સમજાવવામાં કંઇ ઓછાપણું રાખ્યું નહિ પણ શીખેલો વર્ગ શું સમજે? આખરે તેને ચાકરી છોડીને જવું પડ્યું. ડાયરેક્ટરે બીજા માણસની તજવીજ કરાવી પણ કોઇ ત્યાં જવાની ઇચ્છા રાખે નહિ રૂપીઆ પણ હાથમાં થોડા એટલે શું કરે? એક વર્ષ ફરી ચલાવી જોઇએ એવી ઇચ્છા થઇ પણ પૈસા વગર શું થાય? બીજે કોઇ કોઇ આપે નહિ, કારણ કે પહેલા કોસની તો કંઇ ઉપજ થઇ નહિ, ત્યારે બીજે કોણ કોણ આપે? ઉપરી સિવાય બધુ અંધારૂ. ડાયરેક્ટરે જાણ્યું તેથી બાબુ નવીનચંદ્ર રાયના તે શરણે આવ્યો. બાબુએ કહ્યું કે, જો નારાયણ એનો બોજો લે તો થાય. પછી તેણે કહ્યું કે લખો, મારી તરફ બાબુનો પત્ર આવ્યો. મે હા ના કહીને અથવાડિયામાં ચણુચાર હજાર ધનોરામાં જઇને બંદોબસ્ત કરવાને કહ્યુ. અને ચેલા ચંડીચરણને ૧૦ રૂપીઆ કરીને ધનોરામાં રાખ્યો. મને ત્રીસ રૂપીઆનો પગાર ગણવા લાગ્યો.' છ એક મહિના ઠીક ચાલ્યુ પછી તો રૂપીઆ હોય તો આગળ ચાલે એવું મે લખ્યુ. રૂપીઆ તો પલંતમાં મળે નહિ. આખરે હુકમ આવ્યો કે બધુ વેચી સાટીને રૂપીઆ એકઠા કરીને મોકલો, નોકર ચાકરોને શીખજ આપો. તે પ્રમાણે ગે બે ત્રણ માણસોના વિના બધા માણસોને રજા આપીને કોઇને બહારગામમાં રાખ્યા, કોઇને બીજે રખાવ્યા. હવે બળદો વેચવા કાઢ્યા, કોણ લે? ખેતીની મોસમ ચાલી ગઇ હતી. ઘણા સસ્તા વેચવા લાગ્યા પછી ચંડીચરણ અને મેં વિચાર કર્યો કે ચાલો આપણેજ બળદ ખરીદી લઇએ. અને અહિંની સો એકર જમીન સરકારથી લઇએ તે પ્રમાણે હરાડ હુસંગાબાદમાં અરજ કરી. તે અરજ મંજુર થઇ. અમે બળદ લીધા. ખેતી મારા નામથી ચાલવા લાગી ચંડીચરણને મારી ખેતીમાં ભાગીદાર કર્યો. બળદના તથા હથિયારોના પૈસા પગારને પેટે મળેલા રૂપીઆ આપીને આવે પૈસા મોકલ્યા. ધનોરા ગામની બધી વસ્તુઓ પા કિંમને, કેઇ અડધી કિમને વેચીને પૈસા એકઠા કર્યા પછી તે પૈસા આગે ડાયરેક્ટર સાહેબને મોકલ્યા. તેણે શેરહોલ્ડરને રૅટેથી આપ્યા કેટલા આપ્યા, તે મને હમણાં યાદ નથી.

---

# પ્રકરણ ૫૩ મું.

## જમીનદારના ભાગીઆની કહાણી.

ચંડીચરણ મારી જમીનનું કામ તપાસનો હતો. તે ગરીબણી હતો. તે વળી પુખ્ત ઉમ્મરનો હતો તેને પરણવાનો બહુ શોખ થયો. કારણ કે ઘર સ્ત્રી વિના શોભે નહિ. એકલો કોની સાથે વાતો તથા રમત ગમત કરે. મને કહેતો કે કોઇની જોડે મને પરણાવો. મને થોડા પૈસા આપો. હું પરણવાની તજવીજ કરૂંછું. મેં થોડા રૂપીઆ આપવાનું કબૂલ કર્યું. ચંડીએ કન્યાની શોધ કરવા માંડી. લોકોને કન્યા લાવવાની લાલચો દેખાડી. એક ઉસ્તાદ મળ્યો. તેણે પોતાની રાખેલી રાંડની સાથે મસલત કરીને કંઇક ઠગવાની વેતરણ કરી. પહેલાં પેલો રાખેલો ધણી આવ્યો તેણે ચંડીચરણને કહ્યું કે, એક વિધવા બહુ સુંદર છે. તેને કોઇ નથી. તે બીચારી તમારા ઘરમાં રહીને સુખી થશે તેથી તેની જોડે પરણો તો ઠીક. ભાઇ તો પહેલેથીજ બાઇડીને માટે ઘેલા થયા હતા. તેમાં વળી ખુબસુરત નાગના વિશે સાંભળ્યું તે સાથે સાંભળ્યુ કે તે વિધવા છે ને જુવાન છે. તેથી તો ચંડીચરણના હાથમા ચદ્રમા આવ્યો. તે વેળાએ મને તેના વિશે કહ્યું, નવી વહુને પડદામા રાખી હતી. હવે બ્રાહ્મ ગામમાં જઇને પુનર્વિવાહ કરવાનું નક્કી કર્યું તરત ગાડી જોડાવીને ચાલ્યા નવી વહુ ગાડીમાં ત્રણ હાથનો ઘુમટો કાઢીને બેઠાં. મે તેનો સુંદર ચહેરો જોયો નહિ. બ્રાહ્મગામથી ધનોરા આસરે છ કોશ દૂર છે. ત્યાં આવી પહોચ્યાં. નવી વહુ ઘુમટો કાઢીને બહાર નીકળ્યા. બાણુને બધી વાત કહી બાબુ પુનર્વિવાહ કરાવવામાં રાજી થયા. રાતે મોટી તૈયારી થઇ. મોટી સેતરંજી પાથરી, ફૂલોની માળા બનાવી, ફૂલો બાજટના ઉપર પાથર્યાં. ગ્રામનાં બધાં નાના મોટાં સ્ત્રી પુરૂષને આવવાનું કહ્યું. મોટા મોટા કેરોસીનના દીવા સળગાવીને કન્યા વરને એક જગાએ બેસાડયાં, તેમની રાજીખુશી વિશે પૂછ્યું, તેઓ રાજીખુશીથી લગ્ન કરે છે. પછી હાથેલો મેળવ્યો બધાએ ફૂલની વૃષ્ટિ કરી લગ્ન થયું. રાતે સ્ત્રી મંડળમાં ગાવુ બજાવવું થયું. તેમાં પેલી નવી

વધુએ નાચ કર્યો તે તો મેં નજરો નજર જોયો નહિ પણ બીજે દહાડે હેમલતાએ મને કહ્યું કે કાલે પેલી વિધવાએ નાચ કર્યો હતો. તે મને પસંદ પડયો નહિ. આથી મારા મનમાં કંઇ દગો થયો છે એવું જણાવ્યું.

બીજે દહાડે સવારમાં વર વહુ ધનોરે ગયાં. મારી તરફથી ૩૦–૪૦ રૂપીઆ ખર્ચ થયા કારણ કે ચંડીચરણ મારો માણસ છે તેના ભરૂસાથી મેં ૧૦૦ એકર જમીન તથા બાગ વગેરે લીધા. મારે તેથી લાભ થાય એવું સમજીને તે મેં ચંડીચરણને કંઇક ભાગ આપવાનું કહીને રાખ્યો છે. હવે તે ઠેકાણે બેસશે એથી પણ ૩૦–૪૦ રૂપીઆ ખર્ચ્યા. વર વહુ ધનોરે પહોંચ્યાં. સુખમાં એક દહાડો ગાળ્યો. એટલામાં તેનો ધણી આવ્યો, તેથી પેલી ખોટું બોલનારી સ્ત્રી ત્યાંથી નાશી ગઇ. ક્યાં નાશી ગઇ તેનો કંઇ પત્તો લાગ્યો નહિ. તરત પેલી સ્ત્રીના પહેલા ધણીએ હુગલીમાં કમીશનરની પાસે ફરિયાદી કરી. સમન આવ્યો. ચંડીચરણ ભાઇ ધ્રુજતો ધ્રુજતો મારી પાસે આવ્યો. અમે તેનો વિલાપ સાંભળ્યો. લોકોની હગલબાજી જાણી પછી સમજાવીને તેને ધીરો પાડીને કહ્યું કે કંઇ નહિ, ફીકર રાખીશ ના. પછી હુગલી ગયા. ત્યાં કાળીદાસને વાત કરી. તેણે કહ્યું કે કંઇ ફીકર નહિ. કોર્ટમાં નામ પોકાર્યું. ચંડીચરણે સાબેત કર્યું કે તે રાંડ હતી. એક બે નેળાએ આમ કરીને નાશી ગઇ હતી. તેથી તેના ઉપર નસાડી મૂકવાનો આરોપ ઉડી ગયો હવે ભાઇ ખુશ થયા અને બીજા લગ્ન કરવાની તપાસમાં ગુંથાયા જોગજોગે એક ગરીબ અનાથની છોકરી હાથ આવી. તેના ઉછેરનારને વીસ પચાસ રૂપીઆ આપીને કન્યાની જોડે લગ્ન કર્યાં તે હાલ છે.

---

## પ્રકરણ ૫૪ મું.

### કલકત્તા.

જાનેવારીમાં કલકત્તામાં મહોત્સવ થાય છે તે જોવાની મારી બહુ ઇચ્છા હતી. બાબુ નવીનચંદ્ર રૂપને મેં તે વિષે કહ્યું બાબુ તેમાં ગુજ

ગયા. હું કલકત્તે બારોબાર ગયો. ત્યાં હું પંડિત શિવનાથ શાસ્ત્રીને ત્યાં ખાતો તથા સીટી કૉલેજમાં સૂતો હતો. તેવામાં પંડિત શિવ નારાયણ કલકત્તામાં પહેલ વહેલા ઉત્સવમાં આવ્યા હતા તે પણ પંડિત- શિવનાથને ત્યાં ખાતા તથા સિટી કૉલેજમાં રહેતા હતા.

સાધારણ બ્રહ્મસમાજનું મંદિર તે અરસામાં ઉઘડયું. તેમાં શિવનાથ શાસ્ત્રી, નગેન્દ્રનાથ ચટરજી ભાષણો આપતા. તે ભાષણો બંગાળીમાં થતાં. તે મારા સમજવામાં હતાં. હું દરેક ભાષણમાં જતો હતો. બ્રહ્મસમાજના મતને હું માનતો હતો." તે વેળાએ હું સાધારણ બ્રહ્મસમાજનો મેમ્બર થયો. બ્રહ્મસમાજમાં આનંદમોહન બોસ, દુર્ગામોહન દાસ, શિવચંદ્ર દેવ વગેરે મોટા મોટા બંગાળી વિદ્વાનોની જોડે વાતચીત થઈ, તેમજ કેટલીક વખતે પાર્ટીમાં વાતચીત થઇ હતી.

કલકત્તા એ હુગળી નદીના કિનારા ઉપર બંગાલ ઇલાકાનું મોટું શહેર છે, તે હિંદુસ્તાનની રાજ્યધાનીનું શહેર છે. તેમાં ગવર્નર જનરલ રહે છે. તથા બીજા મોટા મોટા હોદ્દેદારો રહે છે. તેને મહેલોનું શહેર કહે છે. પણ તે લાગુ પડતું નથી. જોકે અંગ્રેજ મોહલ્લાના ઘરો તથા બંગલાઓ મોટા છે. પણ શહેરના ઘરો નાનાં છે. તથા વચ્ચે વચ્ચે ઝુંપડાના આકારનાં પુષ્કળ ઘરો છે. જોકે પહેલાં તે શહેર બીજા શહેરો કરતાં કેટલાકને સારૂં લાગતું હશે તેથી મહેલોનું શહેર એ નામ આપ્યું હોય. હાલમાં મુંબઇમાં પણ મોટાં મોટાં ઘરો થયેલાં જોવામાં આવે છે. ગમે તેમ હોય, કલકત્તામાં અંગ્રેજ મહોલા સિવાય બંગાળીઓના મોહોલ્લામાં કોઇ મોટું તો કોઈ નાનું ઘર દીઠામાં આવે છે. કલકત્તાના રસ્તા ઘણાક ગંદા છે. સવારના પહોરમાં રસ્તે જવાથી ઠેક ઠેકાણે ભાગેલાં માટીના વાસણો, સાદડીઓ, કાગળનાં પાંત્રાં, માછલાંનાં ભીંગડાં તથા એંઠવાડનાં ઢગલા જોવામાં આવે છે. અહિંયા મુંબઇની પેઠે ઠેક ઠેકાણે મોટી કચરો નાખવાની પેટી તથા ગાડાં ઉભાં કર્યાં નથી. મુંબઇમાં પણ કચરાની પેટીથી તથા ગાડાંથી રસ્તે જનારને બહુ વાસથી નાક બંધ કરીને જવું આવવું પડે છે. કલકત્તામાં આઠ નવ વાગ્યા સુધી રસ્તામાં ગંધ તથા કીચડમાં જવું પડે છે. તે ઘણું

મનને ખરાબ લાગે છે. એક અંગ્રેજ મહોલ્લામાં તેમાંનું કંઇ હોતું નથી. ત્યાં બહાર કચરો નાખવાની સખ્ત મનાઇ છે. તેમજ રસ્તાઓમાં વધારે પાણી છીપવામાં આવતું નથી તેમજ બંગાળી મહોલ્લાના જેવા દુરસ્ત કર્યાં વગરના રસ્તા પડી રહેતા નથી તેથી પાણી છીપવાથી તે પાણી તરત સુકાઇ જાય છે. આમ થવાનું કારણ એ છે કે અંગ્રેજ મહોલ્લાને માટે વધારે ખર્ચ કરવામાં આવે છે ને દેસી મહોલ્લાને માટે ઓછો ખર્ચ થાય છે. પણ કર એક સરખો લીધામાં આવે છે. તેના વિશે કેટલીક તકરારો આજ કાલના પેટરિયટો, કરે છે. પણ કંઈ વળતું નથી. ગમે તેમ હો. કલકત્તાની સફાઇ વખાણવા લાયકની નથી. ઘરોની બાંધણી પણ કંઇ વખાણવા લાયકની નથી. દરેક કુટુંબને એક એક ઘર હોય છે. કોઇને નાનું તો કોઇને મોટું એટલોજ તફાવત છે. અહિંયાં ત્રણ ચાર કુટુંબ એક ઘરમાં રહેતા નથી. જેમ મુંબઈમાં પાંચ છ કુટુંબ એક ઘરમાં રહે છે, તેમ રહેતા નથી. કારણ કે કલકત્તાના બાબુઓ ગમે તો હિંદુઓ હો કે મુસલમાન હો, તેઓ પોતાની સ્ત્રી, બહેન, દીકરીને પડદામાં રાખે છે. એટલે કોઇ તેઓની સ્ત્રીઓને નહિ જોય તેને માટે સખ્ત બંધીખાનું કરી મુકે છે, તેથી ઘણાં કુટુંબો એક ઘરમાં રહેતા નથી. ઘર જૂદાં જૂદાં હોય છે. પોતાની શક્તિ પ્રમાણે ઘરો બનાવે છે. એટલે કોઇ ઘર સારૂ કરેલું હોય તેની પાસે કોઇ ગરીબે ઝુંપડું કર્યું હોય એમાં નવાઇ નથી. તેથી દેશી ભાગ કંઇ વિચિત્ર દેખાય છે. કેટલાંક ઘરોની આસપાસ જમીન હોય છે. તેમાં તે જાત જાતના ફૂલ ફૂલનાં ઝાડ રોપીને બગીચો કરે છે. કેટલાકને જમીન નહિ હોવાથી તેઓ તેમ કરી શકતા નથી. એથી વચમાં કોઇ ભાગવાળું ઘર તો કોઈ આડુ ઝુંપડું નજરે પડે છે. આવા દેખાવ આખા શહેરમાં દીઠામાં આવે છે.

કલકત્તાના હિંદુ કે મુસલમાનો માથા ઉપર પાઘડી કે ટોપી પહેરતા નથી. તેઓ લાંબો અંગરખો પહેરતા નથી તેથી રસ્તામાં કાળા કાળા માથાં દેખાય છે, તેમાં વળી વચ્ચે વચ્ચે ઘરડના સફેદ માથાં દેખાય છે. કપડામાં બારીક ધોતિયું પહેરવું, બદનમાં એક પહેરણ અથવા શરીર ઉપર

પછેડી અથવા શાલ કે કાશ્મીરી સફેદ ચાદર તથા ઇંગ્લીશ કોઇ જાતનું ગરમ હોદવાનુ જણાય છે. ગૃહસ્થના અંગનુ તો રસ્તામા નામજ દેખાતુ નથી કેટલીક માછણ તથા ચાકરડી વખતો વખત નજરે પડે છે પણ તેનો પોશાક જોઇને નરમ આવે, તેઓ એના પાતળા સફેદ ધોતિયા આપણી સ્ત્રીઓની પેઠે પહેરે છે કે તેમા બધુ દેખાય ચોળી તથા કાચળીની તો વાતજ પૂછવી નહિ હાથમા સોના રૂપાના કડા, કાનમા કઇક ઘરેણા દેખાવ તો જાણે અડધી ઉમમણ હોયને બગાળી પુરૂષોમા ઘણા ખના કાગાસ મારતા જણાય છે એના ઉપરથી જણાય છે કે બગાળી સ્ત્રીઓ પણ જનેજ ગૌરરગની હોય જો કે મે ઘણીક બગાળી ગૃહસ્થની તેમજ વૈસ્યાને જોઇ છે તેના ઉપરથી તો હુ અનુમાન કરુ છુ કે બગાળી સ્ત્રીઓ ઘણુ કરીને અર્દ્ધગૌર અર્દ્ધ-નીના મેળાપથી જે રગ થાય તેવા રગની હોની જોઇએ સ્ત્રીઓ પણ ઘરમા બહુ ઝીણા ધોતિયા પહેરે છે કેટલાક સદ્ગૃહસ્થની બાઇડીઓ એવા તો પાતળા કપડા પહેરે છે કે તેની સામુ જોતા શરમ લાગે છે

બગાળી ગુજરાતીના જેવી ઘણી જાતો છે બ્રાહ્મણ, વૈશ્ય, કાયસ્થ તેલી, માળી વગેરે છે તેમા બ્રાહ્મણ તથા કાયસ્થ ભણેલા છે. કેટલાક બગાળની સરકારમા, પજાબની સરકારમા, હિંદુસ્તાનની સરકારમા નોકરી કરે છે બ્રાહ્મણ, કાયસ્થ નોકરીને માટે તલપે છે તેઓ એમ એ બી એ એલ એલ બી વગેરે મોટી પરીક્ષા પાસ કરે છે ડાક્ટરો બારિસ્ટરો વકીલો થઇ પોતાનો ગુજારો રાતદીને કરે છે નોકરીઆત તથા સ્વતન્ત્ર *ધધો કરનારાઓ સુખી છે તેઓ ખઇ પીને, પુસ્તકો વાચીને, તથા કઇક અગ્રેજી વસ્તુઓ ખરીદીને, મુસાફરી કરીને સુખ હાસલ કરે છે કેટલી સ્ત્રીઓ બગાળી, અગ્રેજી જાણે છે, તેમાથી કેટલીકએ તો કેટલાક બગાળીમા પુસ્તકો તથા માસિક ચોપાનિયા પણ કાઢ્યા છે કેટલીક બગાળી સ્ત્રીઓ બી. એ પણ થઇ છે આવી રીતે બગાળીઓએ પોતાની ભાષા ઉપર જાત જાતના પુસ્તકો લખ્યા છે તેઓ ધારે છે કે જ્યા સુધી સ્વભાષામા પુસ્તકો નહિ થાય ત્યા સુધી આપણી સ્થિતિ સુધરનાર નથી અગ્રેજીમા

તો પુષ્કળ ગ્રંથો છે. આપણી જાતને અનુસરતાં ગ્રંથ કરવા એ આપણી ફરજ છે. તે ફરજ બજાવવાને કેટલાક વકીલો, બારિસ્ટરો, સોલીસરીટરો, શાસ્ત્રીઓ, વૈદ્યકો મથેછે. આથી બંગાળી સાહિત્ય ઘણું વધતું જાયછે.

બંગાળી મોટા માણસો જમીનદાર છે. તેઓની પેદાસ મુકરર હોય છે. તેઓ મોટા ઠાટથી રહે છે. તેઓ કંઇક ખેડુતોની સાથે ખરાબ ચાલ ચલાવીને પોતાની પેદાસ વધારવાની તજવીજ કરે છે. તેઓ મોજશોખમાં કાળ ગાળે છે. રૂપીઆની તંગી થવાથી કોઇ રીતના જુદા બહાના કાઢીને ખેડુતને પજવે છે તેઓ વેપાર કરતા નથી.

કલકત્તામાં મોટા વેપાર કરનારા તો પરદેશી છે. મારવાડી, ગુજરાતી, પારસી, યાહુદી, અંગ્રેજ, બેગણુ વગેરે છે. મારવાડીની મોટી પેઢીઓ તથા માલ વેચવાની દુકાનો દીઠામાં આવે છે. ગુજરાતીની દુકાનોપરં જથાબંધ કરીયાણું, રેશમી કપડું વગેરે છે, પારસી અફેણ માલ વેચે છે. યાહુદી પરચુરણ ઘર સંસારનો વિલાયતી માલ વેચે છે ને અંગ્રેજ બધી જાતનો વેપાર કરે છે. કેટલાક બંગાળી વાણીઆ કાપડ, મસાલો, અનાજ વગેરે વેચેછે.

કલકત્તામાં બધી જાતની વસ્તુ સસ્તી વેચાય છે. અહિં શાક, ભાજી, માછલાં વગેરે સસ્તુ છે. અહિં ફળ પણ બહુ સોંઘાં વેચાય છે. કલકત્તાના બ્રાહ્મણ, કાયથ, વાણિયા બધા માંસ માછલાં ખાય છે. ઘરનું ભાડું પણ સસ્તું છે. વીસી પણ બહુ છે. બે આના એક ટાણાના લે છે. તેમાં ભાત દાળ એક બે શાક માછલાં આપે છે. મહિનાનું ઓછું લે છે. અહિંયાં મીઠાઇ પણ સારી થાય છે. માવાની મીઠાઇ તો મારવાડીઓ કરે છે પણ બંગાળીઓ દલવાઇ દૂધને ફાડીને તેમાંથી ફાડેલા દૂધમાંથી પાણી ગાળીને જે બાકી રહે છે. તેને છાના કહે છે, તેની મીઠાઇઓ બનાવે છે. તે મીઠાઇ સારી લાગે છે. બીજી કેટલીક મીઠાઇઓ બનાવે છે. તે પણ સારી બને છે, મતલબ કે કલકત્તા સસ્તુ રહેવાનું સ્થળ છે. ત્યાંના ખોરાકમાં તથા આપણા ખોરાકમાં રાંધવામાં ફેર છે તેથી તે સ્વાદમાં ઓર તરેહનું લાગે છે, કલકત્તાના માણસો કેટલાક સારા તથા નરસા છે. પણ સ્વાર્થી તો ખરા.

કલકત્તા એ પ્રાચીન નગરી નથી: તે અંગ્રેજના વારામાં વેપાર થઇ

છે. તેથી ત્યાં કંઇ જૂની કીર્ત્તિ નથી. અંગ્રેજની કેટલીક કીર્તિ છે. તેમાં મુખ્ય કરીને વિલિયમ ફોર્ટ નામનો કિલ્લો છે, તે ઇસ્ટ ઇંડિયા કંપનીએ બંધાવ્યો છે. તે કિલ્લો અંગ્રેજી ઢબનો છે. તેની દિવાલ જમીનની અંદર છે. તેથી તે એક રીતે બીજી જાતનો છે. તેમાં અંગ્રેજોની બરાખ છે. તથા દેવળ છે પણ તે કંઇ સારી ઇમારત તરીકે વખણાતા નથી. ફક્ત કિલ્લાની દિવાલ જોવા જેવી છે.

બીજું ચોરંગીના મેદાનમાં મોનુંમેન્ટ છે તેના ઉપર ચઢીને આખા શહેરનો દેખાવ સારો નજરે પડે છે. તે જોકે બહુ ઉચ્ચો નથી તોપણ તે જોવા જેવો છે. કલકત્તામાં ઇડન ગાર્ડન નામનો એક સુંદર બગીચો હુગલી નદીના કિનારે છે. તે બગીચો જોવા જેવો છે. તેમાં અંગ્રેજો બહુ હવા ખાવા માટે આવે છે. ત્યાં બેંડ વાગે છે તથા વિજળીની રોશની થાય છે. તે બગીચો બહુ સુંદર છે. બીજો એક બગીચો શિવપુર નામના ગામડામાં છે તે કલકત્તાની પેલે પાર થોડેક છેટે છે તેને એગ્રીકલચર બાગ કહે છે. તે બગીચામાં ઘણા ખશ દુનિયાપરના ઝાડપાન છે, તેને માટે મોટા મોટા કાચના ઘરો તૈયાર કરીને તેમાં જૂદા જૂદા દેશની ગરમી તથા શરદી ઉપજા કરીને વાવેલાં છે. એક કાચના ઘરમાં જાત જાતના થોરનાં ઝાડ જોયાં તેમજ જાત જાતના ફૂલો જોયાં. ઘણું જોવા જેવું છે. બહુ ઉત્તમ બગીચો બનાવ્યો છે તેવો બગીચો હિંદુસ્તાનમાં મેં ક્યાં પણ દીઠો નથી. તેમાં ગયાથી જીવને બહુ આરામ થાય છે અને ઇશ્વિરની લીલા યાદ આવે છે. તેના વિના કલકત્તામાં ઝ્યાલોજીકલ ગાર્ડન છે એટલે પશુ પક્ષીઓને જીવતાં રાખીને દેખાડવાનો બગીચો છે. એમાં જાત જાતના જનાવરો તથા પશુ પક્ષીઓ છે, તે જોવાની ફી લે છે. તે પણ હિંદુસ્તાનમાં એક છે. જોકે મુંબઇ વગેરે જગાએ પશુ પક્ષી શાળા છે પણ કલકત્તાના જેવી મોટી તથા જાત જાતના જનાવરો તથા પક્ષીઓને રાખવાની પશુશાળા નથી. તેમાં ઘણે છેટેનાં પશુ પક્ષી લાવીને રાખ્યાં છે. તે જોવા જેવી છે.

કલકત્તામાં એસિયાટીક સોસાઇટીનું મ્યુઝીયમ ઘણુંજ ઉત્તમ છે તેમાં જાત જાતના પશુ પક્ષીઓના મરેલાં શરીરમાં ઘાસ ભરીને પ્રાણી

વિદ્યાને મદદ કરવા માટે ગોઠવ્યા છે. તેમજ જાત જાતનાં અનાજ, ખનીજ પદાર્થો કુદરતીની અવસ્થા દેખાડવા માટે ગોઠવ્યાં છે. તથા જાત જાતના સંચા તથા માણસની કારીગરીના નમુના જેમ કે લુગડાં, હથિયારો, ઘર સંસારની વસ્તુઓ ઇત્યાદિ કલકત્તાના મ્યુઝીયમના જેવું હિંદુસ્તાનમાં મ્યુઝિયમ નથી. તેમાં ખરતા તારાના પથ્થરો સુદ્ધાં છે. ચિત્રો પણ બહુજ ઉત્તમ છે. તેના ઉપર ઘણો ખર્ચ થાય છે.

આના સિવાય કલકત્તામાં હાઇકોર્ટ, પોસ્ટ ઑફિસ, સેક્રેટરિયટ મોટી મોટી ઇમારતો પણ જોવા જેવી છે. કલકત્તામાં ઘણાં તલાવો છે. જ્યાં જઇયે ત્યાં તળાવો નજરે પડે છે, ત્યાં બજારો પણ ઘણી છે. તે બજારો એક એક માણસની છે. ફક્ત મ્યુનીસિપાલ્ટીની એક મોટી અંગ્રેજ મહોલાની છે છે. તેમાં બધી વસ્તુઓ વેચાય છે. જે જોઇએ તે મળે છે. કપડાંથી લઇને ચોપડીઓ સુદ્ધાં પણ વેચાય છે. મતલબ કે માણસને જેટલી જરૂરની વસ્તુઓ છે તે મ્યુનીસિપાલ માર્કીટમાં મળે છે, તે માર્કીટ મુંબઇની ક્રાફર્ડ માર્કીટથી બહુ મોટી છે પણ મુંબઇના જેવી સુંદર નથી.

કલકત્તાના બંગાળીઓ ઘણા ખરા અંગ્રેજી જાણનારા છે. તેઓમાંથી ઘણાકો કાળી અથવા શક્તિના ઉપાસક છે. રસ્તે રસ્તે કાળીની પ્રતિમા જોવામાં આવે છે ને ત્યાં લોકો જતા આવતા નમે છે. ઘણાજ થોડા શિવમાર્ગી છે તેમજ વૈષ્ણવ પણ ઓછા છે. ચૈતન્યનો ધર્મ માનનારા વૈષ્ણવ કંઇક વધારે છે ધર્મના વિષયમાં હિંદુસ્તાનના બધા શહેરોમાં એક સરખી મૂર્ત્તિ પૂજા જોવામાં આવેછે, કોઇ શિવને તો કોઇ ગણપતિને તો કોઇ વિષ્ણુને તો કોઇ શ્રીકૃષ્ણ વગેરેને માનેછે. પશ્ચિમનો સુધારો આવવાને લગભગ સો વર્ષ થયાં તથા ઘણાક અંગ્રેજી જાણતા થયા તોપણ મૂર્ત્તિપૂજાનું જોર ઓછું થયેલું હું જોતો નથી પણ કેટલીક જાતોમાં પડેલાના વહેમ કંઇક ઓછા થયેલા જોઉંછું. કલકત્તામાં અંગ્રેજી શિક્ષણની શરૂવાત પહેલાં થઇ તેથી ત્યાં અંગ્રેજના હાથ પડેલા લોકોએ પકડ્યા એટલે દારૂ પીવાનો છંદ તેઓને પહેલાં લાગ્યો. જો કે તેઓ શક્તિ ઉપાસક હતા તેથી તેઓ માંસ મદિરા અંગ્રેજની પહેલાં કંઇક વાપરતા હતા પણ અંગ્રેજનો

અમલ થવાથી તેઓ છુટથી વાપરવા લાગ્યા એ પહેલાં જણાવ્યું છે કે બ્રાહ્મણ, ક્ષત્રી, કાયસ્થ વગેરે બંગાળીના ઉંચ્ચ નીચ જાતિના બધા માણસો માંસ ખાય છે તેનું કારણ શક્તિ ઉપાસક તથા અંગ્રેજનો અમલ શાસ્ત્રને લીધે તેનો ઉપયોગ વધારે થયો એવું હું અનુમાન કરૂંછું

અંગ્રેજી શિક્ષણથી કેટલાકને મૂર્તિ પૂજા કરવી ઠીક નહિ જણાયાથી તેઓ ખ્રિસ્તી થયા અને કેટલાક વિચાર કરવા લાગ્યા કે શું આપણા શાસ્ત્રમાં મૂર્તિ પૂજાનો નિષેધ નથી? તેથી આપણાં ઉપનિષદો જોઈને ખાતરી કરી કે મૂર્તિપૂજા નથી તેમાં રામમોહન રાય નામનો એક માણસ હતો તેમણે બ્રહ્મસમાજ સ્થાપન કરી પહેલાં ત્યાં વેદાંતના પુસ્તકો તથા ઉપનિષદ વગેરે વંચાતા હતા, રામમોહનરાયને ફારસી, આરબી, સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી વગેરેનું સારૂં જ્ઞાન હતું, તેઓએ કેટલાક સંસ્કૃત ઉપનિષદ પુસ્તકોના અંગ્રેજી ભાષાંતર કર્યાં તેમજ બંગાળીમાં કેટલાક ધર્મ સંબંધી પુસ્તકો પ્રકટ કર્યાં, તે વેળાએ તરત નવા છાપખાના થયા હતા તેથી તેમનાં પુસ્તકોના ઉપર વાદ વિવાદ થવા માંડ્યા, કેટલાકોએ તેના વિરૂદ્ધમાં પુસ્તકો રચ્યાં તેથી તેઓ બ્રહ્મસમાજમાં આવવા લાગ્યા પહેલાં બ્રહ્મસમાજ ન્યાત તોડવાની તરફેણમાં નહોતી ઘરમાં ગમે તો મૂર્તિપૂજા થતી હોય કે નહિ થતી હોય તેની કંઈ દરકાર નહોતી બ્રહ્મસમાજમાં આવીને બ્રહ્મજ્ઞાન મેળવવું તથા ઉપદેશો સાંભળવા એજ હતું પછી રામમોહનરાય દિલ્હીના બાદશાહની વતી ઇંગ્લાંડમાં ગયા તે વેળાએ બાદશાહે તેને રાજાની પદવી આપી ત્યારથી તે રાજા રામમોહન રાયના નામથી પ્રસિદ્ધ થયા તેણે પહેલા બ્રહ્મસમાજનું બીજ વાવ્યું તેની શાખા પ્રશાખા હાલમાં બધે પ્રસરીને કેટલાક અંગ્રેજી જાણનારને તથા વિચારવાનોનો ધર્મ થયો છે રાજા રામમોહનના વખતના બ્રાહ્મધર્મમાં ને હાલના ધર્મમાં બહુ ફરક જોવામાં આવે છે તેમાં સુધારો વધારો કરનાર બાબુ દેવેન્દ્રનાથ ઠાકુર કેશવચંદ્ર સેન અને હાલના કેટલાક સાધારણ સમાજના મેમ્બર, તેમાં મુખ્ય આ છે, બાબુ આનંદમોહન વસુ, શિવચંદ્ર દેવ, શિવનાથ શાસ્ત્રી, વિજય કૃષ્ણ ગોસ્વામી, નગેન્દ્રનાથ ચટરજી, નવીનચંદ્ર રાય વગેરે છે હાલમાં બ્રહ્મસમાજના ત્રણ

તક છે, ૧ આદિ બ્રાહ્મસમાજ, ૨ ભારતવર્ષીય બ્રાહ્મસમાજ અથવા નવ વિધાન અને ૩ સાધારણ બ્રાહ્મસમાજ.

૧ આદિ બ્રાહ્મસમાજનો મત એ છે કે આપણા હિંદુ શાસ્ત્રમાં જે કંઈ સારૂં હોય તે લેવું. બ્રહ્મની નિરાકાર રૂપથી ઉપાસના કરવી. જાતિ ભેદ રાખવો. એક જાતિની જોડે લગ્ન કરવાં. લગ્નની ક્રિયામાં એક નિરાકાર સર્વજ્ઞને સાક્ષી કરીને કેટલીક હિંદુ રીતિ પ્રમાણે લગ્ન કરવાં. સતપદી આસપાસ ફેરવીને ઈશ્વરની પાસે બળની યાચના કરવી. શ્રાદ્ધમાં ઈશ્વરની પ્રાર્થના કરવી. ઘરમાં કોઇ દેવ દેવીની પ્રતિમા રાખવી નહિ પણ ગોરેજીની ગરજી હોય તો ભલે રાખે પણ આદિ બ્રહ્મ સમાજનો મેમ્બર મૂર્તિ પૂજા કરે નહિ.

૨. ભારતવર્ષીય બ્રહ્મસમાજ પહેલાં જાત તોડીને એક બેકને ભાઇ સમજીને ચાલવા લાગ્યા. તેથી લગ્નમાં કોઇ જાતની પરવા નહિ. રાખતાં શૂદ્ર બ્રાહ્મણની કન્યા પરણતા ને બ્રાહ્મણ શૂદ્રની કન્યાની જોડે વિવાહ કરવા લાગ્યા. પણ તે બધા બ્રાહ્મણો જાઇએ. ચઉદ વર્ષની કન્યા થવી જોઇએ. એક ઈશ્વરને માનવો, ગમે તે શાસ્ત્રમાં સારાં વચનો હોય તે લેવાં, બાઇબલ, કુરાન કે અવસ્થામાં જ્યાંથી કંઇ ઈશ્વરનું જ્ઞાન મળે ત્યાંથી તેને માન્ય કરીને પોતામાં લેવું. પુનં જન્મ છે કે નહિ તેનો નિર્ણય થયો નથી. પરલોક છે. સારૂં કર્મથી સારૂં થશે, ખરાબ કર્મોથી ખરાબ થશે. મતલબ કે તે વેળાએ ભારતવર્ષીય બ્રાહ્મસમાજે લોકોના મન પોતાની તરફ બહુ ખેચ્યાં તેના ઉપદેશકો હિંદુસ્તાનમાં બધે ફરવા લાગ્યા. તેથી મોટા મોટા શહેરોમાં સમાજ સ્થાપન થઇ. મુબઇ ઈલાકામાં મુંબઇ, અમદાવાદ વગેરે સ્થાનમાં પ્રાર્થના સમાજના નામથી સ્થપાઇ. કલકત્તાની ભારતવર્ષીય બ્રહ્મસમાજનો ઉપરી બાબુ કેશવચંદ્ર સેન થયો. તે બહુ સારો વક્તા હતો. તેણે હિંદુસ્તાનમાં બહુ સારૂં કર્યું છે. પણ માણસ ભૂલને પાત્ર છે. તે પોતે અથવા બીજી રીતે ઈશ્વરની મને આજ્ઞા થાય છે કે તું આમ કર, પ્રમાણે કર તેથી હું ઈશ્વરના આદેશ પ્રમાણે બધુ કામ કરૂંછું. તથા પોતે મહાન પુરૂષ છે, ઈશ્વર તરફથી આવેલો વગેરે કહેવાથી તથા તેની નર પૂજા કરવાનો તેમના શકનો આરંભ કરવાથી કેટલાક વિચારવંતો આડે આવીને તેને

તેમ કરતાં રોકવાને વિનંતિ કરી પણ કેશવે કંઇ નહિ સાંભળતાં પોતે ભક્તિના તરંગમાં વધારે મગ્ન થવા લાગ્યો. પછી તે જ્ઞાનની વાતને એક કોરે મૂકીને ભક્તિ તત્વમાં વધારે જોર આપીને જુદી જુદી કલ્પના કાઢવા લાગ્યો. આથી કેટલાક જ્ઞાનને તથા ભક્તિને બન્ને સરખી રીતે ચાહનારાઓ જુદા પડીને સાધારણ બ્રાહ્મસમાજ સ્થાપન કરી. હવે કેશવ બાબુ ઘણાજ ભક્તિથી વિહ્વલ થઇને કોઇ વખતે મહમદને મળવાનું, કોઇ વખતે ઇશુને મળવાનું, કોઈ વખતે સોક્રેટીસને મળવાની યાત્રા કરવાની કલ્પના કરીને તેણે જે કંઇ જ્ઞાન આપ્યું છે તેનું સ્મરણ કરીને તેના આચારો કરવા માંડયા. કોઈ વખતે ગંગામાં નાહીને પાપ ધોવાની સ્તુતિ કરવા લાગ્યો, કોઇ વેળાએ હાથમાં બંગડી પહેરીને ગોપી થયો ને કૃષ્ણના પ્રેમમાં મત્ત થવાનો પ્રારંભ કર્યો. આવી રીતે દરેક ધર્મના વ્હેમી આચારોને કલ્પનાથી શુદ્ધ કરીને આચારીને તેને નવ વિધાન ધર્મ કહ્યો. પછી તેણે દરબાર નામની સભા કરી તથા બધાને ભાઇના નામથી બોલાવ્યા. તેણે શીખનું આ અનુકરણ કર્યું. આવી રીતે પહેલાની ભારતવર્ષીય બ્રાહ્મસમાજમા કેટલોક નવો સુધારો કરીને કેશવ બાબુએ નવ સહિતા નામનુ પુસ્તક રચીને તે પ્રમાણે ચાલવાનું બધાને સમજાવવા લાગ્યો. ભક્તો તેમાં રાજી થયા. તે પ્રમાણે નવ વિધાનનો ઝંડો થયો. નિશાનમાં પણ ફેર પડયો. દેવળમાં શંખ વગાડયા. એ હિંદુની નીશાની થઇ. કેશવચંદ્ર સેનના બંગાળી ભાષણ બહુ કવિત્વમય છે તેમાં જે કલ્પના કરી છે. તે ઘણીજ ઉચ્ચા દરજાની છે પણ તેમાં ખરૂં સત્ય ઘણુંજ ઓછું છે, બાબુ કેશવચદ્રના મરણ પછી તેની સમાધિ થઇ, તે સમાધિને તેના શિષ્યો પૂજવા લાગ્યા. તથા કેશવબાબુ બ્રાહ્મસમાજની બેઠકપર બેસીને ઉપદેશો આપતા હતા, તે ખાલી રાખવાને કેટલાક તેમના શિષ્યોએ જીત પકડી તેથી બાબુ પ્રતાપચંદ્ર મુજુમદારની જોડે વાદવિવાદ થયો. આવી રીતે ભારતવર્ષીય બ્રહ્મ સમાજનુ બીજું રૂપ નવવિધાન થયું.

૩ સાધારણ બ્રાહ્મસમાજ એ પહેલાના વારાની કેશવબાબુની છે. તેમાં આદેશવાદ નથી. ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના શુદ્ધ અંતઃકરણથી કરવી તથા નીતિથી જગતમાં ચાલવું, કંઈ પણ ધર્મના ચિહ્ન ધારણ ન કરતાં

તથા પ્રેમમાં દોરવાઇને ઇશ્વરના વિના બીજાની ઉપાસના નહિ કરવી એ ધર્મનું મૂળ છે. આમાં જાતિભેદ નથી, લગ્નની ઉચ્ચ નીચતા નથી. ધર્મ પુસ્તકની વઢવાડ નથી. બધા માણસને ભાઇ તરીકે માનીને જેનાથી સારૂં થાય તે કરવું. જગતના નિયમની વિરૂદ્ધ તથા ઇશ્વરના અભિપ્રાયથી વિરૂદ્ધ ચાલવું નહિ. આ સાધારણ બ્રાહ્મ સમાજનો મત છે. હું પણ સાધારણ બ્રાહ્મ સમાજનો મેમ્બર છે.

મેં કલકત્તામાં જે જોવા જેવી વસ્તુઓ તથા સ્થળ હતા તે બધાં જોયાં. ટેગલતાને માટે સોનાના કડાં બાપુએ સેરતું આપ્યું હતું તેના હેમીલટન પ્રખ્યાત ઝવેરીની દુકાનના માણસની પાસે કરાવ્યા. હું આમપાસના પરામાં ફરવા લાગ્યો. જૂની જૂની લાઇબ્રેરીમાં જઇને વાંચતો અને જ્ઞાનની ઉન્નતિ કરતો. એટલામાં મેં સાંભળ્યું કે મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર ચંદનગરમાં હાલમાં રહે છે. તેથી હું તેમને મળવા ચંદનનગર ગયો. એ શહેર ફ્રેન્ચોનું છે, તે હુગલી નદીના કિનારા ઉપર ઘણુંજ ઉત્તમ નાનું શહેર છે. તેમાં બંગલા તથા ઘરો ઘણા ખરા ફ્રેન્ચોના ફ્રેન્ચ તરેહના છે. તેવાં ઘરો હિંદુસ્તાનમાં ઘણાંજ ઓછાં છે. ચંદનનગર એ નાનું નગર અને સુંદર જણાયું. ત્યાં ઘણોજ થોડો વેપાર ચાલતો જણાયો. ત્યાં બંગાળીઓ કલકત્તાના જેવાજ છે પણ અંગ્રેજની જગાએ ફ્રેન્ચ રાજ્યકર્તા છે. તેની કોઇ પણ નાના પ્રમાણમાં ટીક જણાઇ.' પણ કોર્ટની ભાષા ફ્રેન્ચ છે.

બાબુ દેવેન્દ્રનાથ ઠાકુર ચંદનનગરમાં હુગલી નદીને કિનારે નાના એક બંગલામાં રહેતા હતા, ખબર કાઢતાં કાઢતાં ત્યાં જઇ પહોંચ્યો. તેને પ્રણામ કરીને પછી મેં મારી ઓળખાણ આપી. તેઓનો ચહેરો ઘણો ભવ્ય તથા દાઢી મુછવાળો હતો અને ચહેરા ઉપર તેજ પ્રકાશતું હતું. તેઓ બ્રાહ્મસમાજમાં ઘણો સુધારો કરનાર છે, તેઓએ બ્રાહ્મસમાજમાંથી વેદને અભ્રાન્ત શાસ્ત્ર તરીકે કાઢી નાખ્યું, તેઓએ ઇશ્વરની ઉપાસનામાં સત્ય પ્રકટ કર્યું છે. તેઓ હિમાલય પર્વત ઉપર ધ્યાન ધારણામાં કાળ ગાળીને જે કંઇ બ્રાહ્મધર્મમાં ઉમેરો કર્યો છે, તેવો ઉમેરો ઘણાજ થોડા માણસે કર્યો છે. આવા હિતકર્તાને જોઇને મનમાં હું બહુ આનંદિત થયો. તેની જોડે ધર્મ સંબંધી

વાતો કરી તેથી મને ઘણી ખુશી થઇ. તેઓ પોતાની વાતને ટેકો આપવામાં સંસ્કૃત શ્લોકો તથા ફારસી ગઝલોના અર્થ કરીને મને સમજાવતા તેની બોલવાની ઢબ બહુજ ઉત્તમ જણાઇ. તેથી મારી ઇચ્છા તેની હાથ નીચે ધર્મજ્ઞાન મેળવવાની થઇ. મે તમને કહ્યું કે હું ચંદનનગરમાં રહીને તમારી પાસેથી ધર્મજ્ઞાન મેળવવા ઇચ્છું. મેં બાબુ નવીનચંદ્રને ત્યાં રહેવું તે વિશે પહેલાથી કહ્યું હતું તેથી તેઓ ખુશ થઇને પોતાને ત્યાં રહેવાને કહ્યું પણ મેં ત્યાં રહેવાની ચોખી ના કહી. પછી તેમને કહ્યું તમારી ઇચ્છા. હું તમને બે ત્રણ કલાક ધર્મનું જ્ઞાન આપીશ. પછી હું રજા લઇને ચંદન નગરમાં ઘર ખોળવા ગયો. એક બે ઘર જોયા, કંઇક પસંદ પડેયા. એટલામાં મને કલકત્તામાં બાબુનો પત્ર મળ્યો કે મારે હવે ધર્મશાળામાં જવું છે તેથી તમે મને અલ્હાબાદમાં અમુક તારીખે મળજો. મેં મારા ગાસડા પોટલા બાંધીને તરત રેલવેમાં સ્વાર થઇને ફરતો ફરતો જવાનો વિચાર કર્યો. કારણ કે બાબુને મળવાને વીસ દહાડા બાકી હતા.

---

## પ્રકરણ ૫૫ મું.

### બનારસ અથવા કાશી.

હું કલકતેથી અલ્હાબાદ જવા નીકળ્યો. મારી પાસે સામાનમાં કેટલાંક લુગડાં તથા બંગાળી ચોપડીનો મોટો ગાંસડો હતો. તેના વિના સોનાના કડાં હતાં. કડાં તો મેં ખીસામાં નાખીને તે ખીસુ ધોતિયામાં ખોસ્યુ હતું. રૂપીઆ જવા જેટલા મારી પાસે હતા. તે મે એક બેગમાં મૂકયા હતા.

હું પહેલા બર્દ્દમાન ગયો તે દેશી રાજાનુ રાજ્ય છે. ત્યાંની મેં મીઠાઇ બહુ તારીફ સાંભળી હતી તેમજ ત્યાંનો બગીચો સુંદર હતો તેથી હું જોવા ગયો. બર્દ્દમાન એ નાનું રાજ્ય છે. તેના બગીચો ઠીક છે. ત્યાં મીઠાઇ પણ સારી ખાધી. શહેર કઇ મને સારૂં લાગ્યું નહિ. હું બીજે દહાડે ત્યાંથી નીકળ્યો. મારે કેટલાક શહેરો જોવાની ઇચ્છા હતી. પણ

મને બદ્દમાન ગમ્યું નહિ તેથી મેં વચ્ચમાંનાં શહેર જોવાનું માંડી વાળ્યું મેં એકદમ બનારસની ટીકીટ લીધી.

હું બનારસનાં બપોરે આવ્યો. આવીને મેં મારો મુકામ સરાઇમાં રાખ્યો ત્યાં એક ઓરડી ભાડે લઇને તેમાં ચોપડીઓ તથા કપડાં મૂકીને હું આસ્તો કાશી જોવા ગયો. કાશી એ ગંગા નદીના કિનારાપર વસેલુંછે. તે હિંદુઓનું મહા તીર્થ છે. તેથી દેવળોની ઘટા નદીપર બહુ છે. ત્યાં યાત્રાળુ પણ પુષ્કળ આવીને વસે છે તથા આવતા જતા રહેછે. કેટલાક કાશીવાસ કરવા માટે આવેલા છે. કારણકે શ્રદ્ધાળુ માણસો માને છે કે કાશીમાં મરવાથી જલદીથી સ્વર્ગમાં જવાય છે. ઘણા બંગાળના માણસો, ગુજરાત, કાઠિયાવાડનાં માણસો, તથા દક્ષિણ તરફના તથા મદ્રાસ તરફના બધી જાતના હિંદુઓનો સામટો જમાવ થાય છે. તેથી અહિંની કેટલીક વસ્તી પંચ રંગી દેખાય છે. એક એક જાતના એક એક મોહાલા છે. બંગાળી ટોળામાં બંગાળીઓ વસે છે. તેઓએ ત્યાં બંગાળી સ્કુલ, કાળીનું દેહરૂં તથા બંગાળી છાપખાનું, પત્ર વગેરે કાઢ્યાં છે. ગુજરાતીઓએ ત્યાં કંઇ પણ કાઢ્યુ નથી. પણ પહેલાના વસેલા કેટલાક વીસનગર નાગરોએ એક કલબ તથા રીડિંગરૂમ કાઢી છે. તેમાં કેટલાક ગુજરાતી ન્યુસપેપરો આવે છે. ત્યા દક્ષિણ બ્રાહ્મણોએ પોતાનો મહોલો કર્યો છે. ત્યાં બધું પુના સાદી છે. ત્યાં બધા શાસ્ત્રીઓ પંડિતો ધર્મ સબંધી વાદ વિવાદ કરે છે. મદ્રાસી તો જ્યાં ત્યાં કાગામસ જેવા હાથમાં હીરા મોતીનાં કડાં પહેરેલાં તથા માથે સોનેરી કોરની પાઘડી પહેરેલા જણાય છે. કેટલીક બાઇડીઓ અડધી નાગી અવસ્થામાં નદી કિનારે જોવામાં આવે છે. હિંદુસ્તાનીનું તો આ વ્હેરૂંજ છે. તેથી તેઓ શહેરમાં બધી જગાપર રહે છે. તેમાં વળી કેટલીક જાતો છે. બ્રાહ્મણો તો આળસુના બાપજ છે. તે તો ગોરપણું કરવામાં ઉસ્તાદો. મોટા મોટા બ્રાહ્મણોના કેટલાક માણસો ચારે બાજુએ ફરતા ફરે છે. કોઇ બ્રાહ્મણ ઘીકારની શોધમાં રેલવે સ્ટેશનપર દેખાય છે, તો કોઇ દૂર દેશમાં પોતાના યજમાનોને ઉંધુ સમજાવીને કાશીની યાત્રા કરવા લઇ જાય છે. રસ્તામાં ઠેર ઠેર મેં યજમાનોની તલાસમાં ફરતાં પંડાને જોયા. પંડા મા-

રી પાસે આવીને મારૂ નામ ઠેકાણુ વગેરે લખાવવાને મથતા પણ આ સેવક પહેલા ઘણીવાર પંડાને ઓળખી રાખ્યો હતો તેથી કંઇ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો જતો અને આસપાસ આંખો ઉઘાડીને જોતો ચાલતો વૈશ્ય બિચારા વેપાર વણજમા સુખેના છે અને બ્રાહ્મણોને સર અવસરે ખગાવે છે, ખત્રીઓ તથા કાયથો તો બહુ પાકા તેઓ ફારસી ઉર્દુ, અંગ્રેજી શીખીને સરકારી ચાકરી કરે છે તેઓએ કેટલીક મુસલમાની રીતો પકડી છે ખાવાનું તો જાજમ પાથરીને ખાવાનાજ તેઓ વળી મુસલમાન ભીસ્તીના હાથનું પાણી પીવાનાજ તેઓ માસ માછલાનો પણ ઉપયોગ કરવાનાજ સુધારાનો કંઇક આભાસ ખત્રી તથા કાયથોમા છે બીજા કોઇ અંગ્રેજી ભણેલા બંગાળી બાબુઓમા અથવા અંગ્રેજ મુસલમાનોમા પણ ઘણાખરા ગુજરાત, કાઠિયાવાડ, હિંદુસ્તાન બંગાળ તથા મદ્રાસના હિંદુઓ તો કાશીને સ્વર્ગ જવાનો દરવાજો ધારીને ત્યા તીર્થ કરવા માટે તથા મર્યા પછી સ્વર્ગવાસ થવા માટે આવીને વસેલા જોયા

તેઓ દરરોજ ગંગા નદીમા પોતાનુ પાપ ધોવા માટે જાય છે અને બ્રાહ્મણોને દાન આપીને પોતાનો ઉદ્ધાર કરવા માટે યત્ન કરે છે બનારસમા દેવળની કંઇ ખોટ નથી જ્યા જઇએ ત્યા સાક્ષાત્ ભગવાનની જોડે મેળાપ થાય છે કોઇ મંદિરમા છોગાળો શ્રીકૃષ્ણ બિરાજે છે, તો કોઇમા શ્રીભગવાન રામચંદ્રજી સીતા દેવીની સાથે સાક્ષાત્ આવિર્ભૂત થયા હોય એવા ઠાઠથી નજરે પડે છે કોઇ જગાએ હનુમાનને તેલ તથા આકડાના ફૂલના હાર ચઢાવવાને લોકોની ઠઠ ભરાયલી જણાય છે કોઇ જગાએ બિચારા પાર્વતીના પુત્ર ગણપતિ હાથીનુ મુંડ પહેરીને લોકોને ઇશ્વરી નિયમથી વિરૂદ્ધ દેખાવ દે છે કોઈ જગાએ બમ બમ મહાદેવનું લિંગ પડેલુ છે ભોળાનાથની પૂજા બીલપત્રથી તથા ધતુરાથી કરીને ભોળાનાથને ખુશ કરે છે. જ્યા જોઇએ ત્યા ધર્મની ધ્વજા ફરકે છે જ્યા નજર ફેંકીએ ત્યા ધર્મનો ભાવ જણાય છે પેલા પંડા બીચારા પૈસાની ખાતર યજમાનોની પાસે મંદિરના દેવતાની પ્રશંસા કરે છે પેલા વિશ્વેશ્વર મહાદેવની ઘટા કાશીમા ઓર જાતની છે ત્યા હજારો યાત્રાળુઓ પૂજા કરવા આવે છે ત્યા ભીડ બહુ મળે છે જ્યા

૧૫

જોઇએ ત્યાં ભાવિક લોકોનું ટોળુ વિશ્વેશ્વરના દર્શનાર્થે આવીને ભીક્ષપત્રથી પુજા કરે છે. વાહ! વિશ્વેશ્વર તો કાશીમાંજ રહેઠાણ કરીને રહેલા છે વિશ્વમાં તેમને રહેવાની જગા નહોતી તેથી તેમણે પોતાના લાયકની જગા ખોળીને વિશ્વના અધિપતિ અહિં રહ્યા. વાહ! ઇશ્વરને પણ પક્ષપાતી જોઉછું પણ મારી આંખે ઇશ્વર પક્ષપાતી નથી તે તો આખા જગતમાં બધી કુદરતમાં છુપાઇને રહેલો છે, ત્યારે કાશીમાં વિશ્વેશ્વર શા માટે ? એ ભાવિકોનો ખ્યાલ છે, શ્રદ્ધાળુનો વિશ્વાસ છે. એ ભક્તિનો વહેમ છે, ગમે તેમ હો, હું તો કાશીમાં વિશ્વેશ્વરના મંદિરમાં લોકોની ભીડ જોઇને તથા શ્રદ્ધા ભક્તિ જોઇને ઇશ્વર ઉપર વધારે ચઢતા શીખ્યો. વાચનાર, તમે શું કાશી વિશ્વેશ્વરનું મંદિર જોયુ છે ? જો નહિ જોઉ હોય તો મારી પછવાડે જરા ચાલો. આ તો મોટું પથ્થરનુ મંદિર છે, તેવું મંદિર કાશીમાં એકે નથી. ત્યાં કેટલા દુર દુરના ઘરડા દાંત વગરના પ્રાણીઓ આવે છે. કેટલાકની પાસે થોડાજ થોડા પૈસા હોવા છતાં પણ આટલી લાંબી મજલ કરીને શ્રદ્ધાથી વિશ્વેશ્વરના દર્શન કરીને કૃતાર્થ થાય છે. પેલા ઓડીસાની સ્ત્રીઓ જુઓ, કેવા બારીક વસ્ત્ર પહેરીને તાલથી ધ્રુજતી વિશ્વના અધિપતિનાં દર્શન કરવા માટે કેવી તલપી રહી છે જુઓ, પેલી મદ્રાસી સ્ત્રી જેના મોંમાં દાંત નથી જેના સ્તન સુકાઇને કરચલીવાળાં થયા છે, ને તાલથી ધ્રુજતી અહિંથી તહિં વિશ્વેશ્વરના દર્શનને માટે કેવી ઘેલી થતી ફરે છે. વળી જુઓ, વિશ્વેશ્વરના મંદિરની આરતિ કેવી સુંદર થાયછે. કેટલા વંદિત વાગેછે. વાહ વાહ! મનને મસ્ત કરાવે છે. જો કાશીમાં કંઇ પણ શીખવાનું હોય તો વિશ્વેશ્વરના મંદિરની આરતિની વખતે યાત્રીઓની એકાગ્રતા છે. ચાલો વાંચનાર, હવે આપણે મણિકર્ણિકાના ઘાટ ઉપર જઇએ. અહિં તો ઘણુ સ્ત્રી પુરૂષો નહાતા જોવામાં આવે છે. ચાલો, આપણે આમાંથી કેટલાકને પૂછીએ, તમારૂં અસલ ઠેકાણું ક્યાં છે ! પેલી કહે છે કે હું મદ્રાસ ઇલાખાના એક નાના ગામડામાં રહુ છું. મારા ગામથી ૩૦૦ માઇલપર રેલવે છે. મારે છોકરાં છે, હું છોકરાંને મુકીને ૩૦૦ માઇલ ગાડીમાં આવીને રેલવેમાં બેસીને હું કાશીમાં વિશ્વેશ્વરનાં દર્શન

ભગવદ્ગીતા, પચદશી વગેરે વાંચીને તથા. કેટલાક બાકી આંખે કોઇ ૨૫ વતી ઓને જોઇને પાછા જીવન પૂનમમાં કાળ ગાળતા જણાય છે

---

## પ્રકરણ ૫૬ મું.

### લખનૌ.

હું કાશીમાં ત્રણ ચાર દહાડા રહીને જે જોવાનુ હતું તે જોઇને લખનૌ તરફ જવા નીકળ્યો. રાતની ગાડી મેં પકડી. કારણ કે સવારમાં લખનૌ પહોંચ્યાથી ઠીક થાય. હું ગાડીમાં ઊંઘતો ચાલ્યો મારો સામાન મારી પાટલીની નીચે રાખ્યો. રસ્તામાં એક બે જણા ચઢયા ઉતર્યા તે મે જોયા. અરધી રાત પછી હુ ભર ઉંઘમાં આવ્યો એટલામાં એક માણસ નીચે ઉતરવાની વખતે મારા કપડાંની ગાંસડી લઇને તથા એ ગાંસડી સોનાનુ કૂલ તથા પાંચ રૂપીઆની નોટ લઇને ચાલ્યો, મને તેની ખબર પડી નહિ હુ સવારના પહોરમા જાગ્યો. જાગીને જોઉં તો મારા પહેરવાના લુગડાની ગાંસડી નથી હું તરત ગભરાટનો પાકીટ જોવા લાગ્યો. પાકીટમાના પાચ રૂપીઆની નોટ તથા સોનાનુ ફૂલ જોયું નહિ મે ધાર્યું કે તે મારી મૂર્ખાઇથી ગયા છે. જો હું બરાબર સંભાળીને ઉંઘ્યો હોત તો કંઇ થાત નહિ મેં સોનાનાં કડાં મારા ખીસામાં નાખીને ધોતિયામાં નાખ્યાં હતા તે બચ્યાં. મારો પહેલો વિચાર હતો કે તે પાકીટમાં નાખું પણ કોણ જાણે મારા મનમા શુંનું શું આવ્યું તેથી મે પાકીટમાં નાખ્યાં નહિ જો નાંખ્યાં હોત તો ચારસો પાચસો રૂપીઆની બાઈ પડત ખરે ઈશ્વર જે કરે છે તે મારા માટે. એવુ સમજીને સાવચેત રહેવાનો નિશ્ચય કર્યો ને લખનૌ પહોચ્યો.

હુ લખનૌ આવ્યો. ઉતરતાંજ મુસલમાનો મોટા સાદથી તથા સલામ ભરીને પોતપોતાની સરાઇમા તથા ઘરોમાં આવવાને કહેવા લાગ્યા. કોઇએ કહ્યું કે "ઘર બહુત અચ્છા હૈ. વહા સબ બાતકા અચ્છી તૈયારી હૈ ચાલો બાબુ સાહેબ બહુત દૂર નહિ." બીજાએ કહ્યુ, "દેખો તો સઈ. કમરા

બહુત ઉમદા હે પાયખાના ભિ અચ્છા હે ખાનેકા સબ ચીજ તૈયાર હૈ, હજામ વાળા વહાપર હૈ " બીજાઓ વળી ત્રીજી ફક્કાસ મારી ઘણાઓ એકને વેગીને પોત પોતાના મુકામપર લઇ જવાની લાલચો આપતા હતા હુ તો પહેલેથીજ પાકો થયો હતો તેથી કંઇ નહિ કહેતા મજુરને આગળ ચાલવા કહ્યું, સેનક પછવાડે ચાલ્યો થોડે છેટે ગયો ત્યારે મે મજુરને કહ્યુ કે, " શહેરમે અચ્છી મસાઇ કહા હૈ લે ચલો " તરત થોડે છેટે એક સરાઇ આવી તે મજુરે દેખાડી હુ તેમા ગયો ને ત્યાના માલેકને કહીને એક ઓરડી ભાડે લીધી એટલામા ત્યા ફરનાર ફેરીઆઓ લખનૌની ઉત્તમ ઉત્તમ વસ્તુઓ લઇને કહેવા લાગ્યા, બાબુ સાહેબ અતર ચાહીએ કોઇ કહેવા લાગ્યા બાબુ સાહેબ પીનેકે બરતન ચાહીએ, કોઇ કહેવા લાગ્યુ, અચ્છી ટોપી ચાહીએ મે બધાને ના કહી

પછી આવતો હુ લખનૌમા ફરવા ગયો રસ્તામા હલવાઇની દુકાને જઇને ખાધુ પછી શહેરની રચના જોતો જોતો ચાલ્યો જ્યા જ્યા જતો ત્યા ત્યા મુસલમાનો બહુ નજરે પડતા લખનૌના મુસલમાનો બહુ મીઠાસવાળી ભાષા બોલે છે એવુ મે પહેલા સાંભળ્યુ હતુ તે ખરૂ પડ્યુ જ્યા જતો ત્યા બહુ આવકારથી સાથે બોલીએ, ક્યા ચાહિયે આપ કહાંસે આયે હો આપકા દોલતખાના કહાં ? ઇત્યાદિ ઇત્યાદિ મીઠી મીઠી વાતો સાંભળાતી હતી મુસલમાનોનો પોશાક સફેદ સુંદર હતો જતા જતો ત્યા દુકાનપર મુસલમાનો બેસીને આવનારને આવકાર તથા મીઠાસથી માલ વેચતા હતા શહેર દિલ્લીના કરતા નાનુ છે પણ રસ્તા પહોળા છે કેટલીક ગલીઓ સાંકડી છે એક રીતે લખનૌ દેખાવમા સારૂ છે જ્યાંના મસિદના મીનારા છેટેથી દેખાય છે તે એક વેળાએ નવાબના હાથમા હતુ પણ પછીથી બળવામા સામેલ થયાથી તેને કલકત્તામા દેશનિકાલ કાઢ્યો છે શહેરમા નવાબનો મહેલ છે, તે જોવા જેવો છે તેનો બગીચો પણ સુંદર છે તે હાલ સરકારી કામમા વપરાય છે લખનૌમા પ્રાચીન કીર્તિમા કંઇ મે જોયુ નહિ, છેલ્લુ કંઇક ભાંગેલી અવસ્થામા છે

---

## પ્રકરણ ૫૭ મું.

### કાનપુર.

ત્યાંથી હું કાનપુર ગયો. કાનપુર એ હાલમાં વસ્તુ શહેર છે. ત્યાંના રસ્તા પણ ખુલ્લાગ્રા મેં દીઠા. ત્યાં નહેર આવી છે અને આસપાસથી બધે રેલવે આવી છે. તેથી દહાડે દહાડે કાનપુર એ મોટું શેહેર થતું જાય છે. કાનપુરમાં બળવાની વખતે નાના સાહેબે જે કતલ ચલાવી હતી, તેમાં હજારો અંગ્રેજ સ્ત્રી પુરૂષ બાળકો માર્યાં ગયાં હતાં, અને ત્યાંના એક કૂવામાં પુષ્કળ માણસો નાખ્યાં હતાં ત્યાં બધાને કબર કરાવીને તે કૂવાપર પરીની મૂર્તિ ઉભી રાખીને શાંત તપોવન જેવો બગીચો કર્યો છે. તે કાનપુરમાં જોવા જેવું છે તે જોવા માટે પાસ મેળવવી પડે છે હું પાસ મેળવીને તે જોવા ગયો હતો ત્યાંનો દેખાવ બહુ ગંભીર છે. ઘણીક જગાએ કબરો છે. કબર ઉપર લેખ છે અને તેના ઉપર ઉત્તમ ઉત્તમ કવિતા, કહેવતો કોતરેલીછે. કોઇની ઉમ્મર ત્રણ વર્ષની તો કોઇની ચાળીશ વર્ષની આવી રીતે ઘણી કબરો જ્યાં ત્યાં છે. કૂવાના ઉપર જે પરીનું પુતળુ છે તે બહુ દયા ઉપજાવે એવું છે. એ બાગ જોઇને લડાઇની વખતની ખરાબીનો ખ્યાલ આવ્યો. 'મોણસ' પોતાની હકુમત જમવા માટે કેટલાં ખુન કરે છે, તેનો વિચાર આવ્યો, કાનપુરમાં ચામડાનો વેપાર પુષ્કળ થાય છે, ત્યાં ચામડાની ટકો, બુટ વગેરે સારાં થાય છે. કાનપુરમાં બે ત્રણ દહાડા રહીને પછી હું અલ્હાબાદમાં આવ્યો.

---

## પ્રકરણ ૫૮ મું.

### હમે હિમાલયની ધર્મશાળા ઉપર ગયા.

હું અલ્હાબાદમાં આવ્યો. સામાન સ્ટેશનપર મૂકીને બાપુની તપાસમાં બહાર નીકળ્યો બજારમાંથી જતો હતો એટલામાં બાપુની છોકરીએ મને જોયો તેથી તેણે મને બોલાવ્યો. પછી અમે હિંદુહૉટલમાં ગયા ત્યાં ખાઇને

પછી શહેરમા ફરીને બીજે દહાડે અમે જલંધરથી છાવણીની તરફ રેલરગા બેસીને ગયા જલંધરથી અમે હોશિયારપુર ગયા હોશિયારપુરથી બે એકા બાડે કરીને અમે ધર્મશાળા તરફ ચાલ્યા હુ અને ચાકરડી એકામા બેઠા. બીજા એકામા બાપુ. તેની સ્ત્રી તથા એક નાની છોકરી બેઠા

હોશિયારપુરથી હિમાલયના પહાડનો ચઢનો શરૂ થાય છે રસ્તો બાંધેલો છે રસ્તો સુંદર છે તે રસ્તેથી એકા જાય આવે છે અમે પહાડનો દેખાવ જોતા જોતા ચાલ્યા રસ્તામા પહાડી માણસો પોતાની પીઠ ઉપર સામાનનો બોજો લઇને જતા આવતા હતા પોતાના બાળકોને પણ પીઠ ઉપર એક લુગડાથી બાંધીને લઇ જતા હતા કેટ ઠેકાણે ગામડા જણાતા હતા, તથા નાના નાના ઝુંપડા માલમ પડતા હતા વચ્ચે વચ્ચે વાણીઆની દુકાનો રસ્તાની બાજુએ નાના ઝુંપડામા જણાતી હતી ત્યા કેટલાક ગુસા ફેગ ઉગતા જણાતા હતા દરેક દસ બાર માઇલ ઉપર ડાક બંગલો એટલે મુસાફર બંગલો જણાતો હતો તથા ત્યા એક સરાઇ પણ જોવામા આવતી જેમ જેમ પહાડપર ચઢાણ આવતું હતું તેમ તેમ પહાડનો અદ્ભુત દેખાવ જણાતો હતો કોઈ પહાડ બોડા હતા, કોઈ ઝાડ પાનથી ભરપૂર જણાતા હતા, તો કોઈના ઉપર મોટા મોટા પથ્થર આડા અવળા, સીધા આણીદાર દેખાવના નજરે પડીને ભયભીત કરતા હતા મન જાણે પેલો આણીદાર સીધો પથ્થરો પડીને અમને કચરી નાખશે અથવા પેલો ગોળ ગોળ પથ્થર ગડબડતો આવીને અમારો ચૂરે ચૂરો કરી નાખશે કોઇ પહાડની અંદર શંખના ગોડી મેળ રેતી વગેરેના પડો જણાતા તો કોઇમા ફક્ત માટી માલમ પડતી જેમ જેમ ઉપર જતા હતા તેમ તેમ નવા નવા પહાડના શિખરો જણાતા હતા પહેલા જાણે જણાતુ હતું. કે આ શિખર વટાવ્યા પછી બીજુ શિખર આવશે નહિ પણ તેની પાસે પહોચતાજ બીજુ શિખર માલમ પડે છે એવી રીતે અમના પછી એક શિખર જણાતા હતા અને વચ્ચે વચ્ચે બહુ ગાઢા જંગલ તથા મોટા મોટા દેવદારના વૃક્ષો લાંબા સીધા જણાતા હતા જ્યા નજર પહોચાડવામા આવતી, ત્યા ઝાડપાનના સિવાય બીજુ કંઇ જોવામા આવતુ નહોતુ. કેટલીક જગાપર

જંગલનાં લાકડાં કાપીને ટંગ સીંચેલો-જણાતો હતો. કોઇ જગાપર બારીક ઝરણું નીકળીને આસપાસ પાણી ફેલાવીને તે પાણી નીચાણમાં ઉતરતું તથા રસ્તાપરના પથ્થરો ઉપર અથડાઇને સુંદર નાદ કરતું વહેતું હતું. કોઈ જગાએ તે પાણીનો સ્રોત જવા માટે પુલો બાંધ્યા હતા, તેની નીચેથી પાણી નીચાણમાં જઇને મોટા નાળામાં પડતું.-ખીણોમાં ભરપુર વૃક્ષો જણાતાં હતાં અને કોઇ કોઇ ખીણમાં રૂપેરી રંગના વાંકી ચૂકી દોરીના આકારના નાળા જણાતા હતા. તે જાણે કોઇએ ત્યાં રૂપાનો તાર નાખ્યો હોય એવા દૂરથી ઝળકતા હતા. ઠેક ઠેકાણે ખેતરો પહાડના શિખર સુધી સીડીના આકારના પાડેલા જણાતા હતા. ત્યાં ગાય બળદ બકરાં વગેરે ફરતાં ચરતાં હતાં. પહાડી ગાયો નાના કદની જણાઈ. ઠેક ઠેકાણે લીલા પીળા ધોળા આસમાની જંગલી ફૂલો અર્ધ ખીલેલાં, ખીલીને સુકાતાં જણાતાં હતાં. પહાડના ગાત્રમાં જાત જાતના પાનાવાળા, સુવાળા, સોનેરી રંગનાં પાત્રાં જણાતાં હતાં. કુદરતના જાણે બગીચામાં ફરતાં હોય એમ ભાસતું હતું, ખરેખર કુદરતીની લીલા ભૂમિ હિમાલય જ છે. હિમાલયના જેવો પહાડ આ જગતમાં નથી. તેનું સ્વરૂપ આંખે નહિ જોવાથી તથા તેની કલ્પના સુંદર ચિત્રોથી થઈ શકે એમ છે પણ અહિયાં તે ચિત્ર આપવાની કોશેશ કરવી એ મારા જેવા ગરીબને તથા ગુજરાતી વાંચનારને અસંભવ છે. અમે પહાડ ઉપર ગાડીમાં બેસીને ચાલ્યા. ત્રણ દહાડા થયા. રસ્તામાં ઠેક ઠેકાણે ડાક બંગલામાં ઉતરતા ને ત્યાં ખાવાનું ખાઈને તથા સૂઇને આરામ કરીને પાછા જતા હતા. દૂરથી હિમગીરી નજરે પડયો, જાણે વૃદ્ધ હિમગીરીના વાળો સફેદ થઈ ગયા હોય એવું ભાસવા લાગ્યુ દૂરથી ચેલકાટ જણાયો, એક મોટા શિખરની હાર બરફથી ઢંકાયેલી જણાઈ. બહુજ ઉત્તમ દશ્ય જણાયો, પછી અમે બધા ગોપીપુર દહેરામાં આવ્યાં. ત્યાં વ્યાસ નદીની પ્રકૃતિ જોઇ. હું પહેલાં જ્યાં બેસીને ઇશ્વરનું સ્તવન કરતો હતો તે જગા યાદ આવી, ત્યાં હું ગયો અને ફરીથી મે એકવાર જગદીશને યાદ કરીને હૃદયની શાંતિ મેળવી. ગોપીપુર દહેરાથી બાજુની સ્ત્રી, ચાકરડી સુનીયા અને હું એક એકામાં બેસીને જવાળામુખી ગયાં. તેજ પહેલાનો જવાળામુખી છે, ત્યાં પહેલાંનાજ પડા છે. તેજ બજાર છે. તે સિવાય મેં કંઈ

જોયુ નહિ પણ કુદરત નિરતર ફેરફાર કરે છે હુ પટેલા જુવાન છોકરો હતો, હમણા કઇક બીજી જાતનો થયો છે તેમજ પહાડ પણ કઇક બીજી જાતનો થયો છે તેમજ પહાડે પણ કઇક બીજુ રૂપ ધારણ કર્યું હશે પણ તે હુ અનુભવી શકતો નથી મનુષ્યોએ પણ કઇક બીજી વાસના ધારણ કરી હશે પણ હુ તે શી રીતે અનુભવુ ? તેથીજ હુ કહુછુ કે બધુ મને એક સરખુ જણાયુ અમે જવાળામુખી પહોચ્યા પંડાઓ આવીને અમને ઘેર્યા બાઇ માણસ હોવાથી પડાને તડાકો મળે છે તેથી બાઇને સમજાવવા આવ્યા માતાજીના દર્શન કરો, તમારા પડયા કોણ છે, તમે કયાના રહેવાસી છો વગેરે સવાલો કરીને હેમલતા તથા સુનીઆને ગભરાવી મૂકી મે પડાને જવા કહ્યુ પણ તે છોડે એવા નહોતા અમે ચાલતા મદિરમા ગયા ત્યા બધુ જોયુ પંડા અમારી પછવાડે પછવાડે આવીને બધુ સમજાવવા લાગ્યા સુનીઆ એ અજાણ તથા શ્રદ્ધાળુ સ્ત્રી હતી, હેમલતા સરળ હૃદયની ને કઇક ભણેલી છે સરળ હૃદયની હોવાથી તે પડાનુ કહેવુ માનતી હોય તેમ દેખાડતી તથા જવાળામુખીની તરફ પૈસા મૂકતી હતી તથા પેંડાનો પ્રસાદ જવાળામુખીને આપતી જણાતી હતી પણ સુનીયા તો અજાયબથી ગરકાવ થઇને આખ ફાડીને જોવા લાગી કે, હુ કયા આવીહુ, આ શુ કહેવાય ? આતો દેવીનું સ્થાન છે પછી ગરમ કુડ જોવા ગયા, ત્યાથી કુના તરફ ગયા કુવામાથી અવાજ સાભળીને હેમલતા તથા સુનીઆ આશ્ચર્ય પામ્યા જોયા પછી પેંડા વગેરે ખાવાનુ લઇને અમે પાછા દહેરા ગોપીપુરમા આવ્યા ત્યા ખાવાનું તૈયાર હતુ ખાઇને પછી આરામ લઇને બીજે દિવસે કાગડા ગયા

કાગડાની હકીકત મે પહેલા આપી છે તેમા પૌવા બહુ સારા થાય છે, તે વેચાતા લીધા તથા કાગડાના માતાજીના દેહેરામા દર્શન કરવા ગયા બીજુ કઇ જોવા જેવુ નહોતું શહેર પહાડ ઉપર વસેલુ છે દુકાનો ચઢાવ પ્રમાણે ઉપર નીચે છે ઘરો પણ ઉપર નીચે છે શહેર નાનુ છે પણ બહુ સુદર દેખાય છે ત્યા ભાત સારો પાકે છે ચોખા સારા બને છે, તેથી પૌવા સારા થાય તેમા નવાઈ નથી પછી અમે ધર્મશાળા જવા નીકળ્યા રસ્તો

બહુ રમણીય આવ્યો. રસ્તો બધો ગાઢા જંગલોથી ભરપુર જણાયો, પહાડે પહાડે બધા લીધા લીલા વાઘા ધારણ કર્યા હોય એવું જણાયું. જ્યાં નજર ફેંકતો ત્યાં મોટાં મોટા લાંબા સીધા દેવદારનાં ઝાડ જોતો. ઉંચા શિખરો જોતો, ઝાડની આડમાં હિમાલયના સફેદ બરફના પહાડ જોતો તેથી મન બહુ આનંદિત થતું. ઈશ્વરની લીલાની બલિહારી યાદ આવતી. ઈશ્વરનું મહાનપણુ સ્મરણપથમાં આવતું, આ બધું જોતાં જોતાં અમે ધર્મશાળાની બજારમાં આવી પહોંચ્યાં. બજારમાં નાની દુકાનપર કપડું, તેલ, ઘી, અનાજ, બટાટા, જાત જાતનું કરીયાણું, અખરોટ વગેરે જણાતા, કંદોઈની દુકાનપર પુરી, દુધ, બટાટા તળેલા, પેંડા બરફી વગેરે, ખાવાની વસ્તુ ગોઠવેલી જોઈ, ઘરો ઉંચાં નીચાં ટેકરા ઉપર બાંધેલાં હતાં. તેનો દેખાવ બહુ ઉત્તમ જણાયો, પછી આગે આગલા તરફ ગયાં ગાડીનો રસ્તો બહુ ફરતો હતો તે રસ્તો ઓટામા ફેરીને બંગલાની પાસે જઈ પહોંચ્યાં, પછી આવીને બંગલામાં ગયાં. જ્યાં નજર કરતા ત્યાં ઝાડ ઝાડ તથા ઝાડના પાનાં તથા બરફના પહાડ સિવાય બીજું કંઈ નજરે પડતું નહોતું બંગલો ઘણો ઉંચો હતો તેથી ટાઢ બહુ પડતી. આસપાસ કોઈ રહેતું નહોતું. અમે ચાર જણા ને એક પહાડી માણસ બંગલામાં રહેતા હતાં, રોજ ગરમા ગરમ ખાઈને આનંદિત થતાં, ગોખવામાં અમે બધા રસોઈઆ બની જતાં ખાવાનુ બહુ મીઠું લાગતું, ભુખ કકડીને લાગતી, અહિં કંઈ અમે દુધપાક, પુરણપોળી, સુરમાના લાડવા, શીરો, પુરી, તથા બીજા ઉત્તમ પકવાન બનાવતા નહોતા. કારણ કે બધા કંઈ સ્વાદના રસીયા નહોતા તેમજ રસોઈ કરવામાં કુશળ નહોતાં. તે છતાં જે બનાવતા હતાં તે બહુ હોસથી ખાતાં. કારણ કે ભૂખ્યાને રોટલો પણ મીઠો લાગે છે તેમ અમને થયું. અમે ખાઈને પહાડ ઉપર ફરવા જતાં આસપાસની ઝાડની ઘટા જોઈને તથા બરફના પહાડ જોઈને ઈશ્વરની લીલા યાદ કરતા હતાં.

હું હિમાલય પર્વત ઉપર આ જગતનું ત્રણ પ્રકારનું સૌન્દર્ય એકજ જગાપર જોતો. પહેલું શરીરનું સૌન્દર્ય દેગલતામાં જોઈને આનંદિત થતો.

તાહિને સીધે હેમલતાના ગાલ ગુલાબી જણાતા તેથી તેનું સૌન્દર્ય વધારે દીપતુ તેમજ લીલા ઝાડોની ઘટામાં સફેદ બરફના ચલકાટથી તથા હેમલતાના શરીરનો સુંદર ઘાટ તથા ગુલાબી ગાલ ને સુંદર વસ્ત્રનો થાટ બ- ળીને એક અપૂર્વ સૌન્દર્ય મારી આંખે જણાતું અંતરનુ સૌન્દર્ય બાબુના મોં ઉપર ચળકતુ હતું. બાબુ નવીનચંદ્ર રાયનું વિશાળ કપાળ, તેના લાંબા કાન તથા બેઠું મોં મને બુદ્ધનું સ્મરણ કરાવતું. બાબુનુ અંતરનું સૌન્દર્ય મને બહુ મોહિત કરતું હતું. તેનું તીખાસપણું, તેનો સ્નેહ તથા પારકાની વ્યથા જાણવાની સ્વભાવિક ઈચ્છા, તથા સ્ત્રી પ્રેમથી ગદ્દગદીત જોયાથી અંતરનાં સૌન્દર્યનુ સ્મરણ થતું તથા પ્રકૃતિનું અગાધ સુંદરપણું ચારે બાજુએ પસરેલું જોઇને મન ઈશ્વરના સ્મરણમાં સહજ વળતું. આવી રીતે હું ત્રણ જાતના સૌન્દર્યમાં વીંટલાઇને પહાડ ઉપર રહેતો તથા સાદુ ભોજન ખાઇને પરિતૃપ્ત રહેતો હતો. તથા પહાડી લોકોના આચાર વિચારનુ જ્ઞાન મેળવવા માટે ચારે તરફ ફરીને જે કંઇ મે અનુભવ કર્યો છે તેનું સ્મરણ પણ હમણાં મને બહુ આનંદિત કરે છે. પહાડી લોકોનો સત્તોષ, તેઓની સાદાઇ, તેઓનું સ- રળપણું, સત્યવાદીપણું, વિશ્વાસ એ બધા ગુણ નીચેના માણુસોમાં ક્વચિત જોવામાં આવે છે. તે જોઇને મેં તે પ્રમાણે ચાલવાનો દૃઢ નિશ્ચય કર્યો પહાડના દેખાવ જોતાં તથા પહાડી માણુસના સ્વભાવ અનુભવતા આમ- પાસ ફરતા અમે ધર્મશાળામાં એક મહિનો ગાળ્યો પછી અમે અમારી પેટીઓ બંધ કરીને તથા ગાંસડા પોટલાં બાંધીને એકામાં બેસીને લાહોર તરફ ચાલ્યાં. ફરી તે ધર્મશાળાની બજાર, તે ઘર, તે રસ્તો, તે કાગડા, તે ખેતરો, તે પહાડ, તે ઝરા, તે ગોપીપુર દેહેરૂ તે બ્યાસ નદી, તે હોશિયારપુર, તે જલંદરની છાવણી જોતાં જોતાં, સ્ટેશનપર આવીને લાહોરની ટ્રેનમાં ચાલ્યાં આ લાહોર આવ્યું.

## પ્રકરણ ૫૯ મું.

### લાહોરથી બ્રહ્મગ્રામમાં જવું અને ગામની વ્યવસ્થા તપાસવી.

લાહોરમાં આવીને અમે પંડિત શિવનારાયણને ત્યાં ઉતર્યાં. તે વેળાએ શિવનારાયણ અગ્નિહોત્રી એક ડ્રોઇંગ માસ્તર હતા. તે વેળાએ તેઓએ દેવધર્મની કલ્પના પણ પોતાના મનમાં કરી નહોતી. તે વેળાએ બહુ અંગ્રેજી રીતે રહેતા હતા ત્યાં ઉતરીને ફરી લાહોરની સેલ કરી. અનારકલીમાં ફર્યો. બાગ બગીચામાં ગયો. ઉત્તમ હલવાઇ સુરજનસિંહની દુકાનપર જઇને કચોરી, મોતી સુરના લાડવા, સીરો વગેરે તોફા મીઠાઇ ખાધી. હું લાહોરમાં જ્યારે જ્યારે જાઉંછું ત્યારે ત્યારે સુરજનસિંહની દુકાનપર ખાવા જાઉંછું તે દુકાન અફુજ ઉત્તમ છે તે લાહોરમાં પ્રખ્યાત છે. લાહોરના કેટલાક મિત્રોને મળ્યો. બ્રહ્મસમાજની ઉપાસનામાં સામેલ થયો. આઠ દિવસ લાહોરમાં રહીને જે જોવા જેવું હતું તે ફરી જોઇને મનને આનંદ આપ્યો. એ દરમ્યાન બાબુએ મને કહ્યું કે હવે ગામમાં જઇને ત્યાં તપાસવું જોઇએ કારણ કે ગોપીનાથ હવે ગામ છોડીને અહિં આવવાના છે. તરત હું તૈયાર થયો. થોડા દિવસમાં બ્રહ્મગ્રામમાં આવી પહોંચ્યો. રસ્તામાં પહેલાનો દેખાવ જોયો. વધારે મારી આંખે કંઇ નવું જણાયું નહિ.

બ્રહ્મગ્રામમાં આવીને ખેતીવાડીનો બંદોબસ્ત કરવા લાગ્યો. ખેતીવાડી, બાગ બગીચામાં શું વાવવું, તેની મીમાંસા કરી હું દરરોજ ખેતરોમાં બાગ, બગીચામાં જઇને તપાસતો હતો કે શું થયું છે, શું કરવાનું છે. ગામનું કામ થતું હતું હું ફરી વાંચવામાં મશગુલ થયો એક ઓરડીમાં મોટો દીવો બાળીને રાતે વાંચવા લાગ્યો. સવારના ખેતરોમાં ફરીને દશ વાગે ઘેર આવીને ખાઈ પીને જરા ઉંઘીને ફરી વાંચવા લખવા બેસતો. ફરી ત્રણ ચાર વાગે ગામમાં ફરીને સાંજે ૮–૮॥ વાગે ઘેર આવીને ખાઇને વાંચવા લખવા બેસતો. એ પ્રમાણે દિવસના પછી દિવસ જવા લાગ્યા. બધું પરિવર્તન થવા માંડયું નાના છોકરા હતા તે મોટા થયા, નાના વાછડાં હતાં તે મોટાં થયાં, જે જુવાન હતાં તે વૃદ્ધ થયા નાની કેરી હતી તે મોટી થઇ, જગતનો નિયમ સર્વત્ર એક સરખો

છે. ગાત્રમાં પણ ફેરફાર થયો, હવે હું પુખ્ત જુવાન થયો છું. મારી પ્રકૃતિ હવે બળવાન થઇ. વિષયવાસના કામ વગર વધે છે. એવું મેં સાંભળ્યું હતું, તે હવે અનુભવ કરવા લાગ્યો. વિષય ભોગવવાની વૃત્તિ ઉત્પન્ન થઇ, પણ તરત ઈશ્વરી બળ આવીને રોકી. મને જ્યારે વિષય વાસના ઉત્પન્ન થતી ત્યારે ત્યારે એકદમ ઈશ્વરની સ્તુતિ કરવાની ઇચ્છા ઉત્પન્ન થતી. હું તરત ઈશ્વરની પાસે બળ માગતો, આથી મને બળ આવતું, હું વિષય વાસનાથી દૂર થતો.

મેં પહેલાં જણાવ્યું છે કે હું કામને પ્રસંગે ખંડવા હરડામાં જતો હતો. હું ઘણું કરીને હવે હરડામાં જવા લાગ્યો, ત્યાં બાબુ કાળીદાસ ચોધરી નામનો વકીલ રહેતો હતો. તે મને બહુ ચહાતો હતો, અને વારંવાર પોતાને ત્યાં રહેવા માટે બહુ આગ્રહ કરતો ગામમાં વધારે કામ નહોતું તેથી હું દર અઠવાડિયે ચાર પાંચ દહાડા હરડામાં કાળી બાબુને ત્યાં જતો. કાળીદાસને સારી આવક હતી. તે બહુ હેતાળુ માણસ હતો. તેનો મોટો ભાઇ પણ મને બહુ ચહાતો હતો તેમની સ્ત્રી તથા તેમની વિધવા ભોજાઇ પણ મને બહુ ચાહતાં હતાં. હું જ્યારે કાળીદાસને ત્યાં જતો, ત્યારે કંઇને કંઇ નવું ખાવાનુ થતુ હતું, કોઇ વેળાએ મટન, તો કોઇ વેળાએ મુરગી, તો કોઇ વેળાએ જંગલી કબુતર, તો કોઈ વેળાએ હરણનુ માંસ વગેરે થતું હતુ, ખાવાની બહુ મઝા પડતી. તેમજ વાતનો છેડો આવતો નહોતો. વાતો કરવા મને કોર્ટમાં પ્લીડરના રૂમમાં લઇ જતો હતો. હું પણ સાહિત્ય વિશે, ધર્મ વિશે, જ્ઞાન વિશે ઘણી તકરારો કરતો, જ્યારે કોર્ટમાં કેશ પોકારવામાં આવતો ત્યારે તે કોર્ટમાં જતો હતો, તે બહુ ભલો માણસ છે. તેનો સ્વભાવ બહુ ઉત્તમ છે એવા સ્વભાવના માણસો મેં થોડાજ જોયા છે. તેનો સ્નેહ આજે પણ યાદ આવ્યાથી બહુ આનંદ થાય છે. હું બંગાળીમાં બોલતો હતો તેની સ્ત્રી તથા ભોજાઇ આડમાં છુપાઇને સાંભળતી હતી તથા વાતો કરતી હતી. મારા ઉપર ચાહવાની વાત હેમલતાને કહી હતી. ગે પછીથી કાલીબાબુની સ્ત્રીને તથા તેમની ભોજાઇને જોઇ હતી

## પ્રકરણ ૬૦ મું.

## ગામમાં મારો ઉદ્યોગ.

મેં પહેલા જણાવ્યું છે કે મેં ધનોલામાં ૧૦૦ એકર જમીન લીધી હતી, તેનો વહીવટ ચંડીચરણને સોંપ્યો હતો. હું વખતો વખત ત્યાં જતો આવતો હતો. ચંડીચરણની ચાલ ચલણ મને સારી લાગી નહિ. ઘણુંક ચોરીને ખાતો હતો, અનાજ વગેરે વેચીને અફીણ વગેરે લાવીને ખાતો હતો. તેમજ કેટલીક નાની શુની ચોરીઓ અથવા મને નહિ કહેતા પોતાના ઉપયોગમા આવે એવું લઇને પૈસા તથા અનાજની ખળણી કરતો, મેં તેને ઘણીવાર સમજાવ્યો પણ તે કંઇ પણ ધ્યાન નહિ આપતા હવે નહિ કરે એવું કહીને વારંવાર ચોરી વગેરે કરતો. આવાં બધાં કામને લીધે મે થોડા મહિનામા કાઢી મૂક્યો. એટલે તે હરડામા કાળી બાબુને ત્યાં ગયો તે ત્યાં છોકરાને રમાડીને ખાતો તથા કાળીબાબુ પૈસા આપતા તેનાથી પોતાની સ્ત્રીનું ભરણ પોષણ જૂદી ઓરડીમાં કરતો હતો.

મે હવે બીજા એક માણસને હક ભાગ આપીને રખવાળી કરવાને રાખ્યો. તેના યોગે મને ૩૦૦–૪૦૦ રૂપીઆ મળ્યાં, પછી મે મારા કેટલાક પુસ્તકો મુબઇમા છપાવવા મોકલ્યા તેમાં મુખ્ય આ છે. ખ્રિસ્ત ધર્મનીતિ, કઠોપનિષદનો સાર, ભગવદ્ગીતાનો સાર.

જ્યારે આ આગ્રામાં મારો બાઇ વિઠ્ઠલ પરણવાને નીકળ્યો હતો તે મદદ માગવા માટે મારી પાસે આવ્યો મે તે વેળાએ કેટલાક રૂપીઆ તેને આપ્યા

બાબુ નવીનચંદ્ર રાય બાલિયાગામાં હતા, ત્યારે હરિરામ નામનો એક બંગાળી બાબુ, તેની સ્ત્રી તથા નાનો છોકરો શિવનાથ શાસ્ત્રીની ચીઠ્ઠી લઇને ખેતી કરવા આવ્યા હતા તે અંગ્રેજી ભણેલો હતો. તેની સ્ત્રી પહેલા વિધવા હતી તેની સાથે પરણેલો હતો. કંઇ ધંધો રોજગાર નહિ મળવાથી ખેતીનું કામ કરવાની ઇચ્છાથી બાલિયાગામા આવ્યો હતો, તેને બાબુએ કંઇક જમીન, બળદની જોડ તથા સામાન વગેરે આપીને મદદ કરી હતી ખાવાનું પણ આપતા હતા, ગામમા સારૂ ખાવાનું તથા સારા વસ્ત્ર ક્યાંથી મળે! તે.

બાબુ શહેરનો રહેવાશી હતો, સારૂં પહેરવું એ તેનો અભ્યાસ થયો હતો, તેનાથી વિરૂદ્ધ મળ્યાથી દરરોજ મને ફરીયાદ કરતો હતો.

હું જ્યારે કલકત્તે તથા ધર્મશાળાથી પાછો આવ્યો ત્યારે હદશિરા ગામમાં હતો. ગોપીનાથને બાબુ ગામનો બાર સોંપીને ધર્મશાળાગાં આવ્યા હતા. હવે ગોપીનાથને ગામમાં રહેવાની ઇચ્છા થઇ નહિ કારણ કે જે આશાથી તે આવ્યો હતો તે તો કંઇ પૂર્ણ થતી નથી. ઉલટી તેની સ્ત્રીની તબીયત ત્યાં લાગતી નહોતી, કેમ લાગે ? ગામ કંઇ શહેર નથી અને સ્ત્રી ઘડિયે ઘડિયે લાહોરમાં જવાનું કહેતી હતી તેથી ગોપીનાથે લાહોર જવાનું નક્કી કર્યું ને બાબુને કાગળ લખ્યો.

હું બ્રાહ્મગ્રામમાં રહેવા લાગ્યો અને આસપાસ ફરીને ખેતીને બંદોબસ્ત કરવા લાગ્યો. પેલો શહેરના રહેવાસી બંગાળી હરિદાસ મને રોજ પોતાની ગરીબાઇ જણાવતો, પોતાના છોકરાને કંઈ નથી, પોતાની સ્ત્રીની પાસે કંઈ નથી વગેરે કહેતો અને વળી કહેતો કે તમને શી જરૂર છે તમે હવે તમારા ગામમાં રહીને ગામની પેદાસ ખાઓ, મુબઈ જાઓ ને તમે જાઓ તો મને બાબુ નવીનચંદ્ર શાપ વીસ રૂપીઆનો પગાર આપે જની વેળાએ મને તે વિશે પૂછયું હતું તેમજ પત્રમા પણ લખ્યુ હતું કે જો નારાયણ નહિ આવે તો તમને વીસ રૂપીઆનો પગાર આપીશ તો તમે ગામનું કામ તપાસશો ? મે તેમાં હા કહી હવે તમે આવ્યાછો હું બહુ ગરીબ છુ વગેરે કહ્યાથી મને દયા આવી. મેં બાબુને લખ્યું કે હું હવે ગામમાં રહીશ નહિ. હુ મારા ગામમાં થોડો વખત રહીને પછી હું મુબઈ જઇશ બાબુનો પત્ર મને મળ્યો. તેમા લખ્યુ કે કેટલાક દિવસ હરિદાસને સમજણ પાડીને જજે. તે પ્રમાણે મેં બધી સમજણ પાડીને હું ધનોરા જઇને રહ્યો થોડા દિવસ ધનોરામા રહ્યો. ત્યા મારૂં એક મોટું ખેતર હતું તે સવાર સાંઝ જઇને ઘરમાં સૂતો સૂતો ચોપડીઓ વાંચવા લાગ્યો. તે અરસામાં મે બહુ ચોપડીઓ વાચી. બંગાળી, હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે. પછી હું થોડા દિવસ બાદ મુબઈ ગયો.

## પ્રકરણ ૬૧ મું.

### મુંબઇમાં પાછો આવ્યો તે વેળાનો ફેરફાર.

હું મુંબઇથી અકટોમ્બર ૧૮૭૪માં ગયો હતો, તે હું ફેબ્રુઆરી ૧૮૮૧માં પાછો આવ્યો. સાત વર્ષમાં કેટલોક ફેરફાર થયો હતો, તે જોયો. જ્યાં પહેલાં મેદાન હતુ ત્યાં મોટા મોટા મહેલો નજરે પડ્યા. જ્યાં પહેલાં ખેતરો હતાં ત્યાં મોટી મોટી કાપડ સુતરની મીલો થઇ. જ્યાં સમુદ્રનાં પાણી આવતાં હતાં, ત્યાં સુંદર બગીચાવાળા સુંદર મકાનો બંધાયાં, જ્યાં પહેલાં કોઇ પણ રહેતું નહોતું ત્યાં ઘરો તથા ચાલીઓ થઇને લોકોના ગોંગાટથી ગાજી ઉઠયું. જગતનું પરિવર્તન નિરંતર થયા કરે છે. હમણાં જે સ્થાનમાં બેઠેલો છે તે જગાપર પહેલાં કદાચ માંસી ખાનારાઓ વિકાળ જનાવરોની રહેવાની જગા હશે અને હવે પછી કદાચ તેવીજ સ્થિતિમાં આવે અથવા પાણીથી ભરાઇ જાય. જગત્ અસ્થિર છે. શહેરોની પણ તેવી સ્થિતિ છે. મેદાનમાં જ્યાં ધોબીઘાટ હતો, જ્યાં મોટો કૂવો હતો ત્યાં આજ બોરી બંદરનું એટલે વિકટોરિયાનું સ્ટેશન આશરે ૨૩ લાખ રૂપીઆ ખર્ચીને બંધાયું છે. જ્યાં પહેલા લોકોને આવતાં ડર લાગતો હતો તથા જુગારીઓનું સ્થળ હતું ત્યાં આજે પોલીસ કોર્ટ, મ્યુનિસીપાલ ઑફિસ, સ્ત્રીઓની હારપીતાલ વગેરે સુંદર ઇમારત ઉભી થઇ છે. આ જગતની અસ્થિરતા બતાવે છે. જે જગાએ પહેલા જવામાં લોકોને ડર લાગતો હતો ત્યાં આજે પ્રુશનુમાં બગીચા થયા છે. મુંબઇનગર લાખોને પાળનારી થયેલી છે. જ્યાં પહેલાં માછલાં પકડનારાઓ પોતે માછલાં પકડીને ગુજારો કરતા હતું ત્યાં આજે મોટા મોટા વેપારીઓ પોતાની પેઢી સ્થાપવા માટે અહિં આવીને વસેલા છે. અહિંયાંના જેવો દેખાવ આખા હિંદુસ્તાનમાં ક્યાં પણ નથી. મુંબઇ એક ઉજાગતું નગર છે. તેમાં પોશાકની બલીહારી તો કંઇ ઓરજ જાતની છે. મુંબઇના માણસોની પાઘડીની તરહ તથા જાતો કંઇ આશ્ચર્ય જેવી છે. કોઈ ચાંચીઆ, કોઇ ચકરી, કોઇ ઉભી, કોઇ બેઠી, કોઇ અમદાવાદી, સુરતી, ભરૂચી, મેમણોની, હોરા શાહી, પારસી શાહી, મોંગેર-

શાહી, મારવાડી શાહી ઇત્યાદિ. લાલ, લીલી, પીળી, આસમાની કાળી, કીરમજી ઇત્યાદિ રંગની પાઘડી પહેરીને મુંબઇ જાણે પાઘડીનું શહેર હોય તે પ્રમાણે દેખાય છે. સ્ત્રીઓના પોશાક પણ તેવાજ જાત જાતના છે. લાલ, કોઇ લીલી, કોઇ આસમાની, કોઈ ભૂરી, કોઇ પીળી, કોઇ કીરમજી વગેરે શાડી, શાળુ લુગડાં પહેરીને દીપાવે છે. મુંબઈનાં ઘરોની પણ ખુબી ઔર છે ઘર મોટાં, વિશાળ, એક ઘરમાં બસો કુટુંબ સુધી રહે એવાં ભવ્ય, રંગદાર, નમુનાદારો છે. તેવાં શહેરો મે ક્યાંય પણ દીઠાં નહિ. મુંબઈ નગરી બધી વાતે પૂર્ણ છે. તેમાં મોટા મોટા ઔષધાલય, વિદ્યાલય, પુસ્તકશાળાઓની ખોટ નથી. ન્યુસપેપરો, ચોપાનિયાં તથા પ્રેસની ખોટ નથી, જ્યાં જાઓ તો કાગળ કાગળજ જણાય છે. ખબર પહોંચાડવી હોય તો મુંબઇ શહેરમાં ૨૦ પોષ્ટ ઑફિસો છે, ટેલીફોન એક મેકની જોડે વાતો કરવાના છે. મુંબઇ એક ન્યારંજ શહેર છે. જવા આવવામાં પણ ઘણું સુગમ છે રેલવે તો દરરોજ ૫૦ વખત જાય આવે છે. ટ્રામ તો દર પાંચ મીનીટે જાય આવે છે, ઘોડાની વિકટોરિયા તથા બળદના રેકડા તો ત્યાં હારબંધ જોવામાં આવે છે. સામાન લઇ જવાને માટે મજુરો રસ્તે રસ્તે ફરતા ફરે છે અને ગાડા તો દર મીનીટે જાવ આવ કરે છે. મુંબઇની વાત ન્યારી છે. અહિં બધી વસ્તુઓ મળે છે. ચીનની માગો તો તૈયાર, તે વળી ચીનાઓ વેચનારા. વિલાયતની માંગો તો જગ ચાલ્યા કે મળવાની. પુનાની અગરબતી કે કંકુ જોઇતું હોય તો જાઓ ભૂલેશ્વર. ઘી તેલ અનાજ વગેરે પાસે પાસે મળવાનું. કાશ્મીરી તથા બનારસી ઉત્તમ શાલજોટા, અબર વગેરે જોઇતા હોય તો મારવાડી બજાર ઉઘાડું છે. જ્યાં જાઓ ત્યાં બધુ મળે છે, ફક્ત પૈસા જોઇએ. મુંબઇ એક નવાઇનું શહેર છે. મુંબઇમાં જે જોઇએ તે મળે છે. રાંડો જોઇતી હોય તો કાસમીરી, ઘાચોકણી, ઇટાલિયન, ફ્રેન્ચ, જાપાની, જર્મન રીથણ વગેરે મળવાનીજ. મુંબઇ એક હિંદુસ્તાનનું નાક છે.

મુંબઇમાં બહુ ફેરફાર થયા તે મેં અનુભવ્યા. પહેલાં જ્યાં ચકલુ ભડકતું નહોતું ત્યાં માણસો દેખાયાં. જ્યાં પહેલાં માણસોની ગીચ વસ્તી હતી ત્યાં હાલમાં ઘણાંજ થોડા માણસો વસતા જોયાં. આવી રીતે બધું

ફેરફાર થયું. પારસી સ્ત્રીઓમાં પણ બહુ ફેરફાર થયો. પહેલાં પારસી સ્ત્રીઓ હિંદુ સ્ત્રીઓના જેવો પોશાક પહેરતી હતી. પગમાં સપાટ ઘાલતી હતી, તે હવે બુટ મોજા, સુંદર પોલકા પહેરતા શીખી છે. તેની શીવડામણુ ૧૫ થી ૬૦ રૂપીઆ થાય છે. પહેલાં પારસી સ્ત્રીઓ તથા હિંદુ સ્ત્રીઓ ઉઘાડી ગાડીમાં બેસવાને શરમાતી હતી, તે હવે છેડે છોક ઉઘાડી વિક્ટોરિયામાં પોતાના ધણી તથા સગા સાથે બેસવામાં માન સમજે છે. આવી રીતે બધામાં સુધારો થવા લાગ્યો. હવે ન્યાત જાતનો ઘણો ઓછો તફાવત જણાવ્યો. ઇરાની તો આજ કાલના સુધારાવાળા થયા છે. આ તેનો પીવામાં માન સમજે છે. તેનો આ તો બધા કરતાં સારી જગ બુખ જણાઇ કે આવો ચાહવાળા બમન ઇરાણીને ત્યાં. ત્યાં તો ઇંડાનું સારૂં સારૂં ખાવાનુ મળનાનુ, પૈસા જોઇએ. બીજું કંઇ નહિ, જરા ગરમી લાગી કે, ચાલો, ઇરાનીને ત્યાં બરફ ગોલા લેમોનેડ પીને થરા થઇએ. જરા ભૂખ લાગી કે, ચાલો, ઇરાની બાઇને ત્યાં એક કવાબ ખાઇને છવને તાજો કરીએ, આવી રીતે મુબઇ નગરી સુધરેલી મેં જોઇ.

મુબઇમાં તે વેળાએ મારો બાપ વિઠ્ઠલે એક લેથ મિસીનનું કારખાનું ભાગથી કાઢ્યું હતું. તે કંઇક સારૂં ચાલતું હતું. હુ તેને ત્યાં તથા આગાને ત્યાં ખાતો હતો તે વેળાએ મારી ભાભી છબકોર ઘણીજ શરમાતી હતી. હું કોઇ કોઇ વખતે મારા બાઇને ત્યાં ખાતો હતો અને આમપાસ ફરતો હતો

મે મુબઇમાં બહુ ફેરફાર જોયો, મારામાં શું ફેરફાર થયો હતો? આખું જગત પરિવર્તનશીલ છે, તેને તાબે હું પણ છું તેથી નિશ્ચય મારામાં પણ ફેરફાર થાય તેમાં નવાઇ નથી. કુદરતે મારામાં પણ ફેરફાર કર્યો હતો. હમણાં હું કંઇક જ્ઞાનવાન થયો છું અને કેટલીક જગતની માહીતી થઇ છે. તેથી હુ મારી માહીતી લોકોને આપવાને તત્પર થયો કારણ કે લેવું અને દેવું આ જગતનો કારભાર છે તેથી લઇને આપવાને માટે આતુર થયો, તેનાં ફળ સ્વરૂપ મેં જાતિભેદ અને ભોજન વિચાર નામનું પુસ્તક મુબઇમાં ઓરિયન્ટલ પ્રેસમાં ૧-૫-૧૮૮૧ માં છપાવીને

પ્રકટ કર્યું. તે પુસ્તક મેં મારા આર્યબંધુને અર્પણ કર્યું. તેનુ અર્પણ પત્ર આવું હતું.

મારા આર્ય ભાઈઓ અને બેનો,

આર્ય !

ભારત જેની લીલાભૂમિ, ભારતી જેની જનની, સંસ્કૃત જેનો વાક્યાલાપ, મનુ જેનો પિતૃ પુરુષ, વેદ વિદ્યા જેનું ચિત્ત પ્રસૂત, તે જગદ્ગુરુ આર્ય જાતિને પ્રાતઃ સ્મરણીય આ જાતિભેદ અને ભોજન વિચાર નામક લઘુ ગ્રંથ અનુરાગ રસાભિષિક્ત હસ્તથી સમર્પિત કર્યો છે તેમાં જે વિચારનું ઉદ્‌ઘાટન કર્યું છે તેનો પક્ષપાત રહિત વિચાર કરી જાતિભેદ મૂળથી છે કે નહિ અને શૂદ્રના હાથનું ખાવું ઉચિત છે કે નહિ એ નિરધારિત કરીને તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન એક આર્યે કર્યો તો તેનાથી હું સમસ્ત યત્ન, પરિશ્રમ અને વ્યય સફળ થવા માનીશ.

વિનયાવનત

મુંબઈ તા. ૧ લી મે ૧૮૮૧ — નારાયણ હેમચંદ્ર

જાતિભેદ અને ભોજન વિચારમા હિંદુ જાતિનુ મૂળતત્વ શું છે ? બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કોને કહેવા ? બીજાના હાથનું ખાવું કે નહિ તેની મીમાંસા હિંદુશાસ્ત્રના પ્રમાણો સહિત આપી છે, તે પુસ્તકમાં નીચલા અધ્યાય છે,—

૧ જાતિભેદ, ૨ ભોજન વિચાર, ૩ કોની સાથે ખાવું નહિ ? ૪ લોકોની આપત્તિ અને ખંડન. ૫ આચાર.

ત્યાર પછી મે જરથોસ્તી ધર્મનીતિ મુંબઈમાં નિર્ણયસાગર પ્રેસમાં ૧૫-૫-૧૮૮૧ મા છપાવી. તેમાં મે પારસીઓના ધર્મશાસ્ત્ર વાંચીને તેમાંથી જે નીતિનાં, ધર્મનાં સુંદર વચનો હતાં તે ઉતારીને છપાવી હતી. તે વખતના રાસ્તગોફ્તારે મારી ઘણીજ તારીફ કરી હતી. હાલ મારી પાસે તેની નકલ નથી નહિતો તેમાંથી કંઈક આપત.

હું મુંબઈમાં મારા પહેલાના ઓળખીતાઓને મળ્યો. હું ભાઉશંકર નાનાભાઈને ત્યાં ગયો, તેની જોડે હોમિયોપેથિક વિશે વાત થઈ. તેઓ હોમિયોપેથિક માનનાર હતા. મેં તેમને કહ્યું કે, મેં હોમિયોપેથિકની

એક ચોપડી ગુજરાતીમાં તૈયાર કરી છે તે છપાવો તો હું આપું. તરત તેણે હા પાડી, મેં એક બે દહાડામાં કાપીઓ આપી. તેને તપાસવાનું કામ ડાકટરને સોંપ્યું, તેમણે મુંબઇ સમાચારમાં છપાવવા મોકલ્યું. મુંબઈ સમાચારના પ્રુફો આવ્યાં. તે વેળાએ તે ડાકટરને વડવાણમાં નોકરી મળ્યાથી ત્યાં ગયા હતા. તેથી ડાકટર જમનાદાસને તપાસવાનો ભાર આપીને ગયા હતા. તેમણે મને પ્રુફો આપ્યાં. મે તે તપાસ્યાં પણ તેમાં ગ્નેડાક્ષર નહિ હોવાથી તે તપાસતાં ઘણી છેકા છેકથ ઈ, મેં તો ગ્નેડાક્ષરથી લખ્યું હતું, તે પાછું કંપોઝ કરાવવા જેટલી મહેનત મુંબઇ સમાચારના પ્રિંટરે જણાવી' તેથી તેણે કહ્યું કે ફરી કંપોઝ કરીને મોકલીશું પણ તેટલામાં ડાકટર જમનાદાસે કંઇ ઉલટું સુલટું સમજાવીને છપાવવાનો વિચાર માંડી વળાવ્યો અને થોડા અરસામાં પોતાની તરફથી ટોમિયોપેથિક વિશે લખીને કીર્તિ મેળવી.

મેં મુંબઇમાં ઘણો ફેરફાર જોયો, ગરીબ માણસો હતા, તે પૈસાદાર થયેલા જોયા. જે નાના ઘરોમાં રહેતા હતા, તેઓ મોટા ઘરમાં રહેવા લાગ્યા. કેટલાક પૈસાદાર હતા તે ગરીબ થયા. જે નાના હતા તે મોટા થયા, જે મોટા હતા, તે ઘરડા થયા. એવે પરિવર્તન થાય તેમાં નવાઇ જેવું નથી. મારી બોલવાની ભાષામાં હિંદુસ્તાની તથા બંગાળી શબ્દો આવવા લાગ્યા. હું મારા પહેલાંના ઓળખીતાઓને મળ્યો. મનસુખરામ પૈસામાં વધ્યા તેથી નાના ઘરમાંથી મોટા મકાનમાં રહેવા લાગ્યા. તેનો ઘણો ફેરફાર જોયો. માધવરાવનો ભાઇ કડીમાં નોકરીએ હતો તેથી માધવરાવ કડીમાં ગયો. અને વારંવાર કડીમાં આવવા વાસ્તે લખતો.

મુંબઇમાં એપ્રિલ ૧૮૮૧ માં આવીને હું છપાવવાના કામમાં ગુથાયો. તે અરસામાં નીચે લખેલાં પુસ્તકો મેં છપાવ્યા.

બ્રાહ્મધર્મ, નિર્ણયસાગર પ્રેસમાં સંવત્ ૧૯૩૭ માં, શ્વેતાશ્વરો ઉપનિષદનો સાર બ્રાહ્મગ્રામ ૧૫–૨–૮૧ માં; જરનોસ્ત ધર્મનીતિ મુંબઇ ૧૫–૫–૮૧ માં, જાતિભેદ અને ભોજન વિચાર. ૧–૫–૮૧ માં.

હું મામાને ત્યાં રહેતો હતો. મામા, મામી, મોટી મા બધાં બહુ

પ્રેમ રાખતાં. હું દરરોજ કોઇને કોઈ મિત્રને ત્યાં તથા મોટા માણસને ત્યાં, સભામાં, પ્રાર્થના સમાજમાં, લાઇબ્રેરીમાં જતો હતો, જ્ઞાનની વૃદ્ધી કરતો હતો. હું કોઈ કોઇ વખતે મુંબઇના એક છેડાથી બીજા છેડા સુધી ફરી આવતો. આવી રીતે હું મુંબઇમાં કાળ ગાળવા લાગ્યો.

---

## પ્રકરણ ૬૨ મું.

### અમદાવાદ.

બમનગામ વસાવવા માટે હું એપ્રિલ ૧૮૭૯ માં આગ્રેથી નીકળ્યો. જુનમાં બમન ગામમાં ગયો. ત્યાં ગામ વસાવ્યું. મેં પહેલા લખ્યું છે કે, હું કેટલાક ગુજરાતી પત્રો તથા ચોપાનિયાં વાંચતો હતો એક ચોપાનિયામાં ખેડા ખેતીવાડી નામનું ચોપાનિયું નડિયાદમાં નીકળવાની જાહેર ખબર વાંચી તેથી તે ચોપાનિયુ જોવાની ઇચ્છા થઇ. તે મગાવ્યું. તેમાં ખેતીવાડી વિશે લખાણો આવતાં હતાં, તે જોયાં અને તેમાં ખેતી કરવા માટે એક જમીન લઇને ત્યાં અભ્યાસ કરવામાં આવે છે, તે વાંચ્યું; તેથી તે જોવાની મારી ઈચ્છા થઇ. હું ઇ. સ. ૧૮૮૧ માં નડિયાદ ખાસ ખેતીનો ફાર્મ જોવા ગયો હું તે વેળાએ ત્યાંના મામલતદારને ત્યાં ઉતર્યો હતો. તેની જોડે મારે પહેલાં ખેતી વિશે કાગળ પત્રનો વ્યવહાર થયો હતો તે ખેડા ખેતીવાડીના એડિટર હતા. તેમણે મને ફાર્મ દેખાડયો. તે એક નાના સ્કેલ ઉપર હતો. તે જોઇને મને કંઇ સારૂં લાગ્યું નહિ દૂરથી પહાડ રળીઆમણાના જેવું જણાયું. ત્યાંથી હું અમદાવાદ આવ્યો. અમદાવાદ મેં પહેલુંજ જોયુ. હું રાવબહાદુર ભોળાનાથ સારાભાઇને ત્યાં ઉતર્યો.

મેં અમદાવાદ થઇને કડી જવાનો વિચાર કર્યો. ઘણા દિવસ થયા હું મારા મિત્ર માધવરાવને મળ્યો નહોતો અને તેના વારંવાર પત્રમાં આગ્રહની સાથે આવવાનું લખતો હતો તેથી અમદાવાદ જઇને જવાનો વિચાર કર્યો. કારણ કે અમદાવાદથી કડી પહેલાં જવાતું હતું. મેસાણાની તથા કલો-

સની રેલવે ઉપડી નહોતી. હું પહેલા અમદાવાદ ગયો. અમદાવાદમાં બહિત માત્ર રાવબહાદુર ભોળાનાથ સારાભાઈને ત્યાં ઉતર્યો. તેઓને હું પહેલાં ઓળખતો હતો. તેઓએ મારી બહુ પરોણા ચાકરી કરી. મિજબાન જમાડ્યા. અમદાવાદના કેટલાક સુધારકોની જોડે ઓળખાણ કરાવ્યું. તેમાં રાવસાહેબ મહીપતરામ રૂપરામ હતા. તેઓ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ હતા. તેઓ વિલાયત જઈને શિક્ષણની પદ્ધતિ શીખી આવ્યા હતા. તેઓ ઘણા સુધારાવાળામાં અપતા હતા. રાવબહાદુર રણછોડલાલ છોટાલાલની જોડે ઓળખાણ કરાવ્યું હતું. તેઓ અમદાવાદની તરફ મીલનો ઉદ્યોગ ફેલાવનારમાં પહેલા હતા. ત્યાર પછી કેટલાક પ્રાર્થના સમાજના મેમ્બરોની જોડે પીછાન કરાવી પણ તેનાં નામ હાલ યાદ નથી.

અમદાવાદમાં જે જોવા જેવાં સ્થળો છે તે બધા દેખાડ્યાં. જુમામસિદ જોઈ, હરિસિંહની સ્ટેશન પાસેની વાવ જોઈ, સરખેજ જોયું, કાંકરિયાનું તળાવ દીઠું, શાહઆલમનો રોજો જોયો. જે જોવા જેવી જગાઓ હતી તે બધી અનુક્રમે જોઈ, તેમાં મુખ્ય કરીને શાહઆલમના રોજાનું કામ બહુ ઉત્તમ જણાયું, ત્યાંની જાળીઓની કારીગરી જોઈને હું છક થયો. જાળીઓ એવી તો ઉત્તમ કોતરેલી હતી કે જાણે તે મીણમાંથી કરી હોયની. તેની કારીગરી બહુ મશ્હૂર છે. બીજા કેટલાંક કામ બહુ ઉત્તમ જોયાં કાંકરીઆનું તળાવ ઘણુંજ મોટું તથા ઉત્તમ બાંધેલું છે. તેની વચમાં એક જૂની બારાદરી છે તે હાલમાં ત્યાં બગીચો બનાવીને ઘણીજ સારી દેખાવદાર કરી છે. તે તળાવ જોવા જેવું છે. સરખેજનો રોજો અમદાવાદથી આસરે ૫ માઈલને છેટે છે. તે પણ પ્રાચીન મુસલમાન વારાનો છે, તેમાં પણ કેટલીક કારીગરી સારી છે. જગતમાં જેવી મે તાજ મહેલના કારીગરી જોઈ તેવી બીજે ક્યાં પણ જોઈ નહિ. તેનાથી ઉતરતી આબુના જૈન દેહેરાની, બીજી તો કંઈક ઠીક ઠીક. બેશક અમદાવાદમાં શાહઆલમના રોજાની કેટલીક જાળીઓ બહુ ઉત્તમ છે. જુમામસિદ મોટી છે પણ આગ્રા દિલ્હીના જેવી વિશાળ તેમજ કારીગરવાળી નથી. અમદાવાદમાં જે જોવા જેવું હતું તે બધું બંકિતભાજન ભોળાનાથ ભાઈએ દેખાડ્યું.

અમદાવાદ એ ગુજરાતનું મુખ્ય શહેર તરીકે હાલમાં પ્રસિદ્ધ છે. અમદાવાદને ફરતો કોટ છે. તેમાં કેટલાક દરવાજા છે. દરવાજાની બહાર હાલમાં કેટલીક વસ્તી થઇ છે શહેરમાં જૂના જૂના મકાનો બહુ છે. મકાનના મોં આગળ બહુ સારી કારીગરી લાકડાપર કરેલી છે. બારી બારણાં નાનાં છે. ઘર પણ ઘણાં ખરાં નાનાં છે. રસ્તો રેતાળ છે. કેટલાંક પાણીનાં નાળાં શહેરમાં જાય છે. તેથી વરસાદમાં તે નાળાં તરફ ગુંટણ સુધી પાણી થાય છે. શહેરમાં સાંકડા રસ્તાઓ છે તથા રસ્તાની આસપાસ પોળ છે તે પોળોને મોટા મોટા દરવાજા હોય છે. કેટલીક પોળ પોળી હોતી નથી તેથી પોળમાં ગયાથી એક રીતે બંદીખાના જેવું થઇ જાય છે. કોઈ ચોર પોળમાં પ્રવેશ નહિ કરે તેને માટે દરવાજા કર્યા છે. પહેલાં અમદાવાદમાં બહુ લુંટફાટ થતી તેથી આવો બંદોબસ્ત કર્યો છે. પોળ બહુ સાંકડી છે કેટલી પોળમાં ગાડી પણ જતી નથી તેથી પોળને નાકેથી લોકો ઉતરીને પોતાને ઘેર જાય છે. હું જ્યારે ગયો હતો, ત્યારે ભાડાની ઘોડા ગાડી ઘણીજ થોડી હતી પણ હાલમાં બહુ થઇ છે. પહેલાં રીચીરોડ નહોતો તેથી સ્ટેશનપર જવાનો માર્ગ કાળુપુરના હતો, કાળુપુરના રસ્તાપર એક વેળા જવાથી રસ્તો બહુ ખરાબ થઇ જાય છે કેટલીક પોળ બહુ દુર્ગંધવાળી છે. તેમાં જૈન લોકોની પોળની તો વાતજ પૂછવી નહિ, ત્યાં એઠવાડનાં મોટાં મોટાં લોખડનાં તપેલાં મૂકે છે તથા સંડાસ પોળને નાકે જોવામાં આવે છે તેનો દેખાવ ઘણોજ ખરાબ લાગે છે. અમદાવાદ શહેર મને તો સારૂં લાગ્યું નહિ પણ કેટલીક બહારનો ભાગ ઉત્તમ છે.

અમદાવાદમાં મુખ્ય કરીને જૈન, વાણીઆ, બ્રાહ્મણ, કાયથ, કણબી, ઘીયા, મુસલમાનની વસ્તી છે. જૈન, કણબીઓ, વાણીઆઓની ભાષામાં તથા નાગર કાયથ ક્ષત્રીની ભાષામાં બહુ ફેર છે અમદાવાદની બહુ અંશે ભાષામાં મની જગાએ હ વાપરે છે તેને મુંબઇના ભાઈ સાહેબની ભાષા કહે છે. નાગર કાયથ ક્ષત્રી વગેરે કેટલાકની ભાષા સારી છે પણ ઘણો ભાગ તો ભાઇ સાહેબની ભાષા બોલે છે. પુરૂષનો પોશાક અમદાવાદી પાઘડી, ધોતિયુ, અંગરખું અને ખેસ છે. બૈરાના પોશાકમાં તથા ઘરેણામાં જાત જાતનો તફાવત

જોવામાં આવે છે. જે ઓસવાળ જૈનના બૈરાં ઉત્તમ પોશાક તથા ઘરેણાં
હલકા પણ કિંમતી પહેરે છે. જૈનનાં બૈરાં જેમ બને તેમ પાતળાં વસ્ત્ર
પહેરવાને લલચાય છે. પણ કણબી, વાણીઆની સ્ત્રીઓ જાડા જરીના પોશાક
પહેરે છે તથા ઘરેણાં પણ જૂદી જાતનાં એટલે મોટા મોટા ઘાલીને ભભકો
મારે છે, મોટા મોટા જાડા અઠાસીઓ જુવારી ભાતના પહેરીને મલકાતી
મલકાતી રસ્તામાં જાય છે. હાથમાં પણ કેટલીકો મોટા ચૂડ, જાડા શાંકળા,
મોટાં ભારી બાજુ, કોટમાં જાડાં મોટાં ઘરેણાં ઘાલે છે. નાગરના તથા
ક્ષત્રીના બૈરાં ઘણા નાજુક ઘરેણાં ઘાલીને મંદગતિથી તખરા કરતી જાય
છે. શહેરમાં જ્યાં ત્યાં દરેક કોમનાં બૈરાં જોવામાં આવે છે. અમદાવાદની
સ્ત્રીઓના રંગમાં પણ કંઇક ફેર છે. કોઇ ગૌરવર્ણની તો કોઇ શામળી
નજરે પડે છે. ઉચ્ચ વર્ગના લોકોની સ્ત્રી કંઇક ગૌર વર્ણ જોવામાં આવે
છે અને હલકા વર્ગની સ્ત્રીઓ કંઇક શામળી દીઠી. નાગરો તથા ઓસવાળની
સ્ત્રીઓના નાક તથા ચહેરા મેં સુંદર જોયા. તેઓ વિશે કહેવાય છે કે, તેઓ
અસલ સીસિયન છે. તેઓની આંખ ભૂરી છે. મુસલમાનો કાળી લીલી સફેદ
પાઘડી પહેરે છે તેઓ ગુજરાતી બોલે છે. અમદાવાદના મુસલમાની સ્ત્રીઓ
સફેદ જામાના જેવું એક જાતનું કપડું બાની સાથે પહેરે છે, સુરવાળ નાખે છે
અને ઉપર હોઢણી તથા ફક્ત જામો પહેરીને રસ્તાપર નીકળે છે. કેટલીક
ગુજરાતીના જેવું લુગડું પહેરે છે. મુસલમાનો ઉર્દુ મેળવેલી ગુજરાતી
બોલી બોલે છે. તથા કેટલાક અડધી ગુજરાતી હિંદુસ્તાની ભાષા બોલે છે.
વોરાઓ અડધી ગુજરાતી તથા ભેળવેલી ઉર્દુ ભાષા વાપરે છે.

અમદાવાદી માણસોની પ્રવૃત્તિ કંજુસાઇના ઉપર વધારે છે. જ્યાં દે
ખર્ચ થતા હોવે એમ હોય તો એક પૈસો ખર્ચવો નહિ. બજારમાં એક
પૈસે માટે મોટી ગડબડ મચે છે. પૈસો ખરચ કરવામાં અમદાવાદી જેવા
મેં હિંદુસ્તાનીઓને દીઠા નહિ. ખાવા પીવામાં પણ ઘણાજ શોખીન અ-
વલ અમદાવાદીઓને મેં જોયા નહિ. તેનું પ્રમાણ જોઇતું હોય, તો અમ-
દાવાદમાં મીઠાઇની દુકાનની સંખ્યા ઉપર વિચાર કર્યાથી સહજ જણાશે.
અમદાવાદમાં ઘણામાં ઘણી ૫૦ થી વધારે હલવાઇની દુકાનો નથી. પણ

મમરા શેવ ગાંઠીઆની દુકાન પુષ્કળ છે. પૂરીવાળાની દુકાન તો મેં કોઈ જગાએ જોઈજ નહિ. હાલમાં સ્ટેશનની સામે ત્રણ થઈ છે પણ તે હિંદુસ્તાનીઓએ કરી છે અમદાવાદીઓ ખાવા પીવામાં શોખીન નથી. પણ પૈસો એકઠો કરવામાં બહારથી પોતે પૈસાદાર દેખાડવામાં પોતાની સ્ત્રી બાળકોને સુંદર ઘરેણાં તથા જરીના વસ્ત્ર લેવામાં કુશળ છે. જરીના વસ્ત્ર એક વખત લીધા એટલે આખો ભવ ચાલે, તેમજ અલંકારો એકવાર લીધા કે પેઢી દરપેઢી ચાલે, અમદાવાદી ભાઇસાહેબને ત્યાં કોઇ મરી ગયુ તો ભાઇને દહાડા પાણી કરવામાં તથા લગ્ન આવ્યું તો ન્યાતવાળાને ખવાડવામાં એકઠી કરેલી પુંજીમાથી ઘણુંક ઘસડાઇ જવાનુ. અમદાવાદીઓ ફૂલણજી થવામાં મોટું માન સમજે છે તેથી બીચારા કમાઈ કમાઈને એક છોકરાનુ કે છોકરીતું લગ્ન કરવામા કે બાપ માનો દહાડો કરવામાં ઉરાડી મૂકે છે.

અમદાવાદમાં પુરૂષો માટે રેશમી કોરના ધોતિયા, બાઇડીઓને માટે જાત જાતના રેશમી સુતરાઉ લુગડા, કીનખાબ, મોળીઆ વગેરે ઘણુ સારૂ થાય છે. અમદાવાદનુ તારનું કામ એટલે જરીતું કામ ઉત્તમ થાય છે પાઘડીના છેડા કોર તથા કીનારીઓ સારી થાય છે અમદાવાદમાં રેશમના કપડાં જાડાં પણ બહુ ટકાઉ બને છે રેશમી મશરૂ તો બહુ વખણાય છે પણ હાલમાં તે મશરૂ ગરીબ લોકો વાપરે છે, પણ મોટા પૈસાદાર તથા સાધારણ સ્થિતિના બૈરા તો જાપાની ફ્રેન્ચ રેશમની ચોળી કાચળી બનાવીને પહેરે છે અમદાવાદની શાડીઓ, ચુંગીઆ, તથા ચઢકળા બહુજ સારી તથા ટકાઉ બને છે પણ તે જાડી હોવાથી આજ કાલના બૈરાને તે ગમતા નથી તેને બદલે થોડા દહાડામા ચીરાઈ જાય, ફાટી જાય એવી ચીનાઇ, જાપાની તથા ફ્રેન્ચ શાડી પહેરીને ભભકો મારે છે. અમદાવાદના છાયલો બહુ પ્રખ્યાત છે પણ આજ કાલના બૈરા અંગ્રેજી પાતળા ગવન તથા છીંટના ગવનો કરીને થોડા દહાડાનો ભભકો કરીને ફરતી ફરે છે મારૂ આ લખવું બધા અમદાવાદીને લાગુ પડતું નથી પણ કેટલાકને લાગુ પડે છે. અમદાવાદમાં રંગાટનું કામ બહુ જોરૂશોરૂ ચાલે છે અહિંનું રંગાટ કામ શ્યામ, રંગુન ઈત્યાદિ જગાપર જાય છે. અહિં રેશમી બાંધણીનું કામ પણ સ

થાય છે. મતલબ કે અમદાવાદનું તાર તાંતણાનો વેપાર બહુ જોરથી ચાલે છે. હાલમાં અમદાવાદમાં બહુ મીલો થઈ છે તેમાં પણ કપડાં થાય છે. અમદાવાદનો વેપાર તાર અને તાંતણા ઉપર છે એવું કહેવાય તો ખોટું નહિ.

---

## પ્રકરણ ૬૩ મું.

### કડી.

અમદાવાદમાં જે જોવાનું હતું તે જોયું પછી ત્યાંથી બળદની ગાડીમાં બેસીને મારા મિત્ર માધવરાવ ત્ર્યંબકને ત્યાં કડી ગયો. બે દહાડે કડીમાં પહોંચ્યો. કડી એ ગાયકવાડી શહેર છે. તે ઘણુંજ નાનું છે. ત્યાં સુબા રહે છે. સુબાના હાથમાં કડી ચલાવવાની સત્તા છે. તેના હાથ નીચે ન્યાયાધિશ, ફોજદાર વગેરે છે, કડી એ ગુજરાતનો કંઇક ભાગ છે. તે અમદાવાદના કરતાં ઘણુંજ નાનું, ત્યાંના ઘરો ઘણેક ભાગે અમદાવાદ જેવા નાનાં છે. પણ અમદાવાદના ઘરોમાં બહારની કારીગરી ઉત્તમ છે. ત્યાંના માણસોના વર્ગ અમદાવાદના જેવા છે. પણ નાગરો તથા ક્ષત્રિયો ઘણાજ થોડાજ છે. નહિ કહીએ તો ચાલે. અહિં વેપારી વાણીઆઓ, કણબી વગેરે છે. તે કઈ રૂપમાં ચડે એવા મને જણાયા નહિ. કડીના માણસોની પ્રકૃતિ પણ અમદાવાદીઓના જેવી છે. કડીમાં જોવા જેવી વસ્તુ કંઇ નથી. મતલબ કે કડી એક નાનું નગર છે. તે ગામડાથી કંઇક મોટું છે એટલોજ તફાવત છે. કડીમાં અનાજ બહુ પાકે છે. કડીમાં કિલ્લો છે તે કિલ્લો સામાન્ય કિલ્લા જેવો છે.

હું મારા મિત્ર માધવરાવને ત્યાં રહ્યો. તેમની જોડે તરેહવાર વાત કરી અને બધે ફર્યો ઘણાં પુસ્તકો દેખાડ્યાં. મેં જોયાં. પછી તેણે મને મારી હકીકત પૂછી. મે ટૂંકામાં જે જે જોયું હતું તે કહ્યું. ખુશીમાં રહ્યો. ૭ સાત દહાડા રહીને પછી અમદાવાદ આવીને પાછો મુબઇ ગયો. મુબઈમાં કેટલાક દિવસ રહ્યા પછી હું પાછો ઘનોરા મારી જમીન ઉપર ગયો કારણ કે કાપણીનો વખત આવ્યો હતો.

---

## પ્રકરણ ૬૪ મું.

### મારી જમીનપર.

હું ધનોરામાં આવ્યો એક ઝુંપડામાં રહ્યો ત્યાં એક માણસ રાખીને ખવાડનો હતો હું રોજ મારા ખેતરમાં જઇને જોતો હતો કે, ક્યારે અનાજ પાકશે તથા કોઇ ચોરી નહિ કરે તેને માટે રખવાળા રાખ્યા મેનો ભાગીદાર પણ બરાબર તપાસતો હતો અનાજ પાક્યું કાપણીની શરૂવાત થઈ હું દરરોજ મુકરર વખતે ખેતરમાં જઇને બરાબર માણસો અનાજ કાપે છે કે નહિ તે જોવા લાગ્યો બપોરે હું વાચવામાં તથા લખવામાં કાળ ગાળવા લાગ્યો ગામડામાં બીજું શું જોવા જેવું હોય, જ્યાં નજર ફેંકતો ત્યાં ખેતરો ઝાડ પાન નજરે પડતાં, શહેરના જેવાં સુંદર મકાનો અહિ ક્યાંથી હોય? કારણકે શહેરના માણસો ન્યાય અન્યાયથી રૂપીઆ કમાઇને મોટાં મકાનો બાંધે બીચારા ખેડુતો સરળ સ્વભાવના તેઓ શી રીતે પૈસા કમાવવા એ શું જાણે? તેઓ ઇશ્વર ઉપર આધાર રાખીને પોતે કામ કરીને પોતાનાં સ્ત્રી બાળકોને મજુરી કરાવીને જે કંઈ મળે તેના ઉપર સંતોષ રાખે, તેની પાસે વળી મોટાં મકાનો બાંધવાનું નાણું ક્યાંથી હોય? ધનોરા એક નાનું ગામડું છે, ત્યાં ખેડુતોની વસ્તી ઘણીજ થોડી છે તેમાં હું એક મોટા કાચી દીવાળ-વાળા ઝુંપડામાં રહેતો હતો ત્યાં હું અને એક નોકર રહેતા હતા આસપાસ બધી ઘાસવાળી જગા હતી

કાપેનો પાક ગાડામાં ભરીને ઘરની પાસે એક વાડામાં એકઠો થવા લાગ્યો તેના છોડના ભારા બાંધીને તડકામાં સુકાવવાને વાડામાં ગોઠવ્યા હું દરરોજ માલ જોવાનું તથા વાચવા લખવાનું કામ કરતો ધીરે ધીરે ખળામાં પાક એકઠો થયો થોડા દિવસમાં તે સુકાયો એટલે તેના ઉપર બળદો ચલાવીને મસળાવ્યો પછી તેમાંનો ભૂસો ઉડાડીને ચોખો માલ કાઢીને માપીને બોરામાં બંધ કરાવીને ઝુંપડામાં મુક્યો

હવે તે વેચવા માટે શહેરમાં લઇ ગયો તે વેચ્યો કેટલાક રૂપીઆ આવ્યા કેટલાક ખર્ચ્યા પછી વાવવા વગેરે બંદોબસ્ત કરીને બે મહિને પાછો મુંબઇ

ગયો. આ વખતે મુંબઈ પહેલાના જેવું જોયું. બધું જુનું લાગવા લાગ્યું મા- ભાનું મકાન પણ જુનુ જણાયું, મિત્રો પણ જુના જણાયા. જ્યાં ગયો ત્યાં બધું જુનું જુનુ જોયલું જણાવવા લાગ્યું.

---

## પ્રકરણ ૬૫ મું.

### ફરી અમદાવાદમાં.

હજુ રૂપીઆ બાકી હાથમાં હતા, વિચાર કર્યો કે ચાલો અમદાવાદ જઇને પ્રાર્થના સમાજના ઉત્સવમાં સામેલ થઉં તેથી સેતક અમદાવાદ તરફ ચાલ્યો. અમદાવાદ આવ્યો. આ વેળાએ ભક્તિ પાત્ર રાવબહાદુર ભોળાનાથ સારાભાઇને ત્યાં ઉતર્યો નહિ પણ લલ્લાભાઇ જમનાદાસનો બહુ આગ્રહ હોવાથી મામુનાયકની પોળમાં તેમના ઘરમાં ઉતર્યો. ત્યાં ઉતર્યો ખરો પણ હુ કોઇ કોઇ વખતે ત્યાં જમતો હતો. હું ઘણું કરીને બહાર એટલે મહા- રાજની હવેલીમાં જમતો હતો પ્રાર્થના સમાજના ઉત્સવમાં સામેલ થયો. તે ઉત્સવમાં શેઠ વલ્લભદાસ પોપટ તથા વૈદ્ય મયારામ સુંદરજી આવ્યા હતા, તે પણ લલ્લાભાઇ જમનાદાસને બીજા ઘરમાં ઉતર્યા હતા, તેમાં વલ્લભદાસ એક જુવાન કવિમાં ખપતા, તેમણે કેટલીક કવિતા રચી છે તેનુ પુસ્તક પાછીથી ચિંતામણી નામનું કાઢ્યું છે. તેમનું ઓળખાણ થયું વૈદ્ય મયારામનુ પણ અમદાવાદમાં ઓળખાણ થયું. તેમણે ખાંડ બનાવવા વિશે એક નિબંધ લખ્યો છે તથા સુખ દુઃખ વિશે એક નિબંધ લખ્યો છે એ બેઉ સામાજીક ભાઈઓ છે એવું મને કહ્યું. તેઓ કાઠિયાવાડીઓ હતા. ઉત્સવ આરંભ થયો. મોટી ધામધુમ થઇ, બહારથી ઘણું થયું પણ અંદર શુ થયુ હશે તે હું અનુમાન કરી શકતો નથી. બહારથીજ લોકો જુએ છે. અંદર કોણ જુએ છે?

પ્રાર્થના સમાજની વાર્ષિક સભા થઇ, તેમાં મોટો પૈસા સંબંધી વાદ વિવાદ થયો. ચમડી જાય પણ દમડી જાય નહિ એવું માનનાર

દિવાન બહાદુર અંબાલાલ શાંકરલાલ દેસાઇએ કહ્યું કે પ્રાર્થના સમાજમાં એવો કંઇ નિયમ નહિ રાખવો જોઇએ કે અમુક પૈસા આપે-તેજ મેમ્બર થાય નહિતો નહિ. તેમ કરવું ઠીક નથી. મરજીમાં આવે તે આપે, કારણ કે ધર્મ સંબંધી કામમાં અમુક પૈસા આપે તેજ ધાર્મિક ખપે, એ નિયમ સારો નથી, તેના ઉપર ઘણાઓએ તકરાર કરી.

અંબાલાલની તકરારમાં કંજુસાઇ દરેક શબ્દપરથી જણાતી હતી. તે વેળાએજ મેં તેને કંજુસ તરીકે ધાર્યો હતો. તે હાલ કેટલાકોનો કહેવાપરથી મારી ખાતરી થઇ છે કે તે જેટલા રૂપીઆનો પગાર કમાય છે, બીજો માણસ હોત તો તેનો સદ્‌ઉપયોગ કરત તેમાં સંદેહ નથી. તેણે સારા રૂપીઆ એકઠાં કર્યા છે એવું લોકો કહે છે.

પ્રાર્થના સમાજનો ઉત્સવ પૂરો થયો, બધા પોત પોતાને વતન ગયા. વલ્લભદાસ પોતાની ચિંતામણી નાગનો ગ્રંથ છપાવવાને રહ્યા, તેને હું વારંવાર મળતો, તેઓ ગાઇ સંભળાવતા, હું વખતો વખત ભોળાનાથભાઇને ત્યાં પણ જતો, તેઓ મને પોતાને ત્યાં રહેવાને બહુ આગ્રહ કરતા તથા ખાવાને કહેતા પણ હું નાની હા કહેતો નહોતો. તેનું કારણ કદાચ વાંચનારાઓ જાણવા પામ્યા હશે કે કોઇને ત્યાં ખાવાનો તથા પૈસા વ્યવહાર નહિ રાખવાનો મેં નાનપણમાં નિશ્ચય કર્યો હતો. તેથી પ્રીતિ ઘટે છે, આવું મનમાં હોવાથી હું હમણાં પણ ઘણાજ ઓછાને ત્યાં ખાવુંછું, હું ડાહ્યાભાઇને ત્યાં રહેવા લાગ્યો. થોડાક દહાડા રહીને ફરી અમદાવાદ જોયું. અમદાવાદ પહેલાના જેવું મને ભાસવા લાગ્યું વધારામાં એટલુંજ થયું કે રાવ સાહેબ મહીપતરામ રૂપરામની જોડે બહુ વાતો થતી. તેઓ મારા ઉપર માયા રાખતા હતા. તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આસિસ્ટંટ સેક્રેટરી કૃપાશંકર દોલતરામની જોડે મહીપતરામે ઓળખાણ કરાવ્યું અને સોસાઇટીનો ઉપરનો મેડો બેસવા માટે આપ્યો, મહીપતરામનો સ્નેહ ઘણો થયો, કોઇ કોઇ વખત આગ્રહ પૂર્વક પોતાને ત્યાં જમાડતા હતા.

અમદાવાદમા રાવબહાદુર ભોળાનાથ સારાભાઇને ત્યાં જતો હતો તેથી હાલના કચ્છના દિવાન મોતીલાલ લાલભાઇ, દિવાન બહાદુર અંબાલાલ સા-

કેશવલાલ અને મર્હુમ રાવબહાદુર રણછોડલાલ છોટાલાલ ઓળખાણ થયું-તેમાંથી ચાંપાકલાલ-શાકરલાલની જોડે કદાચ એક બે વેળાએ વડોદરે મર્હુમ દિવાન બહાદુર મણિભાઈને ત્યાં મળ્યો- હોઇશ પણ ઘણો ગાઢો પરિચય થયો નહોતો. પણ રણછોડલાલ તથા મોતીલાલની જોડે કંઇક વધારે પરિચય થયો હતો

---

## પ્રકરણ ૬૬ મું.

### વડોદરાના શિયાજીરાવના પાટોત્સવમાં.

અમદાવાદમાં ડીસેમ્બર ૧૮૮૧ માં ર્હેતો હતો તે પ્રસંગે મહારાજા ગાયકવાડ શિયાજીરાવને ગાદી આપવાનો મહોત્સવ વડોદરે થવાનો હતો. તેથી તે જોવા માટે કેટલાક અમદાવાદના ઓળખીતાઓએ આગ્રહ કરવાથી હું ત્યાં ગયો. વડોદરામાં મોટી તૈયારી થઇ રહી હતી કામાટી બાગમાં જાત જાતની રમત ગમત કરવાની તૈયારીઓ થતી હતી. કામાટી બાગમાં વિજળીના દીવા થવાની ગોઠવણ કરવામાં આવી હતી. રસ્તાપરના ઘરોને કોશવીને સફેદ પીળા આસમાની તરેહવાર જાતના રંગ્યાં હતા. રસ્તામાં દીવાની હારો ગોઠવી હતી. મોટી આતશબાજી ચળગાવીને લોકોને ખુશ કરવાની તૈયારીઓ થઇ હતી. મોટા મોટા દેશ પ્રદેશના મહાજનોને બોલાવ્યા હતા તેઓને સરકાર તરફથી પરોણાગત થતી હતી, પણ અમે બીચારા ગરીબ પડ્યા એટલે સરકારીની પરોણાચાકરી ક્યાંથી મેળવીએ. હું તો એક મિત્રના મિત્રને ત્યાં ઉતર્યો. ત્યાં પણ તેમના પુષ્કળ મિત્રો આવ્યા હતા. મફત દહાડો મિષ્ટાન્નો ઉડાવતા તો કોઇ વખતે શાક ભોજન ખાઇને વડોદરાના રાજાનો પાટોત્સવ જોવામાં ભટકતા હતા. ગરીબને કોણ પૂછે! જ્યાં જાઓ ત્યાં પોલિસના સિપાઇઓ અહિંયાં ઉભા ન રહો આગળ જાઓ. આવી રીતે જ્યાં ત્યાં હડમાર થઇને ભટકતા ફરતા હતા. સાંભળવામાં આવ્યું કે રા. રા. હરગોવિંદદાસ કાંટાવાળાની રેખે દેખરેખથી એક પ્રદર્શન

ભરાયુ છે ત્યા જોવા ગયા જઇને શુ જોયુ ? કેટલીક અનાજની શીશીઓ, તેમા જાત જાતના અનાજો, કપડા, કોઇ જરીના તો કોઈ રૂના, કોઇ રેશમી તો કોઇ ઉનના એ બધા-જાત જાતના વસ્ત્રોની હાર દીઠી, બીજુ શુ જોયુ ? કેટલાક ખેતીના ઓજારો, કેટલાક સુતાર, કડિયા, લોહાર, સોની, કુભાર, શાળવી, છીપા વગેરેના હથિયારો કોઇ માટીના પુતળા સોનાના આકારના ઘરેણા ઘડે છે, કોઇ લુહાર લોઢુ ટીપે છે, કોઈ શાળવી શાળપર લુગડુ વણે છે, કોઇ કુભાર માટલા નળિયા બનાવે છે, કોઇ દરજી કપડા શીવે છે, કોઇ ખેડુત હળથી ખેતરને હળે છે કોઈ વેશ્યા મુજરો કરે છે કોઇ નાચે છે ઇત્યાદિ, તે બધા દેખાવજ માટીના હતા બીજુ શુ દીઠુ ? કાસા પીતળના ત્રાબાના વાસણો તેમા દીવી, બેડા, લોટી, લોટા, વાડકા, વાડકી, બગોણા, તપેલા, ચાળણી વગેરે જોયુ બીજુ તો કઇ નવાઈનુ તો દીઠુ નહિ જે હમેશા જોવામા આવે છે તે દીઠુ આનુ નામ તે પ્રદર્શન તેને પ્રદર્શન કહો તો તે કહેવાને રાજ્યના મોટા માણસો મુખ્તિયાર છે

।પણ કઇ નવાઇનુ નહોતુ

પ્રદર્શન જોઇને ધરાયા હવે કામાટી બાગમા ગયા, ત્યા લોકોની ભીડ કહે મારૂ કામ કોઇ રીતે દાખલ થયા ત્યા શુ જોયુ ? કેટલાક તબુઓ આ અપાસ નાખીને રમત ગમત કરવામા આવતી, કોઇ મદારી સાપની રમત કરતો તો કોઇ જાદુગર જાદુના ખેલો કરીને ગામડીઓને રીઝવતો હતો કેટલાક જનાવરો પીંજરામા કુદકા મારતા તથા કેટલાક મૂગા મૂગા બેસીને પોતાની દીન અવસ્થાના વિશે વિચાર કરતા મને તો આ બધો તમાસો લાગ્યો કઇ નવાઇનુ લાગ્યુ નહિ રસ્તાપર દીવા થયા તે દીવા મુંબઇની દીવળી કરતા કઇક સારા હતા પણ તે તો બહારના રસ્તા ઉપર સરકાર તરફથી થયા હતા લોકોએ તો ઘણા થોડા કરેલા જોવામા આવતા લોકો તો ગાડા જેવા બનીને કામાટી બાગમા વિજળીના દીવા જોવા માટે તત્પર થયા હતા બગીચા ઉપર પોલિસના સિપાઇઓ કામાટી બાગમા જવા દે તા નહોતા દૂરથી જોઇને બધા પવિત્ર થતા કે નહિ તે કોણ જાણે? બધા ને નવાઇ જેવુ લાગતું પણ આ સેવકને કઇ નવાઈ જેવુ લાગ્યુ નહિ શામાટે

ગ્રયેલું છે. વઢવાણ તરફના માણસો મોટા ફુવાના આકારવાળી પાઘડી પહેરે છે, સ્ત્રીઓ કેટલીક ઘાઘરા, ચાડલા તે વળી ઝવલા પનાના પહેરે છે તથા એક જાતની ડગલીના જેવી ચોળી, તે ચોળીની બાહ કુણીથી નીચે હોય છે. બાહ ઉપર કનારી તથા ભરતનું કામ વચમાં તથા વચમાંની આંસપાસ કરેલું હોય છે તેથી વાક ઇત્યાદિ ઘરેણાં નહિ હોવાથી તે ચાલે છે. કાઠિઆવાડી માણસ શરીરે મજબુત હોય છે. વઢવાણમાં કેટલાંક નામાં દહેરાં છે. તે જોયા, મહેલ જોયો. જે જોવા જેવા સ્થળો હતા, તે જોઇને લીમડી જવા નીકળ્યો.

**લીમડી**—લીમડીમાં પણ દેશી રાજ્ય છે. ત્યાંનો રાજા ઘણો ધાર્મિકમાં ખપે છે. તે વિદ્યાનો પણ શોખીન છે. પૂજામાં ઘણો વખત ગાળે છે. તેમની જોડે મારે અમદાવાદમાં એક વખત વાતચીત થઇ હતી. તે વાતચીત કરવામાં બહુ કુશળ છે. પણ કામ નિયમસર કરતો નથી એવું ઘણી વખતે સાંભળવામાં આવ્યું છે. લીમડી એક નાનુ ગામડા કરતાં કંઇક મોટું છે. તેને ફરતો કોટ છે. લીમડીના ઘરોની બાંધણી બેઠા ઘાટની તથા નાનાં ઘરો છે. બૈરાં પુરૂષનો પોશાક વઢવાણના જેવો છે. લીમડીમાં ઠાકોર સાહેબનો મહેલ કંઇક સારો છે. પણ મુબઇના એક વેપારીના કરતાં તો કોઇ રીતે સારો કહેવાય નહિ. શહેરની બહાર દહેરૂં તથા લાઇબ્રેરી છે. હું કવિ ભવાનીશંકરને ત્યાં તથા પુરૂષોત્તમ ગાંધીને ત્યાં ગયો હતો અહિં નીલકંઠ કવિ મળ્યો. રસ્તા ઘણા સાંકડાં નહિ તેમ ઘણા પહોળા નહિ એવા સાધારણ છે લીમડીમાં જે જોવા જેવા સ્થળો હતા તે જોઇને પછી ભાવનગર ગયો

**ભાવનગર**—ભાવનગર દેશી રાજ્ય છે. તેની આવક સારી છે. અને શહેર પણ સારૂં છે. જ્યાં ત્યાં મોટાં ને સારાં ઘરો છે. કેટલાકો ભાવનગરને મુંબઇનું બચ્ચુ કહે છે. કેટલીક રીતે બરાબર તેને લાગુ પડે છે ભાવનગરમાં રૂનો વેપાર તથા સરાફીનો ધંધો ચાલે છે. ત્યાં બે ચાર મીલો તથા રૂમાંથી કપાશીઆ કાઢવાના સંચા છે ને બંદર પણ સારૂં છે. એટલે વેપાર ઠીક થાય તેમાં નવાઇ નથી. ત્યાં મુબઇ બેંકની શાખા છે. શહેરના રસ્તા બે

ની ગાડીમાં બેસીને હું પાલીટાણે પહોંચ્યો. ત્યાં મારો માસો તથા મસિયાઇ શાઇ રહેનો હતો તેને ત્યાં ઉતર્યો. બીજે દહાડે પાલીટાણા જોવાં નીકળ્યો પાલીટાણા નાનું શહેર છે. ત્યાંના રસ્તા કંઇક શાંકડા, કંઇક પહોળા છે. ઘરો પણ સાધારણ છે. બજારમાંના રસ્તા કંઇક પહોળા છે. ધર્મશાળા મોટી મોટી છે કારણ કે પૈસાદાર જૈનોએ જૈનયાત્રાળુના ભલાને માટે બંધાવી છે. પાલીટાણાના ડુંગર ઉપર જૈનના મંદિરો છે. તેનાં દર્શન કરવા માટે પુષ્કળ જૈનો દેશ પ્રદેશથી આવે છે. તેથી પાલીટાણા પ્રખ્યાત થયું છે. જૈનનાં મંદિર ઘણાંજ સારાં છે એવું મેં પહેલાં સાંભળ્યું હતું. તેથી તે જોવા માટે પાલીટાણા ઉતર્યો હતો પાલીટાણા શહેરમાં કંઈ જોવા જેવું જણાયું નહિ. બજારમાં શાકભાજી, તાંબા પીતળનાં વાસણોની દુકાન, કપડાં લત્તાની તથા ખાદ્ય ખોરાકીની દુકાનના સિવાય કંઇ નવાઇનું દીઠું નહિ કાઠિયાવાડી માણસો ચારે બાજુએ જોયા. કેટલાક યાત્રાળુ જૈનો ગુજરાત, દક્ષિણ બંગાળ વગેરેના રસ્તામાં રખડતા જોયા. બીજુ નાના મકાનોમા ગરીબાઇમાં રહેનાર ગામના ખેડુત વર્ગનાં માણસો દીઠાં હુ જ્યારે ગયો હતો ત્યારે દાલના રાજાના બાપ જીવતા હતા તેને મારા માસાએ મેળવ્યો હતો. તે બહુ કંજુસ છે એવું મેં સાંભળ્યું હતું પણ તેના મહેલમાં મુબઇના એક પૈસાદારના ઘર કરતાં ફરનીચર સારૂં હતું. તે ફરનીચર મુબઇમાં શેઠ કામાએ વિલાયતથી પોતાને માટે ખરીદ્યુ હતુ. પણ પછી તેણે દીવાળુ કાઢ્યાથી તે ફરનીચર ૫૦ હજાર રૂપીએ લીધુ હતુ તેમા ઝુમ્મરો, કોચ, ખુરશી બહુજ ઉત્તમ હતાં. તેવા મેં પહેલાં ક્યાંય પણ જોયાં નહોતાં, તે બધાં ઠાકોર સાહબે દેખાડ્યાં. પછી ઠાકોર સાહેબની જોડે સાધારણ વાત થઇ. ઠાકોર હુશિયાર જણાયા પછી રજા લઇને સદાશીવ નામના કારભારીને મળ્યા તેને હું મુબઇમાં પ્રાર્થના સમાજમાં જોતો હતો પણ પહેલાં ઓળખાણું નહોતું અહિ મારા માસાએ ઓળખાણ કરાવ્યું. પછી ત્યાંથી શહેરમાં જે કંઇ જોવા જેવું હતુ તે દેખાડ્યુ મને તો પાલીટાણા ઠીક જણાયું નહિ.

પછી હું પાલીટાણાના ડુંગર ઉપર ચઢયો. આસરે દોઢ માઇલ સુધી ચઢાણ હતું. તેના ઉપર ચઢેમાં પેંડાડ લુખો હતો. કેટલાક થોરનાં ઝાડ

જ્યાં ત્યાં જોવામાં આવતાં. કેટલીક જગાએ મોટી શીડીના જેવા પગથિયાં હતાં. હું ડુંગર ઉપર પહોંચ્યો. મોતીશાહ ટુંકપર ઘણાં જૈન દહેરાં છે દેહરાંનો પહાડ કહીએ તો ચાલે. દહેરાંના ચોકમાં પુષ્કળ બીજા નાનાં નાનાં દહેરાં છે. તે દેહરાં સાધારણ પથ્થરનાં છે. તેના ઉપર કળસ પીતળપર સોનાનો ઢોર ચઢાવેલો ચળકે છે. તથા ધજા હવામાં ઉડે છે. કોઇ દેહરામાં પારસનાથ તો કોઈમાં મહાવીર સ્વામી, તો કોઇમાં નેમીનાથ તો કોઇ પહેલો તીર્થંકર, કોઇમાં સફેદ આરસની સુંદર પ્રતિમા તો કોઇમાં કાળા આરસની પ્રતિમા છે. કોઈની આંખમાં કાચનો પથ્થર દીપે છે. તો કોઇ મીંચાયલી આંખથી ધ્યાનમાં મન છે. દેહરાંની આસપાસ કોટ છે. તેમાંથી અંદર જવાય છે. આસપાસ ઝાડ પાન ઉગેલાં છે. મોતીશાહની ટુંકમાં પુષ્કળ સારાં દેહરાં છે. કેટલાંક દહેરાં આરસનાં પણ છે તથા બહુ કીંમતી છે. સાદા છે. આબુના જેવું નકશીદાર કોઈ દહેરૂં નથી, જે છે તે મોટી નકસીના છે. પણ આબુ કરતાં દહેરાંની સંખ્યા ઘણીજ વધારે છે. પાલીટાણાના મંદિરો જોવા જેવાં છે. તે જોઇને બે ત્રણ દહાડા પાલીટાણામાં રહીને પાછો અમદાવાદ આવ્યો.

---

## પ્રકરણ ૬૮ મું.

### ફરી મારી જમીનપર.

ધનોરાથી પત્રો આવવા લાગ્યા, તેમાં ભાગીદાર લખતો હતો કે ફસલ તૈયાર થઇ છે. તમે આવો, કાપણી થોડા દિવસમાં શરૂ થશે આવા વારંવાર પત્રો આવતા તેથી લાચારીથી હું ધનોરામાં જવા નીકળ્યો, પહેલાના દેખાવ જોતો જોતો હું રેલવેમાં બેસીને ચાલ્યો. ધનોરામાં આવી પહોંચ્યો. ત્યાં એક ઝુપડામાં આગળના જેવો રહેવા લાગ્યો. ખાવાનું એક મામુમ બનાવતો હતો, હું ખાતો અને બેનરેમાં ફરીને મકાનપર આવીને વાંચવા લખવામાં મન ઘાલતો કારણ કે અહિં વાત કરનાર કોઇ નહોતું તેમજ

ફરવા હરવાની જગા નહોતી તેથી વાંચવામાંજ મન ઘાલવું દુરસ્ત ધાર્યું. એટલામાં કાપણીનો વખત આવ્યો. કાપવાને માણસો બીજે ગામથી આવ્યા. બાઈડી પુરૂષો ઘઉં ચણા કાપવા લાગ્યાં હું ત્યાં ઉભો રહેતો. કાપવાની મોઝ જોતો હતો. થોડીવાર જોઇને પાછો મકાન ઉપર આવીને વાંચનો લખતો. આવી રીતે થોડા દિવસમાં કાપણી થઇ, પછી તેના દાણા કાઢવામાં આવ્યા. હું દોહદ મહિનો રહ્યો. અનાજ વેચ્યું. તેના રૂપીઆ લઇને હું મહર્ષિ દેવેન્દ્રનાથને ઠાકુરને મળવા મસુરી જવા નીકળ્યો. કારણ કે ઘણા દિવસથી મહર્ષિને મળવાની ઇચ્છા થઇ હતી. તે ગરમીના દહાડાંમાં પાહડ ઉપર જવાની બહુ ઇચ્છા હતી. તેથી હું મસુરી તરફ આવ્યો

---

## પ્રકરણ ૬૯ મું.

### મસુરી.

મસુરી એ પંજાબમા હિમાલય પહાડપર એક ઉત્તમ નાનુ અંગ્રેજોના સુખનું સ્થળ છે, ત્યાં ઘણી થંડી નહિ તેમ ગરમી પડતી નથી. તે તરફ જવા નીકળ્યો. પહેલાં જબલપુર થઇને અહલાબાદ ગયો, ત્યાંથી એકદમ શારનપુર ગયો. શારનપુરમાં ઉતરીને તે જોયુ. શાહનપુર એક નાનું શેહેર છે. તે પંજાબમાંનું છે. ત્યાંની શેરડી ઉત્તમમાં વખણાય છે. ત્યાં મુંબઇની કેરી પણ સારી થાય છે. ત્યાં એક કંપનીનો બગીચો છે, તે બહુ સારો છે ત્યાં વિલાયતી ફળ ફૂલ ઘણાં સારાં થાય છે. શહેર નાનું છે. ત્યાંથી પહેલા રૂડકી હરદ્વાર જવાનું હતું પણ હમણાં ને તરફ રેલવે થયાથી લોકો હવે એકામાં જતા નથી હું જ્યારે ગયો હતો. ત્યારે ત્યાં એકા પુષ્કળ હતા. એકામાં ડેરાડુન સુધી જવાય છે. હું એકામાં ડેરાડુન ગયો. ડેરાડુનમાં પુષ્કળ અંગ્રેજોના બંગલા છે. કેટલાક સિવિલિયનો પેનસન લઇને અહિં રહેલા છે. તેઓ વિલાયતનુ સુખ ભોગવે છે. એક બંગલો ડેરાડુનમાં બંધાવે છે અને બીજો એક બંગલો મસુરીમાં બંધાવે છે. ગરમીના દિવ-

સમાં મસુરીમાં રહે છે અને શિયાળામાં ડેરાડુનમાં રહીને સુખ મેળવે છે. ડેરાડુન એક નાનું ગામડા જેવું છે. ત્યાં વેપાર કંઇજ નથી. ફક્ત અંગ્રેજો અને તેના માણસોના રહેવાથી કંઇક વેપાર થાય છે ત્યાં મોટી વેધશાળા છે. ત્યાં કેટલીક ઑફિસો જેવી કે ફોરેસ્ટની ઑફિસ. તેમાં કેટલાક બાબુ તથા અંગ્રેજ નોકરો છે. પણ ડેરાડુન ખરી રીતે જોતા રીટાયર થયલા સિવિલિયનને રહેવાની આરામની જગા છે. તે કંઇક પહાડ ઉપર તથા સપાટ ઉપર કહીએ તો ચાલે તેની આસપાસ મોટી ખીણ છે, તેમાં જાત જાતનાં ઝાડ પાન ઉગેલાં છે. તેથી તેનો દેખાવ બહુ ઉત્તમ જણાય છે.

ડેરાડુનથી મસુરી ૭ માઇલપર છે, તે બધો ચઢાણનો પહાડ છે. તે સીધો ને કંઇક ઢળાવ પહાડ છે. જતાં બહુ થાક લાગે છે. ત્યાં પાણી તથા ટઢું મળે છે. હું તો ડાંડીનો ચાલ્યો સવારના પહોરમાં નીકળીને ૯ વાગે હું મસુરીના બજારમાં જઇ પહોંચ્યો. મસુરીના કેટલાક ભાગને લંડોર કહે છે. બજારમાં અંગ્રેજોની દુકાનો દીઠી. ત્યાંની દુકાન સિમલા જેવી હતી. ત્યાં એક લાયબ્રેરી પણ રસ્તામાં દીઠી હું દેવેન્દ્રનાથ ઠાકુરનો બંગલો પૂછતો પૂછતો તેના બંગલાની પાસે જઇ પહોંચ્યો એટલામાં રસ્તાપરથી એક વૃદ્ધ ખોજા જેવી પાઘડી પહેરી તથા મોટો ગરમ ચોગો પહેરેલો માથા ઉપર એક સિપાઇએ છત્રી ધરેલી જતો જોયો મે તેને છેટથી જોયો. મે તરત તેની પાસે થઇને પ્રણામ કર્યો. જેને હું મળવા ચહાતો હતો તે દેવેન્દ્રનાથ ઠાકુર રસ્તામાં મળ્યા. તેમને મેં કલકતાની પાસે ચંદનનગરમાં દીઠા હતા. તેમની જોડે વાતચીત કરતાં બંગલામાં ગયો બંગલો ઘણીજ સારી જગાએ બાંધેલો હતો આસપાસ બધા તેના કરતા થોડા ઓછા ઉંચા પહાડ હતા. સામી બાજુએ બરફથી ઢંકાયલો સફેદ પહાડ દેખાતો હતો. આસપાસ કોઇ બોડા પહાડ તો કોઇ ઝાડપાનથી ભરપૂર પહાડો ખીણો નજરે પડતી તથા બીજા કેટલાક નાના નાના પહાડપર સફેદ બંગલા નજરે પડતા. તેનો દેખાવ આંખને બહુ રમણીય જણાતો હતો. દેવેન્દ્રનાથ એક ઝાડની નીચે ખુરશીપર બેઠા હું તેમની પાસે બેઠો. પછી દેવેન્દ્રનાથે સિપાઇને કહ્યું કે શાસ્ત્રીને બોલાવ, એટલામાં એક પાતળા

કદનો, ભૂરી આખનાળો, હડપચી નીકળેલી, ચોડી દાઢીવાળો એક વિચિત્ર દેખાવનો શાસ્ત્રી આવ્યો તેની આખ જાણે તેના મનના ભેદ જણાવતી હોય એવી મને જણાય, આવીને મોટેથી કઇંક વાતો કરી પછી મહર્ષિએ મારી ઓળખાણ આપી મે મારી ઓળખાણ તેમને પહાડ ઉપર ચડતા ચડતા આપી હતી હુ ગુજરાતી છુ આપને હુ ચદનગરમા મળવા આવ્યો હતો હું ગાબુ નવીનચદ્ર રાયને ત્યા રહેતો હતો વગેરે તેમણે પણ શાસ્ત્રી (મૂળ તે મુનશી ના નામથી ઓળખતો હતો) ને મારી ઓળખાણ આપી પછી કેટલીક વાતચીત થયા પછી મને મુનશી પોતાના ઓરડામા લઇ ગયો ત્યા નાહવાનો બદોબસ્ત કરાવ્યો હુ નાહ્યો બારવાગે ખાવાનો ઘટ વાગ્યો - મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, પ્રિયનાથ શાસ્ત્રી અને હુ ટેબલપર કાટા ચમચા વતે ખાવા બેઠા હુ આજેજ ટેબલપર કાટા ચમચાથી ખાવા બેઠો બધો ઠાટ અગ્રેજ જેવો હતો ટેબલપર ઉત્તમ સફેદ કપડુ પાથર્યુ હતુ, રૂમાલો હતા, રૂપાના કાટા ચમચા હતા, ખાવાનુ ખાવા માટે ઉત્તમ ચીની રકાબીઓ હતી ભાતદાળ રાખવાને માટે ચીનીના અગ્રેજો વાપરે છે, તેવા ઘણાજ સારા વાસણો હતા કાચના ગ્લાસો હતા મે દેશીના ઘરમા આવી અગ્રેજી રીતભાત પહેલીજ જોઇ આ વળી જે માણસ મહર્ષિના નામથી પ્રખ્યાત છે, જેની ઉમ્મર લગભગ ૭૦ વર્ષની છે, તે વળી પ્રાચીન હિદુ ધર્મને માને તેના ઘરમા આવી અગ્રેજી ખાવાની રીતભાત જોઇને હુ આશ્ચર્ય પામ્યો પહેલા ભાત દાળ અને શાક આવ્યુ પ્રથમ દેવેદ્રનાથે ભાત પીરસાવી આપ્યો પછી દાળ બટલર લાવ્યો તેમાથી જોઇતી દાળ લીધી ત્યાર પછી શાક આવ્યુ, તે પણ પોતાની મરજી પ્રમાણે લીધુ હવે ખાવાનુ શરૂ થયુ મેં ચમચા કાટાથી ખાવાનો આ પહેલો પ્રસગ હતો હુ બેઉને ખાતા જોઇને પછી જેમ તેઓ કાટા ચમચા ધરતા તેમ હુ ધરીને ખાવા લાગ્યો ઝડપથી ખવાતુ નહોતુ તોપણ ધીરે ધીરે ખાધુ બીજો ભાત લીધો તે પણ ખાધો પછી તે ડીસ બદલાઇ, બીજી ડીસ આપી તેમા પહેલા ભાત બેઉએ લીધો એટલે મે પણ લીધો પછી તેમા લાલ રગનું પાણીના જેવુ કઇ આવ્યુ, તે બેઉએ લીધુ મેં

પણ દેખા દેખી લીધું. પછી ખાવા માંડયું. ખાધાથી જણાયું કે ખાટી મીઠી કઢીના જેવો સ્વાદ આવ્યો. પછીથી જાણ્યું કે તે આલુ બોખારાની કઢી છે તે મને સારી લાગી. પછી દૂધના રૂપાના કટોરા આવ્યા તે પીધા. આવી રીતે અંગ્રેજ ઢબઢબમાં દેશી ખાવાનું જમ્યા. પછી પાન સોપારીની જગાએ બદામ એલચી આપી. તે ખાધી. ખાતાં ખાતાં વાતો ચાલતી. મહર્ષિ જરા ઓછું સાંભળે છે તેથી મોટેથી વાતો કરવી પડતી હતી. ખાધાબો બહાર વરંડામાં બેઠા. આસપાસની વાતો થઈ. એક વાગે દેવેન્દ્રનાથ ઉઠીને પોતાના ઓરડામાં ગયા. અમે બેઉ પ્રિયનાથના ઓરડામાં ગયા. ત્યાં હિંદી બંગાળીમાં વાતો કરવા લાગ્યા. સાડા ત્રણ વાગે મહર્ષિ બહાર આવીને બેઠા પછી અમે બેઉ ગયા. મેં તેમને ધર્મ સબંધી પ્રશ્ન પૂછયા, તેઓએ તેના જવાબ આપ્યા. કેટલાક સંસ્કૃત શ્લોકો તથા હાફેજની ગજલો આદને તેના અર્થ સમજાવીને પોતાના કહેવાને પુષ્ટિ આપતા હતા. આવી રીતે ઘણીક વાતો થઇ. પાંચ વાગ્યા સુધી જાત જાતના વિષય ઉપર વાતો થઇ. પછી અમે બેઉ ફરીને બહાર ગયા.

હિમાલયની ખુબીજ ન્યારી છે જ્યાં નજર પહોંચાડતો ત્યાં કુદરતની લીલા સિવાય બીજું કંઇજ જોતો નહિ મોટા મોટા વિશાળ પહાડો પોતાના માથાં ઉચ્ચાં કરીને પોતાના કર્તાને યાદ દેવડાવતા હતા. પહાડ ઉપર બરફ છાઇ રહેલા દૂરથી બહુ ઉત્તમ જણાતો હતો. જાણે ધવળગીરી પોતાની સફેદ જટા આસપાસ ફેલાવીને પોતાની સુંદર આકૃતિ કોઇ જોય કે નહિ જોય તેની દરકાર રાખ્યા વિના અચલ ઉભેલા જણાય છે. નાના નાના પર્વતો જાણે ધવલગીરીના પુત્રો, કોઇ જાણે લીલા વાઘા પહેરીને, કોઇ નાગા તેને આનંદ આપતા હોય એવું જણાય છે. જ્યાં દ્દષ્ટિપાત કરવામાં આવે ત્યાં ઇશ્વરની અગાધ લીલાનાં પુષ્કળ ચિહ્ન દેખાતાં હતાં. જેવી ઇશ્વરની અગાધ લીલા પહાડ ઉપર જોવામાં આવે છે, તેવી ભાગ્યે જમીનપર કવચિત્ દીઠામાં આવે છે. હિમગીરી એ દુનિયામાં સર્વથી મોટો છે. તેની કીર્ત્તિ ઉંચાઇમા તથા લંબાઇમા છે. તેમજ તેની બલીહારી કુદરતની વસ્તુઓમાં છે. કુદરતનો સુંદર બગીચો જોઇને ઇશ્વરની અગાધ લીલાનો ખ્યાલ

કરતા ચઢાતા ટો તો હિમાલયપર જઈને તે જોઓ એટલે બધુ જણાશે

પ્રિયનાથ અને હુ પહાડનો દેખાવ જોતા જોતા બજારમા જ્યા લાઇબ્રેરી હતી, ત્યા આવ્યા લાઇબ્રેરિયન એક બંગાળી હતો તે પ્રિયનાથનો મિત્ર હતો તેથી ત્યા ગયા તેણે મારી ઓળખાણ આપી વાતો ચાલી, વાતથી જાણ્યુ કે લાઇબ્રેરીને માટે દર અઠવાડિયે પુષ્કળ નોવેલો ઈંગ્લંડ અમેરિકાથી આવે છે તે બધા અહિના અંગ્રેજોના કુટુંબમા બહુ વંચાય છે તેમા કેટલાક ખરાબ પણ હોય છે પુષ્કળ નવલકથા આવ્યાથી તેમા જે સારી હોય છે તે રાખીને એક વર્ષે બાકીની ચોપડીઓનુ લીલામ કરી નાખવામા આવે છે લાઇબ્રેરીમા નાવેલો પુષ્કળ હતા અંગ્રેજોના કુટુંબો મોજ શોખમા કાળ ગાળવા માટે હિમગીરીપર આવે છે ત્યારે મોજશોખની ચોપડીઓ વાંચે છે તે લાઇબ્રેરીયનના કહેવાથી મારી ખાતરી થઇ મે મસુરી સિમના, ધર્મશાળા વગેરે અંગ્રેજોના ગરમીમા રહેવાના સ્થળો જોયા, ત્યા પુષ્કળ મોંઘાથી લઇને સાધારણ સ્થિતિના અંગ્રેજોને આવેલા દીઠા, પૈસાદાર દેશીઓને મે જોયાજ નહિ દેશીઓ એક રીતે ભાર ઉપાડનારા મુગા પ્રાણી જેવા છે તેઓ મોટા મોટા પગાર તથા વેપારમા પુષ્કળ પૈસો કમાવીને પોતાની જન્મ ભૂમિ કે તીર્થયાત્રામા ફરીને કાળ ગાળે છે પણ ખરૂં સુખ તથા ખરી આસાયસ લેવાની ઇચ્છા રાખતા નથી હિમાલયના ઉપર રહેના જેવુ સુખ મોટા પૈસાદાર દેશીઓ કવચિતજ અનુભવે છે એ ખેદની વાત છે

લાઇબ્રેરીમાથી નીકળીને બજારમા ફરતા ફરતા અમે આસપાસનો સુંદર દેખાવ જોતા જોતા પાછા બંગલામા આવ્યા ગતના અમે બેઉ જણા ટેમન ઉપર ખાવા બેઠા કારણ કે મહર્ષિ રાતે ખાતા નથી અમે મટન રોટલી વગેરે ખાધી પછી વાતચીત કરીને સુતા, સવારના પહોરમા ઉઠી દાતણ પાણી કરીને પછી દૂધ પીને જરા ફરવા ગયા ફરીને આવ્યા પછી થોડીવારે ઝાડની નીચે મહર્ષિ ફરીને આવીને બેઠા પછી અમને બોલાવ્યા ત્યા જઇને ધર્મ સબંધી વાતો કરી બારવાગ્યા એટલે ફરી ખાવાનો ઘંટ વાગ્યો ખાવાને પહેલાની પેઠે બેઠા વાતો થઇ, સાંજના સાડાત્રણ વાગેથી દેવેંદ્રનાથની જોડે ફરી ધર્મ સબંધી, સુધારા સબંધી વાતો થઇ, દરરોજ

ને પ્રમાણે વાતો થતી. ફારસીના બેત બહુ ઉત્તમ રાગની સાથે તથા ઉચ્ચારની સાથે બોલતા, તેમજ સંસ્કૃત શ્લોકો પણ બહુ સારી રીતે બોલતા. કોઇ વખતે બ્રહ્મસંગીત બંગાળીમાં ગાતા, તો કોઇ વખતે હાફેજની ગઝલો લલકારતા; રોજ સાંઝના કંઇક નવું હું જ્ઞાન મેળવતો હતો.

---

## પ્રકરણ ૭૦ મું.

### મસુરીપર મહર્ષિ દેવેન્દ્રનાથની પાસેથી ધર્મજ્ઞાન તથા વ્યવહારિક જ્ઞાનની માહિતી મેળવવી.

હું મસુરીમાં બાબુ દેવેન્દ્રનાથને ત્યાં રહેતો હતો. ત્યાં તેમની પાસે દરરોજ નવું નવું જ્ઞાન મેળવતો હતો એક વખતે પોતાના જીવનના પરિવર્તનની હકીકત કહેતાં કહ્યું કે, "હું નાનપણમાં મોટા પૈસાદારના છોકરાના જેવો ઇસ્કી તથા ખરાબ ચાલનો હતો, તેથી મારા મિત્રો પણ તેવાજ મળ્યા હતા. હું દરરોજ ખરાબ માર્ગે જતો હતો. મારી દાદીના ઉપર મને બહુ પ્રેમ હતો હું તેનું કહ્યું કદીપણ ઉથાપતો નહોતો. તે જ્યારે ઘરડી થઇ ત્યારે તેણે મને કહ્યું કે હું મરતી વખતે તને કંઇ સારૂં આપી જઇશ. આ વાત મારા મનમાં ઠસી ગઇ હતી કે મરતી વખતે દાદી શું આપશે એટલામાં મારી દાદી બહુ માંદી પડી. તેનો મરવાનો વખત પાસે આવેલો જોઇને હું મારી દાદીની પાસે ને પાસે રહેવા લાગ્યો. અને મનમાં કલ્પના કરવા લાગ્યો કે દાદી મને મરતી વખતે શું આપશે. એટલામાં દાદી તો બહુ માંદી થઇ તેથી તેને બંગાળની રીત પ્રમાણે ગંગા કિનારે એક ઝુંપડીમાં લઇને રાખી કારણ કે લોકોમાં કહેવાય છે કે ગંગા નદીના કિનારે મરવાથી સ્વર્ગમાં જલદીથી જવાય છે તે પ્રમાણે મારી દાદીને લઇ ગયા. હું પણ તેની જોડે ગયો. મારી દાદીને એક ખાટલાપર સુવાડી. હું તેની સામે બેઠો આસપાસનાં સુંદર બનાવો, પાણીનો દેખાવ, પક્ષીઓ કલકલાટ વગેરે જોતો હતો મનમાં વિચાર કરતો હતો કે આ સુંદર બનાવ કોણે કર્યો હશે, એ

રમામા મારી દાદીએ હાથની ઇશારત કરીને ઉંચે હાથ કર્યો અને આગળી ચારે બાજુએ ફેરવી તે વેગાએ મારા મનમા આ સુંદર બનાવ કોણે કર્યા હશે એના વિચારમા મગ્ન હતો એટલામાં દાદીનો ઉપર આગળી બતાવવાનો દેખાવ જોઇને મારા મનમા આવ્યુ કે ઇશ્વર છે તે બધે છે તેના ઉપર ભરૂસો રાખ. તે માણસનુ સારૂ કરે છે ઇત્યાદિ હુ સમજ્યો મારી દાદીએ જે આપવાનુ કહ્યુ હતુ તે આજ હોવુ જોઇએ આવો મારો ખ્યાલ થયો તરત હુ આમપાસ જોવા લાગ્યો તેથી મને બહુ આનદ થયો આવો આનદ મને પહેલા કોઇ વખતે થયલો નહિ મારી દાદી મરી ગઇ, તેને બાળીને હુ ઘેર આવ્યો હુ પહેલા ઘણોજ આનદિત થયો હતો હવે તેમાનું કઇ રહ્યુ નહિ તેથી બહુ દિલગીર થયો ઘેર આવીને એક ઓરડામા જઇને સુતો, હુ પહેલાનો આનદ ભોગવવાને માટે બહુ આતુર થયો પણ તે આનદ મને મળ્યો નહિ તેથી હુ બહુ રોયો ત્રણ દહાડા સુધી હુ ખાટ લામા સુતો સુતો વિચાર કરતો કે શી રીતે તે આનદ ફરી મેળવુ તે અરસામા મે ખાધુ હતું કે નહિ તે મને ભાન નથી ત્રીજે દહાડે હુ ઉઠયો, મારા મિત્રો આવતા હતા તેઓને કહ્યું કે તમને શુ જોઇએ છે મે કોઇને સારી વસ્તુઓ આપી, કોઇને સારા ચિત્રો આપ્યા આવી રીતે મે કઇક આપીને જરા આનદ અનુભવ્યો પણ પહેલાનો આનદ નહોતો પછી હુ શી રીતે પહેલાનો આનદ અનુભવુ તેના વિશે પુસ્તકો વાચવા લાગ્યો ક્યાથી પણ તેનો પત્તો લાગ્યો નહિ મારા બાપના રેખનમા એક અગ્રેજે આપેલું કાટનુ મત તે વિશે મારા બાપને તે પુસ્તક આપનાર શિવસુંદર નામનું પુસ્તક હતું અગ્રેજે લખ્યુ હતું કે આ પુસ્તક વાચવા જેવુ છે તેથી મે, તે પુસ્તક વાચવા માડયુ તેથી મને બહુ શાતિ વળી કાટ મારો ગુરૂ થયો મે તે પુસ્તકમાથી ઘણુ જાણ્યુ આથી મને પહેલાના આનદનો અનુભવ થયો ત્યારથી હું ખરાબ કામમાથી છુટા પડીને ઇશ્વરના સ્તવન ધ્યાનમા લાગ્યો."

" બીજા એક પ્રસગે દેવેદ્રનાથે પોતાના વિશે કહ્યુ હતું કે "મારા પિતા દ્વારકાનાથ ઠાકોર મોટા શ્રીમત હતા, તેણે પોતાની હોશિયારીથી રાણી ગંજની જમીન મેળવી હતી જેમા હાલ લાખો રૂપીઆના કોલસા નીકળે

છે. તે જમીન પહેલાં અમારી હતી. તેમજ મોટો વેપાર વિલાયતની જોડે કરતા હતા. અમારી પેઢીમાં મેનેજરનું કામ અંગ્રેજ કરતો હતો. લાખો રૂપીઆની ઉથલ-પાથલ થતી હતીઃ મારા પિતા શ્રી દ્વારકાનાથ લંડન ગયા ત્યાં તેમણે પુષ્કળ પૈસો ખર્ચીને પ્રીન્સ દ્વારકાનાથથી મશહુર થયા. વેપાર કરતાં કોઇ વખતે ખોટ પણ આવે છે તેમ મારા પિતાશ્રીને ખોટ આવી. તેથી તેમણે પોતાની વડીલોપાર્જિત સંપત્તિનું ટ્રસ્ટ કર્યું એટલામાં તેમનું મૃત્યુ થયું. માગનારાએ ધાર્યું કે જે કઇ સંપત્તિ બાકી છે, તેટલાનો૮ ત્રણ ચાર આનીનો ભાગ મળશે. જે આવ્યું તે ખરૂ, એવું ધારીને માંગનારાઓએ સંતોષ પકડયો અને માંગનારાઓ મારા પિતાએ કમાયલી સંપત્તિ વેચીને ભાગ પાડવાની તૈયારી કરવા લાગ્યા. એ વાત મારા જાણવામા આવી. મારા પિતા દ્વારકાનાથ ઠાકુરે માંગનારાઓને વંચિત કરીને વડીલોપાર્જિત સંપતિનું ટ્રસ્ટ કર્યું છે. તે ઠીક કર્યું નથી. મારા પિતાને ઋણમાં મરી જવું પડયું, મારે તે ઋણ ફેડવું જોઇએ. તે વેળાએ હું ધર્મનો ચાનાળુ થયો હતો. અન્યાય મારાથી ખમાયો નહિ હું વારંવાર સુમતિ તથા કુમતિનો મનમાં ઝઘડો સાંભળવા લાગ્યો. સુમતિ કહેતી કે જેનું યોગ્ય આપવાનું છે તે આપવું જોઇએ. તેના ઉત્તરમાં કુમતિ કહેતી કે આપવું એ તમને યોગ્ય નથી. કારણ કે તમે તેના જુમેદાર નથી જો આપશો તો ફકીર થઇ જશો. તમારો બધો વૈભવ ચાલ્યો જશે આવા ઝગડામાં સુમતિનો જય થયો. મેં નક્કી કર્યું કે ગમે તો હું રસ્તાપરનો ભિખારી થાઉ તો ફીકર નહિ પણ મારે ન્યાયથી ચાલવું જોઇએ. પછી મેં મારા બાપના માગનારાઓને બોલાવીને ટ્રસ્ટની વાત કહી અને કહ્યું કે આ બધી દોલત તમારી છે. મારા બાપનુ કર્જ હુ તે આપીને ફેડીશ આ સાંભળીને માગનાર આશ્ચર્ય પામ્યા. તેઓએ વિચાર કર્યો કે આવો પુત્ર અમે જોયો નથી. જ્યારે તે પોતે ફકીર થઇને આપવા ચાહે છે, ત્યારે તે ધાર્મિક છે. આપણે તેનુ બધું ઝુટાવી લેવું નહિ પણ ધીરે ધીરે લેવું આવો વિચાર કરીને તેઓએ કહ્યું કે અમને અમારા રૂપીઆ તમે ધીરે ધીરે આપજો.. ત્યાર પછી મેં બધુ કાપકુપ કર્યું, મારા બાપના વારામાં નાસ્તાનું

રોજના ચાળીસ રૂપીઆ લર્ખાતા હતા. તે મેં એકદમ ચાર આના કર્યા. ઘણો ખર્ચ ઓછો કર્યો. કેટલાક વર્ષમાં બધું દેવું મેં ચૂકાવી આપ્યું મારા પિતા દ્વારકાનાથે લંડનમાં એક મુંગા બહેરાની સ્કુલમાં એક લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું હતું, તે મારા જાણવામાં આવ્યું. મેં તરત તે રૂપીઆ દેઇ દીધા. આવી રીતે મેં મારાથી બન્યું તેટલું-મારા બાપનું કર્જ ફેડીને હને હું બહુ આનંદિત થયો છું."

એક પ્રસંગે બ્રાહ્મસમાજમાં વેદ ઇશ્વર કૃત કેમ માનવામાં આવતો નથી તેના વિશે વાતચીત થઇ. તેના વિશે મહર્ષિ દેવેન્દ્રનાથે કહ્યું કે, રાજા રામ મોહન રાયની વખતે વેદ ઉપનિષદ વેદાંત વગેરેને કંઇક ઇશ્વર કૃત માનતા હતા અથવા તેના ઉપર તરત વિચાર કરવાનો અવસર મળ્યો નહોતો, તેથી બ્રાહ્મસમાજમાં કેટલાક સભાસદો વેદને ઇશ્વર કૃત માનતા તથા કેટલાક તે વિચાર કરવાની જરૂર સમજતા નહોતા. "આ વિશે પહેલાં અક્ષય કુમાર દત્ત અને મેં નિશ્ચય કર્યો કે વેદ ઉપનિષદ તે ઇશ્વર કૃત નથી. તેનો છેલ્લો ફેંસલો કરવો જોઇએ અને બ્રાહ્મસમાજે તે પુસ્તકો ઇશ્વર કૃત નથી એવું સમજવું જોઇએ તેથી અક્ષય કુમાર દત્તને તત્વ બોધિની પત્રિકામાં એ વિશે ઉપર લખાણો, હિંદુ ધર્મનો ઇતિહાસ તથા વેદનું ભાષાન્તર લખવાને કહ્યું તે પ્રમાણે તેમણે લખ્યું. પછી મે પક્કી ખાતરી કરવા માટે ચાર શાસ્ત્રીઓને બનારસમાં ભણવા મોકલ્યા. હું થોડા મહિના પછી બનારસ ગયો અને ત્યાં બધા વેદપાઠીઓને એકત્ર કરીને એક મોટી સભા કરી અને એકને વેદ ભણવા કહ્યુ, પહેલાં તકરાર થઇ કે અમુક વેદ પહેલાં કહેવો, બીજો કહે નહિ અમારો વેદ પહેલાં બોલાવવો. આખરે મે બધાને સમજાવીને કહ્યું કે તમે બધા સાથે બોલો પછી એક એકને બોલાવ્યા તેનો અર્થ કરવા કહ્યું. અર્થનો અનર્થ કર્યો. વેદના અર્થ થયા નહિ વેદમાં અગ્નિ, વાયુ વરૂણ વગેરેની પૂજાના મંત્રો છે. આ બધું તકરારથી સિદ્ધ થયું પછી મેં આ વાત જાહેર કરી. મોકલેલા શાસ્ત્રીઓની તરફથી પણ જાણ્યું કે વેદમાં ખરા એક ઇશ્વરની સ્તુતિ નથી ત્યારથી બ્રાહ્મસમાજમાં વેદ ઇશ્વર કૃત નથી એવું સિદ્ધ થયું.

---

## પ્રકરણ ૭૧ મું.

### મેં મારી જમીન મૂકી દીધી અને હું લાહોર ગયો.

આવી રીતે દરરોજ કંઇ નવું નવું દેવેન્દ્રનાથ ઠાકોર સંભળાવતા હતા. લગભગ એક મહિનો રહીને ત્યાંથી નીકળ્યો. એકદમ હું મારા ગામમાં આવ્યો. ગામથી વારવાર કાગળો આવતા હતા. હવે મેં ધનોરામાં આવીને બધું વેચી સાટીને ગામથી દૂર થવાનો નિશ્ચય કર્યો. કારણ કે ધનોરામાં હું બરાબર રહેતો નહિ તેથી ઉપજ થોડી થતી અને ગામે જીવ ત્યાં લાગતો નહોતો. હું લખવા વાંચવા તથા જ્ઞાન મેળવવાના કામમાં રહેવા ચહાતો હતો તેથી મારે તેમાં હરકત પડતી. હું કોઈ વખતે કોઇ ઠેકાણે રહેતો તો મને ફસલની વખતે ગામમાં આવવું પડતું. આ બધા કારણથી મેં હવે ધનોરાંના બળદ વગેરે સામાન વેચીને સરકારી જમીન સરકારને હવાલે કરીને ફરી ગામમાં નહિ આવવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે પાક કપાવીને બળદ વગેરે વેચી સાટીને રૂપીઆ એકઠા કરીને હું બ્રાહ્મસમાજમાં ગયો. ત્યાં બાબુ નવીનચંદ્ર રાય કામને માટે આવ્યા હતા. તેમણે મને લાહોરમાં પોતાની જોડે આવવા કહ્યું. હું તેમની જોડે લાહોર ગયો.

લાહોરમાં જઇને હું લખવા વાંચવામાં ગુંથાયો. બાબુ નવીનચંદ્ર રાય ઑરિયન્ટલ કૉલેજના પ્રિન્સીપાલ થયા હતા તે મેં પહેલાં જણાવ્યું છે. બાબુ દરરોજ બાર વાગે કૉલેજમાં જતા, હું દરરોજ બાબુ નવીનચંદ્ર રાયની પાસે બેસીને લખતો તથા વાચતો હતો સવાર સાંઝ લાહોરમાં ફરીને પંજાબીઓનું જ્ઞાન મેળવતો હતો. રવિવારે બ્રાહ્મસમાજમાં જતો, બુધવારે બાબુ નવીનચંદ્ર રાયના ઘરમાં અત્યંગત થતી તેમાં તકરાર ઉઠાવતો તથા બીજા પંડિતોને ત્યાં જઇને હિંદી તથા ધર્મજ્ઞાનની માહિતી મેળવતો હતો. લાહોરમાં હું બે વર્ષ રહ્યો તે અરસામાં જે જોવા જેવું હતું તે બધું જોયું. બાબુની પ્રીતિ મારાપર બહુજ થઇ મને કેટલાક વિષય પૂછતા. હું પણ તેનો બરાબર જવાબ આપતો.

## પ્રકરણ ૭૨ મું.

### હું દયાનંદ સ્વામીને ત્યાં પરોણો.

હું જ્યારે અમરતસરમાં પહેલો ગયો હતો, ત્યારે પહેલાં સરાઈમાં રહ્યો હતો પછી મે સાંભળ્યું કે અહિયાં દયાનંદસ્વામી છે. તેમને મળવા એક બાગમાં ગયો હતો, તે બાગમાં એક નાનો બંગલો હતો તેમાં સ્વામીજી રહેતા હતા, તેને હું મળ્યો. મને તેઓએ ઓળખ્યો અને મને પોતાને ત્યાં રહેવાનું કહ્યું તથા ખાવાનો આગ્રહ કર્યો તે પ્રમાણે મેં ખાધું ખાવાનો શાક કંઇ ઓછો નહોતો દૂધપાક અને પૂરી બની હતી. ત્રણ ચાર શાક થયાં હતાં, સ્વામી દયાનંદ અને હું જમવા બેઠા. સ્વામીજીએ સારી પેઠે ચઢાવ્યું. હું તો થોડું ખાનારો હતો. મેં કંઇક ખાધું પછી વાતે વળ્ગ્યા. મુંબઇની, અમદાવાદની ખબર અંતર પૂછી ત્યારબાદ બેઠકમાં જઈને બેઠા., ત્યાં એક બે લખનારા હતા, તેઓ વેદભાષ્ય સ્વામી દયાનંદના કહ્યા પ્રમાણે લખતા હતા. એટલામાં કેટલીક ચકલીઓ બંગલામાં આવીને શોર બકોર કરતી હતી. તેથી સ્વામીના લખવામા અડચણ પડતી તેથી તેને લીધે તરત સ્વામીએ હુકમ આપ્યો કે એક ચકલીને પકડીને મારો, પછી તેને કોઇએ મારી. તેને એક દોરડીથી ટગાડી કે જેથી બીજી ચકલી આવે નહિ તે પ્રમાણે કામ કરવાને સ્વામીજીએ ફરમાવ્યુ તે થયુ આથી મને બહુ ખેદ ઉત્પન્ન થયો. ત્યાર પછી હુ રજા લઇને ગયો અને જેટલા દહાડા અમરતસરમાં રહ્યો હતો તેટલા દહાડા સ્વામીને મળ્યો હતો.

---

## પ્રકરણ ૭૩ મું.

### ફરી હું હિમાલયપર બાબુની જમીન વેચવા ગયો.

હું જ્યારે બાબુ નવીનચંદ્રરાયની પાસે લાહોરમાં રહેતો હતો ત્યારે એક વેળાએ બાબુને મેં કહ્યું કે ગોપીપુર, દહેરાની જમીનનું શું કર્યું તે

વેચાઇ કે નહિ ? ત્યારે તેણે કહ્યું કે નહિ. ત્યાં જઇને કોઈ વેચી આવે તો ઠીક, તેથી હું ત્યાં હવે મેં હિમાલયપર લીધેલી જમીનને વેચવા ચાલ્યો.

મેં પહેલાં જલંદરની છાવણીની ટીકીટ લીધી. ત્યાંથી હોશિયારપુર પહોંચ્યા. અને ત્યાંથી હિમાલયનો પહાડ જોતો જોતો તથા કુદરતની અધિકારી પદ્દતાંની પેઠે જોતો જોતો ચાલવા લાગ્યો. આ વખતે હું ચાલતો જતો હતો. ચાલવાથી કુદરતનો દેખાવ ઘણો સુંદર જણાય છે. પણ તે ટેવ ઉપર તથા શરીરની સુખાકારીના ઉપર આધાર રાખે છે. જો તનદુરસ્તી સારી હોય અને પહાડ ઉપર ચઢવાની ટેવ હોય તો બહુ મજા પડે છે. મને તેની ટેવ હોવાથી તથા મારી તનદુરસ્તી પણ સારી હતી તેથી હું ચાલતાંજ ગયો.

પહાડનો પહેલાંનો દેખાવ જોતાં જોતાં રસ્તામાં વાણીઆની દુકાનની ખાલી ઓરડીમાં આરામ કરતો તથા દેશી અદાઇના રોટલા તથા દાળ તથા હલવાઇની દુકાનપરથી પૂરી કચોરી, અથાણું, તથા મીઠાઈ ખાતો ખાતો ચાલ્યો. કેટલેક દહાડે ગોપીપુર શહેરમાં પહોંચ્યો. ત્યાં પેલા વેપારીની દુકાને તેજ મેડાપર ઉતર્યો ખાવાનું બજારમાંથી રાખ્યું. લીધેલી જમીન ઉપર જઇને તથા આસપાસના માણસોને મળીને તે જમીન વેચવાનું હું સાટું કરતો હતો. એક બે માણસો લેવાને તૈયાર થયા કંઇક વધતું આપે એવા વિચારથી આસપાસ ફર્યો પછી પેલા વાણિઆએ કહ્યું કે હું તમને તેનાથી કંઇક વધારે મળે તેવી તજવીજ કરીશ હવે તમને આવવાની જરૂર નથી. હુંજ તેના પૈસા થોડા દિવસમાં બાબુ સાહેબને મોકલીશ ત્યાર પછી મેં કંઇક વધારે કરીને તે જમીન પેલા વાણીઆને પધરાવી અને તેના થોડાક રૂપીઆ મેં લીધા અને બાકીના બાબુ તરફ મોકલવાનું કહ્યું,

પછી હું ત્યાંથી લદાક તરફ જવા નીકળ્યો, લદાક વિશે બાબુ નવીનચંદ્રરાયે મને ઘણું કહ્યું હતું. તે જોવાનું બહુ મન હતું. તેથી હું મંડીમધને તે તરફ જવા નીકળ્યો.

રસ્તામાં સરખેત નામનું દેશી રાજાનું રાજ્ય આવ્યું તે જોયું. નગર નાનું દીઠું. સરખેતની નાની બજાર જોઈ. કંઇક કાંગડાના જેવો દેખાવ જોયો પણ કાંગડા કરતાં નાનું જોયું. ત્યાં બીજું શું જોયું ? જોવામાં તો પહાડનો હરીઆળો દેખાવ, સુંદર ખેતરો અને મનુષ્યના સરળ ચહેરા બીજું તો કારીગરીનું તથા સુધરેલા દેશના જેવી અજાયબી પમાડે એવી વસ્તુ તો જોઇ નહિ. ત્યાંની હલવાઇ વાળાની દુકાનપરની કંઇ પુરી મીઠાઇ ખાઇને એક રાતવાસો કરીને સેવક ત્યાંથી નીકળ્યો.

---

## પ્રકરણ ૭૪ મું.

### રેવાલસરમાં વિપત્તિ.

ચાલતો ચાલતો રેવાલસર જવાનો વિચાર કર્યો, કારણ કે રેવાલસરમાં એક તલાવમાં ત્રણ નાના નાના બેટ છે તે તરે છે. એવું મેં બાબુ નવીનચંદ્ર રાયથી તથા પહાડી માણસોનાં મોંથી સાંભળ્યું હતું. તે જોવાની ઇચ્છા થઈ તેથી હું ચાલ્યો.

રસ્તો કંઇક સપાટ હતો. ઘણી ચઢાઇ નહોતી તેથી હું ઝપાટા બંધ ચાલ્યો. આસરે ૨૦ માઇલ ચાલ્યો. રસ્તામાં કેટલીક વાણિયાની દુકાનો આવતી ત્યાં કંઇક આરામ કરીને તથા ખાવાનું લઇને જતો હતો.

આખરે એક દુકાનપર કેટલાક મુસાફર રાંધતા હતા તથા આરામ કરતા હતા તે મેં જોયા. તે વેળાએ સૂર્ય પ્રકાશતો હતો. મે ધાર્યું કે હજી ત્રણ ચાર વાગ્યા હશે. તેથી મે મુસાફરોને પૂછ્યુ કે રેવાલસર અહિંથી કેટલું દૂર છે ? તેઓએ કહ્યું કે પાંચ ૭ ગાઉછે. મે વિચાર કર્યો કે હજી એ ત્રણ કલાક સૂર્ય આથમવાને છે. જો જાઉં તો રેવાલસર પહોંચી જઇશ. પણ તે વખતે મુસાફરને પૂછ્યું નહિ કે કેટલા વાગ્યા છે ? જો પૂછ્યું હોત, તો કદાચ છથી ઉપર કહેત પણ હું તો ત્રણ વાગ્યાનું ધારતો હતો તેથી હુ ચાલ્યો. થોડેક દૂર ગયો એટલામાં તો ચઢાઇ આવી. હવે હળવે હળવે

ચાલવા માંડયું. એટલામાં સર્યે આથમ્યો હું તો ચાલ્યો, તેમ તેમ ચઢાણ વધારે આવવા લાગી, અંધારૂં થવા લાગ્યું. થોડેક છેટે એક પાલખી મળી તે તો બીજી ગમ જતી હતી. હવે રસ્તામાં કોઈ જણાતું નહોતું. હું એકલો અંધારામાં જવા લાગ્યો. એટલામાં ચાંદણું થયું. હવે હિમ્મત આવી જે કે પહાડ ઉપર વાઘ વરૂ નથી. બરફ ઉપર સફેદ રીંછ છે, પણ નીચલી જગામાં કોઇ ફાડી ખાનાર જનાવર નથી. પણ રાતનું અંધારૂં હોવાથી એક બાજુએ મોટો પહાડ અને બીજી બાજુએ મોટી ઉંડી ખોં હતી. પહાડપર અથડાતું તો કંઈ વાગે પણ ખોંમાં ભોગજોગે ચાલતો પડી જાઉં તો હાડકાં પાંસળાં પણ પાછાં લોકોને મળે નહિ. આવા વિચારથી ચિંતાતુર હતો. એટલામાં ચદ્રે પોતાનું ઔષધિનાથનું નામ સાર્થક કર્યું. મારા જીવમાં જીવ આવ્યો. હવે હું હિમ્મતવાન થઈને ચાલવા લાગ્યો એટલામાં આકાશમાં વાદળાં થયાં અને ચંદ્રનું ઉજ્જવલ મોં રાહુએ ઘેર્યું હોય એવું જણાવવા લાગ્યું. પણ ચંદ્રનો તેની પરવા નહિ રાખતા પોતાનું સ્વરૂપ કંઇ કંઇક બતાવીને મને હિમ્મતવાન કર્યો. હું ચાલવા લાગ્યો. એટલામાં આકાશમાંથી કરા પડવા લાગ્યા. મેં ધાર્યું કે, જો મોટા કરા માથાપર પડશે તો ક્યાં માથું તથા ખોપરી ભાગી જશે. અને રૈવાકસર જોતો તથા લંકા જોતો અહિંજ સમાધિ થશે. આ વિચાર આવ્યાથી સેવક ગભરાયો. કારણકે બધાને પોત પોતાનો જીવ વહાલો હોય છે. તેથી પોતાની ખોપરી બચાવવાની તજવીજની શોધ કરવા લાગ્યો. ઈશ્વરની કૃપાથી તરત પહાડની બાજુએ એક ગોખલા જેવું દીઠું, તરત ત્યાં જઈને ગોખલાપર ચઢીને બેઠો એટલે માથા ઉપર પહાડ અને ટાંગો નીચે ઝુલતી કરીને સેવક બેઠો થોડીવારે કેટલાંક કરા વરસાવીને ઝાપટું ચાલ્યું ગયું પછી તો નીમાનાથ બાર જુવાનીથી પોતાનો બહાર દેખાડવા લાગ્યો હું ત્યાંથી ઉઠયો હવે ચાલવા માંડયું. વરસાદ પડયો હતો તેથી રસ્તો ભીનો થયો હતો અને તેને લીધે કીચડ રસ્તામાં થયો હતો. મેં તો દક્ષિણી જોડાં પહેર્યાં હતાં. તે જોડાંથી ચાલવું મુશ્કેલ પડતું તેથી હાથમાં જોડાં લઇને તપાસી તપાસીને પગલાં ઉપાડતો ચાલ્યો. વાંચનાર, તમે મને સિમલામાં જતાં-જોયો પીક ઉપર

રસ્તામાં સરખેત નામનું દેશી રાજાનું રાજ્ય આવ્યું તે જોયું. નગર નાનું દીઠું. સરખેતની નાની બજાર જોઈ. કંઇક કાંગડાના જેવો દેખાવ જોયો પણ કાંગડા કરતાં નાનું જોયું. ત્યાં બીજું શું જોયું? જોવામાં તો પહાડનો હરીઆળો દેખાવ, સુંદર ખેતરો અને મનુષ્યના સરળ ચહેરા બીજું તો કારીગરીનું તથા સુધરેલા દેશના જેવી અજાયબી પમાડે એવી વસ્તુ તો જોઇ નહિ. ત્યાંની હલવાઇ વાળાની દુકાનપરની કંઇ પુરી મીઠાઇ ખાઇને એક રાતવાસો કરીને સેવક ત્યાંથી નીકળ્યો.

---

## પ્રકરણ ૭૪ મું.

### રેવાલસરમાં વિપત્તિ.

ચાલનો ચાલનો રેવાલસર જવાનો વિચાર કર્યો, કારણ કે રેવાલસરમાં એક તલાવમાં ત્રણ નાના નાના બેટ છે તે તરે છે. એવું મેં બાબુ નવીનચંદ્ર રાયથી તથા પહાડી માણસોનાં મોંથી સાંભળ્યું હતું. તે જોવાની ઇચ્છા થઈ તેથી હું ચાલ્યો.

રસ્તો કંઇક સપાટ હતો. ઘણી ચઢાઇ નહોતી તેથી હું ઝપાટા બંધ ચાલ્યો. આસરે ૨૦ માઇલ ચાલ્યો. રસ્તામાં કેટલીક વાણિયાની દુકાનો આવતી ત્યાં કંઇક આરામ કરીને તથા ખાવાનુ લઇને જતો હતો.

આખરે એક દુકાનપર કેટલાક મુસાફર રાંધતા હતા તથા આરામ કરતા હતા તે મેં જોયા. તે વેળાએ સૂર્ય પ્રકાશતો હતો. મે ધાર્યું કે હજી ત્રણ ચાર વાગ્યા હશે. તેથી મે મુસાફરોને પૂછ્યુ કે રેવાલસર અહિંથી કેટલું દૂર છે? તેઓએ કહ્યું કે પાંચ છ ગાઉછે. મે વિચાર કર્યો કે હજી બે ત્રણ કલાક સૂર્ય આથમવાને છે. જો જાઉં તો રેવાલસર પહોંચી જઇશ. પણ તે વખતે મુસાફરને પૂછ્યું નહિ કે કેટલા વાગ્યા છે? જો પૂછ્યું હોત, તો કદાચ છથી ઉપર કહેત પણ હું તો ત્રણ વાગ્યાનું ધારતો હતો તેથી હું ચાલ્યો. થોડેક દૂર ગયો એટલામાં તો ચઢાઇ આવી. હવે હળવે હળવે

ચાલવા માંડ્યું. એટલામાં સૂર્ય આથમ્યો હું તો ચાલ્યો, તેમ તેમ ચઢાણ વધારે આવવા લાગી, અંધારું થવા લાગ્યું. થોડેક છેટે એક પાલખી મળી તે તો બીજી ગામ જતી હતી હવે રસ્તામાં કોઈ જણાતું નહોતું હું એકલો અંધારામાં જવા લાગ્યો. એટલામાં ચાંદરણું થયું. હવે હિમ્મત આવી જો કે પહાડ ઉપર વાઘ વરૂ નથી. બરફ ઉપર સફેદ રીંછો છે, પણ નીચલી જગામાં કોઇ ફાડી ખાનાર જનાવર નથી પણ રાતનું અંધારૂ હોવાથી એક બાજુએ મોટો પહાડ અને બીજી બાજુએ મોટી ઉંડી ખોં હતી. પહાડપર અથડાતું તો કંઈ વાગે પણ ખોંમાં ભોગજોગે ચાલતો પડી જાઉં તો હા-ડકાં પાંસળાં પણ પાછાં લોકોને મળે નહિ. આવા વિચારથી ચિંતાતુર હતો. એટલામાં ચંદ્રે પોતાનું ઓષધિનાથનું નામ સાર્થક કર્યું. મારા હૃદયમાં જીવ આવ્યો. હવે હું હિમ્મતવાન થઈને ચાલવા લાગ્યો એટલામાં આકાશમાં વાદળાં થયાં અને ચંદ્રનું ઉજ્જવળ મોં રાહુએ ઘેર્યું હોય એવું જણાવવા લાગ્યું. પણ ચંદ્રેનો તેની પરવા નહિ રાખતા પોતાનું સ્વરૂપ કંઇ કંઇક બતાવીને મને હિમ્મતવાન કર્યો હું ચાલવા લાગ્યો એટલામાં આ-કાશમાંથી કરા પડવા લાગ્યા. મેં ધાર્યું કે, જો મોટા કરા માથાપર પડશે તો ક્યાં માથું તથા ખોપરી ભાગી જશે. અને રેવાલસર જોતો તથા લ-દાક જોતો અહિંજ સમાધિ થશે. આ વિચાર આવ્યાથી સેવક ગભરાયો. કારણકે બધાને પોત પોતાનો જીવ વહાલો હોય છે. તેથી પોતાની ખોપરી બચાવવાની તજવીજની શોધ કરવા લાગ્યો. ઈશ્વરની કૃપાથી તરત પહાડની બાજુએ એક ગોખના જેવું દીઠું, તરત ત્યાં જઈને ગોખલાપર ચઢીને બેઠો એટલે માથા ઉપર પહાડ અને ટાંગો નીચે ઝુલતી કરીને સેવક બેઠો થોડી-વારે કેટલાંક કરા વરસાવીને ઝાંપટું ચાલ્યું ગયું પછી તો નીસાનાથ ભર જુવાનીથી પોતાનો બહાર દેખાડવા લાગ્યો હું ત્યાંથી ઉઠ્યો હવે ચાલવા માંડ્યું. વરસાદ પડ્યો હતો તેથી રસ્તો ભીનો થયો હતો અને તેને લીધે કીચડ રસ્તામાં થયો હતો. મેં તો દક્ષિણી જોડાં પહેર્યાં હતાં. તે જોડાંથી ચાલતું મુશ્કેલ પડતું તેથી હાથમાં જોડાં લઈને તપાસી તપાસીને પગલાં ઉપાડતો ચાલ્યો. વાંચનાર, તમે મને સિમલામાં જતાં જોયો પીક ઉપર

કપડા, હોડકાનુ પાથરણાનુ બાધેલો જોયો હતો તેવીજ રાતની વેળાએ હા-
થમા જોડા લઇને કલ્પના કરો એટલે મારી સુરત તમને યાદ આવશે

હુ ચાલ્યો ગયો ઘણો વખત થયો હશે એટલામા એક ખીણમા ઘણા દીવા જણાયા મે ધાર્યું કે રેવાનગરમા હુ આવી પહોચ્યો છુ હવે ક્યાથી નીચે જવુ તેનો વિચાર કરવા લાગ્યો એક જગાએ રસ્તામાથી કંઇક માર્ગ જણાયો પણ મે ધાર્યું કે એ માર્ગ નીચે જવાનો કદાચ નહિ હોય તેથી હુ સીધે રસ્તે જવા લાગ્યો ઘણો દૂર ગયો પણ નીચે જવાનો રસ્તો મળ્યો નહિ તેથી હુ પાછો ફર્યો ફરી તે જગાએ આવ્યો, નીચે જવા લાગ્યો તે વેળાએ ફરી વાદળા થતા હતા સ્પષ્ટ કઇ દેખાતુ નહોતુ હવે હુ અટકળથી ચાલવા લાગ્યો કંઇક આગળ વધ્યો એટલામા મોટા મોટા પથ્થર રસ્તામા પડ્યા, અને નાના નાના ઝાડ મળ્યા પછી હુ બેઠો બેઠો જેમ વાદળા એક એક પદાર્થને ધરીને જાય છે, તેમ હુ રસ્તાપરના ઝાડ તથા પથ્થરને પકડીને મોટી મોટી બુમો પાડતો ચાલ્યો ' મે મુસાફર હુ, રસ્તા ભૂલા હુ કયા રસ્તા હૈ? ' " મે મુસાફર હુ રસ્તા ભૂલા હુ, ક્યા રાસ્તા હૈ? " હુ વસ્તુને ધરી ધરીને જવા લાગ્યો અને બુમો પાડતો ચાલ્યો ઇશ્વરની કૃપાથી તે વેળાએ એક અવાજ મને સભળાયો ' આઇએ આઇએ, ઇસ તરફમે આઇએ" મે કહ્યુ ' કૈસે મેરા હાથ પકડીએ " એટલામા એક ડોશાએ આવીને મારો હાથ ઝાલ્યો પછી તે ડોશાએ કહ્યુ કે કબસે મુજકો માલમ હુવા કે કોઇ એક યાત્રાળુ આતા હૈ મે કબકી રાહ દેખતા હુ" મે કહ્યુ કે, અચ્છા એટલામા પાસેજ તેનુ ઘર હતુ ત્યા તે લઇ ગયો તે ડોશો ઘરડો હતો તેણે ખાવાનુ બનાવી આપવાનુ કહ્યુ મે કહ્યુ કે મે ખાઇ આવ્યો હુ અભિતો સૂગા, કઇ ખાવાની બાત આનુ કહીને કાઇ બિછોના કરના એવુ પૂછ્યુ તેણે તરત જગા દેખાડી મારો સામાન જરા પલળ્યો હતો તે રસ્તામા સૂકાઈ ગયો હતો તરત મારૂ બિછાનુ પાથર્યું અને પડ્યો પછી પેલા ડોશાએ દીવો હોલવ્યો એટલામા મોટો ગાજવીજથી વરસાદ પડ્યો તેનો અવાજ મને પડતો સાંભળતો હતો તરત ઇશ્વરની કૃપા મે મારા જીવમા અનુભવી મનમા ઇશ્વરની સ્તુતિ કરી અને ઇશ્વરનો ધન્યવાદ આપ્યા

લાગ્યો જો જરા વખત થયો હોત, તો હું તદન બીગડીને તાડથી ઠરી જાત અને કદાચ કોઇ જગાએ આસરો મળત કે નહિ તે સંદેહ હતો અને તેથી કેટલીક હેરાનગતી ભોગવી પરંતુ તે જુદી ઈશ્વરની સ્તુતિ કરીને સુતો.

સવારમાં ઉઠ્યો. ઉઠીને પેલા વૃદ્ધ ડોસાને લઇને રેવાલસરના તળાવ તરફ ગયો. ત્યાં શું જોયું ? એક મોટું તળાવ આસપાસના પહાડની વચમાં છે. તળાવ સારૂં બાંધેલું છે. આસપાસ કેટલાંક દેવળો, ઉતારા અને ધર્મશાળા છે. તળાવમાં ત્રણ નાના નાના ટેકરા સુકી જમીનના જેવા છે. એક મોટો ટેકરો છે. તેના ઉપર એક મોટું ઝાડ છે અને આસપાસ ઘાસ ઉગ્યુંછે. બીજા બે નાના નાના છે. તેના ઉપર ફક્ત ઘાસજ છે. તળાવની આસપાસ યાત્રાળુ ઉભા રહીને પૂજા કરે છે. પૂજારી મહારાજ લોકોને કહે છે કે, આ મોટા મહાદેવ છે, પછી તેનાથી નાનો પાર્વતી અને પેલો સવથી નાનો ગણપતિ છે. તેને પૂજારીઓએ યાત્રીઓને બોલાવવાને કહ્યું અને કહી ગપ્યું કે જો દર્શન આપવાની ઇચ્છા હશે તો તે તમારી પાસે આવશે. તે પ્રમાણે યાત્રીઓએ બોલાવવા શરૂ કર્યા. તેમાંથી મહાદેવ કંઇક હાલ્યા. થોડાક પાસે આવ્યા તેથી પડો બોલ્યો તમને મહાદેવે દર્શન આપ્યાં. આવી રીતે કેટલાંક જાતજાતનાં પહાડી યાત્રીઓના વિશ્વાસ પ્રમાણે કંઇક દેખાવ જણાયો. હું તો તેમાંનું કંઈ પણ માનતો નહોતો. એટલે હું તેની તપાસ કરવા મંડ્યો. મને જોતા જણાયું કે ત્યાં આસપાસ નેતરના ઝાડ ઉગ્યાં છે. કોઈ આગલા પંડાએ એક મોટી નેતરની ટોપલી બનાવીને તેમાં માટી વગેરે નાખીને તે પૂરી હોય અને તેમાં એક ઝાડ રોપ્યું હોય તથા ઘાસનાં બીજ નાખીને તે તળાવમાં નાખી હોય અને તળાવનું પાણી હાલવાથી તે આઘિ'પી તહિં જાય આવે તેમાં કંઇ નવાઇ નથી. બે ટોપલીઓ નાની હતી. એક મોટી હતી. આ બધું જોયું. બીજું શું જોયું. ત્યાં કેટલાક બુદ્ધ ધર્મ માનનાર યાત્રીઓ જોયા, તેના હાથમાં પીતળનો ફેરવવાનો એક રમકડાના જેવો રેડિઓ હતો તેમાં બુદ્ધનું નામ હતું. તે તેઓ હાથના હલાવ્યાથી તે ફરતો હતો હમેશાં રસ્તામાં જતા આવતા ફેરવતા હતા. તે દેખાવ મને આનંદથી ભરેલો જણાતો હતો. ત્યાં એક બુદ્ધ બાવાનું મંદિર હતું ત્યાં એક

મોટો રેટિયો માણુમ ફેરવતો હતો ત્યાં બુદ્ધ ધર્મનું દહેરૂ હતું તેમાં ફક્ત રટિયો તથા બુદ્ધની મૂર્ત્તિ હતી

ત્યાંના પહાડી લોકો જે બુદ્ધધર્મી હતા તેના નાક ચીનાના જેવા ચપટાં જણાયા તેઓ બીજી ભાષા બોલતા હતા તે સમજાતી નહોતી તેઓ લદાક તરફના રહેનારી હતા ત્યાંના દેવળો પણ કંઇક સારા હતા તેમાં શિવ, પાર્વતી, ગણેશ વગેરે બિરાજતા હતા

રેવાલસરમા પંડા પુંકળ હતા બ્રાહ્મણો પણ હતા અને કેટલીક દુકાનો પણ સારી હતી મીઠાઇવાળાની દુકાનો પણ હતી રેવાલસરમા જે જોવાનું હતું તે જોઇને તથા ત્યાંથી પૂરી તથા ખાવાનું ખાઇને તથા પેલા વૃદ્ધ પંડાને આઠ આના દક્ષણા આપીને હું મંડી તરફ ચાલ્યો, હું ફક્ત પંડાને ત્યાં રાતે સુતો હતો અને સવારે તે એક કલાક મને દેખાડવાને ખોટી થયો હતો તેના મેં આઠ આના આપ્યા

---

## પ્રકરણ ૭૫ મું.

### મંડી.

૯ રસ્તામાં પહાડનો દેખાવ જોતો જોતો તથા પૂરીઓ ખાતો ખાતો આવ્યો હું સાંજે ત્રણ ચાર વાગે મંડીમાં આવ્યો

મંડી એ હિમાલય પહાડ ઉપર દેશી રાજ્ય છે તે નદી કિનારે વસેલું છે તે કાનડા જેવું છે ત્યાંની બજાર જોઈ ત્યાં પહાડના ઉપરના જેવી બજાર જોઇ જે વખતે ત્યાં ગયો હતો તે વખતે ત્યાં એક મેળો ભરાયો હતો, તે જોયો તે મેળામાં પહાડી લોકો આસપાસના ગામડામાંથી આવ્યા હતા ત્યાં જાત જાતની ત્યાંની બનાવટ એટલે ત્યાંના બનાવેલા ગરમ કપડા, અખરોટ અને જંગલી મેવો વેચાતો હતો કેટલીક મીઠાઇવાળાની દુકાનોમાં મીઠાઇ ભજીયા વગેરે વેચાતી હતી અને ઠેકઠેકાણે તે દેશનો મદીરા એટલે દારૂ વેચાતો હતો તે લેવા માટે સ્ત્રી પુરૂષો ત્યાં એકઠા

ચમાં હતાં અને કેટલાકો જમીન ઉપર બેસીને પીતા હતા અને રસ્તામાં કેટલાક છોકરા જઇને ગીતો ગાતા ફરતા હતા. પહાડી મેળો જોવામાં મને બહુ મઝા પડી. ત્યાંની કેટલીક પહાડી સ્ત્રી ખૂબસુરત જણાઇ. તેઓની ભાષા મારેથી સમજાતી નહોતી. તેઓ ઘણી સરળ જણાતી હતી. કપાળમાં ગરમ સુરવાળ તથા શરીરમાં લાંબો ઉનના કપડાનો ડગલો હતો. પુરૂષોનો પણ તેવોજ પોશાક પણ પુરૂષને માથે પાઘડી હતી. મેળામાં મેં બીજું શું જોયું! ઘણી પહાડી રીતભાત જોઇ, વેચવાની તરાહ જોઇ. મેળો બે ત્રણ દહાડા રહેવાનો હતો, તેથી દરરોજ મેળામાં જઇને જ્ઞાન મેળવવાની ઇચ્છા કરીને ધર્મશાળા તરફ જવા લાગ્યો.

સરાઇમાં ઉતર્યો. ત્યાં એક ઓરડી ભાડે લીધી. ત્યાં કંઇક ખાધું. પછી રાતે મેળાની તરફ ફરવા ગયો. દીવા બત્તીથી દુકાનો શણગારેલી હતી. જ્યાં ત્યાં દારૂના પીઠામાં ખાખુમની ભીડ હતી અને રસ્તામાં છોકરા આખુમો અહિંથી તહિં ગાના ગાતા દેતા જતા આવતા હતા. આવો રાતનો દેખાવ જોતો જોતો હું સરાઇમાં ગયો. ત્યાં સૂતો. સવારમાં પાછો ફરવા નીકળ્યો. લદાકનો રસ્તો લોકોને પૂછ્યો. કોઇએ તેનો પતો આપ્યો. કોઇએ કહ્યું કે આ ગામ પછી આ ગામ પેલું ગામ વગેરે કહ્યું. મે એક બે દિવસ પછી જવાનું ધાર્યું. હું ફરતો હતો. નદી કિનારે મેળામાં ફરવા લાગ્યો. આસપાસનું જ્ઞાન મેળવ્યું. રસ્તામાં જે મળ્યું તે ખાધું આખો દહાડો ક્યાં ક્યાં રહ્યો. તે બધું કેટલું લખું? રસ્તામાં એક દક્ષિણી ની જોડે મેળાપ થયો. તેણેજ કહ્યું કે હું દક્ષિણી છું અહિંયાં નાટક મંડળી આવી છે તેમાં હું કામ કરૂં છું મેં કહ્યું કે હું મુસાફરો છું, વાત થઇ, તે પોતાના મુકામપર લઇ ગયો ત્યાં દશ બારની જોડે વાતચીત થઇ. તેણે મને પોતાની નાટકશાળામાં નાટક જોવાને અમુક દિવસે આવવાનું કહ્યું પછી હું ત્યાંથી રજા લઇને આવ્યો. રસ્તામાં નવું નવું જોતો રતે ફરતો ફરતો સરાઇમાં જઇને સૂતો.

રાતે સ્વપ્નું આવ્યું કે મારો ભાઇ ત્રિભુવન બહુ માંદો છે. મરવાની અણી ઉપર છે. હું સ્વપ્નામાં રોયો, તરત જાગી ઉઠ્યો. મેં સ્વપ્નું ખરૂં માન્યું. મરણ કે મને સ્વપ્નું આવતુંજ નથી. મેં ધાર્યું કે કદાચ મારો ભાઇ ઘણોજ

માંદો હશે. તેથીજ આવું સ્વપ્નું આવ્યું હશે. મેં હવે લદાક જવાનો વિચાર માંડી વાળ્યો. એકદમ લાહોર જવાનું ધાર્યું. તરત સવારે મંજુરના જેવી પછવાડે ગાંસડી બાંધીને છેલી મેળાને સલામ કરીને જવા નીકળ્યો. હવે પઠાણકોટથી જવાનો વિચાર કર્યો. તે રસ્તો પાસેનો છે. અને ત્યાં નવી નહેર થઇ છે. તે જોવાય તેથી હું તે રસ્તે જવા નીકળ્યો.

રસ્તામાં પેલીજ કુદરતની બગીચારી દીઠી. જ્યાં નજર ફેંકતો ત્યાં પહાડી ખૂબ સુરતી જોતો, હું પઠાણકોટમાં આવ્યો. તે શહેર જોયું, ત્યાંની નહેર જોઈ. ત્યાં તાળા ઘણાજ સારા બને છે, તે જોયા. જે જોયું તે પંજાબના જેવું હતું. પંજાબી માણસો જ્યાં ત્યાં પંજાબીમલ ( વાતો ) કરતાં જણાયાં. ત્યાંથી હું અમરતસર ગયો અને અમરતસરમાં પહેલાનો દેખાવ જોયો ત્યાંથી પછી લાહોર તરફ કુચ કરી. ઘરનો છોકરો ઘરમાં આવ્યો. તે મેળાએ તરતજ વિદુલનો પત્ર આવ્યો હતો તેમાં તે ખુશીમાં છે એવા સમાચાર હતા તેથી નિશ્ચિંત થયો.

---

## પ્રકરણ ૭૬ મું.

### અમે રાવલપીંડી, અટક અને પેસાવર ગયા.

બાબુ નવીનચંદ્ર સેથ જ્યારે અટકમાં નોકર હતા, ત્યારે ત્યાં એક ઘર બનાવ્યું હતું. તે હજુ સુધી છે એવું મે સાંભળ્યુ તેથી મે બાબુને કહ્યુ કે, ચાલો એક વખત અટક જઇને તે ઘર વેચી નાંખીએ, બાબુ તેમાં રાજી થયા. અમે જવા નીકળ્યા.

રાવલપીંડી.—પહેલાં રાવલપીડી ગયા. કારણ કે રાવલપીડી જોવા જેવું શહેર થયું છે એવું સભળાતું હતું તેથી બાબુ અને હું બેઉ રાવલપીડી ગયા. ત્યાં એક બાબુના મિત્રને ત્યાં ઉતર્યા રાવલપીડી શહેર જોયુ, ને શહેર નાનુ પણ બહુ સ્વચ્છ છે. ત્યાં સોલજરોની બરાખ તથા મોટા હોધાદારના બંગલા છે. ત્યાંથી કાશ્મીર તરફ અને મરી તરફ જવાનો માર્ગ છે.

શિયાળામાં બહુ તાઢ પડે છે. ત્યાંથી અમે અટક ગયા.

અટક.—સિંધુ નદીના કાંઠે છે. અટકથી આફગાનિસ્તાન તરફ જવાય છે તેથી ત્યાં મોટો સ્ટીલનો પુલ છે. તેનાપર તોપો વગેરે લડાઇની બધી સામગ્રી ગોઠવેલી છે. જો રૂસિયન આફગાનીસ્તાનથી અટપર આવે તો તેને સિંધુ નદી ઓળંગ્યા વગર બીજો રસ્તો નથી તેથી ત્યાંના પહાડ ઉપર તોપો ગોઠવીને હિંદુસ્તાનની રક્ષા કરવાના બધા ઉપાય અંગ્રેજ સરકારે કરેલા છે. અટક શહેર નાના ગામડા જેવું છે. ઘર પણ ભાંગેલી અવસ્થામાં પડયાં છે કારણ કે અટક હવે મોટું નથી. એક રીજીમેંટ રહે છે, તે કિલ્લામાં રહે છે, તેને ખાવાનું પૂરૂં પાડવા માટે કેટલાક વેપારીઓ અટકમાં રહેલા છે. બીજું કંઇ નથી. બાબુનું ઘર ભાંગી ગયેલું દીઠું. તેને વેચવાની બહુ કોશેસ કરી પણ કોઈ ગ્રાહક ગળ્યું નહિ.

પેશાવર.—પેશાવર ગયા. પેશાવર એ આફગાનીસ્તાનની હદ છે. ત્યાં આફગાનો ઘણા દીઠા; આફગાનીસ્તાનના માણસો રાતની વેળાએ આસપાસના ગામમાંથી આવીને લુટફાટ કરે છે અને લોકોને સતાવે છે તેથી ત્યાં દશ વાગ્યા પછી કોઇને રસ્તામાં ફરવાનો હુકમ નથી. અમે મુસાફર બંગલામાં એક દહાડો રહ્યા. શહેર નાનું છે. તેમાં આફગાનોની દુકાનો છે. કેટલાક પંજાબી ક્ષત્રીઓ રહે છે. આફગાનો બહુ બળવાન તથા ઝનુની છે. તેઓ જરા જરામાં મારા મારી કરે છે. એવું ત્યાંના માણસો કહે છે. પેશાવરની આસપાસ ડુંગરા છે જોવા જેવું કંઇ નથી. ત્યાંથી લાહોર આવ્યો. પછી હું અમદાવાદ આવ્યો.

---

## પ્રકરણ ૭૭ મું.

### મુંબઇમાં પંડિતા રમાબાઇ.

હું મુંબઇમાં નવેમ્બર ડીસેમ્બર ૧૮૮૨માં હતો. તે વેળાએ પંડિતા રમાબાઇ નામની એક દક્ષણી બ્રાહ્મણની સ્ત્રી મુંબઇમાં શેઠ માધવદાસ ર-

ગનાથદાસને ત્યાં ઉતરી હતી. તે સંસ્કૃતમાં વિદ્વાન હતી તેણે મુંબઇમાં ઘણાં ભાષણો ફ્રામજી કાવસજી ઇનસ્ટુટમાં તથા પ્રાર્થના સમાજમાં આપ્યાં હતાં. તેના ભાષણો સાંભળવાને બહુ માણુસો આવતાં હતાં. તેનાં ભાષણો ઘણાંજ સુંદર હતાં. સ્ત્રીઓની સ્થિતિ સુધારવાપર, ધર્મની સ્થિતિ સુધારવાપર તથા સંસાર સુધારો કરવાપર હતાં. તે ભાષણો મેં સાંભળ્યાં. ત્યાર પછી પંડિતા રમાબાઇને શેઠ માધવદાસ રૂગનાથદાસને ત્યાં કેટલીક વખત મળ્યો. તે ઘણુંજ ઉત્તમ બોલતી હતી. તેથી મેં તેને બ્રાહ્મધર્મમત અને વિશ્વાસ નામનું પુસ્તક તા. ૭–૧૨–૮૨ ને દિવસ ફ્રામજી કાવસજી હાલમાં અર્પણ કર્યું. રમાબાઇ એ જાતે હિંદુ દક્ષણી બ્રાહ્મણ હતી. તેના બાપે તેને સંસ્કૃત ભણતાં શીખવ્યું હતું. તેનો બાપ શ્રીમંત હતો પછી મરી ગયાથી તેમની હાલત ખરાબ થઇ, તેનો ભાઇ અને પોતે ઉત્તર હિંદુસ્તાનમાં ફરવા ગયાં. કાશીમાં રહ્યાં. પછી બંગાળ વગેરેમાં ફર્યાં. તે વેળાએ પંડિતા રમાબાઇ ભાષણો આપવા લાગી, તે વેળાએ પંડિતા રમાબાઇ કુંવારી હતી. તેનો ભાઇ મરી ગયો. તે આરસામાં વિપિન વિહારી નામના એક શુદ્રની જોડે રમાબાઇની મિત્રતા થયાથી તે તેની જોડે પરણી. બે ત્રણ વર્ષ સુખ મેળવ્યું પછી તેનો સ્વામી ગુજરી ગયો ત્યારથી પાછી ભાષણો આપતી આપતી મુંબઇમાં આવી. અહિયાં ભાષણો આપતી એટલામાં તેને લંડન જઇને અંગ્રેજી શીખવાની ઇચ્છા થઇ તેથી તે ઇ. સ. ૧૮૮૩માં લંડનમાં જઇને તે અંગ્રેજી ભણી. રમાબાઈ ત્યાંના કેટલાક પાદરીના સમજાવ્યાથી તે ખ્રિસ્તી થઇ. ખ્રિસ્તી થવાનુ કારણ એવું જણાય છે કે તેને યોગ્ય મદદ હિંદુસ્થાનથી નહોતી તથા રમાબાઇની ઇચ્છા સ્ત્રીઓની અવસ્થા સુધારવાપર હતી પણ આપણા દેશના લોકો બહારથી સુંદર દેખાડવાની તજવીજ કરનારા તથા અંદરથી કંઈ નહિ બતાવનારા હોવાથી તેણે પોતાથી બને તેટલું સારૂં કરવાની ઇચ્છા રાખ્યાથી પોતે ખ્રિસ્તી થાય એવું સમજીને તે ખ્રિસ્તી થઇ હશે. ખ્રિસ્તી થયા પછી અમેરિકા ગઇ અને ત્યાંની શ્રીમંત સ્ત્રીઓને હિંદુસ્તાનની હાલત સમજાવીને અનાથ સ્ત્રીઓને કેળવણી આપવાને માટે એક ફંડ ઉભુ કરીને પુનામાં આવીને ત્યાં શારદા સદન ઉઘાડ્યું ને વેળાએ

ઘણાક મોટા માણુસે તેની કમેટીમાં દાખલ થયા અને વ્યવસ્થા કરવા લાગ્યા પણ પછીથી રમાબાઇનો વ્યવહાર ખ્રિસ્તી તરફ હોવાથી સ્કુલમાં ઇશુખ્રિસ્તના ધર્મનું શિક્ષણ આપવાનું શરૂ થવાથી તેઓએ તેનાથી છુટા પડ્યા. પછી તે શારદા સદનને મુંબઇમાં લાવી. મુંબઇમાં કેટલાક દિવસ ચલાવ્યું પછી પાછું પુનામાં લઇ ગઇ. ત્યાં હાલમાં કેટલીક સ્ત્રીઓ તથા છોકરીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવી છે. રમાબાઇ પોતે ઘણી એશ આરામમાં રહે છે ગાડી ઘોડામાં ફરે છે. ફરીથી અમેરિકા ગઇ હતી. ત્યાંથી વળી કેટલાક રૂપીઆ લાવીને કૃપા નામનો જુદી સ્કુલમાં ખર્ચ કરીને પોતે તથા પોતાની કન્યા સુખમાં દિવસ ગુજારે છે. થોડા દિવસ પછી હું અમદાવાદ ગયો.

---

## પ્રકરણ ૭૮ મું.

### અમદાવાદમાં બ્રાહ્મ ધર્મનાં વ્યાખ્યાન છપાવવાં.

હું અમદાવાદમાં ડીસેમ્બરમાં ૧૮૮૨ માં હતો તે વેળાએ મેં મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરે આપેલા બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાનમાંના કેટલાકના વ્યાખ્યાનના ભાષાન્તર કરીને રાવ બાહાદુર ભોળાનાથ સારાભાઇને દેખાડ્યા અને તેમને સુધારવાની વિનતિ કરી, તે ખુશીથી સુધારી આપતા અને તે હું અમદાવાદના યુનેટેડ પ્રેસમાં છપાવતો હતો. તે મર્હુમ ભોળાનાથભાઇએ જોયા તેથી તેઓએ કહ્યું કે હું તેનો અડધો છપાઇનો ખર્ચ આપીશ. તે પ્રમાણે ભોળાનાથભાઈ તરફથી તેનો અડધો છપાઇનો ખર્ચ મળ્યો. તે પુસ્તકમાં દશ ઉપદેશ આપ્યા હતા અને તે પુસ્તક બ્રાહ્મધર્મ જ્ઞાનાભિલાષીઓને આવી રીતે અર્પણ કર્યું હતું, "બ્રાહ્મધર્મ જ્ઞાનાભિલાષી ગુજરાતી યુવકોના કરકમળે આ ગ્રંથ નમ્રતા પૂર્વક અર્પણ કર્યો."

---

## પ્રકરણ ૭૯ મું.

### દેહરાદુનમાં મહર્ષિ દેવેન્દ્રનાથને ત્યાં અને દિલ્હીમાં શ્રીનિવાસદાસને ત્યાં.

ઇ સ ૧૮૮૩ ના જાનેવારીમા હુ અમદાવાદથી ડેહરાદુન ગયો, ડેહરાદુનમા દેવેદ્રનાથ ઠાકુર રહેતા હતા તેની જોડે ધર્મ સબધી ચર્ચા તથા શિવાળી મા પહાડની શોભા જોવાને માટે હુ ગયો હતો ડેહરાદુન હિમાલયની તળેટીનો પ્રદેશ છે ત્યાથી મસુરી ઘણીજ પાસે છે તે ખીણમા વસેલુ છે દેહરાદુનમા ઘણાએ સિવિલિયનોના બગલા છે જે યૂરોપમા રહેવા ઇચ્છતા નથી તેઓ ડેહરાદુનમા બગલા બધાવીને સુખ ચેનમા રહે છે ઉનાળામા તેઓ મસુરીમા રહેવા જાય છે મસુરી ત્યાથી આસરે પાચ છ માઇલ છે થોડી વારમા ઉપર ગયાથી ગરમીથી શરદીમા જવાય છે ડેહરાદુનમા હુ મહર્ષિ દેવેદ્રનાથ ઠાકુરને ત્યા ગયો ત્યા ધર્મ સબધી ચર્ચા કરવા લાગ્યો કેટલાક દહાડા રહીને પછી હુ લાહોરમા આવ્યો લાહોરમા આવીને લખવા વાચવામા કાળ ગાળવા લાગ્યો થોડાક મહિના રહીને હુ દિલ્હીમા ગયો દિલ્હીમા શ્રી નિવાસદાસને ત્યા ઉતર્યો શ્રીનિવાસદાસ સેઠ લખમીચદ્ર મથુરાવાળાના ગુમાસ્તા હતા, તેઓ હિદીના સારા લેખક હતા તેમને ત્યા હુ રહ્યો મા ગપર બહુ માયા રાખતા હતા હુ ત્યા દિલ્હીમા લોક ચર્ચા તથા વાચવા લખવામા કાળ ગાળતો હતો

---

## પ્રકરણ ૮૦ મું.

### સત્યાનદ અને હુ ધર્મ પ્રચાર કરવા લાહોરથી નીકળ્યા.

એટલામા બાબુ નવીનચદ્રરાયનો પત્ર આવ્યો કે પડિત શિવનારાયણ અગ્નિહોત્રી બ્રાહ્મધર્મના સન્યાસી થઇ ગયા છે તેઓએ સન્યાસ મારી પાસેથી લીધો છે તમે આવો, તેમને મદદ આપો હુ તરત દિલ્હીથી

ભક્તિભાવ સાથે વતનદારે અમારી સેવા ચાકરી કરવા માંડી. ખાવા પીવા-નું સુંદર બનાવીને ખવાડવા લાગ્યા. અમે મુધરેલા સન્યાસી અને સુધરેલા બ્રહ્મચારીજી હતા, એટલે ભેગાં ભગવા વસ્ત્ર પહેરતાં નહોતાં, પણ સ્વચ્છ, માથે ફેંટા, અને પગમાં જોડા પહેરતા હતા, હું માથે કંઇ પણ પહેરતો નહોતો. ફક્ત વાળ માથે રાખતો હતો અને ચસમા પહેરતો હતો. આવા સન્યાસી તથા બ્રહ્મચારી તો હાલમાં કેટલાક મુક્તિ ફોજના છે પણ જે વેળાએ અમે ગયા હતા તે વેળાએ જવલ્લેજ જણાતા હતા, અમે મોટી મોઝમાં રહેવા લાગ્યા, બ્રહ્મવાદિજીએ ભાષણો આપ્યા, વાહ ! તેના ભાષણની ખૂબી ! ભાષણો હિંદીમાં બહુજ મુંદર થતા હતાં, તેવા ભાષણો હિંદીમાં, ગુજરાતીમાં કે મરાઠીમાં મેં ક્વચિત સાંભળ્યાં હશે, તેની બોલવાની ઢબ બાહુજ ઉત્તમ હતી. તે ભાષણની નકલ કરવા માટે લાહોર દિલ્હી વગેરેમાં પણ વિદ્વાનો સાંભળવા માટે એકઠાં થતા હતા. ભાષણનો રેલો ચાલ્યો, બધા. ખુશ થયા. જ્યાં અમે રહેતા હતા તે જમીનદાર પણ બહુ ખુશ થયો. જમીનદારના હાથી હતા, હાથીપર બેસીને ભાષણની જગાએ અમે જતા, જાણે ભાષણનો રાજા શહેરમાંથી પોતાના મહેલમાં જતો હોય એવું જણાતું, આ બ્રહ્મચારીજી પણ દેવમાં શંખ પૂજવા પ્રમાણે હતા, કેટલાક દહાડા મીરટમાં રહ્યા, પછી ત્યાંથી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને ત્યાં હિમાલય પર્વતપર મસુરી જવાનો વિચાર કર્યો. કારણ કે તે વેળાએ ગરમી પણ પુષ્કળ પડતી હતી અને મહર્ષિના દર્શન કરવાની બ્રહ્મવાદિજીની બહુ ઇચ્છા હતી. તેમ અમે શારનપુરમાં આવ્યા, શારનપુરથી એકામાં ડેરાડુન આવ્યા ડેરાડુનથી મસુરી દેવેન્દ્રનાથને ત્યાં પહોંચ્યા.

---

## પ્રકરણ ૮૧ મું.

### મસુરીમાં ધર્મજ્ઞાન અને સાધન.

મેં પહેલાં કહ્યું છે કે મસુરી હિમાલયનો એક ભાગ છે, ત્યાં ઘણા

લાહોરમાં આવ્યો. આવીને મેં શિવનારાયણને જોયા. પહેલાં શિવનારાયણ ઉત્તમ મકાનમાં રહેતા હતા, ચાકરો ત્રણ ચાર હતા, ગાડી ઘોડે ફરતા હતા, બુટ સ્ટાકિંગ વગર પગ મૂકતા નહોતા, બધો ઠાઠ એક નકલી અંગ્રેજના જેવો હતો, તેઓ હાલ ભગવા વસ્ત્ર ધારણ કરીને નાની ઓરડીમાં રહેવા લાગ્યા, બધો એશ આરામનો સામાન વેચીને જેની બહુ જરૂર હતી તેજ રાખ્યો હતો, તેણે પોતાની નામ બ્રહ્મવાદિ સત્યાનંદ અગ્નિહોત્રી રાખ્યું. બધો ફેરફાર જોઇને હું આશ્ચર્ય પામ્યો, કારણ કે તેને ૧૭૫ રૂપીઆની નોકરી હતી, કંઇ દુઃખ નહોતું. દુઃખને લીધે સન્યાસી થયા હોય તો બીજી વાત હતી, ધર્મને માટે પોતાની નોકરીનું રાજી નામું આપીને પાકી ધર્મની લાગણી બતાવેલી જોઇને આ સંસારમાં મેં કોઇને જોયલા નહિ તેથી નવાઇ લાગે તેમાં કંઈ આશ્ચર્ય નથી. મેં તમને મદદ આપવાનું નક્કી કર્યું પ્રચારના કામમાં મારે પહેલાથી જોડાવવાનું હતું તે વિશે વાંચનારાઓ જાણતા હશે તેથી આવા નિસ્વાર્થપણાનું દૃષ્ટાંત જોઇને સત્યાનંદ ઉપર મારો ભક્તિભાવ ઉત્પન્ન થયો. હું તેમના ઘરની વ્યવસ્થા કરવા લાગ્યો. સત્યાનંદે પુર્નવિવાહ એક બંગાલી સ્ત્રીની જોડે કર્યો-હતો, તે સ્ત્રી બહુ ભલી હતી, તે બીચારીને બંગાલી ભાષા સિવાય હિંદી ભાષા આવડતી નહોતી. સત્યાનંદને પહેલી બાઇડીના પેટના ત્રણ છોકરાઓ હતા. ગરમીના દહાડા આવ્યા, લાહોરમાં ગરમી તથા તાઢ પુષ્કળ પડે છે. જે માણસ ગરમીના દિવસમાં પખા તથા ખસની ટટીમાં રહે છે તેને ગરમી બહુ લાગે તેમાં નવાઇ નથી. સત્યાનંદને પણ ગરમી લાગવા લાગી, પોતે પહેલાની ટટી પખા વગેરે વેચી નાખ્યા હતા, તેથી મને કહ્યું કે નારાયણ ટટી બનાવો, ટટી સિવાય રહે નહિ સકતા હું તરત જવાસાની ટટી બનાવડાવી થોડાક દહાડા લાહોરમાં રહ્યા. એટલામાં પંડિત શિવનારાયણને પ્રચાર કરવાના નોતરા આવવા માંડયા. તરત ધર્મ પ્રચાર કરવાને માટે જવા ધાર્યું હું પણ તેમની જોડે જવા તૈયાર થયો મેં ભગવા વસ્ત્ર ધારણ કર્યા, અને બ્રહ્મચારીજીના નામથી સત્યાનંદ બોલાવવા લાગ્યા.

મીરઠ.—અમે પહેલા મીરટ ગયા. ત્યાં એક જમીનદારને ત્યાં ઉતર્યા.

કહી, પણ તેને છપાવવાનું મારે માથે નાખ્યું. એક છાપવાનું કાઢવાની અ-રજ કરી. તરત મહર્ષિ તેમાં રાજી થયા. મારે મુંબાઇ જઇને છાપવાના ટા-ઇપ કાગળ વગેરે લાવવાનું નક્કી થયું, તરત તે અમલમાં આવ્યું. અમે મ-સુરીમાં મહિનો રહ્યા, મસુરીથી, નીકળ્યા, નીકળતી વખતે બાબુ નવીનચંદ્ર-રાયની છોકરીના વિશે કંઇક અશુભ ખબર મળ્યા તેથી અમે દિલગીર થયા.

મસુરીથી અમે દિલ્લી આવ્યા, દિલ્હીમાં સત્યાનંદે કેટલાંક ભાષણો આ-પ્યાં, એટલામાં બ્રહ્મવાદિની તબીયત ખરાબ થઈ તેથી તેઓ લાહોર ગયા. હું તરત મુંબાઈ તરફ ગયો. મુંબાઈમાં મેં સફેદ પોશાક ધારણ કર્યો. કારણ કે હું હિંદુઓનો બ્રહ્મચારી નહોતો. મારી મરજી પ્રમાણે સફેદ ભગવા પહેર-વાનું રાખ્યું હતું એ મુંબાઈમાં રા. રા. જાગજી દાદાજીના બાળબોધ ટાઇપ લીધા, કાગળો ખરીદ્યા, રંગીન કાગળો લીધા વગેરે જે છપાવવાને જોઇએ તે લ-ઇને લાહોર રેલવેમાં મોકલ્યું. હું મુંબાઇમાં કેટલાક દિવસો રહ્યો. પછી હું વડોદરે આવ્યો. રસ્તામાં મેં મારો પોશાક બ્રહ્મચારીનો ધારણ કર્યો.

---

## પ્રકરણ ૮૨ મું.

### વડોદરામાં ભગવા વસ્ત્ર પહેરીને ફરવું.

હું વડોદરામાં ભગવા વસ્ત્ર ધારણ કરીને મણીભાઇ જશાભાઇને ત્યાં ઉતર્યો. મણિભાઇ કચ્છથી નીકળીને વડોદરે આવીને રહ્યા હતા. વડોદરામાં મારે જ્યાં જવું હોય ત્યાં મણિભાઇ એ મોકાની ગાડીમાં પોતાની પાસે બેસા ડીને લઇ જતા. રસ્તામાંમને મણિભાઇની જોડે લોકો જોવાથી આશ્ચર્ય પામીને શું તું શું ધારતા હશે તે હું શી રીતે અનુભવુ ? પણ આટલું તો ખરૂં છે કે, હુ જ્યારે એકલો રસ્તામાં ફરતો હતો ત્યારે કેટલાક સાધુઓને મા-નનારા મને પગે લાગતા તથા પોતાને ત્યાં લઇ જવાનો બહુ આગ્રહ કરતા. હું લોકોનો આગ્રહ જોઇને કોઈ કોઇને ત્યાં જતો. ત્યાં લોકો મારી સેવા કરવા માટે તત્પર રહેતા, મીઠાઇ મંગાવતા અને કહેતા ખાઇએ. હું

અમેજે ગરબીની ગુફામાં આવીને રહે છે. ત્યાં પ્રકૃતિની શોભા બહુજ ઉત્તમ છે. મોટે મોટે હિમગીરી પોતાના માથા ઉપર સફેદ બરફનો વિચિત્ર આકારનો ટોપલા લઈને સ્થિર થઈને પોતાની ખુબ સુરતી જગતને જણાવે છે, પણ તેનો ઉપયોગ કરનાર બહુજ થોડા છે, તેથી તે પોતાનો ખેદ ગે-બાથી દેખાડે છે, તે બરફથી ઝરતાં આંસુઓ જગતને આનંદ દાયક હોય છે. પ્રકૃતિનો નિયમજ આવો છે, એક રૂવે છે, બીજો સુખમાં કાળ ગાળે છે, તેમજ હિમાલય પર્વત પોતાની પ્રકૃતિ જોનાર નહિ હોવાથી રૂવે છે ને બીજા તેથી લાભ મેળવે છે.

પર્વતરાજ લીલા વાધા ધારણ કરીને પોતાના કર્તાને મહિમા ઉચ્ચ સ્વ-રથી ગાય છે, ને ગાતું નિરખે છે, પણ મનમાં તે પોતાની મેળે કહેતું હોય કે હું જે મહાન પુરૂષથી બનેલો છે. તેજ તમારો બનાવનાર છે. તેથી તેનું ગુણગાન કરો. અમે પણ દરરોજ સવારે સાંજે કોઈ એકાંત જગાએ ઉપાસના પ્રાર્થના કરવા જતા, આહા! તે વેળાનો આનંદ ઓર જાતનો હતો. પ્રકૃતિના સૌન્દર્યમાં જગદીશનું સૌન્દર્ય જોઈને અમે આંસુ વરસાવતા હતાં, લોકો મહર્ષિનો ધર્મજ્ઞાન, દયાનંદનો પ્રેમ ભાવ, ઋષિયોનો જ્ઞાનભાર અમને ધક્કો મારીને ઈશ્વરના દ્વારપર લઈ જવામાં મદદગાર થતા. કોઈ ભાગ્યવંતના ભાગ્યમાં આવા બનાવનો સંયોગ બન્યો હોય તો મારૂં કહેવું તે સહજમાં સમજી શકશે, જેણે ધાર્મિક પુરૂષના સંગમાં અને ઈશ્વરની લીલામાં કાળ ગાળવાનો પ્રસંગ મળ્યો હોય તેઓજ મારૂં કહેવું સમજશે. ઈશ્વરની કૃપાથી તથા સાધુસંગમાં રહીને સુધરેલા બ્રહ્માનંદજી તથા સુધરેલા બ્રહ્મચારીજી સુધરેલા મહર્ષિના સુંદર મકાનમાં, અંગ્રેજી પ્રમાણે ખાવા પીવામાં બ્રહ્માનંદ ઉપભોગ કરવા લાગ્યા અમે કંઈ પ્રાચીન મહર્ષિ, બ્રહ્માનંદ તથા બ્રહ્મચારી નહોતા, અમે તો સુધરેલા હતા, તેથી સુંદર રીત ભાતનું અનુકરણ કરવાને રોકતા નહોતા, ગમે તેમ હો, હું મસુરીનો સુંદર દેખાવ જોઈને બહુ આનંદિત થયો. જે જોવા જેવું હતું તે બધું જોયું. બ્રહ્મચારીને હિમાળયે ઘણું શી-ખવ્યું. બ્રહ્માનંદને પણ હિમાળયે બહુ શીખવ્યું. મહર્ષિએ બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન હિંદીમાં કરવાને સત્યાનંદને કહ્યું. તે પરથી તેમણે કરવાને હા

કહી, પણ તેને છપાવવાનું મારે માથે નાખ્યું એક છાપવાનું કાઢવાની અ
રજ કરી તરત મહર્ષિ તેમા રાજી થયા મારે મુંબઈ જઈને છાપવાના ટા
ઈપ કાગળ વગેરે લાવવાનું નક્કી થયું, તરત તે અમલમા આવ્યું અમે મ
સુરીમા મહિનો રહ્યા, મસુરીથી, નીકળ્યા, નીકળતી વખતે બાબુ નવીનચંદ્ર-
રાયની છોકરીના વિશે કંઈક અશુભ ખબર મળ્યા તેથી અમે દિલગીર થયા

મસુરીથી અમે દિલ્લી આવ્યા, દિલ્લીમા સત્યાનંદે કેટલાક ભાષણો આ
પ્યા, એટલામા બ્રહ્માનંદની તબીયત ખરાબ થઈ તેથી તેઓ લાહોર ગયા
હુ તરત મુંબઈ તરફ ગયો મુંબઈમા મે સફેદ પોશાક ધારણ કર્યો કારણ કે
હુ હિંદુઓનો બ્રહ્મચારી નહોતો મારી મરજી પ્રમાણે સફેદ ભગવા પહેર
વાનું રાખ્યું હતું મે મુંબઈમા રા રા જાજી દાદાજીના બાળબોધ ટાઈપ લીધા,
કાગળો ખરીદ્યા, રંગીન કાગળો લીધા વગેરે જે છપાવવાને જોઈએ તે સ
ઘળો લાહોર રેલવેમા મોકલ્યું હુ મુંબઈમા કેટલાક દિવસો રહ્યો પછી હુ
વડોદરે આવ્યો રસ્તામા મે મારો પોશાક બ્રહ્મચારીનો ધારણ કર્યો

---

## પ્રકરણ ૮૨ મું.

### વડોદરામાં ભગવા વસ્ત્ર પહેરીને ફરવું.

હુ વડોદરામા ભગવા વસ્ત્ર ધારણ કરીને મણીભાઈ જશભાઈને સા
ઉતર્યો મણિભાઈ કચ્છથી નીકળીને વડોદરે આવીને રહ્યા હતા વડોદરામા
મારે જ્યા જવું હોય ત્યા મણિભાઈ એ ઘોડાની ગાડીમા પોતાની પાસે બેસા
ડીને લઈ જતા રસ્તામા મને મણિભાઈની જોડે લોકો જોયાથી આશ્ચર્ય પામીને
શું નું શું ધારતા હશે ને હુ શી રીતે અનુભવું ? પણ આટલું તો ખરૂ
છે કે, હુ જ્યારે એકલો રસ્તામા ફરતો હતો ત્યારે કેટલાક સાધુઓને મા-
નનારા મને પગે લાગતા તથા પોતાને ત્યા લઈ જવાનો બહુ આગ્રહ
કરતા હુ લોકોનો આગ્રહ જોઇને કોઈ કોઇને ત્યા જતો ત્યા લોકો મારી
સેવા કરવા માટે તત્પર રહેતા, મીઠાઇ મગાવતા અને કહેતા ખાઇએ હુ

ખાતો નહોતો, તેથી તેઓ વધારે આશ્ચર્ય પામીને બહુ આગ્રહ કરતા હું જરા ખાનારો છું, હું જરા ખાતો તેથી તેઓને નવાઇ લાગતી. મારી બોલવાની ઢબ જોઈને તથા મણિભાઇ જેવા મોટા હોદ્દેદાર મને માન આપે છે તે જોઈને કેટલાક પુત્રની ઇચ્છા જણાવતા તો કોઇ હું શી રીતે તવંગર થાઉં, મારે અમુક રોગ છે તે શી રીતે જાય વગેરે પૂછતા. હું તેનો સુધરેલો જવાબ આપતો કારણ કે હું સુધરેલો બ્રહ્મચારીજી હતો. તેથી ઘણાકોને બહુ નવાઇ લાગતી અને આગ્રહથી ફરી આવવાનું નોતરૂં દેતા, આવી રીતે વડોદરામાં જ્યાં ત્યાં મારી પધરામણી થવા લાગી. તે વેળાએ અંગ્રેજી શીખનારનો વેદાંતાચાર્ય નૃસિંહાચાર્યની પેઢી નહોતી, જો તે વેળાએ બંગ ભક્તના જેવો થઇને નૃસિંહાચાર્યના જેવી પેઢી કાઢી હોત, તો ઘણાક શિષ્યો થાત પણ ઈશ્વરે તે બુદ્ધિ સુઝાડી નહિ તેથી તેનો પાડ માનુછું. વડોદરામાં મારી માસીનો છોકરો રહેતો હતો તેને હું ભગવા વસ્ત્રથી મળવા ગયો. તે જોઇને આશ્ચર્ય પામ્યો અને મને સમજાવવા લાગ્યો કે, ભગવા વસ્ત્ર કાઢી નાખ, મેં તો તેનું કઇ માન્યું નહિ. કેટલાક દહાડા વડોદરાની સેર કરી તથા લોકોનો બ્રહ્મચારીના ઉપરનો ભાવ તે પોતાની ચઢતી કરવાની કલ્પના ધારીને હું અમદાવાદ ગયો.

---

## પ્રકરણ ૮૩ મું.

### અમદાવાદની પરચુરણ વાતો.

અમદાવાદમાં ડાહ્યાભાઇ જમનાદાસને ત્યાં ઉતર્યો હું વખતો વખત મર્હુમ ભોળાનાથભાઇને ત્યાં તથા મર્હુમ મહિપતરામને ત્યાં જતો હતો. બેઉ જગાએ ખાવાનો તથા રહેવાનો બહુ આગ્રહ થતો. હું કોઇ કોઇ વખતે મહિપતરામને ત્યાં ખાતો હતો, પણ દરરોજ હું બજારમાંથી લઇને જ ખાતો હતો. મહિપતરામના છોકરાઓ તે વેળાએ હાઇસ્કુલમાં ભણતા હતા. તેમાં રમણ ટોળિખોર હતો. તે મને બહુ સવાલો પૂછતો હતો. તેના હું

જવાબ આપનો હતો. હાલમાં રમણભાઇ વકીલ થયા છે. તે પોતાને વિદ્વાન ધાર્મિક, અને કર્તવ્યનિષ્ઠમાં ખપાવવાનો યત્ન કરે છે.

હુ અમદાવાદમાં દશ પંદર દિવસ રહ્યો હતો. તે અરસામાં પ્રાર્થના સમાજમાં મે મહીપતરામ રૂપરામના કહેવાપરથી ઉપદેશ આપ્યો. તે સાંભળીને એક દક્ષણી ઘણો આનંદિત થયો, ત્યાર પછી હું તેમને ત્યાં જવા લાગ્યો. તે સસ્કૃત દર્શન શાસ્ત્રનું મરાઠી અંગ્રેજી ભાષાન્તર કરતો હતો, તે હું લાહોરમાં વાંચતો હતો. તે બહુ સારૂં ભાષાન્તર કરતો હતો.

---

## પ્રકરણ ૮૪ મું.

### વિરમગામમાં.

રા. રા. મહિપતરામ મારા ઉપર સ્નેહ કરતા હતા હુ દરરોજ અમદાવાદમાં કેટલાક મિત્રોને ત્યાં જતો આવતો હતો. તે અરસામાં મારો ભાઇ વિઠ્ઠલ વિરમગામમાં એક કારખાનામાં એન્જીનિયર હતો, તેણે મારા મસીયાઇ ભાઈની તરફથી જાણ્યું કે મે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં છે. તે વિરમગામથી અમદાવાદમાં આવીને મર્હૂમ ભોળાનાથ ભાઇને ત્યાં જઇને કરકરીને તેણે કહ્યું કે, "નારાયણને ભગવાં વસ્ત્ર નહિ પહેરવા વિશે સમજાવો અને તેને લગ્ન કરવાને કહો." ભોળાનાથભાઇએ મારા ભાઇને કહ્યું કે હું તેને ભગવાં વસ્ત્ર નહિ પહેરવા વિશે કહીશ પણ લગ્ન કરવાં કે નહિ કરવાં એ નારાયણ જાણે તેમાં હુ હાથ નાખીશ નહિ. પછી વિઠ્ઠલ મને શોધતો રસ્તામાં મળ્યો. તે રોવા લાગ્યો અને કહેવા લાગ્યો કે તમે ભગવાં વસ્ત્ર પહેર્યાથી આપણા બાપ દાદાને બટો લાગશે કારણ કે નારાયણને કંઇ કમાવવાની શકિત નથી તેથી ભગવાં વસ્ત્ર પહેર્યાં તેથી ન્યાતમાં બહુ નામોશી લાગશે. આવી રીતે મને ઘણું કહ્યું. મેં પણ વિચાર કર્યો અને હુ પહેલાથી સફેદ ભગવાં વસ્ત્ર ધારણ કરનાર બ્રહ્મચારી હતો તેથી મેં મારા ભાઇ વિઠ્ઠલને કહ્યું કે હું ભગવાં વસ્ત્ર પહેરીશ નહિ તેથી

તે ખુશી થયો અને બીજે દહાડે મને વિરમગામમાં સવારે આવવાનું કહીને તે ગયો.

પછી હું વિરમગામમાં માનભાઇ વિઠુલને ત્યાં ગયો. ત્યાં હું વીરમંડળમાંના વીર પુરૂષ, સ્ત્રી અને બાળકોના જીવન ચરિત્ર લખતો હતો. વિરમગામ એક નાનું ગામડા જેવું છે, ત્યાંની વસ્તી અમદાવાદના જેવી છે. ત્યાંની ઘર પણ અમદાવાદના જેવાં છે. વિરમગામમાં હું વિઠુલના કારખાનામાં રહેતો હતો. બખતો વખત રા લાલશંકર ઉમીઆશંકરને મળતો હતો, તે વેળાએ તે મામલતદાર હતા, તે એક નાના સરખા ઘરમાં રહેતા હતા, તેમણે એક પ્રાર્થના સમાજ સ્થાપી હતી, તેમના આગ્રહથી મેં વીરમંડળમાંના કેટલાકના જીવન ચરિત્ર વાંચ્યા. તે સભામાં કેટલાક વિરમગામના ગોઠિયાઓ આવ્યા હતા, કારણકે હોદ્દેદારો જેમ નચાવે તેમ નાચવું એ ગામડાના ગોઠિયાનું કામ છે.

લાલશંકરને મારે પહેલી જોવાની તક વિરમગામમાં મળી તેની પહેલા પંઢરપુરમાં અનાથાશ્રમ લાલશંકરે કાઢયો હતો તે વિશેનો પત્રવ્યવહાર મારી જોડે આગ્રામાં થયો હતો, પણ તે ફક્ત કાગળની ઓળખાણ હતી. વિરમગામમાં સાક્ષાત્ ઓળખાણ થઇ. તે વેળાએ લાલશંકરે મારા મનને ખેંચ્યું, તેમના બહારના ગુણ મેં જોયા, પછી મારો ગાઢો પરિચય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને અંગે જે થયો છે, તે તે પ્રકરણમાં જોવાથી તેના વધારે ગુણ પ્રકટ થશે

---

## પ્રકરણ ૮૫ મું.

### લાહોરમાં ઉદ્યોગ.

હું વિરમગામમાં કેટલાક દહાડા રહ્યો પછી ત્યાંથી લાહોર તરફ જવા નીકળ્યો. લાહોરમાં હું લખવા વાંચવામાં ગુંથાયો અને સત્યાનંદ અગ્નિહોત્રીના બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાનો છપાવવાને તથા તેમણે કાઢેલા ધર્મ જીવન નામના ઉર્દુ ન્યુસપેપર તથા બાબુ નવીનચંદ્ર રાયની તરફથી જ્ઞાનપ્રદાયિની

પત્રિકાનું મેનેજરપણુ કરવામા કાળ ગાળતો, હુ તે વેળાએ હિંદીમા કેટલાક ચોપાનિયાંમાં લખતો તેમજ ગુજરાતી લગભગ બધા ચોપાનિયામા નિયમિત લખનારો થયો. તે અરસામા હિંદીમા આર્યમણી રત્ન નામનું નાનુ પુસ્તક લાહોરમા કાઢ્યુ.

---

## પ્રકરણ ૮૬ મું.

### પટિયાળા.

હુ એ અરસામા બાબુની છોકરીને લેવા માટે પટિયાળા તેના મામાને ત્યા ગયો બાબુ નવીનચંદ્ર રાયની બીજી બાયડીનો ભાઈ દુર્ગાદાસને કેટલાક રૂપીઆ નહેરખાતાના ઉચાપત કરવાનો આરોપ મૂકીને કેદ નાખ્યો હતો, તેણે રૂપીઆ ઉચાપત કર્યા નહોતા પણ કેટલેક અદાવતને લીધે દેશીરાજ્યના હોદ્દેદારે તેને કેદ કરાવ્યો હતો તેના ઘર સંસારનો ખર્ચ બાબુ પોતે આપતા હતા, દર મહિને ૫૦ રૂપીઆ મોકલતા હતા દુર્ગાદાસે વારવાર હોદ્દેદારોની પાસે જઈને વિનતિ કરતા કરતા મનાવ્યુ કે ૧૨૦૦ રૂપીઆ મળે તો તમને છોડીએ તે વિશે બાબુ નવીનચંદ્ર રાયને વારંવાર પત્ર લખતો હતો બાબુની પાસે રૂપીઆ નહોતા, તેથી લાહોરનુ ઘર વેચીને આપવાનો વિચાર કર્યો તે સસ્તે ભાવે વેચ્યુ જે માણસ એક મહિના ઉપર ૩૦૦૦ રૂપીઆ આપતો હતો તેણે ૨૨૦૦ મા વેચાતુ લીધુ રૂપીઆ લઈને હુ ગયો દુર્ગાદાસ કેદીની હાલત જોઈ. તે દરરોજ ઘેર સિપાઈની જોડે આવતો હતો, ઇસ્ત્રીના કપડા પહેરતો હતો, પગમા ફક્ત એક લોખંડનું કડુ તે પણ પાટલુનની નીચે હતું તેના સિવાય બીજું કષ્ટ નહિ ઘરમા આખો દહાડો રહેતો જ્યા જવાની ઇચ્છા થતી ત્યા સિપાઈની સાથે જતો હતો રૂપીઆ આપ્યા એટલે કડુ કાઢી નાખ્યુ અને સિપાઈ કાઢી મૂક્યો હું બાબુની છોકરીને તેડી લાહોરમા આવ્યો.

---

## પ્રકરણ ૮૭ મું.

### મનઃસુખરામ સૂર્યરામની જોડે સિમલા, અમરતસર, લાહોર, દિલ્હી, મથુરાં વગેરે જગાએ મુસાફરી કરવી.

હું હવે બાબુ નવીનચંદ્ર રાયની જોડે લાહોરમાં રહેવા લાગ્યો. હું તે વેળાએ બધાં ચોપાનિયાંમાં ગુજરાતીમાં જાતજાતના વિષયો લખતો અને કાળ ગાળતો. તે વેળાએ એટલે ઇ. સ. ૧૮૮૬ માં નીચલાં ચોપાનિયાં ગુજરાત મુંબઇમાં નીકળતાં હતાં, બુદ્ધિપ્રકાશ, ગુજરાત શાળાપત્ર, વિદ્વાન વિલાસ, સૌરાષ્ટ્ર દર્પણ, અને બીજાં કેટલાં એક ફરમાનાં તે વેળાએ ઘણાંજ પતાકડાં નીકળતાં હતાં તેમાં હું લખવા લાગ્યો, હું દરરોજ નિયમિત વખતે બાબુની સામે બેઠો બેઠો લખતો હતો.

એ અરસામાં હું મુંબઇ અમદાવાદના કેટલાક મોટા માણસોને કાગળ પત્રો લખતો હતો. મનઃસુખરામ સૂર્યરામની તરફથી એક કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે મારે સિમલા તરફ જવાનો વિચાર છે. મારી જોડે આવશો તો વાતચીત થશે, આવવાનો વિચાર હોય તો લખજો એટલે ક્યાં મળવું તે લખીશ. તે પ્રમાણે મેં મળવાનું લખ્યું. પછી તેમણે રસ્તામાં તાર કર્યો કે અંબાલાના સ્ટેશનપર અમુક તારીખે સાંજની ટ્રેનમાં હું આવીશ, તે પ્રમાણે હું લાહોરથી મેલમાં મનઃસુખરામની ટ્રેન આવવાની પહેલાં એક કલાક વહેલો પહોંચ્યો. હું સ્ટેશનપર બેઠો. થોડીવારે ટ્રેન આવી. તે ટ્રેનમાં ફર્સ્ટ ક્લાસમાં મનઃસુખરામ તથા બહેચરદાસ વિહારીદાસ ઉતર્યા અને ત્રણ નોકરો થર્ડ ક્લાસમાંથી ઉતર્યા. તે વેળાએ સવારનું પહોર થયું હતું તેથી અને મનઃસુખરામે કહ્યું કે ક્યાં ઉતરવું ? મેં કહ્યું કે ડાક બંગલામાં એટલે મુસાફરી બંગલામાં ઉતરવું સારૂં છે. એક રૂપીઓ આપવો પડશે તેમાં બધી સોઇ છે. મારૂં આવું બોલવું સાંભળીને કહ્યું કે, ડાક બંગલામાં દેશીઓને ઉતારતા નથી, તે હું જાણું છું તેથી ત્યાં જવું ઠીક નથી. મેં કહ્યું, આ તરફના મુસાફરી બંગલામાં બધા ઉતરે છે. બાબુ નવીનચંદ્ર રાય અને હું ઘણી વખત મુસાફરી બંગલામાં ઉતર્યા છે. આથી તેઓએ જવાનું કહ્યું, તરત

શનપરથી ગાડી લઇને ડાગ બંગાલામાં ગયા. ખાનસામો અમને આવતા જોઇને તે ખુશી થતો અમારી પાસે આવ્યો. મેં તેને કહ્યું કે, ક્યાં મરા ખાલી હૈ ? તેણે કહ્યું, " હૈ સાહેબ " તરત સામાન ઉતારવાનું હ્યું. સામાન થોડોક ઉતાર્યો એટલામાં ત્યાં કોઇ એક રૂમમાં અંગ્રેજ અને ની ઉતરેલી બહાર આવીને કહ્યું કે, અહિયાં જગા નથી આ તો સીટીંગરૂમ છે. અહિં દેશીઓને ઉતારવામાં આવતા નથી. મેં પેલા અંગ્રેજને કહ્યું નહિ, બધે ઉતરી શકાય છે. કંઇ નિયમ નથી કે મુસાફરી બંગલામાં અંગ્રેજ ઉતરે અને દેશી નહિ ઉતરે. અહિં કાયદો છે. તરત તેણે કાયદો જોવા ખાનસામાની પાસે માગ્યો. એટલામાં મનઃસુખરામે મને ગુજરાતીમાં કહ્યું કે, ચાલો બીજી જગાએ જઇએ. મેં કહ્યું કંઇ નહિ. અહિંજ રહીશું. પછી મેં ખાનસામાનને કહ્યું કે, ઇસ રૂમમેં કોઇ ઉતરતે કે નહિ ? તેણે કહ્યું, હા ઉતરતે હૈ. તેથી અમે ત્યાં જઇને બેઠા. થોડીવાર સુધી પેલો અંગ્રેજ અને સ્ત્રી ગડબડ કરતા મૂંગા પોતાના ઓરડામાં ગયાં. બંગાલાના મુસાફર ખાનામાં ઉતર્યાં. ત્યાંથી જરા દૂર એક દુકાનદારની ઓરડીમાં રાંધ્યું. રાંધીને ખાઇને તરત ગાડીઓ ભાડે કરીને કાલકા જવા નીકળ્યા. કાલકા વિશે મેં પહેલાં લખ્યું છે એટલે તેના કરતાં કઇ વધારે દીઠું નહિ. કાલકામાં જઇને તરત ત્યાં એક રાજાની ધર્મશાળામાં જઇને ત્યાંના રખવાળને સમજાવીને ઉપરની વિશાળ મેડી ઉઘડાવીને ત્યાં રાત રહ્યા, ત્યાં જમ્યા. બીજે દહાડે સવારના પહોરમાં ઉઠીને ત્રણ ટાંગા સિમલા જવા માટે કર્યા. મારે પહેલાં તરતજ જવાનું નક્કી થયુ. સિમલામાં મકાન ભાડે કરવાનુ કહ્યું. ગમે તે આપીને મકાન ભાડે રાખવું, પાણી વગેરે ભરાવી રાખવું અને ટાંગાના તબેલા પાસે ઉભુ રહેવાને કહ્યુ, હું તરત ટાંગામા બેસીને સિમલા ગયો. મારી જોડે સિપાઇ આવ્યો હતો.

હું ત્રણ ચાર વાગે સિમલે પહોંચ્યો. રસ્તાનું વર્ણન મેં પહેલાં આપ્યું હતું તેવુંજ ચઢ ઉતરવાળું પહાડના શિખરોવાળુ, ઝાડીવાળું છે. તેમાં કઇ વધારે નહોતું. હું સિમલે આવ્યો. માણુસને બજારમાં એક દુકાનપર બેસાડીને હું બાબુ નવીનચંદ્ર રાયના પહેલીવારની સ્ત્રીના ભાઇ કેદારનાથને

ત્યાં ગયો. તે દિવસે આતવાર હતો તેથી તે ઘરમાં હતો. ત્યાં મેં મારી ઓળખાણ આપી, તે મને નામથી ઓળખતો હતો. તેને મેં એક ઘર ભાડે અપાવવાનું કહ્યું, તરત મને ચા પીવડાવીને ઘરની તપાસ કરવા લઇ ગયો. એક બે જગાપર તપાસ કરીને એક ઘર બે રૂપીએ રોજ ભાડે લીધું તેમાં ખાટલા શેતરંજી સુદ્ધાં હતી. તે લઇને હું પેલા સિપાઇને લાવ્યો તથા માટલાં વગેરે બજારમાંથી લાવીને પાણી ભરાવ્યું. એટલામાં સાંજ પડી. હું સાંજે ડાગની ગાડીની ઑફિસમાં ગયો. એક હિંદુસ્તાની હતો તેની જોડે વાતે વળગ્યો. એટલામાં ડાગની ગાડીના ટાંગા આવ્યા. પણ વાતને લીધે કંઇ જાણવામાં આવ્યું નહિ. જ્યારે પાછા ટાંગા બજારમાં મૂકીને આવ્યા ત્યારે જણાયું કે બે ટાગામાં બે બાબુ ને માણસોને બજારમાં મૂકી આવ્યા છે તેથી હું તરત બજારમાં ગયો. બજારમાં જઇને જોયું તો મનસુખરામ સુરજરામ મારા વિશે દુકાનદારને પુછતા હતા. એટલામાં તેણે મને જોયા કે તરત મારી તરફ આવીને કહ્યું કે ક્યાં ઘર રાખ્યું છે? ઘર પાસેજ હતું તે બતાવ્યું પછી ઘરમાં ગયા. સામાન સુમાન ઘરમાં લાવ્યા. રાતે કંઇક ખાવાનું કર્યું. તે ઘર મન.સુખરામને તથા મહેશ્વરદાસને ઠીક લાગ્યું ત્યાં ટાઢ હતી તેથી તરત સગડી સળગાવીને તાપવા લાગ્યા. તે દિવસે થાકને મારે જલદીથી ઊંઘી ગયા

સવારમાં ઉઠ્યા. ચાહપાણી કરીને મને મનઃસુખરામે કહ્યું કે ટી. સી હોપ ક્યાં રહે છે તથા બીજા બે જણાનાં નામ મને કહ્યાં હતાં તે હાલ યાદ નથી તે ક્યા રહે છે તેનો પત્તો મેળવી આવો, હું થોડા વારમાં સિમલામાં ફરીને પતો મેળવી આવ્યો. સવારનો દેખાવ બહુજ ઉત્તમ જણાતો. થોડે છેટે ધવલગીરી સફેદ ચળકતો હતો. આસપાસના પહાડ લીલા ઝાડથી આંખને બહુ સુંદર જણાતા હતા. નાના નાના ટેકરા ઉપર વાંકા ચૂકા રસ્તાની વચ્ચમાં સફેદ બંગલા બહુ શોભા આપતા હતા. રસ્તામાં અંગ્રેજની સ્ત્રીઓ જુદા જુદા ઢબના પોશાક પહેરીને તથા પુરુષો, છોકરીઓ છોકરાઓની જોડે વાતો કરતી, હસતી, જોતી જતી હતી. તેમના ગાલ ગુલાબી ચમકતા જણાતા હતા. આ બધો દેખાવ જોતો જોતો હું પતો

શોધીને ઘેર આવ્યો. ઘર બજારમાં હતું. બજારથી જરા ગયાથી જ્યાં ત્યાં બંગલા જણાતા હતા.

એક દહાડો સિમલાથી થોડે છેટે એક ધોત પડે છે. તે જોવા હું ગયો હતો. એક વખતે અમે એક ઉચ્ચા પહાડ ઉપર કુદરતનો દેખાવ જોવા ગયા હતા. તેમાં બહેચરદાસથી ચઢાયું નહિ. બહુ મુસ્કેલથી હાંફતા ચઢ્યા અને મને ઠપકો આપવા વાગ્યા કારણ કે મેં તેમને કહ્યું હતું કે, પહાડ બહુ ઉચ્ચો નથી, ચઢવામાં કંઇ હરકત નહિ આવે પણ બહેચરદાસ જાડા છે તેથી ચઢવામાં બહુ મુસ્કેલી નડતી. જેમ તેમ ઉપર ગયા. ત્યાં સેંકડો વાદરાં હતાં તેનો દેખાવ બહુ ઉત્તમ જણાયો. ત્યાં ચણા નાંખ્યા. પછી સાઝે આસપાસનો દેખાવ જોવા લાગ્યા. ઝાડની ઘટા જોઈ. હિમગીરી ઉપરના બરફ જોયા, ખોડા પહાડ જોયા, ખીણ જોઇ, આસપાસના બંગલા જોયા, સૂર્યના લાલ કિરણો જોયા તથા કુદરતમા ઇશ્વરનો હાથ જોઇને અમે નીચે આવ્યા.

મનઃસુખરામ સિમલામાં પ્રાઇવેટ સેક્રેટરીને મળવા માટે આવ્યા હતા. કચ્છના રાજાને સવાઈ બહાદુરનો કીતાબ મેળવવા માટે તથા મણિભાઇ જસભાઇને દિવાન બહાદુરનો કીતાબ અપાવા માટે આવ્યા હતા. કેટલીક વાર સેક્રેટરી લી વારનરની ખુશામત કરીને તથા હોપ સાહેબને ઉલટું સુલટું સમજાવીને બહેચરદાસને કાઉંસિલના મેમ્બર તથા નાના સાહેબને એટલે એમના ભાઇ ગોપાળદાસ વિહારીદાસને સિવિલસરવન્ટ કરાવવા માટે મથ્યા પણ તેમાંથી એકમાં એટલે બહેચરદાસ કાઉંસિલના મેમ્બર થયા અને મનઃસુખરામની ખુશામત બેઉને માટે એટલે કચ્છના મહારાવ ખેંગારજીને સવાઇ બહાદુરનો કીતાબ મળ્યો તેમજ મર્હૂમ મણિભાઈ જસભાઇને દિવાન બહાદુરનો ખીતાબ મળ્યો. અમે સિમલામાં લગભગ ૧૫ દિવસ રહ્યા. પછી અમે અંબાલા થઇને અમરતસર ગયા. અમરતસરમાં શિખનું દહેરૂં જોયું તથા અમરતસરની નવાઇઓ જોઇને લાહોરમાં બાબુ નવીનચદ્રરાયને ત્યાં મનઃસુખરામને ઉતાર્યા. લાહોરમાં અનારકલી, કિલ્લો, રણજીતસિંહની સમાધિ, જૂની મસ્જિદ તથા જૂનો બગીચો વગેરે દીઠા. મ્યુઝીઅમ, હાયકોર્ટ, કંપનીનો

બગીચો વગેરે જોયા. પછી ત્યાંથી અમે આગ્રા ગયા. આગ્રા જોયું. તે પહેલાના જેવું જણાયું. પછી ત્યાંથી મથુરાં ગયા. મથુરાંમાં જે જોવા જેવું હતુ તે બધું જોયું મેં પહેલા મથુરાં જોયું હતું તેનાથી કંઇ વધારે જોયું નહિ ત્યાંથી હું નડિયાદ આવ્યો.

---

## પ્રકરણ ૮૮ મું.

### કાઠિયાવાડની બીજી વારની મુસાફરી.

હું નડિયાદથી. અમદાવાદમાં આવીને રણછોડભાઈ જમનાદાસને ત્યાં કેટલાક દિવસ રહ્યો. ત્યારપછી હું કાઠિયાવાડ તરફ જવા નીકળ્યો. મેં પહેલાં કાઠિયાવાડના કેટલાંક શહેરો જોયાં હતાં. વધારે જોવાની ઇચ્છાથી નીકળ્યો.

**લાઠી.** પહેલા મેં લાઠીની ટીકીટ લઇને લાઠી તરફ ગયો. રસ્તામાં કાઠિયાવાડી માણસો મળતા હતા. જ્યાં જોઇએ ત્યાં મોટા પાધડા ઘાલીને રેલવેમાં બેસતાં જણાતાં હતાં. હું લાઠી પહોંચ્યો. લાઠી એક દેશી રાજ્ય છે લાઠી બહુજ નાનું શહેર છે. ત્યાં પરજીઆ મોની ઘણા રહે છે. લાઠીમાં જોવા જેવું તો મને કંઈ લાગ્યું નહિ. મેહેલ પણ એક સાધારણ માણસના કરતાં કંઇક મોટો દીઠો. હાસપીતાલ પણ ઠીકજ જોઈ. લાઠીમાં એક દહાડો રહીને પછી જેતપુર ગયો.

**જેતપુર.** જેતપુર કાઠીઓનું રાજ્ય છે. તેના ઘણા ભાગીદારો છે. તે શહેર ગામડા જેવું અને ખારયું. ત્યાંના માણસો કાઠિયાવાડીના જેવા પોશાક ધારણ કરે છે. સ્ત્રીઓ પણ તેવીજ રહે છે. જેતપુરમાં જોવા જેવું મને કંઇ ખારયુ નહિ. રસ્તાઓ બધા ધુળવાળા દીઠા. ઘર નાના જણાયા કેટલીક સાંકડી ગલીમાં કારભારીઓના ઘર જોયાં. બજાર પણ જેવું તેવું દીઠું. દુકાનો પણ ઠીકજ જોઇ. જેતપુર જોઇને હું ધોરાજી ગયો.

**ધોરાજી.** ધોરાજી ગોંડલના તાબાનું શહેર છે. તે શહેર નાનું છે. આસપાસ રૂ વગેરે પાકે છે. તેથી ત્યાં કેટલાક વેપારીઓ રહે છે તેમજ

મુંબઇના પૈસાદાર મેમણો વહોરાઓની જન્મ ભૂમિ હોવાથી ત્યાં મોટા મોટા ઘર બનાવ્યા છે. તેથી ધોરાજી કંઇક સારૂં લાગે છે. ધોરાજીને ફરતો કોટછે. શહેરના રસ્તા ધૂળવાળા છે. કેટલાક રસ્તા સાંકડા તથા કેટલાક પહોળા છે. મુસલમાનોની વસ્તી ઘણી જણાઇ. કાઠિયાવાડી હિંદુઓ દીઠા. મોટા મોટા માથે ફાળીઆ બાંધીને તથા ઉભા કાપની બડીઓ તથા ખેસ બગલમાં મારીને આવતા જતા માણસોને દીઠા. સ્ત્રીઓનો પોશાક કાઠિયાવાડીના જેવો જણાયો

---

## પ્રકરણ ૮૯ મું.

### જુનાગઢ.

ધોરાજીથી જુનાગઢ ૧૦-૧૫ માઇલ છે. તે વેળાએ રેલવે થઇ નહોતી. તેથી બળદની ગાડીમાં હું ગયો. સાંઝે પહોંચ્યો. ત્યા મુબઇનો ગવર્નર આવવાનો હતો તેથી બહુ તૈયારીઓ થઇ હતી.

હુ દીવાન હરિદાસ વિહારીદાસને ત્યા ઉતર્યો. ઉતરવાને માટે મને મન સુખરામે કહ્યું હતું અને મન સુખરામ પણ જુનાગઢ ગવર્નરની મુલાકાને આવવાના હતા તેથી સેવક જુનાગઢમાં ગયા એટલામાં મન સુખરામ સૂર્યરામ આવ્યા. ગવર્નરની દરબાર થઇ તે જોઇ.

જુનાગઢના રાજમહેલમા દરબાર ભરાયો. દરબાર હૉલ બહુ મોટો નહોતો. મહેલ કંઇ મુબઇના મોટા માણસના ઘર જેવો પણ નહોતો, હૉલ પણ કંઈ ઠીક જણાયો નહિ. દરબારના દિવાનખાનામા ઝુંમર, વાલસેટ, આરીસા, ખુરશી, કોચ બીરાજતા હતા. પણ તે જુની ફાનસના હતા. તેના ઉપર મેલના થર જામ્યા હતા. દેશી રાજાઓને ફરનીચરનો શોખ બહુજ ઓછો છે ને જેને છે તેણે પહેલાં મગાવ્યા પછી ચાકરો તેને સાફ સુધ કરવામાં બેદરકાર હોય છે તેથી જ્યાં સાં ઢગલાના આકારમાં પડેલા હોય છે, મેં આવું ઘણા રાજાઓના મહેલમાં જોયું છે. તેમજ જુનાગ-

બીજું નામ દિવાન મેકર તરીકે લોકોના જાણવામા છે મન સુખરામ કચ્છ, જુનાગઢ, ઇડર, વઢવાણના દિવાન મેકર પહેલા હતા. પણ હમણા તો દિવાન મેકર છે કે નહિ તે કોણ જાણે. હાલ તો પોતાના બાપ દાદાના વતનમાં એક અંધારી ઓરડીમાં પડયા રહે છે, એવું સાંભળ્યુ છે. કારણ કે તેને મોતીઓ થયો છે.

હું ગિરનાર જોવા ગયો ગિરનારની પ્રખ્યાતી મે પહેલાથી સાંભળી હતી ગિરનારમાં જૈનોનાં દહેરાં સા દત્તાત્રીના પગલા છે, સા ગયો. રસ્તો પહાડી ચઢાણુવાળો છે નોકર અને હું સવારના પાચ વાગે ગયા. રસ્તો પોરી હતો. કોઇને પૂછવાની જરૂર નહોતી વચમા અશોકના લેખના પથ્થરો આવ્યા. તે પથ્થરોપર અશોક રાજાએ પોતાની આજ્ઞા પાલી ભાષામા કોતરાવી છે.

અશોક રાજા લગભગ ૨૦૦૦ વર્ષ ઉપર થઇ ગયો છે. તે બુદ્ધ ધર્મ માનતો હતો તેણે ઘણાક સ્તંભો બનાવ્યા હતા તેના ઉપર આજ્ઞાઓ લખાણી હતી પહાડ ઉપર ગિરનાર વગેરે સ્થળમા લિપિ લખાવી છે અને દિલ્હી, અલાહાબાદમા લોખડના સ્તભ કરાવીને તેના ઉપર અનુશાસન કોતરાવ્યા છે. અશોક રાજા ઘણો પ્રતાપી રાજા થયો હતો. તે પહેલાં ઘણોજ અધર્મી હતો પછીથી તે બુદ્ધ ધર્મનો અનુયાયી થઇને ઘણાંજ રૂડા કામ કર્યા છે જુનાગઢમા અશોકની લીપિ જોઇ ત્યાથી દામોદરની પાસે એક પુલ શ્રીસના રાજાએ બનાવ્યો છે તે જોયો, તે બહુ સારો અને મજબુત છે શ્રીમતુ રાજ્ય હિદુસ્તાનમા થયુ હતું તેના પુષ્કળ પ્રમાણો શીકકા વગેરે મળે છે

દામોદરથી ચઢાણ આવે છે ત્યા કેટલાક સન્યાસીઓ, બાવા વગેરે રહે છે પહાડપર ઝાડ વગેરે પુષ્કળ છે તે જોતો જોતો ચાલ્યો. અડધે રસ્તે માતાજીનુ દહેરૂ આવ્યુ. ત્યા ગયો ત્યા માના એક હાલના બનાવેલા ઘરમા બિરાજતી હતી કોઇ પેટ ભરનાર બ્રાહ્મણે એ મૂર્તિ સ્થાપેલી હોવી જોઇએ એવુ મને હાલમા મંદિરના ડોળ ઉપરથી જણાયુ પછી હું ઉપર જવા લાગ્યો રસ્તો ઘણોજ ખરાબ હતો હાલમા ત્યા સુંદર પગથિયા

હના દરબારનું ફરનીચર હતું. સારૂ ફરનીચર તો નહોતું. ફક્ત મેં ટેસ્ટવાળુ ફરનીચર પાલીટાણાના મરનાર ઠાકોરને ત્યાં જોઉં હતું. બીજે તો બધે ટીકડીક હતું. દરબારમાં બધાને માટે નીચે બેસવાની બેઠક હતી ફક્ત નવાબ સાહેબ ગવર્નર તથા તેમના માણસો તથા પોલિટિકલ એજંટને ફક્ત કોચ તથા ખુરશીઓ હતી. પહેલાં નવાબ સાહેબ મુંબઇના ગવર્નરને લેવા માટે નીચેના દાદર સુધી ગયા. ગવર્નરની સાથે નવાબ આવ્યા. પહેલાં ગવર્નરને કોચ ઉપર બેસાડીને પોતે બેઠા. બેઉ વચ્ચે થોડી વાતચીત થઇ. પછી ત્યાં હાજર રહેલી કંચનીઓ ગાવા લાગી. તે કંચનીઓ પોતાના જરીના તથા સોનારૂપાને લજવાવે એવા ખૂબસુરત ચહેરાથી પ્રેમના ગાયન ગાવા લાગી, દરબારમાં કેટલાકો રંડના ચહેરામાં તથા ગાયનમાં ખુશી થતા ને કેટલાક નવાબ તથા ગવર્નર શી વાતો કરે છે તે સાંભળવાને આતુર થઇને જોતા હતા. કેમ છે, સારી પેઠે છો ઇત્યાદિ વાત થઈ કે નહિ તે હું દૂર હતો એટલે જાણવા પામ્યો નહિ. પણ અનુમાન કર્યું કે આના વિના બીજી શી વાત કરવાના હતા. નવાબ સાહેબ તો સાહેબજા હતા એટલે પૂછવાનું નહિ. મુંબઇના ગવર્નર તો ઇંગ્લંડના પ્રખ્યાત લાર્ડની પંક્તિના એટલે બોલવા ચાલવામાં ટોળિયારજા હોવાના આસપાસના દરબારી માણસો એકમેકમાં વાતો ચલાવી પાએક કલાક ગાન તાનમાં કંડોઓ જણ્યો ન ગાળ્યો એટલામાં મોટા મોટા ફૂલના હારો નવાબે ગવર્નર સાહેબને તથા પોલિટિકલ સાહેબને પહેરાવીને હાથમાં તોરા તથા અતર લગાડીને મેમાનોને સન્માન આપ્યું. બીજું સન્માન સુંદર ખાવાનું થયુ તે જુદુ તેમાં ૫૦ હજારથી લાખ રૂપીઆ થયા તે જુદા, કેટલાક નીચેના હોદ્દેદારોને વગર બોલાવીને હાર તોરા પહેરાવીને તથા તેનાથી હલકા નોકરોને દિવાન હસ્તકે હાર તોરા આપીને સન્માન આપ્યું, પછી દરબાર બરખાસ્ત થયો. લોકો પોત પોતાને મુકામે ગયા. નવાબ સાહેબનો દરબાર જોયો.

દિવાન સાહેબને ઘેર આવ્યા. શેઠ મનસુખરામ, દિવાન હરિદાસ, પુરૂષોત્તમરાય ઝાલા ઇત્યાદિની ખાનગી બેઠક થઇ. શા શા વિચાર કરતા તા ને મારા જેવા રાજ્ય કાર્યથી અજાણ્યા માણસ શું સમજે ? મનસુખરામનું

બીજુ નામ દિવાન મેકર તરીકે લોકોના જાણવામા છે મનસુખરામ કચ્છ, જુનાગઢ, ઇડર, વઢવાણના દિવાન મેકર પહેલાં હતા. પણ હમણા તો દિવાન મેકર છે કે નહિ તે કોણ જાણે. હાલ તો પોતાના બાપ દાદાના વતનમા એક અંધારી ઓરડીમાં પડયા રહે છે, એવું સાંભળ્યુ છે. કારણ કે તેને મોતીઓ થયો છે.

હું ગિરનાર જોવા ગયો ગિરનારની પ્રખ્યાતી મે પહેલાથી સાંભળી હતી ગિરનારમાં જૈનોના દહેરા ત્યાં દત્તાત્રીના પગલા છે, ત્યા ગયો. રસ્તો પહાડી ચઢાણવાળો છે નોકર અને હું સવારના પાંચ વાગે ગયા. રસ્તો ધોરી હતો. કોઇને પુછવાની જરૂર નહોતી વચમા અશોકના લેખના પથ્થરો આવ્યા. તે પથ્થરોપર અશોક રાજાએ પોતાની આજ્ઞા પાલી ભાષામા કોતરાવી છે.

અશોક રાજા લગભગ ૨૦૦૦ વર્ષ ઉપર થઇ ગયો છે. તે બુદ્ધ ધર્મ માનતો હતો. તેણે ઘણાક સ્તંભો બનાવ્યા હતા તેના ઉપર આજ્ઞાઓ લખાણી હતી. પહાડ ઉપર ગિરનાર વગેરે સ્થળમા લિપિ લખાવી છે અને દિલ્હી, અલાહાબાદમા લોખડના સ્તભ કરાવીને, તેના ઉપર અનુશાસન કોતરાવ્યા છે અશોક રાજા ઘણો પ્રતાપી રાજા થયો હતો. તે પહેલા ઘણાજ અધર્મી હતો પછીથી તે બુદ્ધ ધર્મનો અનુયાયી થઇને ઘણાંજ રૂડા કામ કર્યાં છે જુનાગઢમા અશોકની લીપિ જોઇ ત્યાંથી દામોદરની પાસે એક પુલ ગ્રીકના રાજાએ બનાવ્યો છે તે જોયો, તે બહુ સારો અને મજબુત છે ગ્રીકનુ રાજ્ય હિંદુસ્તાનમા થયુ હતું તેના પુષ્કળ પ્રમાણો શીક્કા વગેરે મળે છે

દામોદરથી ચઢાણ આવે છે ત્યા કેટલાક સન્યાસીઓ, બાવા વગેરે રહે છે. પહાડપર ઝાડ વગેરે પુષ્કળ છે તે જોતો જોતો ચાલ્યો અડધે રસ્તે માતાજીનું દહેરૂં આવ્યુ ત્યા ગયો ત્યા માતા એક હાલના બનાવેલા ઘરમાં બિરાજતી હતી. કોઇ પેટ ભરનાર બ્રાહ્મણે એ મૂર્ત્તિ સ્થાપેલી હોવી જોઇએ એવું મને હાલમા મંદિરના ડોળ ઉપરથી જણાયુ પછી હું ઉપર જવા લાગ્યો રસ્તો ઘણોજ ખરાબ હતો હાલમા ત્યા સુદર પગથિઆ

લાદોરી ( મોરલી ) કાઢીને બનાવ્યાં છે. પણ હું જ્યારે ગયો હતો ત્યારે રસ્તા ખરબચડા હતા.

દૂરથી જૈનોનાં મંદિર દેખાવવા માંડયાં. દૂરથી મંદિરના શિખરો જણાયાં. પાસે પહોંચ્યો દહેરાંમાં ગયો દહેરાં પથ્થરનાં ચણેલાં દીઠાં. તેમાં નેમીનાથ, પારસનાથ, મહાનંદ સ્વામી તથા બીજા તીર્થંકરો ધ્યાનાવસ્થામાં બિરાજેલા જોયા. કોઇમાં આરસની સફેદ પ્રતિમા હતી તો કોઇમાં કાળા સગમમરની પ્રતિમા હતી. જ્યાં ત્યાં ધૂપનો વાસ બહેકી રહ્યો હતો, જૈનો સુખડ ને કેસર ઘસતા હતા. કેટલાક પૂજા કરનારાઓ મોંપર લુગડું બાંધીને પૂજા કરતા હતા તથા અર્હંમત ગાતા હતા જ્યાં નજર પડતી ત્યાં બધુ સ્વચ્છ જણાતું હતું. જૈનો સ્વચ્છ કપડાં પહેરીને દર્શન કરવા આવતા હતા. કેટલાક મંદિરો જોવાં. મંદિરો કાળા પથ્થરના કરેલા જણાયાં. કારીગરીમાં ચઢીઆતા નહોતાં. સાધારણજ હતાં.

જૈનનાં દહેરાં જોયાં પછી દત્તાત્રીનાં પગલાં તરફ ચાલ્યો. ત્યાં જવાનો રસ્તો બહુ બિકટ છે. પણ મારે જવાની બહુ ઇચ્છા હતી તેથી હું ચાલ્યો. ઉંચી પહાડની એક ટોચપર નાનું મંદિર છે. તે દેહેરૂં કહેવાય નહિ પણ એક ચોરસ વારની જગાપર ચાર નાના થાંભલા અને તેથી ઉપર એક ઘુમટ છે. ત્યાં પથ્થરનાં પગલાં છે તેને હિંદુઓ દત્તાત્રીનાં પગલાં કહે છે અને જૈનો પોતાના તીર્થંકરનાં પગલાં કહે છે. ત્યાં હિંદુઓ તથા જૈનો જાય છે. પણ હું જૈન કે હિંદુ ધર્મનો અનુયાયી નથી તે છતાં કૌતુકાવિષ્ટ થઇને ઉપર ગયો. ત્યાં જઇને કુદરતનો આશ્ચર્ય દેખાવ જોયો. જ્યાં નજર ફેંકતો હતો, ત્યાં ઝાડ પાનવાળા પહાડો જોતો. આહ ! કુદરતની બલીહારી ઓર છે. પહાડના જેવો સુંદર દશ્ય બીજે ક્યાં પણ જોવામાં આવતો નથી. કુદરતની ખરી લીલા ભૂમિ પહાડ છે. પહાડ ઝાડપાનથી ભરપૂર જોયો. હું આસપાસ પહાડ જોતો બેઠો અને ઈશ્વરની લીલાનું સ્મરણ કરવા લાગ્યો. ઈશ્વરનો હાથ બધે અનુભવ કરવા લાગ્યો. અડધો પોણો કલાક ઈશ્વરના હાથનો સ્પર્શ કરીને હું નીચે ઉતર્યો. તે વેળાએ તડકો પડતો હતો. ઉતારવુ હોવાથી ઝડપથી ચાલતો ઘેર આવ્યો. આવી પહોંચ્યો ત્યારે ૧૧ વાગ્યા

હતા. નાહીને ખાધું પછી સાંઝે ઉપર કોટ જોવા ગયો.

ઉપર કોટ એ જુનાગઢની પ્રાચીન કીર્ત્તિનો નમુનો છે. તેમાં મોટી વાવો છે. આસપાસના કિલ્લાની દિવાલ બહુ મજબુત છે. ત્યાં પથ્થરમાં કેટલાંક લેખ છે. તેમાં પ્રાચીન રાજાઓના નામ છે. અહિંયાં તે લખવાની જરૂર જેનો નથી. આસપાસ ફર્યો. ત્યાં મકાન માત્ર નથી કેટલાંક સીતાફળના ઝાડ છે. બીજા મોટા પથ્થરા જ્યાં ત્યાં પડેલા છે. કિલ્લાની દિવાલ ઉપરથી ગિરનારનો બહુ સુંદર દેખાવ નજરે પડે છે. સામે પહાડપર ઝાડ પાન શોભા આપે છે. અહો ! પ્રકૃતિ દેવી આપણી પાસે ઉભી ઉભી પોતાનો સુંદર દેખાવ દેખાડે છે.

એક વખતે શહેરની બહાર નવાબ સાહેબનો બાગ જોવા ગયો તે બાગ કંઈક સારો છે પણ મુબાઈના એક શેઠીઆના કરતાં ચઢે એવો નથી. તેમાં જાતજાતના ઝાડ છે તથા તરેહેવાર મેદી ગોઠવીને જૂદા જૂદા આકારના પશુ પક્ષીઓ ઘાસમાં તથા મેદીમાં બનાવ્યાં છે. તે દેખાવ સારો જણાય છે. ત્યાં એક બંગલો છે તે પણ ઠીકઠીક છે. બગીચો કંઇ મને સારો લાગ્યો. નહિ.

જૂનાગઢની પાસે કેટલાક ચોરોનાં ભોંયરા છે. તે ભોંયરા જોવા હું એક વખતે ગયો હતો. જ્યાં ભોંયરા છે ત્યાં સફેદ પથ્થર છે, તે પથ્થર ખોદીને ઓરડી ઓરડા અંદરથી બનાવેલા છે એટલે પહાડની અંદરથી કોતરીને ઓરડીઓ કરેલી છે. તે કંઇ કારીગરીવાળી નથી પણ શાદી છે. ત્યાં પહેલા કેટલાક લુટારા રહેતા હતા એવું હાલ લોકો કહે છે. લુટારાઓએ ખોદીને ગુફા જેવા મકાનો કર્યા છે. તેમાં કંઇ કારીગરી નથી પણ જે કામ કર્યુ છે તે બહુ મહેનતનું છે તેમાં તો કંઈ સદેહ નથી. ત્યાં લુટારાઓ પોતાના બૈરાં છોકરાં સાથે રહેતાં હતાં. ત્યાંથી હવે લોકો પથ્થર ખણીને લઇ જાય છે. આગળ જતા તે રહેશે કે નહિ તે સદેહ છે. જુનાગઢમાં જે જોવા જેવાં સ્થળ હતાં તે જોયાં. હવે મારે મનઃસુખરામની જોડે કચ્છભૂજ જવાનો વિચાર થયો.

---

# પ્રકરણ ૯૦ મું.

## વેરાવળ અને સોમનાથ પાટણ.

મનઃસુખરામની જોડે જુનાગઢથી બીજે જવાનો વિચાર કર્યો. તેની પહેલાં વેરાવલ તથા સોમનાથ પાટણ જોવાની મેં ઇચ્છા કરી. તેથી હું બે દહાડ પહેલાં ઉંટ ઉપર બેસીને ગયો. એક રાત રસ્તામાં રહ્યો. બીજે દહાડે વેરાવળ બંદર પહોંચ્યો. વેરાવલ એ જુનાગઢના તાબેનું બંદર છે. તે નાનું છે; ત્યાં મસકતના વહાણો ખજુર લઈને આવેછે તથા કાઠિયાવાડનો કેટલોક સામાન મસકત, મુંબઈ વગેરે લઈ જાય છે. ત્યાં આગબોટ મુંબઈ, કરાંચીની ઉભી રહે છે. વેરાવળમાં નાનાં નાનાં ઘરો દીઠાં. ત્યાં કિનારા ઉપર એક મોટી ચાલીના આકારનું જુનાગઢ સરકારનું મકાન છે. તેમાં પરોણા ઉતરે છે. તેના સિવાય શહેરમાં કોઈ મોટું મકાન જોવામાં આવ્યું નહિ. ત્યાં ખારવાની વસ્તી ઘણી છે. વેરાવળમાં જોવા જેવું કંઇ સ્થળ કંઈ નથી, પણ જો કુદરતની બલીહારી જોવી હોય તો પુષ્કળ છે. દરિયો તેમાં જાત જાતનાં માછલાં તરતાં જણાય છે. સવાર અને સાંઝનો સૂર્યનો દેખાવ તથા ભરતી ઓટનો દેખાવ બહુ ઉત્તમ છે. તે જોયું, પછી ત્યાંથી સોમનાથ પાટણ ગયો. વેરાવળથી પાંચ છ માઇલ પર છે.

સોમનાથ પાટણ એક વેળાએ બહુ પ્રખ્યાત હતું. તેનું દહેરૂ નામાંકિત હતું. તે દહેરા વિષે ઇતિહાસમાં ઘણું લખાયલું છે. દેવાલ ઇબ્નુ અસીર લખે [illegible] કે, "સોમનાથના દેવળને સીસાથી જડેલા સાગના છપ્પન થાંભલા હતા. મૂર્તિ એક અંધારા ઓરડામાં હતી. મૂર્તિની ઉંચાઈ પાંચ હાથ અને ફેરનો ઘેર ત્રણ હાથ હતો; આટલી તો બહાર દેખાતી હતી પણ તે સિવાય બે હાથ ભોંયમાં દાટેલી હતી. તેનીપર કોતર કામ જણાતું નહોતું. અંધારા દેવળમાં રોશની કરવા રત્ન જડીત ઝુમરખ લટકાવેલાં હતાં; મૂર્તિની પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ હતી. અને એ સાંકળને ઘંટડીઓ બાંધેલી હતી. રાતે જ્યારે એક ચોકી પૂરી થતી ત્યારે સાંકળ હલાવવામાં આવતી તેથી ઘંટના ખડખડાટથી પૂજન કરનાર બીજા બ્રાહ્મણ જાગી ઉઠતા. દેવ-

ળની પાસે તીજોરી હતી. તેમાં સોના રૂપાની બીજી ઘણી મૂર્તિઓ હતી; તીજોરીમાં રત્ન જડીત કપડાં અને ઘરેણાં કિંમતી રત્નો હતા. હિંદની સૌ મૂર્તિઓમાં આ મૂર્તિ સૌથી મોટી હતી. દરેક ગ્રહણને વખતે હિંદુ લોકો ત્યાં જાત્રા કરવા જતા અને એક લાખ માણસ ભેગુ થતું. હિંદુ લોકોના પુનર્જન્મના મત પ્રમાણે હિંદુ લોકો એવું માને છે કે શરીરમાંથી જુદા પડયા પછી બધા માણસના આત્મા સોમનાથમાં ભેગા થાય છે; દરિયામાં ભરતી ઓટ થાય છે, એ સોમનાથની પૂજા કરવાનો દરિયે ગ્રહણ કરેલો સૌથી સરસ રસ્તો છે. હિંદુસ્તાનની કિંમતીમાં કિમતી વસ્તુઓ સોમનાથમાં આવી હતી એ દેવળના પૂજારીઓને કિમતીમાં કિંમતી દાન મળતાં અને દેવળને ૧૦૦૦૦ ગામ દાનમાં આપેલા હતાં. દેવળમાં ઘણામાં ઘણાં મૂળવાળાં અને ઘણામાં ઘણાં પાણીવાળા રત્નો એકઠાં થયાં હતાં. હિંદુસ્તાનમાં ગંગા નામે એક મોટી નદી છે, જેને હિંદુ લોકો ઘણું માન આપે છે, અને મુઆ પછી સ્વર્ગે પહોંચવાની ધારણાથી મરેલા માણસોનાં હાડકાં તેમાં નાંખે છે. આ નદી અને સોમનાથ વચ્ચે આસરે ૧૨૦૦ માઇલ (૨.૦૦૫૨ અંગ) નું છેટું છે, તોપણ સોમનાથની મૂર્તિને નહવડાવવા માટે ત્યાંથી દરરોજ પાણી લાવવામાં આવતું. દરરોજ હજાર બ્રાહ્મણ સોમનાથની પૂજા કરતા અને જાત્રાળુઓને પૂજા કરાવતાં જાત્રાળુઓની હજામત કરવાને ત્રણસો હજામો કામે લાગતા દેવળને દરવાજે સાડી ત્રણસો ગવૈયા ગાવા બેસતા અને એ બધાને દરરોજ નક્કી કરેલો પગાર મળતો." આવી રીતે ઈ. સ. ૧૧૬૦-૧૨૨૯ માં લખેલા ફારસી ગ્રંથ ઉપરનું વર્ણન છે. પણ હાલમાં તો ભાગેલું દેહરૂં જણાય છે. તેમાંનું કંઇ નથી. વસ્તી પણ થોડી છે.

---

## પ્રકરણ ૯૧ મું.

### સ્ટીમરમાં બેસીને માંડવી ગયો.

મેં સોમનાથનું દેહરૂં જોયું. તે જોઇને જગતની પરિવર્તનશીલતા.

અનુભવીને હું પાછો વેરાવળ આવ્યો. વેરાવળમાં મનસુખરામ આવ્યા. અમે બેઉ માંડવી-જવાની સ્ટીમરમાં બેઠા. સ્ટીમર મોટી હતી. સ્ટીમર ચાલવા માંડી. આસપાસના ગામ જાણે ચાલતા હોય એવું જણાયું. થોડી વારે ફરી દેખનો બોધ પડયો. ધમ ધમ કરીને ચાલવા લાગી, પાણીને ચીરીને જાણે દોડતી હોય એવું જણાવવા લાગ્યું, આસપાસ છાલકો આવીને સ્ટીમરને અથડતી, ફીણ થઇ આસપાસ ફરી વળતા અને જોત જોતામાં પાણીની જોડે મળી જતા. પરપોટા થતાં તે તરત સમાઇ જતા. આ ઉપરથી જગતનું અસારપણું જણાતું. દુનિયા નિરંતર પરિવર્તનશીલ છે. તેનું જ્ઞાન થતું. સ્ટીમર ચાલી, ખાવાપીવા લાગ્યો. ફરી ફરીને આસપાસનો દેખાવ જોતો. સૂર્ય આથમવાનો દેખાવ જોઇને ઈશ્વરની લીલા અનુભવી. સૂર્યનારાયણ અસ્ત પામવાની વેળાએ ચાલકંકુ કૌમુદીના આવકાર દેવા માટે આકાશમાં છાંટયો હોય એવું જણાયું. આકાશનો પશ્ચિમનો ભાગ લાલ થયો. ધીરે ધીરે તે મળી ગયો, થોડીકવારે ચંદ્રિકાએ પ્રકાશ આપ્યો. આકાશમાં તારાઓ ખીલ્યા જાણે આકાશરૂપી ઓઢણી સમુદ્રરૂપી સુંદરીએ ઓઢી હોય તેથી સમુદ્ર બહુ સુંદર દેખાયો. આ સુંદરતા નિરખે રહી. ચાંદરણી પાણીમાં રમવા લાગી.

## પ્રકરણ ૯૨ મું.

### માંડવી.

અમે સ્ટીમરથી માંડવી બંદરે ઉતર્યા. દિવાન બહાદુર મણિભાઇ જસભાઇ તેડી લેવા આવ્યા હતા. દિવાનના ઉતારામાં ગયા. મણિભાઇની જોડે મન-સુખરામ ને હું રહેવા લાગ્યા. માંડવી બંદરમાં હું ફરવા લાગ્યો. ચાર પાંચ દહાડા માંડવીમાં રહ્યા.

માંડવી કચ્છનું મોટું બંદર છે. કચ્છનો માલ અહિંથી બીજા બંદરમાં જાય છે. માંડવીથી વહાણો મસ્કત, જંઝીબાર અને આફ્રિકાના કિનારા ઉપર ફરે છે. કચ્છ લોકોના, મોટા મોટા બતેલા છે, તે આફ્રિકા

ગુજરાત, મુંબઈ, સિંધ વગેરેમાં વેપારની વસ્તુઓ લેઈ જાવ કરે છે.

માંડવી શહેર ગંદુ શહેર છે. તેને ફરતો કોટ છે. શહેરના લોકો રસ્તામાં નાગા ઝાડે ફરે છે. તેનો દેખાવ બહુ ખરાબ લાગે છે. કચ્છનાં બૈરાં ઘુમટી તાણીને પોતાનું લાજાળુપણું દેખાડે છે પણ નાગી લોકોના આવ જાવની જગાએ ઝાડે ફરતાં શરમાતી નથી. એ બહુ દિલગીરીનો વિષય છે. તેથી શહેરમાં સવારના પહોરમાં જ્યાં ત્યાં નરક પડેલું જણાય છે. કચ્છી લોકો મરજાદ પાળે છે, તે કોઇના હાથનું ખાતા પીતા નથી અને ચોખાઇ એટલી બતાવે છે કે પોતાના મરજાદ વગરના છોકરાનું, બાપનું, માનું કે કોઇનું પણ ખાતા નથી. મરજાદ જાણે ચોખાપણાની નીશાની સમજે છે પણ ઘરના આંગણામાં જે દુર્ગંધ ફેલાયલો હોય છે તેને મરજાદી શું સમજતા હશે, તેનું અનુમાન હું કરી શકતો નથી. તેથીજ મેં કહ્યું છે કે માંડવી ગંદુ શહેર છે. માંડવીના રસ્તા સાંકડા છે. ત્યાં પણ કંઇ સફાઇ બફાઇનું નામજ પૂછ્યું નહિ. માંડવીનાં ઘર સારાં છે. કારણ કે માંડવીના લોકો પ્રદેશમાં કમાઇને ધન લાવે છે તેથી મકાનો સારાં બંધાવે છે. પણ રસ્તા તો નકામા જેવા કહીએ તો ચાલે.

માંડવીમાં કચ્છી ભાટિયા, લુહાણા, બ્રાહ્મણો અને ખોજા મેમણો છે. તેમાં ભાટિયા, લુહાણા તથા ખોજા મુંબઇમાં જઇને વેપાર વણુજ કરીને સારૂં પેદા કરે છે. તેથી તેઓ રાજકીય કામમાં પડતા નથી. કચ્છી માડું વેપારમાં ઘણા હોંશિયાર છે. મુંબઇમાં મોટા મોટા વેપારી કચ્છી-માડું છે. મુંબઇમાં કચ્છીઓ લાકડાંનો, કરીઆણાનો, લોઢાનો, ઘી, તેલ, અનાજ વગેરેનો મોટો વેપાર કરે છે. મુંબઇમાં માંડવીનો જીલ્લો કચ્છીથી ભરેલો છે. ખોજાનો વેપાર ચીન સુધી પસરેલો છે, મેમણો પણ ઘણાજ પ્રખ્યાત વેપારીઓ છે. મુંબઇમાં જ્યાં જોવામાં આવે છે ત્યાં કચ્છી વેપા-રીઓનો મોટો વેપાર છે. કચ્છી વેપારીઓ આફ્રિકા સુધી વેપાર વણુજ કરે છે. ઘણાખરા વેપારી વર્ગ માંડવી તરફના છે. તે મજબુત બાંધાના છે. તેઓની સ્ત્રી પગમાં મોટા કલાં પહેરીને નાકમાં મોટી નથો, કાનમાં મોટા ઠોળીઆં નાંખીને તથા કોટમાં મોટાં ઘરેણાં નાંખીને ગાંડ-

વીમાં તથા મુંબઇમાં ફરતી જોવાથી જણાય છે, તે ગુજરાતના કરતાં બળવાન છે. કચ્છના માણસોનો ખોરાક દુધ અને બાજરો છે. ઓાં મોટા સાડલા પહેરે અને કેટલાક ભરત ભરેલો ઘાઘરો, હોડણી ત ચોળી કાંચળી પહેરે છે અને પગમાં જોડા પહેરે છે કચ્છીઓ બધી જાત વેપાર કરવામાં શરમાતા નથી. તેઓ દાણાના મોટીઆ ખભા ઉપર લઇ વેચે છે, ઘેર ઘેર પહોંચતા કરે છે. તથા પોતે પૈસા લીએ છે. તે તથા ઘીના દાબડા માથે લઇને જાય આવે છે. એક વેળાએ લાખોપતિ ગોકળદાસ તેજપાળ પોતે ઘણા બજારમાં માથે દાણાના મોટીઆ લઇ લોકોને ત્યાં પહોંચાડતો હતો. કચ્છી લોકો ધનવાન છે. તેથી તેઓ કચ્ પ્રદેશમાં મોટાં મોટાં મકાન બંધાવે છે. કચ્છી લોકોને વેપારમાં સાર કમાઇ થયાથી તેઓ નોકરીની પરવા રાખતા નથી. આજકાલ ગુજરાતન લેભાગુ કેટલાક સરકારી નોકરો છે. કેટલાકને તો ગુજરાતમાં થોડાક રૂપીઆઓ મળે તેઓને કચ્છના મહારાવ મોટા મોટા પગાર આપીને રાખે છે. કામમાં તો પૂછવુંજ નહિ. ગપ્પો મારવી એ તેઓનું કામ છે કેટલાક સારી પેઠે પ્રજાને નીચવવામાં ઓછાપણું રાખતા નથી. માંડવીમાં કંઇ જોવા જેવું નથી. એક સ્કુલ છે. તે કંઇક અંગ્રેજી તરેહની જણાઇ. માંડવીનો કુવો પણ ઠીકઠીક જોયો. દિવાનનો ઉતારો તો એક ધર્મશાળાના જેવો જણાયો. કાંઠા ઉપર કેટલાક બનેલા દીઠા. તેમાં જાત જાતની વસ્તુઓ ભરાતી તથા કઢાતી જણાતી હતી. શહેરમાં રાજમહેલ જુનો તે મહેલ નહિ પણ એક સાધારણ મુંબઇના રહેવાશીઓનાજ ઘર જેવું જણાતું હતું. માંડવીની આસપાસ ખેતરો, રેતીના ડુંગરા જોયા. દરિયા કિનારે ખુબ રેતી તણાઇ આવે તેથી ત્યાં ડુંગરના જેવા ઢગલા થયા છે. માંડવી મને ગમ્યું નહિ. ત્યાં મુંબઇના ગવર્નર આવવાના હતા તેથી તૈયારી થતી હતી. ગાડી ઓછી હોવાને લીધે હું પહેલાંથી ભુજમાં ગયો. ત્યાં દિવાન સાહેબના મકાનમાં ઉતર્યો. દિવાન બહાદુર મણિભાઇ સ્નેહશીલ છે અને ઉદાર મનનાં છે, તેઓને ત્યાં હું રહ્યો.

---

## પ્રકરણ ૯૩ મું.

### ભૂજ.

ભૂજ માંડવીથી આસરે ૩૦ માઇલ છે. તે કચ્છની રાજ્યધાનીનું શહેર છે. તે કંઇક માંડવીથી સ્વચ્છ છે. પણ સ્વચ્છતા ફક્ત મોટે રસ્તે જોવામાં આવી. બીજું બધું માંડવીની પેઠે છે. જ્યાં ત્યાં સવારે લોકો ઝાડે ફરે છે. રસ્તામાં કુતરાં ભસે છે. શહેરમાં મ્યુનિસીપાલેટી છે, પણ તે નામનીજ કહેવી જોઇએ. ફક્ત રાજા તથા પોલીટીકલ એજંટ જે રસ્તે જાય આવે છે, ત્યાંજ સફાઇ છે. બીજે તો અલાહી ખેર. અહિંયાં પણ કેટલાંક મકાનો સારાં છે. જે કંઇ સારાં મકાનો છે, તે મુંબઇના વેપારી વર્ગના છે. માંડવીમાં સરકારી ઘર પણ સારાં છે. પણ તે બધા પ્રદેશી નોકરોના તાબામાં છે. પ્રદેશીને ઘરનું ભાડું તથા સરસામાનનું કંઇ ખર્ચ પડતું નથી. સરકારની મહેરબાનીથી ખાટલો, ખુરસી, બિછાના પણ મળે છે. ફક્ત રહેનાર તથા રહેનારી જોઇએ. અને કેટલાક મોટા કામદારોને ગંજીફ તથા ખાવાની સામગ્રી પણ મળે છે. મોટા કામદારોને ત્યાં તો કેદીઓ ઘરમાં વહીવટ કરે છે. લુચા, બદમાસ, ચોર, છીનાળીયા કેદીઓ મોટા કામદારની વહુ બેટીને જુએ તથા તેનુ કામ કાજ કરે પણ એક ગૃહસ્થને ગળવામાં તથા જોવામાં શરમ જાણે, એ શું કહેવાય ? ગુજરાતમાં જે માણસોને કોઇ થોડા પગારે પણ રાખે નહિ તે માણસો કચ્છમાં મોટી હકુમત ચલાવે અને જેના બૈરાં ગુજરાતમાં ચાલતા પાસેના મ્યુનિસિપાલેટીના બજારમાં ખરાબ કપડું પહેરીને ઝાડે ફરવા જાય તેના બૈરાં ભૂજમાં કેદીઓની જોડે રમત ગમત કરવાં છતાં બીજા સદ્‌ગૃહસ્થને મોં નહિ બતાવે તેમાં શી વડાઇ માનતા હોય તે તેઓજ જાણે.

ભૂજમાં ઘણા ખરા કામદારો પ્રદેશી છે. તેઓ ત્યાંના વતનીઓને કંઇક સંદેહની નજરથી જુએ છે. તેથી ભૂજના વતની પણ તેનો બદલો વખતો વખત આપવાને ચુકતા નથી. મુબઇમાં કચ્છી કાકો તથા કચ્છ સમાચાર નીકળીને જે શોર બકોર મચાવ્યો છે તે તેની સાબેતી છે. અહિં

માટે કહેવું જોઇએ કે આપણે અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજોને મોટી મોટી જગા આપવાના મામલામાં શોરબકોર કરીએ છીએ તેમ કચ્છી લોકો પરદેશીઓને મોટી મોટી જગા આપવાને માટે તે બબડે તેમાં નવાઈ નથી. કચ્છના મોટા મોટા હોદ્દાઓ આજકાલ અમદાવાદીઓના હાથમાં છે. તેથી શોરબકોર થાય તેમાં આશ્ચર્ય નથી.

ભૂજમાં રાજ્ય મહેલ જોવા જેવો છે. તે એક ઇટાલિયને કર્યો છે. તેમાં ચિત્ર સારાં છે. તે મહેલ અંગ્રેજી તરેહનો છે. દરબાર હોલ બહુ ઉત્તમ છે. તેમાં ઘુમટ ઉપર ચિત્રો બધાં અંગ્રેજી પદ્ધતિના બનેલાં છે. મહેલના બારી બારણાં તથા સીડી પણ અંગ્રેજી ઢબની છે. ફરનીચર તો મહેલને લાયક નથી. જૂની જાતનો સામાન જ્યાં ત્યાં પડેલો છે. મહારાવ ખેંગારજીને હું મળ્યો. તેઓ એક નાના ઓરડામાં કોઈ વખતે દેશી બેઠકમાં તો કોઇ વખતે ખુરશી ઉપર બેસે છે. આસપાસ તેના કામદારો બેઠેલા તથા ગપ્પો મારતા જોવા છે. કામ બહુ ઓછું થાય છે. ગપ્પો પુષ્કળ મારવામાં આવે છે. મહારાજા સારા સ્વભાવના છે. તેનો લાભ કામદારો લે છે. મહારાવ કોઇને કંઇ કહેતા નથી તે તેમની નબળાઇ છે, તે નબળાઇ પ્રજાના મામલામાં બહુ ખરાબ થાય છે. તે મહારાજ પોતે સમજે છે. પણ કોઇને કંઇ બોલી શકતા નથી. હું મહારાવ ખેંગારને આઠ દશ વાર મળ્યો હોઇશ. તે બહુ બુદ્ધિમાન છે. તેઓ યુરોપ ગયા હતા. તેઓ અંગ્રેજી સારૂં બોલી શકે છે. મેં તેમને પછી કેટલાંક પુસ્તકો અર્પણ કર્યાં છે. તેમના નામની કચ્છના મહારાવ શ્રી ખેંગારજી જીવન ચરિતમાળા કાઢી છે.

મેં ભૂજમાં સાંભળ્યું કે રાણીઓની સ્થિતિ બહુ ખરાબ છે. તે કોઇને મોં બતાવતી નથી. કોઇ પુરૂષને જનાનખાનામાં જવા દેવામાં આવતો નથી. ત્યાં બધી ચાકરડીઓ કામ કરે છે. એક બે ખોજા એટલે હીજડા મોટી કિંમતથી વેચાતા લાવીને તથા નોકર રાખીને રાણીને હવાલે કરે છે. તેઓ કોઇ કોઇ વખતે રાણીઓને મારે છે. જ્યારે રાજા રાણી એક ઓરડામાં સુવે છે, ત્યારે પોતે બારણામાં ખાટલો નાંખીને સુવે છે. જ્યારે રાજા રાણી બહાર નીકળે ત્યારે તે ખસે છે. આવું પહેલાં જ થતું હતું.

હાલમાં કંઇક ઓછું છે. પણ એટલું તો ખરૂં છે કે રાણીઓને મોં જોવાની મનાઇ છે, તેથી હાલના કામદારો પોતાની બાયડીઓને બીજાને મોં બતાવવાની મનાઇ કરે છે. પણ બૈરાં તો અંદરખાને શું શું કરે છે તે તેઓ પોતાના મનમાં સારી પેઠે સમજે છે.

ભૂજને ફરતો કોટ છે. કોટની બહાર તળાવ છે. તળાવની પાસે હાઇસ્કુલ, લાઇબ્રેરી અને મ્યુઝિયમ છે. લાઇબ્રેરી તો નામની કહેવી, મ્યુઝિયમનું તો નામ. તે હજી સારીપેઠે થયું નથી, ક્યારે થશે તે ઈશ્વર જાણે બગીચો દીઠો તે કંઇક સારો જણાયો.

ભૂજથી થોડે છેટે કાંપ છે. તે હું જોવા ગયો હતો. તે અંગ્રેજના તાબામાં છે. ત્યાં કેટલીક દુકાનો છે. તે સ્વચ્છ છે. ભૂજનો કિલ્લો જોયો, તે મોટા પહાડ ઉપર છે. મોટી દિવાલો છે. તે બહુ મજબૂત છે. તેમાં કંઇ પ્રાચીન કાળની જોવા જેવી વસ્તુ નથી.

ભૂજની રૂપાની કારીગરી સારી થાય છે, તે વિલાયતમાં બહુ વખણાય છે. દર મેલમાં ઘણાક રૂપીઆનો સામાન જાય છે રૂપાના ઉપર બહુ બારીક કોતરણી કરીને તે બહુ શોભાયમાન કરે છે. તેને કચ્છ વર્કસ કહે છે. રૂપાના ચાહ પીવાના પ્યાલા, ચાહદાની, દૂધ રાખવાનું ઠામ, ચમચા, બાકસ, રકાબી, તાસકો ઘણીજ નમુનાદાર બનાવે છે. ભૂજમાં રેશમ, બનાત, તથા મખમલના ઉપર રેશમથી ભરવાનું કામ પણ તોફા થાય છે. તે કામ કરનારા મોચીઓ છે. તેઓ એક જાતના સોયાથી રેશમને બહુ જલદીથી જાતજાતના વેલબુટા બનાવીને ભરે છે. ટોપી, રૂમાલ, બુટ, ઘાઘરાની કોર, કમખા, ચાહ ઢાંકવાની ટીકોરી વગેરે બહુ સુંદર બનાવે છે. ભૂજમા જે જોવાનું હતું તે જોઇને હું ફરાયો એટલામાં બાપુનો પત્ર આવ્યો, તેમાં લખ્યું હતું કે, બેમુનાં લગ્ન કરવાનાં છે તેથી તારે એક દમ આવવું. તે પ્રમાણે મેં માંડવીથી કરાંચી થઇને જવાનો વિચાર કર્યો. હું માંડવી ગયો. માંડવીથી કરાંચી જવા માટે સ્ટીમરમાં બેઠો.

---

# પ્રકરણ ૯૪ મું.

## કરાંચી.

હું માંડવીથી કરાંચી જવા માટે સ્ટીમરમાં બેઠો. સ્ટીમરમાંથી દરિયાની મોજ જોતો જોતો ચાલ્યો, દરિયામાં મોટા મોટા મોજાં આવીને આગબોટને હલાવી ડોલાવીને પાછાં પાણીમાં લીન થઇને તેના ફીણ થતા, દરિયામાં ચારે બાજુએ માછલાં તરતાં, ઉંચુ માથું કરીને દુનિયાનો આશ્ચર્ય દેખાવ દેખાડીને પાણીમાં ડૂબી જતા, પાણીમાં જાત જાતની વસ્તુઓ કાંઠા પરથી તણાઇને આવતી હતી, તેથી પાણીનો રંગ ઓર જાતનો દેખાતો હતો. જ્યાં નજર ફેંકતો હતો ત્યાં દરીયામાં કુદરતની લીલા જોવામાં આવતી હતી. હું સમુદ્રની લીલા જોતો જોતો બીજાની પીઠ ઉપર બેસીને ચાલ્યો. બે દહાડે કરાંચી પહોંચ્યો.

કરાંચી એ સિંધમાં છે. તેમાં સિંધી લોકો વસે છે. સિંધ પડવાનું કારણ સિંધુ નદી તે પ્રદેશમાંથી જઇને કરાંચીની ખાડીમાં મળે છે, સિંધુ નદી મોટી નદી છે. કરાંચી હાલમાં નવું થતું શહેર છે. અંગ્રેજ વેપારીઓનો વિચાર છે કે કરાંચીથી યુરોપમાં માલ લઈ આવવાને માટે બે ત્રણ દહાડા જલદી આવી પહોંચી શકે છે અને ત્યાંથી હિંદુસ્તાનમાં રેલવેમાં ગમાથી માલ થોડી કિંમતે પહોંચી શકે છે તેથી ત્યાં હાલમાં ઘણીક પેઢીઓ થઇ છે અને પંજાબનો માલ તે રસ્તે યુરોપમાં જાય છે. કોઈ વખતે કરાંચી યુરોપનો મેલ આવવાની જગા થશે એવું કેટલાક કલ્પે છે. ગમે તેમ હો. કરાંચી હાલમાં ચડતી દશામાં છે તેમાં તો કંઈ શક નથી. કરાંચીમાં વસ્તી સિંધી, લુહાણા, ભાટિયા, વાણીઆ અને કચ્છના કેટલીક ન્યાતના માણસો છે. તેઓ પરચુરણ વેપાર રોજગાર કરે છે. આપણે સિંધીઓને મુસલમાની કહીએ છીએ. તેઓ સફેદ નાની ચકરી પાઘડી બાંધે છે. કપાળ ઉપર કમાં ટીલાં કરે છે. તેઓની ભાષા સિંધી છે. સિંધી પૈરાં કંઇક ખુબ સુન્દર છે પણ કાનમાં ઘણા છેદ પાડીને મોટા મોટા

સોના રૂપાનાં ઘરેણું પહેરીને બેડાળ દેખાય છે તેમજ નાકમાં પણ મોટી બે જાતની વાળી પહેરે છે. તથા હાથમાં પાતળી તંગ હાથીદાંતની ચદકિતરની ચુડીઓ પહેરે છે. પગમાં જાડાં કલ્લાં પહેરે છે અને ગાગરો તથા દોહણીઓ પહેરે છે. તેઓ ઘુમટા તાણે છે. કેટલીક જાતની સ્ત્રીઓમાં બહુ પડદો છે, તેઓ બીજાને મોં દેખાડતી નથી. કેટલીક જાતના પુરૂષો લાંબી ફીનખાબની પાઘડી પહેરે છે. તે પહેલાના મુસલમાન બાદશાહની નકલ કરી છે. તે પહેરનારને આહીર કહે છે. તેઓ ક્ષત્રિય છે. તેઓ સરકારી કામમાં લાગેલા છે. તેઓની સ્ત્રીઓ પડદો રાખે છે. સિંધીમાં આહીર લોકો ઘણા હોંશિયાર હોય છે. તેઓ લખવાનું, વકીલ વગેરેનું કામ કરે છે. સિંધી વેપારી પણ બહુ જબરા હોય છે. તેઓની પેઢી યુરોપમાં, ઇજીપ્ટમાં, હિંદુસ્તાનના ઠેક ઠેકાણે છે. મુંબઇમાં કેટલાક ગળાનો વેપાર, રેશમનો વેપાર છે.

કરાંચીનાં ઘર સાધારણ છે, ઘણાં મોટાં નથી તેમજ ઘણાં નાનાં નથી. શહેરમાં આજકાલ કેટલાંક ઘરો સારાં થયાં છે પણ ઘણો ભાગ એવોજ છે ત્યાં દ્રામવે છે. બંદર ઉપર સુંદર અંગ્રેજોની દુકાનો છે. ત્યાં કેટલાક બંગલા છે. તેમાં દેશી અંગ્રેજો રહે છે. શહેરમાં કંઇ જોવા જેવું નથી.

---

## પ્રકરણ ૯૫ મું.

### હૈદરાબાદ.

કરાંચીથી હું સિંધ હૈદરાબાદ આવ્યો. ચારેક કલાકનો રસ્તો છે. કોટડીથી સિંધુ નદી ઓળંગવાને હોડીમાં કે નાની સ્ટીમરમા બેસીને જવાય છે. અહિંયા પુલ બાંધ્યો નથી, હમણાં બંધાય છે. હું હૈદરાબાદમાં મર્હુમ નવલરાય સોભીરાય અદવાણીને ત્યા ઉતર્યો. તેને હું પહેલાં કલકત્તે મળ્યો હતો. તેને ત્યાં ત્રણ ચાર દિવસ રહીને હૈદરાબાદ જોયું. કિલ્લો ખાલી પડેલો દીઠો, તેમા મકાન ભાંગેલા તુટેલાં દીઠાં, હૈદરાબાદના રસ્તા સાંકડા, બજાર સાંકડી, જ્યાં નજર કરતો ત્યાં ધૂળ જણાતી, નાની દુકાનમાં વેપારીઓ બેસીને વેચતા લેતા હતા, હૈદ્રાબાદ એક નાનું શહેર જણાયું. થોડેક

છેર છાવણી છે તેમાં કંઇક બંગલા છે. ત્યાં મોટી મોટી સડકો છે. મેં હમેશાં જોયું છે કે, જ્યાં અંગ્રેજો વસે છે ત્યાં મોટા મોટા રસ્તા, બંગલાની આસપાસ છુટેલી ઘણી જગા, તેમજ સુખનાં બધાં સાધન હોય છે. હૈદ્રાબાદ તો મને સારૂં જણાયું નહિ. ચોકે છેટે એક બાગ છે. તે કંઈક સારો દીઠો, બીજું તો હરિનું નામ ત્યાં લાકડાપર તથા માટીપરનું સુંદર કામ બહુજ સારૂં થાય છે.

હૈદ્રાબાદથી સક્કર ગયો, સક્કર નાનું શહેર છે. તેની રચના તથા માણસો હૈદ્રાબાદના જેવાં છે. સક્કરનો પુલ થનો હતો તે જોયો. તે પુલ ઘણો મોટો છે. ત્યાંથી મુલતાન ગયો.

---

## પ્રકરણ ૯૬ મું.

### મુલતાન.

મુલતાન પંજાબની હદમાં છે, મુલતાન શહેરની રચના કંઇક હૈદ્રાબાદને મળતી અને કંઇક લાહોરને મળતી છે. મુલતાનમાં કેટલીક જૂની ઇમારત છે. તે એકના પછી એક જોઇ. તેમાં ઘણું કરીને મુસલમાન પાદશાહોની, બેગમોની કબરો તથા સમાધિ સ્થાનો છે ને બધા ગોળ ઘુમટના આકારનાં દીઠાં પણ તેના ઉપર ચીનાઈ ઇટો રંગબેરંગી જૂદી જૂદી જાતની બનાવીને બેસાડેલી હતી. મુલતાનમાં, હૈદ્રાબાદમાં માટીના કામપર ચિત્રામણ કાઢીને ચીનાઇ વાસણની પેઠે ચકચકતો રોગાન આપીને ચીનાઇ વાસણો જેવાં સુંદર બનાવવાના ઘણા કારખાનાં છે. તે કારખાનાં ઘણાં વ- ર્ષોથી ચાલે છે. ઇટો પણ તેવી બનાવીને ઘુમટની બહારની બાજુએ, ફેર- સબંધી, કબરપર જડીને સુંદર બનાવે છે. ત્યાં માટીના સુંદર વાસણો પણ બનાવે છે તે જોયાં. મુલતાનમાં કેટલીક કારીગરીની વસ્તુ સારી થાય છે જેમ કે રેશમનું વણાટ કામ, માટીનાં વાસણો, લાકડાં ઉપર લાખ જાતજાત રંગનું કામ વગેરે. મુલતાનમાં છાવણી છે. તે બહુ સુંદર ને સ્વચ્છ છે.

---

# પ્રકરણ ૯૭ મું.

## લાહોરમાં ક્ષેમન્ત કુમારીના લગ્ન.

મુલતાન જોઇને હું લાહોરમાં આવ્યો. લાહોરમાં આવીને બાબુ નવીનચંદ્ર રાયની કન્યા ક્ષેમન્તકુમારીના લગ્નની તૈયારી કરવામાં ગુંથાયો. જાનેવારી સને ૧૮૮૫ માં બ્રાહ્મવિવાહ પદ્ધતિ પ્રમાણે લક્ષ્મીનારાયણની જોડે લગ્ન થયાં. બ્રાહ્મવિવાહ પદ્ધતિના વિશે અહિં થોડું લખવું નકામું નહિ જણાય તેથી ટૂંકામાં લખું છું.

એક ઇશ્વરને નિરાકાર રૂપે માનવો, તેની માનસિક ઉપાસના કરવી, નીતિથી ચાલવું, કોઇ પણ પુસ્તકને ઇશ્વરકૃત માનવું નહિ, કોઇ માણસને ઇશ્વરના અવતાર રૂપે તથા પેગમ્બર રૂપે માનવો નહિ. ઇશ્વરને પિતા અને માણસ જાતને ભ્રાતૃભાવથી જોઇને ન્યાતી ભેદ ન માનતાં આપણાથી બને તેમ તેઓનું ભલું કરવું, એ બ્રાહ્મધર્મ છે જે એ ધર્મ માને છે તેને બ્રાહ્મધર્મી કહે છે. એ ધર્મ માનનાર કોઈની વિવાહ પદ્ધતિ અવલખીને લગ્ન કરતા નથી, કારણ કે તે ધર્મના વ્હેમ માનવામાં આવે તેથી બ્રાહ્મધર્મની વિવાહ પદ્ધતિ જુદી રીતની થઈ છે. તે લગ્ન સરકારમાં મંજુર થાય તેને માટે કાયદો કરાવ્યો છે તે કાયદાને સિવિલ મેરેજ આકટ કહે છે.

બ્રાહ્મવિવાહમાં ન્યાત જાતનો તફાવત નથી, કોઇ પણ જાતનો વર અથવા કન્યા હોય, બેઉ જણાની પુખ્ત ઉમ્મર થઇ હોય અને એક બીજાને પસંદ કરીને તેઓ લગ્નના ગાંઠમાં જોડાવવા ઇચ્છતા હોય તેઓ સરકારના એક માણસની સામે કરાર કરે અને તેના ઉપર ત્રણ સાક્ષીઓ આપે તો તે લગ્ન મંજુર થાય છે. ગમે તે જાતની સ્ત્રી કે પુરૂષ કંઇ પણ ઇશ્વરને મધ્યસ્થ નહિ કરતા ફક્ત એક સિવિલ મેરેજના કમીશનની સામે ત્રણ માણસોની સાક્ષીથી કરાર કરે તો તે લગ્ન કાયદેસર થાય છે. બ્રાહ્મધર્મના પ્રચારકોએ તેમાં આટલો પોતાની તરફથી વધારો કર્યો છે કે, કન્યાના ઘરમાં

બધા ઓળખીતાને નોતરીને એક સારૂં દીવાનખાનું સણગારીને ફૂલ, પાત્રાં, દીવા બતીથી શોભાયમાન કરીને વર ગાડીમાં બેસીને તેની જોડે તેમના ઓળખીતા સાજનમહાજનની દબથી જ્યારે દિવસ મુકરર કર્યો હોય-તેમાં જોશીના મુહૂર્તની જરૂર નથી—તે દહાડે આવીને નોતરેલાની અનુમતી લઇને કન્યાનો બાપ પોતાની છોકરીને વરને સપ્રદાન કરે છે. તેની પહેલાં ઈશ્વરની પ્રાર્થના કરીને લગ્નના શુભ કામમાં મદદ માગે છે, પછી એકમેકને એ તમને ગમે છે કે નહિ, એની જોડે લગ્ન કરવા ઇચ્છોછો કે નહિ, તેને તમે સુખ દુઃખમાં ભાગિયણ કરશો કે નહિ વગેરે સવાલો પૂછીને ખાતરી કરે છે કે તેઓ બેઉ લગ્ન કરવા ઇચ્છે છે. પછી તેમને વર તરફથી ને કન્યા તરફથી કંઈક અલંકાર આપ્યા પછી ઈશ્વરની પ્રાર્થના કરીને પછી પ્રચારક તથા બીજો કોઇ સાગે બાહેલ વર કન્યાનો હાથ ઝાલીને બેઉને જોડે છે. પછી તેનાપર ફૂલની માળા વીંટાળીને પછી પ્રચારક, તમે આજથી બેઉ એકત્ર થયાં, બેઉએ હવે એકમેકનાં સુખદુઃખ ઉપર નજર રાખવી. તમારૂં જે છે તે તેમનું થયુ, તેમનું છે તે તમારૂં થયું. હવે તમે સંપીને ચાલજો તમારે સંસારમાં બહુ વિપત્તિ પડશે તોપણ એકમેકને છોડતા ના વગેરે ઉપદેશ આપે છે.

પછી ઈશ્વરની સ્તુતિ કરીને જોડાને બળ આપવાની પ્રાર્થના કરે છે, ત્યાર પછી તે પ્રસંગને અનુસરતા ગાયનો ગાવામાં આવે છે આવનારને ભોજન કરાવવામાં આવે છે અને ખુશાલીમાં કેટલીક જગાએ દાન આપવામાં આવે છે. આવનારાઓ ખુશી થતાં પોત પોતાને ઘર સીધાવે છે. આવી રીતે બ્રાહ્મવિવાહ થાય છે

વાચનાર! આ લગ્ન શું સારૂં નથી એક કલાકમાં લગ્ન થાય એ કેવી મઝાની વાત છે હિંદુઓમાં ચાર પાંચ દહાડા સુધી હવન ગણપતી વગેરેની પૂજા થયા પછી વર કન્યા પાપથી મુક્ત થાય ત્યારે લગ્ન કરવાની રીતિ છે પણ મુસલમાન, અંગ્રેજોમાં ફક્ત બે કલાકમાં લગ્ન થાય છે. શું તમારા ધ્યાનમાં બ્રાહ્મવિવાહ પદ્ધતિ ઉતરતી નથી ઈશ્વર એક છે તે શું તમે માનતા નથી, લગ્નમાં ગ્રહ શાંતક શામાટે જોઈએ? આકાશમાં ગ્રહ

ફરે છે, તે શુ પૃથ્વીના માણસોને હાનિ કરી શકે ? એ તો બ્રાહ્મણભાઇએ પોતાનુ રોજરૂ ભરવા માટે આવી આવી બનાવટો શોધીને તમને વ્હેમમા નાખ્યા છે જો ખરી રીતે લગ્ન કહેવામા આવે તો તે ફક્ત બેઉની મન તિજ લગ્ન છે એક મેકમા મળવુ એજ લગ્ન છે ફક્ત બહારની લગ્ન ક્રિયા એ ખરી ક્રિયા નથી.

---

## પ્રકરણ ૯૮ મું.

### મને ધનુર્વા થયો. હું મરતો બચ્યો.

હુ લાહોરમા બાબુ નવીનચદ્ર રાયની કન્યા ક્ષેમતકુમારીના લગ્ન થયા પછી રહેવા લાગ્યો બાબુ નવીનચદ્ર રાયના ઘરમા બોયતળીએ એક નહા વાની ઓરડી હતી, તેમા ઉચ્ચો પાણીનો નળ હતો તે નળની કુચી ઉપર હતી તે હાથ લંબાવ્યાથી ઉનડતી નહોતી તેથી ત્યા એક કેરોશીનનુ ટીન રાખ્યુ હતુ તેના ઉપર ચઢીને નળ ઉઘાડવામા આવતો હતો હુ દર રોજ તેના ઉપર ચઢીને નળ ઉઘાડતો હતો પણ જોગજોગે ક્ષેમતકુમારી ॥ લગ્ન થયા પછી એક બે દહાડે હું જેવો ટીનની પેટી ઉપર ચઢયો કે તરત પેટી ખસીને હુ ચીત્તાપાટ પડી ગયો પડવાથી તે ઓરડીની સ્ટાપડીનો નકુચો મારી ડોકની ઉપર માથાની પછવાડેના ભાગમા લાગ્યો તેથી એક મીનીટ હુ બેશુદ્ધ જેવો થયો થોડુક લોહી નીકળ્યુ. ત ત હુ ઉપર જઇને હોમિયો પેથિકનુ પાતુ લગાડીને ખાટલાપર સૂતો થોડીક અશક્તિ જણાવવા લાગી ઘરમા બાબુની બાઇરીએ મારી ખબર અતર પૂછી મે બધુ કહ્યુ મને તેમણે દિલગીર થઇને સૂઇ રહેવા કહ્યુ, તે પ્રમાણે બાબુ જ્યારે આવ્યા ત્યારે તે પણ દિલગીર થયા પછી મે કહ્યુ કે, થોડુ લોહી નીકળ્યુ હતુ મે અમુક ઔષધનુ પોતુ મુક્યુ હતુ તેથી તે બધ થયુ બીજે દહાડે હું જ્યા ત્યા જવા લાગ્યો પજાબી મિત્રોને મીઠાઇ મોકલવા માટે હુ સુરજનસિંહની દુકાનપરથી મીઠાઇ લા યો તેમજ મે પણ ખાધી મને લોહી નીકળ્યુ હતું

બધા ઓળખીતાને નોતરીને એક સારૂં દીવાનખાનું સણગારીને ફૂલ, પાનાં, દીવા બતીથી શોભાયમાન કરીને વર ગાડીમાં બેસીને તેની જોડે તેમના ઓળખીતા સાજનમહાજનની હજથી જ્યારે દિવસ મુકરર કર્યો હોય–તેમાં જોશીના મુહૂર્તની જરૂર નથી–તે દહાડે આવીને નોતરેલાની અનુમતી લઇને કન્યાનો બાપ પોતાની છોકરીને વરને સપદાન કરે છે. તેની પહેલાં ઇશ્વરની પ્રાર્થના કરીને લગ્નના શુભ કામમાં મદદ માગે છે, પછી એકમેકને એ તમને ગમે છે કે નહિ, એની જોડે લગ્ન કરવા ઇચ્છાછો કે નહિ, તેને તમે સુખ દુઃખમાં ભાગિયણ કરશો કે નહિ વગેરે સવાલો પૂછીને ખાતરી કરે છે કે તેઓ બેઉ લગ્ન કરવા ઇચ્છે છે. પછી તેમને વર તરફથી ને કન્યા તરફથી કંઇક અવકાર આપ્યા પછી ઇશ્વરની પ્રાર્થના કરીને પછી પ્રચારક તથા બીજો કોઇ સારો બ્રાહ્મો વર કન્યાનો હાથ ઝાલીને બેઉને જોડે છે પછી તેનાપર ફૂલની માળા વીંટાળીને પછી પ્રચારક, તમે આજથી બેઉ એકત્ર થયાં, બેઉએ હવે એકમેકનાં સુખદુઃખ ઉપર નજર રાખવી. તમારૂં જે છે તે તેમનું થયું, તેમનું છે તે તમારૂં થયું. હવે તમે સંપીને ચાલજો તમારે સમારમાં બહુ વિપત્તિ પડશે તોપણ એકમેકને છોડતા ના વગેરે ઉપદેશ આપે છે.

પછી ઇશ્વરની સ્તુતિ કરીને જોડાને બળ આપવાની પ્રાર્થના કરે છે, ત્યાર પછી તે પ્રસંગને અનુસરતા ગાયનો ગાવામાં આવે છે આવનારને ભોજન કરાવવામાં આવે છે અને ખુશાલીમા કેટલીક જગાએ દાન આપવામાં આવે છે આવનારાઓ ખુશી થતાં પોત પોતાને ઘર સીધારે છે. આવી રીતે બ્રાહ્મવિવાહ થાય છે

વાચનાર! આ લગ્ન શું સારૂં નથી એક કલાકમાં લગ્ન થાય એ કેવી મઝાની વાત છે હિંદુઓમાં ચાર પાચ દહાડા સુધી હવન ગણપતી વગેરેના પૂજા થયા પછી વર કન્યા પાપથી મુક્ત થાય ત્યારે લગ્ન કરવાની રીતિ છે. પણ મુસલમાન, અંગ્રેજોમા ફક્ત બે કલાકમાં લગ્ન થાય છે. શું તમાને ધ્યાનમાં બ્રાહ્મવિવાહ પદ્ધતિ ઉતરતી નથી. ઇશ્વર એક છે તે શું તમે માનતા નથી, લગ્નમાં ગ્રહ શાંતક શામાટે જોઇએ ? આકાશમાં ગ્રહ

ફરે છે, તે શું પૃથ્વીના માણસોને હાનિ કરી શકે ? એ તો બ્રાહ્મણભાઇએ પોતાનું હોજરૂં ભરવા માટે આવી આવી બનાવટો શોધીને તમને વ્હેમમાં નાંખ્યા છે. જો ખરી રીતે લગ્ન કહેવામાં આવે તો તે ફક્ત બેઉની સંગતિજ લગ્ન છે. એક મેકમાં મળવું એજ લગ્ન છે. ફક્ત બહારની લગ્ન ક્રિયા એ ખરી ક્રિયા નથી.

---

## પ્રકરણ ૯૮ મું.

### મને ધનુર્વા થયો. હું મરતો બચ્યો.

હું લાહોરમાં બાબુ નવીનચંદ્ર રાયની કન્યા ક્ષેમંતકુમારીના લગ્ન થયા પછી રહેવા લાગ્યો. બાબુ નવીનચંદ્ર રાયના ઘરમાં ભોયતળીએ એક નહાવાની ઓરડી હતી, તેમાં ઉચ્ચો પાણીનો નળ હતો. તે નળની કુંચી ઉપર હતી તે હાથ લંબાવ્યાથી ઉઘડતી નહોતી. તેથી ત્યાં એક કેરોશીનનું ટીન રાખ્યું હતું તેના ઉપર ચઢીને નળ ઉઘાડવામાં આવતો હતો. હું દરરોજ તેના ઉપર ચઢીને નળ ઉઘાડતો હતો પણ ભોગજોગે ક્ષેમંતકુમારીના લગ્ન થયા પછી એક બે દહાડે હું જેવો ટીનની પેટી ઉપર ચઢયો કે તરત પેટી ખસીને હું ચીત્તાપાટ પડી ગયો. પડવાથી તે ઓરડીની સ્ટાપડીનો નકુચો મારી ડોકની ઉપર માથાની પછવાડેના ભાગમાં લાગ્યો. તેથી એક મીનીટ હું બેશુદ્ધ જેવો થયો. થોડુંક લોહી નીકળ્યું તરત હું ઉપર જઇને હોમિયોપેથિકનું પાતું લગાડીને ખાટલાપર સુતો થોડીક અશક્તિ જણાવવા લાગી. ઘરમાં બાબુની બઇરીએ મારી ખબર અંતર પૂછી. મે બધું કહ્યું. મને તેમણે દિલગીર થઇને સુઇ રહેવા કહ્યું, તે પ્રમાણે બાબુ જ્યારે આવ્યા ત્યારે તે પણ દિલગીર થયા. પછી મેં કહ્યું કે, થોડું લોહી નીકળ્યુ હતું. મેં અમુક ઔષધનું પોતુ મુક્યું હતું તેથી તે બંધ થયું. બીજે દહાડે હું જ્યાં ત્યાં જવા લાગ્યો. પંજાબી મિત્રોને મીઠાઇ મોકલવા માટે હું સુરજનસિંહની દુકાનપરથી મીઠાઇ લાવ્યો. તેમજ મે પણ ખાધી. મને લોહી નીકળ્યું હતું

તેની પરવા નહિ રાખતાં હું ખટાસ મીઠાસ વગેરે મારી મરજી પ્રમાણે ખાવા લાગ્યો. જખમપર ધીરે ધીરે પોપડો બંધાવવા લાગ્યો. હું લાહોરમાં ઉઘાડે માથે ફરતો હતો. જ્યારે મને માથામાં જખમ થયો હતો તે વેળાએ ભર શિયાળો હતો. લાહોરનો શિયાળો સખ્ત હોય છે. હું ઉઘાડે માથે પગમાં દક્ષણી જોડા અને એક ગરમ કોટ પહેરીને લાહોરમાં ફરતો હતો અને મારી મરજી પ્રમાણે ખટાસ મીઠાસ ખાતો હતો.

જેટલા રોગ થાય છે તે નિયમ ઉલ્લંઘન કરવાનું ફળ છે. તે હું પહેલાં કંઇક જાણતો હતો પણ વાગ્યાપર ખટાસ મીઠાસ ખાવી નહિ તથા શીતમાં ફરવું નહિ તે હું જાણતો નહોતો. મને માથાપર કંઇ પણ દુઃખાવો થતો નહોતો તેથીજ હું નિયમ તોડીને ભમતો હતો. ધીરે ધીરે નિયમ તોડવાનું ફળ ઉત્પન્ન થયું. પહેલાં મારી કમર દુઃખવા લાગી, મેં માન્યું કે બેસી રહેવાથી આમ થતું હશે તેથી મેં એક્કામાં ફરવાનો વિચાર કર્યો. એક્કો ચાલવાથી આખા શરીરના સાંધા ઢીલા થાય છે અને સારી કસરત થાય છે. તેનાપર બેસવામાં મને બહુ મઝા પડે છે. આજ કાલ પણ એક્કો મળે છે તો હું ખુશીથી બેસુંછું. મજબુત બાંધાના માણસને માટે એક્કો એ કસરત કરવાનું કામ સારે છે હું એક્કામાં બેઠો, કંઇક કમરનો દુઃખાવો ઓછો થયો. પછી થોડીવાર પછી ફરીથી કમ્મર દુઃખવા લાગી, હું પાછો એક્કાપર સવાર થઇને ફરી આવ્યો. આવી રીતે ત્રણ ચારવાર એક્કાપર બેસીને ફર્યો પણ દુઃખાવો ઓછો થયો નહિ. મેં સવારે બાબુ નવીનચંદ્ર રાયને કમર દુઃખવાનું કહ્યું, તેઓએ ડાક્ટર આવે ત્યારે બતાવવાને કહ્યું. ઘરનો ડાક્ટર રહીમખાં કરીને હતો જ્યારે તે આવ્યો ત્યારે હું ફરવા ગયો હતો, બાબુએ વાત કહી. તેનાપરથી તેણે મરી ઉકાળીને પીવાનું કહ્યું, હું આવ્યો ત્યારે મરીનો ઉકાળો કરીને પીધો કંઇ પણ ફેર પડયો નહિ. સવારે વધારે પગ તથા કમર દુઃખવા લાગી બાબુને કહ્યું બાબુએ કહ્યું કે, રહીમખાં દવાખાનું હાસ્પીતાલમાં હશે, ત્યાં જઇને દેખાડીને ઔષધ લાવો. હું તરત અનારકળીની પાસે હાસ્પીતાલમાં ગયો પણ ત્યાંથી બહુ મુશ્કેલીથી જવાયું. રસ્તામાં કેટલીક જગાએ બેઠો પછી ધીરે ધીરે ત્યાં પહોંચ્યો. ડાક્ટર

રહીમખાંનને વાત કહી. તેણે તરત મને કહ્યું કે તમે ઘેર જાઓ, પગમાં મોજાં ઘાલજો. તમને ધનુર્વા થયો છે. તેથી તમે હવે ઘરથી બહાર નીકળતા ના. ગરમીમાં રહેજો. હું થોડીવારમાં આવું છું. હું ત્યાંથી નીકળ્યો. કેટલીક જગાએ બેસતો બેસતો ઘેર પહોંચ્યો. ઘરમાં આવીને બાપુને વાત કહી એટલામાં ડાકટર રહીમખાંન આવ્યો. તેણે મને તપાસ્યો. કંઇક અંગ્રેજીમાં વાત કરીને ચાલ્યો અને સાંઝના આવવાનું કહી ગયો. હું તરત હોમિયોપેથિક ચોપડીઓ લઇને ધનુર્વાનું વર્ણન વાંચવા લાગ્યો તેમાં લખ્યું હતું. એ રોગમાં હજારે એક માણસ જીવે છે એવો ભારે રોગ છે. તે જખમ પડવાથી સ્નાયુમાં તાણ થાય છે તેથી ધનુષના જેવું શરીર વાંકુ વળે છે. ધનુર્વા બહુ ભયાનક છે, તે મેં જાણ્યું. હું કંઈ ડર્યો નહિ. હું મરવાને ડરતો નહોતો, ઈશ્વરની જેવી ઇચ્છા હશે તે થશે. આપણું કંઇ કામ આવતું નથી એવો મારો નાનપણથી વિશ્વાસ હતો અને હજી પણ છે. ઔષધ લેવું એ ફક્ત કુદરતને મદદ આપવાને માટે છે. ઔષધ કોઇને જીવાડતું નથી. હું ડર્યા વગર તેના ઉપાયો વાચવા લાગ્યો. બાપુને એ વાતની મેં ખબર આપી. બાપુએ દીલાસો આપ્યો, કંઇ નહિ એ સહજમાં સારૂં થઇ જશે. સાંઝે ડાકટર આવ્યો. તેણે મારી અવસ્થા જોઇ. હું પણ બોલવા ચાલવામાં હોશિયાર હતો. ડાકટરે વિચાર કરીને બાપુને કહ્યું કે, અહિયા ધનુર્વાની સારી માવજત થશે નહિ તેને હાસપીતાલમાં લઇ જવામાં આવે તો ઠીક. તેને માટે એક ઓરડો જૂદો કરી આપીશ તેમાં તે જ રહેશે અને તેમના મિત્રો મળવા આવશે તે બેસશે બાપુએ તો જેવી તમારી ઇચ્છા આવું કહ્યું પણ હેમલતા તે સાંભળીને રોવા લાગી અને બોલી નહિ, નારાયણને અહિં જ રાખો. હાસ્પીતાલમાં મોકલશો ના. હેમલતા બહુ રોઇ તેની સાથે તેની છોકરીઓ પણ રોઈ. પણ મે તેમને સમજાવીને કહ્યું કે, હાસ્પીતાલમાં ગયાથી હું સારો થઇશ. ત્યાં મારી સારી દવા થશે, એવું ડાકટર સાહેબ કહે છે. હું ત્યાં જઇને સારો થઇને પાછો આવીશ. તમે રોવો ના આવી રીતનું મે હિંમતથી કહ્યું. આથી હેમલતાએ રોતાં રોતા કહ્યું કે, તમારી ઇચ્છા તથા ડાકટરની ઇચ્છા એવીજ છે તો જાઓ, પણ જરા પણ

મને રહીમખાંને દવા આપી તેથી ધીરે ધીરે હું જરા શુદ્ધિમાં આવ્યો. હવે જીવાની આશા ઉત્પન્ન થઇ. ડાક્ટર રહીમખાં દરરોજ બે વખત આવતો હતો. તેણે મારી જેવી સેવા કરી છે તેને માટે ગમે એટલું આપીએ તો તે થોડું છે. પણ તે ભલા ડાક્ટરે બાબુની પાસેથી મારી હકીકત સાંભળીને એક અડધી પણ લીધી નહિ. બાબુએ ૫૦ રૂપીઆની નોટ મોકલી હતી પણ તે તેણે પાછી વાળીને લખ્યું કે 'જે માણસ ઉપર તમે નિસ્વાર્થ પ્રેમ રાખીને મિત્રતાનું કામ કરો છે, તે માણસ મારો પણ મિત્ર છે. આ વિશે હું જ્યારે તદન સારો થયો હતો ત્યારે મને બાબુએ કહ્યું. હું તે સાંભળીને આનંદથી મારી આંખમાં પાણી આવ્યા. જ્યારે જ્યારે હું એ વિશે વિચાર કરૂં છું ત્યારે ત્યારે ડાક્ટર રહીમખાંની નિઃસ્વાર્થ પ્રેમની વાત યાદ આવ્યાથી આંખમાં જળ ઝળિયાં આવે છે. હાલમાં આ પ્રકરણ લખું છું તે વેળાએ પણ મને આંસુ આવે છે. પ્રુફ સુધારૂં છું તે વેળાએ રોવું છું. પછી હું ધીરે ધીરે સારો થયો. જેમ જેમ હું સારો થતો ગયો તેમ તેમ મને ભયંકર સ્વપ્નાં આવતાં. સ્વપ્નામાં હું કોઇ વખતે જોતો કે હું એક આગબોટમાં લડાઇ કરવા ગયો છું ત્યાં લડાઇ કરૂં છું કોઇ વખતે બિયાબાન જંગલમાં ફરતો ફરૂં છું. કોઇ વેળાએ મને બે પુત્રો થયા છે. એમ મને લાગે છે તે ટાઢથી ધ્રુજે છે. મેં મારા ઓઢવાના ગરમ કપડાંના બે કકડા કરીને ખાટલાપરથી નાખ્યા, ખરેખર એ દયાનું કામ હતું ખરૂં પણ તે સ્વપ્નામાં જોયલા દેખાવને ખરૂં સમજીને શાલ ફાડી નાખી આવી રીતે દરરોજ કઇને કંઇ સ્વપ્ના આવતા હતાં.

બાબુ નવીનચંદ્ર રાયને મારા મંદવાડમાં ઘણા પૈસા ખર્ચ થયા. બે માણસોનો પગાર, દરરોજના ०ાા—ાાા ની દવા, અને મારા પડને માટે જાતજાતના ફળ મેવા વગેરે તથા મને આરામ મળે તેને માટે આરામ ચેર તથા શોફા ખરીદ્યા તે જુદા.

લાહોરમાં હુ શ્રીમતી હરદેવી નામની વિધવા સ્ત્રીને જાણતો હતો. તેનો ભાઇ સેવારામ બારિસ્ટર થવા ઇંગ્લાડમા ગયો હતા તેનો બાપ લાહોરમાં મોરા ઇન્જીનિયર હતો. હરદેવી બાબુને ત્યાં વખતો વખત આવતી તેથી વાત કરવાનો પ્રસગ મને થયો હતો. એ બાઇ હિંદી સારી કવિતા લખે

છે. હાલમાં અલ્હાબાદમાં લાલા રોશનલાલ બારિસ્ટરની જોડે પુનર્વિવાહ કરીને રહેલી છે. હરદેવી મને મારા મંદવાડમાં જોવા માટે આવતી. બાબુ મારે માટે બહુ ખર્ચ કરતા હતા તે જોઇને બાબુને મદદ આપવા માટે તેણે પોતાના ઘેરથી ૫૦ રૂપીઆની નોટ મોકલી અને લખ્યું કે આ રૂપીઆ નારાયણના મંદવાડમાં ખર્ચજો. પણ બાબુએ તે કંઇ પણ ખર્ચ્યા નહિ. બાબુ નવીનચંદ્ર રાયે પોતાના ગીરેથી ખર્ચ્યા. હું જ્યારે સારો થયો ત્યારે મને હરદેવીના ૫૦ રૂપીઆ આપ્યા અને કહ્યું કે એ રૂપીઆ તું રાખ.

હું ધીરે ધીરે સારો થયો. ગાડીમાં બેસીને આસપાસ ફરવા લાગ્યો. મારો હાથ ધ્રુજતો હતો. મગજમાં શક્તિ નહોતી. હું લગભગ ચાર મહિના બીમાર રહ્યો. બીમારીથી સારો થયાથી મને બહુ ભૂખ લાગતી. હું બહુ ખાવાનું માંગતો પણ મને થોડું થોડું ખાવાનું આપવા માટે ડાકટરે કહ્યું હતું તેથી મને માપસર થોડું થોડું ખાવા આપતાં. મારો મંદવાડ સાંભળીને બાબુની મોટી દીકરી હેમન્તકુમારી કલકત્તેથી મારી સેવા કરવા આવી એટલામાં હું સારો થયો.

મેં ચાર મહિના સુધી કોઇને કાગળ લખ્યા નહોતા તેમજ વાંચ્યા નહોતા. ન્યુસપેપર, ચોપાનિયાં વગેરેના ઢગ થયા હતા હું તે વેળાએ ગુજરાતી તથા હિંદી ચોપાનિયાંમાં ઘણું લખતો હતો. તે બધાં મને મફત મળતાં હતાં. જ્યારે મગજમાં જરા શક્તિ આવી ત્યારે હું પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો તેમાં મારા ભાઇ વિઠ્ઠલના કેટલાક પત્રો હતા તેને પત્રનો ઉત્તર નહિ મળ્યાથી વારંવાર પત્રો લખતો હતો તેમજ માધવરાવના પણ પત્રો હતા. સૌરાષ્ટ્ર દર્પણના એક અંકમાં મારૂં ટુંકુ જીવનચરિત લખેલું જોયું. હું જ્યારે જુનાગઢ ગયો હતો ત્યારે મને વલ્લભજી હરિદત્ત કે જે સૌરાષ્ટ્રદર્પણના અધિપતિ હતા તેમણે મને વાતના પ્રસંગમાં મારા જીવનનો વિષય જાણી લીધો હતો તે તેમણે ઉપયોગમાં આણ્યો હતો. જે વિષય આપવામાં આવ્યો હતો તે અહિં આપવામાં આવે છે.

## "શ્રી નારાયણ હેમચંદ્ર."

આ દેશ પ્રસિદ્ધ મહાત્માપુરૂષ કોણ હતા? ક્યાંના હતા? કેવા હતા?

વગેરે જાતની પૃચ્છા અમારા દરેક વાંચનારને અને વિશેષે કરી ઘણાં ચોપાનીયાં વાચનારને થયા કરતી હશે કેમકે એમણે હાલહાલમાં વિષયોનું જાણે લાણું વાસ્તુ કર્યું છે. અમે આ બાબત અમારા બાઇબંધ આર્યસુબોધના શબ્દમાં બોલીયે છૈએ– " આજ કાલ એમના ભૂષણાસ્પદ વિષયોથી વિભૂષિત થવામા ગુજરાતી માસિક ચોપાનીયાં પૈકી ભાગ્યેજ બેનસીબ રહેતાં હશે એવા સદુદ્યોગે કરીને એમણે વિશેષતઃ ગુજરાતી પ્રજાની નિઃસ્વાર્થીપણે અચ્છી સેવા બજાવી છે અને બજાવે છે જેને માટે ગરવો ગુજરાત એમનો આભારી છે." અમારા બાઇબંધના બોલમાં અમે એટલો સુધારો કરીએ છીએ કે તેમણે ગુજરાતીજ નહિ પણ હીંદુસ્થાની ભાષામાં છપાતાં ચોપાનીયાંને પણ આ લ્હાણીમાં વિસાર્યા નથી એટલુંજ નહી પણ કેસરે હિંદ વગેરે કેટલાંક વર્તમાનપત્રને પણ તેનું લાણું પોંચે છે કેટલાક શ્રીમંત લોકો આખા ભવમા એકવાર લહાણું કરીને છુટું જોઈ જાય છે પણ અમારા આ મહાત્મા તો લ્હાણુંનો વરસાદ વરસાવે છે અને તે પણ જેને જેવું ઘટે તેવું બાળકિ ામા બાળકોને ઉપયોગી ટુંકા ટુંકા વિષયો, તન્દુરસ્તી પ્રકાશમા વૈદ્યકના વિષયો, આત્મજ્ઞાનવર્ધકને વેદાંતના વિષય, અને ખેતીવાડીના ચોપાનીયાને તેના ઉપયોગી વિષયો ધન્ય છે તેની માતા પિતાને.

" આ મહાત્મા આપણા ગુજરાતી છે અને તે સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ ) ભુમિનું એક રત્ન છે " આ વાક્ય સાંભળી કયો ગુજરાતી અને વિશેષત સૌરાષ્ટ્ર મગરૂર નહિ થાય ? સૌરાષ્ટ્રમાથી આવા છુપા અને અણધાર્યા રત્ન નીકળી આવે છે. આપણે શુ જાણીએ કે આવા કેટલાં રત્ન આ દેશની ભુમિમા ભર્યા હશે !

શ્રી નારાયણ હેમચંદ્ર અહીં ગયા નવેમ્બર માસમા આવ્યા હતા અને ૫–૭ દિવસ રહ્યા હતા તેઓ દીનબંદરના વતની અને નાતે બ્રહ્મક્ષત્રી છે તેમના પિતા હેમચંદ્ર મુંબઇમા જઇને રહ્યા તેથી પોતે મુંબઈમા ઉછર્યા તેમની ઉમ્મર હાલ ૨૮ વર્ષની છે, તબીયતે શાંત, હસમુખે ચેહેરે ટાળટોળ વિનાના તમામ સાદા લિબાસના છે પહેરવામા એક ધોતીયુ અને કોટ ખુલ્લે માથે રહે છે તેની આકૃતિજ કોઈ ખરે ખરા નિસ્પૃહી અને સ્વતંત્ર માણસના જેવી છે તેમણે સંસારની ધુસરી માથે લીધી નથી અને લેવાના પણ નથી તેમને પુછીએ છીએ કે તમે શુ ધંધો કરો છો ? ત્યારે તે કહે છે કે " લખવુ અને વાચવુ ", તેમનો કેટલીક બાબતમા મુખ્ય અભ્યાસ છે તે ચોકસ થઈ શક્યુ નથી પણ અંગ્રેજી અને સંસ્કૃતમા સારૂ જ્ઞાન મેળવ્યુ હોય એમ જણાય છે તેઓ કોઈના નોકર નથી તેમ ચાકરી કરવા ચહાતા નથી વેપાર વણજ કરતા નથી તેમને લાહોરના પ્રખ્યાત બાબુ નવીનચંદ્ર રાય સાથે ગાઢી મિત્રા

થઇ જવાથી તેમનો ખરચ પુરો પાડે છે અને તે આખો દહાડો પુસ્તકો વાંચી તેમાંથી ઉમદા સંગ્રહ કરે જાય છે.

તેમનું કુટુંબ હજી આજ હીવમાં છે તે તેમના એક ભાઈ લક્ષ્મીચંદ (!)* ખ ભાળીયામાં નોકર છે.

અમે જ્યાં સુધી તેમને મળ્યા નહિ હતા ત્યાં સુધી તેમના નામ તથા ભાષાની શૈલી ઉપરથી કોઇ દક્ષિણી હશે એમ અનુમાન કર્યો હતો. પણ તેમ કરવાનો તેનો હેતુ ગુજરાતી ભાષાને પ્રૌઢ કરવાનો છે, ક્યાંક ક્યાંક ગુજરાતી ભાષાના વ્યાકરણમાં પણ ફેર આવે છે એજ દક્ષણી લખાણની ભ્રાંત્યુત્પાદક છે, પણ તે લખવાનું ઘણું અને એકલે હાથે લખવું તે સાથે ઘણાં વર્ષથી હિંદુસ્તાનની સોબતને લીધે રહી જતું હશે પણ તે વિષયો ઉમદા અને લખાણ છટાબંધ તેની આગળ एको हि दोषा गुणसन्निपाते निमज्जतीन्दोः किरणेष्विवांकः પ્રમાણે ન ગણવું જોઇએ

તેમણે આજ સુધીમાં નાનાં મ્હોટાં ઘણાં પુસ્તકો બાહાર પાડ્યાં છે હાલમાં એક આર્યકીર્તિ નામનું પુસ્તક તૈયાર કરેલું છે જેમાં પ્રાચીન આર્યોની સ્થિતિ રીતિ વગેરેનું બયાન પુરાતન પુસ્તકોમાંથી સંગ્રહ કર્યું છે અને તે છપાવવા ધારે છે પુસ્તકો છપાવી તેઓ તેમાંથી નફો મેળવવા ચહાતા નથી. માત્ર દેશની સેવા બજાવવી એજ તેનો હેતુ છે.

શ્રીનારાયણ હેમચંદ્ર જેવા સાગટા પુરૂષો હિંદુસ્તાનમાં મંડયા રહે તો આપણા દેશની સ્થિતિ હ કી મુદ્દતમાં સુધરે.

સૌરાષ્ટ્રદર્પણ ડીસેમ્બર ૧૮૮૪"

તેના સિવાય બીજા કેટલાક માસિક ચોપાનિયામાં મારા વિષયો આવેલા જોઇને ખુશી થયો.

હવે મને લાહોરમાં રહેવું પસંદ પડ્યું નહિ. હું ઘરમાં કેદી તરીકે રહ્યો હતો. હવે પાણી-ફેર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. હું મારા ભાઇ વિઠ્ઠલની પાસે ખંભાળીઆ જવાની ધારણા કરીને તે વાત બાબુને કહી બાબુ મારા ભાઇના વિશે જાણતા હતા. પણ તેનો પત્તો તેમના જાણવામાં નહોતો. જ્યારે હું બેભાનમાં હતો ત્યારે તેમણે મને વિઠ્ઠલનો પત્તો પૂછ્યો હતો. પણ તે વેળાએ એવું ડોળ કર્યું હતું, તે ખરું જાણીને તેમણે ત્યાં મારા મંદ-

* પણ મારા ભાઇ વિઠ્ઠલ છે, ના. હે.

વાડના સમાચારનો તાર કર્યો પણ તે નહિ પહોંચતાં પાછો આવ્યો. તે પ્રમાણે બીજી વખતે બીજા પત્તાથી મોકલ્યો તે પણ પાછો આવ્યો. મારે ખંભાળિયા મારા ભાઇને ત્યાં જવું છે એવું કહ્યાથી તેઓએ જવાની હા-કહી, તરત તેમણે હરદેવીએ મારી મદદને માટે બાપુને મોકલેલા ૫૦ રૂપીઆ આપીને બીજા વધારે કેટલા જોય છે તે પૂછ્યું. મેં કહ્યું કે, આટલા બસ છે.

વાંચનાર ! તમે અહિંયાં બાપુનો સ્વભાવ જોયો હશે. શું તમારા ભાઇમાં આવો ભાવ છે કદાચ કેટલાકમાં હશે. પણ મિત્રોમાં શું આવા ભાવ હોય છે ? કદાચ કેટલાકમાં હોય. પણ દુનિયા ઘણીજ સ્વાર્થી છે. તેનાં દૃષ્ટાંત પુષ્કળ મળે છે. નિઃસ્વાર્થના દૃષ્ટાંત ક્વચિત મળે છે. તેથીજ મેં પહેલાં લખ્યું હતું કે, બાપુજી તમે મને જે શિક્ષણ આપ્યું છે, તેવું શિક્ષણ કોઇએ આપ્યું નથી. ખરેખર તમે મારા આદર્શ છો.

હું જવાની તૈયારી કરવા લાગ્યો એટલામાં હાસ્પીતલનો હેડ કલાર્ક લાલા ગંડામલ મને મળવા આવ્યો. તેણે કહ્યું કે તમે સારા થયા છો એ વાત ડાક્ટર રહીમખાંને સરજન સાહેબને કહી છે તેથી તેઓ તમને જોવા ઇચ્છે છે. તેમણે કહ્યું છે કે તમારો કેસ મને લેનસ્ટેટ નામના લંડનમાં નીકળતાં એક અઠવાડિઆના વૈદક સંબંધી પત્રમાં લખવો છે તેથી તમારી ફુરસદે આવજો. હું બીજે દહાડે ગયો. તે જોઇને બહુ ખુશ થયો અને મને પોતાની પાસે બેસાડીને બધી હકીકત પૂછવા લાગ્યો. તે પત્રમાં ટપકાવી લેતો હતો, મારો હાથ ધ્રુજે છે. તે વાત કહી, તરત તેણે મારાં કપડાં કાઢીને તપાસ્યો અને કહ્યું કે હું તમને વિજળીની બેટરી મૂકીને થોડા દિવસમાં સારો કરીશ. મેં કહ્યું કે મારે પાણી ફેર કરવા માટે કાઠિયાવાડ જવું છે. ત્યારે તેણે કહ્યું કે તમે જ્યાં જાઓ ત્યાં હાસ્પીતાલમાં જઇને વિજળી મૂકાવજો, હું રજા લઇને નીકળ્યો.

---

# પ્રકરણ ૯૮ મું.

## હું મારા ભાઇને ત્યાં ખંભાળિયે જવા નીકળ્યો.

હું લીંબડીથી ખંભાળિયા મારા ભાઈ વિઠ્ઠલની પાસે જવા નીકળ્યો. રસ્તામાં ક્યાં પણ નહિ રોકાતાં એકદમ વઢવાણ આવ્યો. તે વેળાએ રાજકોટ કે નવાનગર તરફ રેલવે થઈ નહોતી, હું ત્રણ દિવસે રસ્તાની મઝા જોતો જોતો વઢવાણ પહોંચ્યો. વઢવાણથી રાજકોટ જવાને માટે બળદના સીગરામ હતા તેમાં બેસીને રાજકોટ પહોંચ્યો.

રાજકોટ.—મારા ઉપર મન.સુખરામ સૂર્યરામ વિશેષ કૃપા કરેછે. મારા લખાણો શુદ્ધ થઇને છપાય એવું એ મન પૂર્વક ઇચ્છતા હતા અને તેઓ એ કામને માટે વખતો વખત તેમના કૃપા પાત્ર માણસોને કહેતા, તે પ્રમાણે મુંબાઇમાં મરહૂમ મણિલાલ નભુભાઇને કહ્યું હતું તથા છગનલાલ હરિલાલને કહ્યું હતું. તેઓએ કેટલાંક લખાણો સુધારીને પણ આપ્યાં હતાં. પણ બધા કરતાં નવલરામ લક્ષ્મીરામ સુધારી આપે તો બહુજ સારૂં થાય તે માટે મનસુખરામે એક પત્ર તેમના નામ ઉપર અને રાજકોટમાં જુનાગઢના ઉતારામાં રહેવાના બંદોબસ્તને માટે ત્યાંના માણસના ઉપર મરહૂમ હરિરામ વિહારીદાસે પત્ર લખી આપ્યો હતો. તે મારી પાસે જ્યારે જુનાગઢ ગયો હતો ત્યારથી હતો. હવે હું રાજકોટમાં પહોંચ્યો. પહેલો રાજકોટમાં શનિવારે સવારમાં પહોંચ્યો હતો. મેં રસ્તામાં સાંભળ્યું કે સવારની ટ્રેનિંગ કોલેજ છે તેથી હું બારોબાર મારી માંદગીથી ઉઠેલા સુકાયલાં શરીરે અને મુસાફરીના મેલાં પહેરેલા કપડાંએ ટ્રેનિંગ કોલેજમાં નવલરામ લક્ષ્મીરામને મળવા માટે મનસુખરામની ચીઠ્ઠીની સાથે ત્યાં ગયો. મારા હાલ જોઇને કંઈક મારી જોડે વાતો કરી પણ કંઇક અભાવની નજરે જોતાં જણાયા હું ઘોડીવાર બેસીને લાગલો મારો સામાન ટ્રેનિંગ કોલેજમાં મૂકાવીને જુનાગઢના ઉતારા તરફ ગયો. પણ ત્યાં કોઇ નહોતું. મહેતો શહેરમાં રહેતો હતો, હું પણ બહુ થાક્યો હતો તેથી મેં સિપાઇને પૂછ્યું

કે અહિં કયાં વીશી છે? તેણે પતો બતાવ્યો હું જેમ તેમ વીસીમાં પહોંચ્યો અને ખાવા બેઠો. એટલામાં ચુનીલાલ બાપુજી મોદી અને ડાહ્યાભાઈ પિતામ્બર દેરાશરાઈ આવ્યા. મને ખાતાં જોઇને શિષ્ટાચાર પૂર્વક કહેવા લાગ્યા કે નવલરામભાઈ ખાવાને બોલાવે છે, તમે અહિં શામાટે આવ્યા? મે કહ્યું કે ભૂખ લાગી હતી તેથી ખાઇને આવુંછું. એઓ બેઠા. પછી અમે નવલરામને ત્યાં ગયા, ત્યાં ખાવાનો આગ્રહ થયો. મેં ખાવાનું ખાધુ હતું તેથી ખાધુ નહિ. ત્યાંજ રહેવાનો આગ્રહ થયો. હું ના હા કહીને આખરે ત્યાં રહ્યો હું એક બે દિવસ ત્યાં રહ્યો. પછી હું નવાનગર તરફ જવા માટે બળદના શીગરામમાં બેઠો. ગોપાળજી સુરભાઇએ મને નવાનગરના દિવાન મગનલાલના ઉપર પત્ર આપ્યો હતો. હું તેમને ત્યાં બે દિવસ રહ્યો. એ અરસામાં જામને મળ્યો. તેની જોડે કંઇક વાતો થઇ. પણ તે વાતો કઇ એવી ઉતારવા લાયકની નથી નવાનગરનો રાજમહેલ દીઠો, તેના ઝવેરાત, ટંકશાળ, ઘોડાશાળ, હાથીખાના બાગબગીચા વગેરે દિવાન સાહેબના માણસે દેખાડયા.

**જામનગર**—નવાનગર દેશી કાઠિયાવાડી રાજ્ય છે. ત્યાની વસ્તી ગુજરાતી કાઠિયાવાડી મિશ્ર છે મોટા માથે ફેટા કંઇક વાંકા ઉભા ટોપીના જેવા વીંટાળે છે. બૈરાં કાઠિયાવાડીના જેવાં મોટા પનાના ચાડલા પહેરે છે અને કોણીથી કંઇક લાંબી કાંચળી, કગલી, પહેરે છે. હાથમા, કાનમાં, નાકમાં પગમાં મોટા મોટા જાડા ઘરેણાં પહેરે છે. પગમાં તો બેડી હોય એવાં રૂપાના કડાં પહેરીને મજબુતાઇની ઓળખાણ આપે છે. ગુજરાતણના જેવી કાઠિયાવાડી સ્ત્રીઓ નાજુક નથી તેઓ હૃષ્ટપુષ્ટ છે. નવાનગરના પુરૂષ સ્ત્રીઓ કંઇક મોજીલાં દીઠાં. તેઓનો પહેરવેશ કઇ ભભકાદાર જણાયો. નવાનગરમાં મીઠાઇ પણ સારી બનતી જોઇ લોકોને સુખી જણાતા દીઠા. જામના વિશે લોકોએ જાત જાતની વાત કહી, કોઇ કહેવા લાગ્યા કે રાજા બહુ ઉદાર છે, પણ દિવાન સાહેબ ખર્ચવાની ના કહે છે. રાજા સ્ત્રી લપટ તો ખરા તેથી નવાનગરમાં રાંડોનો સુકાળ જોયો, તેમજ પુરૂષો સ્ત્રીઓને લપટ જોયાં. જ્યાં રાજા જેવા છે તેવી ત્યાં પ્રજા થાય છે. મેં ઘણી જ-

ગામે રાજાની ચાલ તથા મોટા માણસોની ચાલ તે શહેરના માણસો અનુકરણ કરે છે એવું મેં જોયું છે.

નવાનગરમાં બે દહાડા રહીને પછી હું મારા ભાઇ વિઠ્ઠલને ત્યાં ખંભાળિયે જવા નીકળ્યો, ત્યાં ટટુના ટાંગા હતા, તેમાં બેસીને ગયો.

હું લખ્યા વગર મારા ભાઇ વિઠ્ઠલને ત્યાં ગયો હતો. હું જ્યારે લાહોરમાં માંદો પડ્યો, ત્યારે મેં વિઠ્ઠલને પત્ર લખ્યા નહોતા. તેને રાતનાં સ્વપ્નાં આવનાં અને મનમાં શુંનું શું થતું હતું, અને વિઠ્ઠલ લાહોરમાં પત્ર લખતો હતો, પણ હું બેભાન અવસ્થામાં હતો તેથી પત્ર કોણ વાંચે, બાણુને ગુજરાતી આવડે નહિ તેથી તેઓ મને વાંચીને કહે એ પણ ચારો નહોતો. જો વાંચીને સંભળાવે તો સાંભળનાર કોણ? તેથી બધા પત્રોની પેઠે મારા ભાઇના પત્રો પણ પડી રહેતા હતા. હું જ્યારે ખંભાળિયામાં મારા ભાઇ વિઠ્ઠલને ત્યાં આવ્યો ત્યારે મને તેણે કહ્યું કે તમારો કાગળ નહિ આવ્યાથી તેમજ સ્વપ્નામાં ખરાબ સ્વપ્નાં જોયાથી મારા મનમાં કંઇને કંઇ થતું હતું. પછી મેં બધી હકીકત કહી. આટલું તો ખરૂં છે કે એક લોહીના માણસો તથા ગાઢ પ્રેમી સ્ત્રી પુરૂષોનું કંઈ શરીર સબંધી ખરાબ થયાથી બીજાને કોઈ દ્વારા તેની કંઈક અસર થાય છે. ખંભાળિયામાં મારો નાનો ભાઇ વિઠ્ઠલ એક જીનના કારખાનામાં ઈન્જિનિયર હતો. તે ત્રીજા કેલાસમાં પાસ થયો હતો. તે ત્યાં પોતાની સ્ત્રી જીવકોર અને પોતાની દીકરી સહિત ભાડિયાના એક ઘરમાં રહેતો હતો, તેને દારૂ પીવાની ટેવ મુંબઇથી પડી હતી, દારૂ ત્યાં મળતો નહોતો, તેથી તે કોકનચોટર પીતો હતો. મેં તેને ઘણો વાર્યો પણ ટેવ છોડી નહિ. હું બહુ દિલગીર થયો.

વિઠ્ઠલને એક છોકરી તે વેળાએ થઈ હતી, તે આસરે એક વર્ષની થઇ હતી. તે મને જોઇને ડરતી હતી કારણ કે હું દાઢી રખાવતો હતો તે કોણ જાણે શું ધારતી હશે! તે ખૂબસુરત હતી. તે મારી પાસે આવતી નહોતી. હું તેને લેવા જતો હતો પણ તે રોતી હતી. તે છોકરી હાલ મરવાની અણી ઉપર છે. તેનું નામ લક્ષ્મી છે. તેને એક સારા પૈસાદારના ઘરમાં પરણાવી છે. તેનો વર મરણ પામ્યો. હાલમાં તે લક્ષ્મીને ક્ષયનો રોગ લાગુ

પડયો છે અને તે મરવાની અણી ઉપર છે.

હું ખંભાળિયામાં એકાદ મહિનો રહ્યો. ત્યાં ડાકટર વીરજી ઝીણા દવાખાનામાં હતો. તેને મેં વિજળીની બેટરી લગાડવાનું કહ્યું. તેમણે ઘણીક વખત બેટરી લગાડી. તેથી મારો ધ્રુજતો હાથ કંઇક ઓછો થયો.

ખંભાળિયા—નવાનગરનું એક નાનું તાબાનું શહેર છે. ત્યાંની વસ્તી ભાટિયા, લુવાણાની ઘણી છે અને ત્યાંનો પહેરવેશ કંઇક કાઠિયાવાડી તથા કચ્છીના જેવો છે. ભાષામાં કચ્છીના જેવી છે. ભાષામાં કચ્છી કાઠિયાવાડી મિશ્ર છે. કારણકે ખંભાળિયાથી માંડવી ઘણેજ પાસે છે. ખંભાળિયામાં કંઈ જોવા જેવી વસ્તુ નથી. ઘરો નાનાં છે અને રસ્તા પણ સાંકડા છે.




---

## પ્રકરણ ૧૦૦ મું.

### દ્વારકાં.

મારો વિચાર ખંભાળિયાથી માંડવી થઇને દ્વારકાં જવાનો થયો. ત્યાં મેં સાંભળ્યુ કે મણિભાઇ માંડવીમાં છે તેથી હુ માંડવી તરફ ગયો. થોડીક ખાઈ વટાવવી પડે છે. હું દરિયે કિનારેથી મછવામા બેસીને માંડવી ગયો. દિવાન મણિભાઈ માંડવીમાં હતા. હું તેમના ઉતારામા ઉતર્યો. એ ત્રણ દહાડા મણિભાઇની જોડે રહીને દ્વારકાં જવાની ઇચ્છા થઇ. તરત મણિભાઇએ વહાણનો બંદોબસ્ત કરાવીને દ્વારકાંના ઉપરીના ઉપર ચીઠી લખી આપી. હું દ્વારકાંમાં ગયો

દ્વારિકાં વૈષ્ણવોનું તીર્થ છે. તે તીર્થમાં હજારો પ્રદેશના તીર્થયાત્રીઓ આવે છે. દ્વારિકાં ગાયકવાડ સરકારને તાબે છે મદિરમાં જવાનુ હાપુ ગાયકવાડ બ્રાહ્મણ સિવાય બધા ઉપર ૨ાા રૂપીઆ લેછે. તે તેની પેદાસ છે. દ્વારિકાંની છાપ મરાવવાનુ શુદ્રોમાં મોટુ મહાત્મ્ય છે. મુદ્રાના આકારના સીસાને ગરમ કરીને ચામડી ઉપર મૂકે છે તેથી અક્ષરોની જગા ચામડીના

ઉપર ઉઠે છે ને અક્ષિરોવાળી ચામડી સફેદ થાય છે તે પછી હમેશા રહે છે પોતાના ઓળખીતાને દેશમા જઇને કહે છે કે અમે દ્વારકા ગયા હતા તેની છાપ કેટલાએ ધર્મ સમજીને છાપ મનાવે છે. દ્વારકામા શ્રીકૃષ્ણજીની મૂર્તિના સાધારણ દહેરાં છે તેને રૂપાના કમાડો છે મુંબઈની મહારાજની હવેલીના જેવા મંદિરો છે ત્યા પુજારીઓ પૂજા કરેછે બધો વલ્લભાચાર્યની હવેલીનો ઘાટ જોયો. બાળગોપાલ હાથમા ગોળ લાડુ લઇને હીંડતા જોયા, તેના વળી કેટલાક સમય સમયના દર્શન થતા શયનના ભોગ વગેરે દર્શનમા લોકોની ભીડ બહુ જામતી દ્વારકા નાનો બેટ છે ત્યા કેટલાક નાના ઘરો તથા સાંકડા રસ્તાઓ છે દેવળો સિવાય બીજું કંઇ જોવા જેવું નથી, પણ ફક્ત ચારે બાજુએ સમુદ્રની લીલા જણાય છે હું દ્વારકામા એક દહાડો રહ્યો દ્વારિકા મને સારૂં લાગ્યું નહિ કારણ કે હું યાત્રાળુ થઇને ગયો નહોતો પણ જોવા માટે ગયો હતો

પછી હું માંડવી આવ્યો અને ત્યાથી ખંભાળિયે ગયો ખંભાળિયામા કેટલાક દિવસ રહીને નવાનગર ગયો ત્યાં પણ કેટલાક જોઇને પછી રાજકોટમા ગયો

---

## પ્રકરણ ૧૦૧ મું.

### રાજકોટમાં ઉદ્યોગ અને નવલરામ.

હું રાજકોટમા જઇને જુનાગઢના ઉતારામાં ઉતર્યો જુનાગઢના વકીલ રી. ત્રવેડી ખાતો હતો ખાવાનું બધુ મગીન, પણ કાઠિયાવાડી બે ચાર મગીન હોય છે. બાજરીના રોટલા, પતુની જાડી રોગળી, અને દૂધની દાળ દૂધ ઉપર તેઓનો મારો વધારે હોય છે રાજ એક નાગ તો નથી છે રાજકોટમા બે મહિના રહ્યો હું જુનાગઢના ઉતારામા રહેતો હતો

નવલરામ લક્ષ્મીરામને ત્યાં દરરોજ સવાર સાંજ જતો હતો અને નિયમિત રીતે દરરોજ આવતો હતો. તેઓએ મારા લખાણ પણ ચાર સિવાય

બપોરે તપાસમાં નવેરાનાં પણ પરચુરણ બહુ વાતો થતી. અમે બેઉ ઘણું દરરોજ સાંજે રાજકોટથી બહાર ફરવા જતા. રસ્તામાં પણ જાત જાતની વાતો થતી. મોટેક છેટે એક પુલની ઉપર બેસીને ગપ્પો મારતા, સવારમાં પણ વાતો ચાલતી. નવલરામ વિદ્વાન તો ખરા, તેઓ વાંચવાના બહુ શોખીન હતા, તેમાં તુલના શક્તિ પણ ઉત્તમ હતી. પણ કંજુસ હતા. ઉદાર દીસતા નહોતા. એક વેળાએ નવલરામ અને હું ખેતરમાં ફરવા ગયા હતા એટલામાં રસ્તામાં એક સવાર બીજે રસ્તેથી આવીને કહેવા લાગ્યો કે, તમે અહિ શામાટે આવ્યા છો? મેં કહ્યું કે ફરવા, ત્યારે પેલા સવારે કહ્યું કે શું તમે જાણતા નથી કે અહિં ચોર સધવાણી ફરે છે. મેં કહ્યું અમારી પાસે શું હોય કે તે લે? આવું કહ્યું. ત્યારે સ્વારે કહ્યું કે હવેથી સાંજના આ રસ્તે આવતા ના. અમે બેઉ પાછા વળ્યા. રસ્તામાંથી પેલો સવાર ઝડપથી ઘોડા ચલાવતો ચાલ્યો. મોટેક છેટે ગયા એટલે નવલરામભાઈએ કહ્યું કે, એ ચોર સધવાણી હોવો જોઈએ. તમે બહુ હિંમતથી બોલ્યા. હું તો મારી વીંટીને પાઘડીનીજ શીકરમાં હતો. વીંટી મેં બીજા હાથમાં સંતાડી રાખી, ચાલો, જલદી જઈએ પાઘડી ને વીંટી લી પછી તેઓ કોઈ દહાડો તે રસ્તે-થી આવ્યા નહિ, તેઓ સાંજના મમરા ને સેવ ખાતા હતા. કપડું પણ બાજકાદાર પહેરતા નહોતા. એક નાના સરખા ઘરમાં રહેતા હતા. તેઓ શેરનો વેપાર ઘણો કરતા, તેમાં ઘણું કમાવ્યું તથા ગુમાવ્યું છે. હાલમાં તેઓ મરી ગયા છે. સંભળાય છે કે તેમને પૈસા સારા મુકયા હતા.

હું જ્યારે પહેલાં ટ્રેનિંગ કોલેજમાં નવલરામભાઈને મળવા ગયો હતો, ત્યારે તેઓએ મને ઠગારો જાણ્યો હતો. નારાયણ આવો કદી નહિ હોય. તે કોઈ મોટો માણસ હોવો જોઈએ. 'કોઈ નારાયણનો વેશ લઈને ઠગવા આવ્યો છે એવું તેમણે મારા પોશાકથી જાણ્યું તેથી મારી જોડે બહુ વાત કરી નહિ. હું જુનાગઢના ઉતારે ગયો ત્યારે નવલરામે ડાહ્યાભાઈ તથા ચુનીલાલને બોલાવીને કહ્યું કે હમણાં નારાયણનું નામ ધારણ કરીને કોઈ આવ્યું હતું. જેઓ લાહોરથી લખાણો મોકલે છે પણ તે મને જણાયા નહિ. એ તો એવો મેલો તથા દુબળો હતો કે તેને મેં ઠગારો ધાર્યો.

ચુનીલાલે મારી કીર્તિ બાળપણાના વિશે સાંભળી હતી. તેણે કહ્યું કે, એમ હોવા જોઇએ. તમારી પાસે મનસુખરામનો કાગળ છે તે બીજાને શી રીતે મળે ? એ તો સાદા રહે છે. આવું જ્યારે કહ્યું, ત્યારે તેમને ભાન આવ્યું. તરત તેઓને તેડવાને મોકલ્યા. આ વાત મને ચુનીલાલ બાપુજી મોદીએ પ્રસંગોપાત કહી હતી.

મેં રાજકોટમાં જોવા જેવી વસ્તુ હતી તે જોઈ. રાજકુમાર કૉલેજ જોઇ. ત્યાંના રાજકુમારોને દીઠા. તે અરસામાં કચ્છભુજના મહારાજાના ભાઇ કાનુભાઇ રાજકોટ છોડીને પોતાને વતન સિધાવવાના હતા તેને માટે કો-ઠાને નોતરીને ચાહ પાણી ડાહ્યાભાઇ પીતાંબર દેરાસરીએ આપ્યો હતો તે પ્રસંગે હું પણ ગયો હતો. ત્યાં કારભારીઓની મીટીંગ ભરાઇ હતી તેમાં પણ હું હરિદાસની જોડે ગયો હતો.

---

## પ્રકરણ ૧૦૨ જું.

### જુનાગઢ અને અમદાવાદ.

પછી મારે હરિદાસની સાથે જુનાગઢ જવાની ઇચ્છા થઈ. હરિદાસની સાથે હું પહેલા ગોંડળ આવ્યો. ગોંડળમાં દરબારી મેમાન રહ્યા. ત્યાં મને ફેરવ્યો કારભારી, પ્રાઇવેટ સેક્રેટરીની જોડે ઓળખાણ કરાવ્યું ગોંડળનો બગીચો, મહેલ, બજાર, હારપીનાથ વગેરે જોયાં, બીજે દિવસ ઘોડાગાડીમાં બેસીને જુનાગઢ આવ્યા.

જુનાગઢમાં હરિદાસ જાઇને ત્યાં રહેવા લાગ્યો. ત્યાં દરરોજ સરકારી પ્રેસમાં જઇને વલભજી હરિદત્તની જોડે સાહિત્ય વિષે ચર્ચા કરવા લાગ્યો. થોડા દિવસમાં મારૂ આર્ય કીર્તિ નામનું પુસ્તક છાપવાનું શરૂ થયું ગેં તેના કેટલાક ફરમા જોયા પછી હું અમદાવાદ આવ્યો. અમદાવાદમાં મહુંમ ભોગીનાથને ત્યાં ગયો. ત્યાં ખબર મળી કે મહર્ષિ દેવેન્દ્રનાથ ફરે આદિ આવશે તેને માટે બહેચરદાસનો બંગલો આપે એવું કહે. તરત હું બહેચરદાસને ત્યાં ગયો, તેમણે હા પાડી. તેજ દહાડે હું પાલનપુર સેવા માટે ગયો.

---

## પ્રકરણ ૧૦૩ જું.

### પાલનપુરમાં મહર્ષિ દેવેન્દ્રનાથને લેવા ગયો.

હું અમદાવાદથી પાલનપુર ગયો. ત્યાં મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર એક ફર્સ્ટક્લાસનો ખાસ ડબો કરીને આવેલા હતા. જ્યાં ઇચ્છા થતી ત્યાં ડબાને છોડાવી મૂકતા હતા. મહર્ષિને ડબામાં મળ્યો. વાતચીત થઇ. તેમાં જણાવ્યું કે આપ અમદાવાદમાં આવવાના છે. તે મેં કાલે સાંભળ્યું. તેથી આપને મળવા આવ્યો છું. પછી અમે અમદાવાદની વાતો કરવા લાગ્યા. બંગલો લીધો છે તે બંગલો સારો છે ઇત્યાદિ બધું કહ્યું. મેં ત્યાં ખાધું. પછી જ્યારે મેલ આવવાનો વખત થયો ત્યારે તૈયાર થઇને સ્ટેશન ઉપર ફરવા લાગ્યા. એટલામાં ટ્રેન આવી, ડબો મેલની જોડે લગાડયો. ગાડી ચાલી. થોડીકવારે ગાડી સ્ટેશનો કરતી કરતી અમદાવાદના સ્ટેશનપર આવી પહોંચી. ત્યાં મહર્ષિને લેવા માટે મર્હુમ ભોળાનાથભાઇ, મહીપતરામ વગેરે પ્રાર્થના સમાજના મેમ્બરો આવ્યા હતા. ઓળખાણ થયા પછી દિલ્હી દરવાજે બહેચરદાસ અંબાઇદાસના બંગલામાં ગયા. હું પણ ત્યાં ગયો. બીજે દહાડે મેલમાં મારે મુંબઇ જવાનું ઠર્યું. ત્યાં બંગલો ભાડે રાખવાની ગોઠવણ કરવા સારૂ દેવેન્દ્રનાથને કહ્યું. તેનો નોકર કિશોરી અને હું મુંબઇની મેલમાં વાંદરા ગયા. જતી વખતે ભોળાનાથભાઇએ હીરાલાલ મણિલાલ ઉપર પત્ર આપ્યો હતો. તે મેડીકલ કૉલેજમાં ભણતો હતો. અને ભોળાનાથ ભાઇનો કંઇક સગો હતો. તે સંસારના કામમાં કુશળ છે.

---

## પ્રકરણ ૧૦૪ થું.

### હું દેવેદ્રનાથને માટે વાંદરામાં બંગલો લેવા આવ્યો.

અમે પહેલાં વાંદરે ઉતર્યા. વાંદરા મુંબઇથી ૧૦–૧૨ માઇલપર સમુદ્રના કિનારાપર વસેલું છે. તેને જો મુંબઇનું શહેર કહીએ તો ચાલે. ત્યાં

મુખકળા બંગલાઓ છે. મુબઇના કેટલાક પૈસાદાર તથા હીરંગતાફિન વાંદરામાં રહે છે, વાંદરામાં કસાઈખાનું છે. ત્યાં જનાવરોને મારીને મુંબઇમાં તેનું માંસ લાવે છે. વાંદરાનો પછવાડેનો ભાગ કે જ્યાં પૈસાદારના બંગલા છે, તે ટેકરા ઉપર છે. દેખાવ બહુ રળીઆમણો લાગે છે. હવા પણ સારી છે. અમે પહેલા મહર્ષિના છોકરા સત્યેંદ્રનાથના મિત્ર વિઠ્ઠલ કરકરેને ત્યાં ગયા. તેઓ રસ્તામાં અમને મળ્યા હતા. વાતપરથી તેણેજ કહ્યું કે મને સત્યેંદ્રનાથનો પત્ર આવ્યો છે. તેમાં લખે છે કે મારા પિતા વાંદરે રહેવા આવવાના છે. તેને માટે બંગલાની તજવીજ કરજો. અમે બંગલો જોવા ગયા. કેટલાક બંગલા જોયા પણ કોઇ ખાલી નહોતા. એક બંગલો દરિયા કિનારે અનફરનીસ ખાલી હતો. તેનું ભાડું ઠરાવીને તે બંગલો લેવાની ઈચ્છા કરી. ઘણું જોયું પણ ક્યાંય પણ બીજો સારો બંગલો મળ્યો નહિ. આખરે તે બંગલો ભાડે લીધો. હું સામાન લેવા માટે મુબઇ ગયો. કેટલોક સામાન ભાડે લીધો ને વાંદરે મોકલ્યો.

પછી હું હીરાલાલને ગીરગામમાં મળવા ગયો. હીરાલાલ ઘરમાં ન હોતો. તેની કાકી તથા કાકાની છોકરીઓ ઘરમાં હતી. તેઓને હું થોડી વારે પાછો આવીશ એવું કહીને ગયો. ફરીને આવ્યો એટલામાં હીરાલાલ મળ્યો. બંગલો ફરનીસ ભાડે મળ્યો નહિ મેં અનફરનીસ ભાડે લીધો છે. ફરનીચર પણ લીધુ છે ઇત્યાદિ કહ્યું. પછી હું જરા બેસીને ત્યાંથી ગયો. પછી મેં સાંભળ્યું કે હીરાલાલે મહૂમ ભોળાનાથભાઇને તાર કર્યો તેમાં લખ્યું કે બંગલો ફરનીસ મળ્યો નહિ પણ અન ફરનીસ મળ્યો છે.

બીજે દહાડે સવારે મહર્ષિ આવ્યા તેમને લેવા માટે સ્ટેશનપર ગયો. પછી બંગાળામાં આવ્યા. બંગલો જોયો. મે તેમને સમજણ પાડી કે બીજા બંગલા કોઇ ખાલી નહોતા તેથી આ લીધો છે, ફરનીચર ભાડે લાવ્યો છે આથી મહર્ષિએ મારી પ્રશંસા કરી. વાંદરામાં દેવેન્દ્રનાથ રહેવા લાગ્યા. હું દરરોજ એક બે કલાક મુંબઇથી આવતો હતો, દેવેંદ્રની જોડે પ્રિયનાથ હતો, એટલે મારે રહેવાની જરૂર પડતી નહોતી હું મુંબઇમાં વીર મંડળી ભાગ ૧ લો આર્યવીર્ય પુસ્તક નિર્ણયસાગરમાં છપાવવાના કામમાં

ગુથાયો તે પુસ્તક તા ૧૫ એપ્રિલ ૧૮૮૬મા પ્રસિદ્ધ કર્યું તે ફી કાપી મ હર્ષિ વાદરે આપી; હું ઘણું કરીને જસ્ટીસ દેવેન્દ્રનાથને ત્યા વાદરે જતો અને ધર્મ સબધી કોઇ કોઇ વખતે વાતો કરતો હતો

---

## પ્રકરણ ૧૦૫ મું.

### મુબઇમાં ઉદ્યોગ.

હું મુબઇમા મારા મામાને ત્યા આવ્યો અને ગીરગામમા દીનાનાથ મણીનાથને ત્યા રહેતો હતો તેની સ્ત્રી મારા ઉપર માયા રાખતી હતી તેનુ નામ ટપકી હતું તે બહુ નાજુક હતી તે રાધતી હતી અને દીનાનાથ ખાતો હતો તથા ડાકટરી શીખવા માટે મુબઇમા રહેતો હતો તે રા. ા નરસિંહરાવ ભોળાનાથની સ્ત્રીનો મામાનો ભાઇ થતો હતો તથા મહૂમ ભોળાનાથ સારાભાઇનો કાઇક સગો હતો

હું મુબઇમા લખવા વાચવામા કાળ ગાળતો હતો સભાઓમા જતો હતો તથા મુબઇના કેટલાક વિદ્વાનોને ત્યા જતો આવતો હતો મુબઇમા કેટલાક નાગર બ્રાહ્મણના યુવક વિદ્યાભ્યાસને માટે રહેતા હતા તેમને ત્યા પણ વખતો વખત જઇને જ્ઞાન મેળવવાનો યત્ન કરતો હતો તેમા મુખ્ય કરીને કરણઘેલાના કર્તા રા. રા. નદશકર તુળજાશકરના પુત્રો માનુભાઈ અને મનુભાઈ તથા કૃષ્ણલાલ ઝવેરીને ત્યા જતો એ બન્ને વકીલો થયા છે પણ મનુભાઈ હાલમા મહારાજા શિયાજીરાવના પ્રાઇવેટ સેક્રેટરી થયા છે

હું વખતો વખત ગૂજરાતીના અધિપતિ રા રા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇને ત્યા જતો હતો તે મારા ઉપર કૃપા કરતા હતા તે અરસામા આર્યજ્ઞાન વર્દ્ધક ચલાવતા હતા તેમા હુ વખતો વખત લખતો હતો તેમજ ગૂજરાતી ચોપાનિયામા લખતો હતો તેમજ હિંદી ચોપાનિયામા લખતો હતો, આવી રીતે એક રીતે હુ લખવામા ગુથાયલો રહેતો હતો

તે અરસામા ગૂજરાતીના અધિપતિની ગ. રા. ઇચ્છારામ સૂર્યરામની તરફથી હિંદ અને બ્રિટાનિયા નામનું પુસ્તક પ્રકટ થયુ હતું તે મને જૂના ગઢમા દિવાન હરિદાસને ત્યા જોવા મળ્યુ હતુ દિવાન હરિદાસે મને તે પુસ્તક આપીને કહ્યુ કે, આ પુસ્તક એક અંગ્રેજ કે જે પછીથી મુસલમાન થયા છે જેનુ નામ મુરાદબેગ હતું, તે ભાવનગરમા મનોરંજન નામનુ અંગ્રેજીમા ચોપાનિયુ કાઢતો હતો તેમા પહાડ ઉપરના વિચાર એ નામથી તે નિબંધો આપતો હતો તેનુ ભાષાન્તર છે બેશક તેમા કેટલાક સુધારો વધારો કરીને હાલના લાર્ડ રીપનની સાથે બધુ મેળવ્યુ છે તેથી મે તે પુસ્તક ત્યા વાચ્યુ

તે પુસ્તક રાસ્ત ગોફ્તારે ઘણુંજ વખોડયુ હતુ, તેમા લખ્યુ હતું કે એ પુસ્તક રાજ્યનીતિ વિરુદ્ધ છે, તેમા રીતુરી લખાયુ છે વગેરે ઘણું લાંબુ વિવેચન કર્યું હતુ

હુ જ્યારે રાજકોટમા રા. રા. નવલરામ લક્ષ્મીરામની પાસે મારા વિષય સુધારવા ગયો હતો, ત્યારે નવલરામે ગૂજરાતશાળા પત્રમા હિંદ અને બ્રિટાનિયાને ઘણુ વખાણ્યુ હતું તેનુ બહુજ ઉત્તમ વિવેચન કરીને રા. રા. ઇચ્છારામની બહુ તારીફ કરી હતી.

રાસ્ત ગોફ્તારમાના ત્રિ યુના ઉપરથી મુંબઇ ટાઇમ્સ તેનું ભાષાન્તર કરીને પોતાના પેપરમા આપતો હતો, મોઇએ આર્ડીંડના ધ્યાનમા ગુજરાતશાળાપત્રનો ગ્રિન્યુ ટક્યા તેથી તેમણે રા. રા. નવલરામ ઉપર તેની કેફીયત માગી તે વેળાએ હુ ત્યાંજ હતો આથી નવલરામ કંઇક ગભરાયા અને પછી તેમણે લખ્યુ તેનુ કઇ પછી શુ થયુ તે હુ જાણતો નથી

હુ મુંબઇમા રહેતો હતો, ત્યારે મે રા. રા. ઇચ્છારામ સૂર્યરામને બંગાળીમા તેના કરતા પણ સખ્ત કાનબગી લખાયલી છે ત્યારે તેમણે મને કહ્યુ કે એનુ ભાષાન્તર કરીને આપો તે પ્રમાણે મે ગંગાગોવિંદસિંહનુ ભાષાન્તર કરીને આપ્યું તે તેમના આશ્રમને ભેટ આપ્યુ છે તેની, પ્રસ્તાવનામા જે બનાવ બન્યો હતો તે તેમણે લખ્યો છે

---

# પ્રકરણ ૧૦૬ હું.

## દેવેન્દ્રનાથ અને હું વાંદરામાં.

હું વચ્ચે વચ્ચે હીરાલાલ મણિલાલને ત્યાં જતો હતો. તેની પાસે બાબુ નવીનચંદ્ર રાયના મિત્ર પંડિત વસંતરામ રહેતા હતા. તેમને ક્ષય રોગ થવાથી છુટી લઇને મુંબાઇમાં ગીરગામમાં રામજી પરસોતમના ચાલીમાં રહેતા હતા. તેઓ વિસનગરા નાગર બ્રાહ્મણ છે. તેઓ વિદ્વાન તથા ભલા માણસ છે. પોતાનો વખત કાપવા માટે ફોટોગ્રાફિકનું કામ કરતા હતા. તેમને ત્યાં પણ હું જતો. કોઇ કોઇ વખતે તેઓના આગ્રહથી તેમને ત્યાં ખાતો હતો. તેઓ બહુ માયા રાખે છે. એક વખતે પંડિત વસંતરામ દેવેન્દ્રનાથનો ફોટો લેવાને માટે વાંદરે આવ્યા હતા. તેમણે કેટલીક છબીઓ લીધી. વસંતરામ પેહેલા દેવેન્દ્રનાથને ઓળખતા હતા. થોડા અરસામાં બીજો એક પાસે બંગલો ખાલી થયો તે ભાડે લીનો. એટલામાં સત્યેન્દ્રનાથ પોતાના પિતાશ્રીને મળવા આવ્યા. તે પણ મહર્ષિને ત્યાં ઉતર્યા. તેમની જોડે મારે બહુ વાતો થઇ. સત્યેન્દ્રનાથ પહેલા સીવિલ સરવન્ટ થયા હતા. તેઓ ધાર્મિક, સરળ સ્વભાવના મમતાળુ છે. તેની જોડે ધર્મ સંબંધી, સંગીત સંબંધી વાતો થઇ. હું દરરોજ સત્યેન્દ્રની સાથે ઘણો વખત વાતો કરતો હતો. એક વખત બાબુ વિષ્ણુ આબાજી મોડક એલફીન્સ્ટન હાઇસ્કુલના પ્રિન્સિપાલે મરાઠીમાં મહર્ષિના કહેવા ઉપરથી કીર્તન કર્યું. તે કીર્તન બહુ સારૂં થયું. મુંબઇની પ્રાર્થના સમાજના સાવત્સરિક ઉત્સવને ટાણે દેવેન્દ્રનાથે સમાજમાં જઇને પચાસ રૂપીઆ આપ્યા તેમજ એક દહાડો સમાજના મેમ્બરોને પ્રીતિ ભોજન આપ્યું તેની વ્યવસ્થા મેં કરી હતી. ખાવાનું ઘણુંજ ઉત્તમ કરવામાં આવ્યું હતું.

પ્રિયનાથને લગ્ન પ્રસંગે પોતાના ગામમાં જવાની ઇચ્છા થયાથી તે દેવેન્દ્રનાથની રજા લઇને ગયો. મને મહર્ષિએ પોતાને ત્યાં રહેવાને કહ્યું. હું વાંદરે રહેવા લાગ્યો. એક મહિનો હું વાંદરે રહ્યો. કોઇ કોઇ

વખતે મુંબઇ જતો હતો. મુંબાઇમાં હીરાલાલ, વસતરામ વગેરેને ત્યાં જતો હતો. દામોદર ગોરધનદાસ સુખડવાળાને ત્યાં પણ વખતો વખત જતો હતો. દામોદરે બે વાર લગભગ પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે. તેઓએ ફ્રી લાઇબ્રેરી મુંબાઇમાં કાઢી છે તથા ઘણાંક જનહિતનાં કામો કરે છે. તેઓ મારા કામને વખતો વખત મદદ કરે છે. હું મુંબાઇમાં વાસુદેવ બાબાજી નવરંગને તથા બાવા કીસનદાસ ઉદાસીને પણ મળતો હતો. મુંબાઇમાં મારા જ્ઞાનની ઉન્નતિને માટે હું તત્પર હતો. હીરાલાલની કૃપાથી માધવદાસ રૂગનાથદાસ, ધનકોરબાઇની ઓળખાણમાં વધારો થયો. જો કે હું વારંવાર માધવદાસને આગ્રેથી બાબુની સ્ત્રી માટે શાડી વગેરે મંગા વવાના કાગળો લખતો હતો. પણ ઘણી ઓળખાણ તો મુંબઇમાંજ થઇ.

થોડા અરસામાં દેવેન્દ્રનાથનો નાનો છોકરો રવિન્દ્રનાથ પોતાના પિતાને મળવા આવ્યો. રવિન્દ્ર બંગાલી ભાષામાં પહેલા પંક્તિના કવિમાં ખપે છે. તેની કવિતા બહુજ અરસપરસ છે. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તે વિદ્વાન, સરળ સ્વભાવના તથા ધાર્મિક છે. તેઓની જોડે વાત કરવામાં મને બહુ રસ પડતો. તેમનું બોલવું બહુ મધુર છે. તેઓ લાંબા વાળ રાખતા હતા. કદે પણ હષ્ટ પુષ્ટ છે. તેના મોંપર તેજ છે. તેમની જોડે મારે સાહિત્ય વિષે જુદી જુદી વાતો રોજ થતી. હું તેમની પાસેથી ઘણુંક શીખ્યો. એક વેળાએ મુંબાઇમાં બોર્ને એંડ રપેર્ડને ત્યાં મહર્ષિનો ફોટો પડાવ્યા.

એટલામાં પ્રિયનાથ ગામમાંથી આવ્યો હું હવે મુંબાઇમાં રહેવા લાગ્યો હું વખતો વખત મુંબાઇમાં મોટા મોટા માણસોને ત્યાં જતો હતો. અને માસિક ચોનિપત્રમાં લખાણો લખતો હતો. હું જ્યારે મુંબાઇમાં રહેતો હતો ત્યારે રાવ બહાદુર ભોળાનાથ સારાભાઇના મંદવાડના સમાચાર સાંભળ્યા હતા. તેમના દીકરા નરસિંહરાવ ઉર્ફે નનુભાઇ સોલાપુરથી અમદાવાદ જવાને માટે હીરાલાલને ત્યાં ઉતર્યા. તેમની જોડે મારી પહેલું ઓળખાણ થયું. તેઓ રાતની ગાડીમાં અમદાવાદ ગયા થોડા દિવસમાં હીરાલાલની તરફથી સાંભળ્યું કે તા. ૧૫ મે ૧૮૮૬ માંજે આ નરરત્ન ત્યાગીને પરલોકમાં ગયા. આ ખબર મેં મહર્ષિને કહ્યા તેથી તેઓ બહુ દિલગીર થયા. થોડાક દિવસ.

પછી નરસિંહરાવ પાછા પોતાની ચાકરી ઉપર જવા માટે મુંબઇમાં આવ્યા ત્યારે મહર્ષિને મળવા ગયા હતા તે વેળાએ હું પણ હતો. મહર્ષિએ અફ્શોસ જણાવ્યો તથા દિલગીરી જણાવીને દિલાસો આપ્યો.

જ્યારે મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર મુંબઇના વાંદરામાં ઇ. સ. ૧૮૮૯ના આરંભમાં રહેતા હતા. ત્યારે મારી તરફથી વીરમંડળ ભાગ પહેલો આર્યવીર બહાર પડ્યો હતો. તેમાં વીર પુરૂષોનું વૃતાન્ત હતું. તેની મેં જાહેર ખબર ગુજરાતીમાં આપી હતી તેના ઉપરથી એના પુષ્કળ ગ્રહાકો થયા અને તેના વિષે ઘણા સારા અભિપ્રાય ન્યુસપેપરવાળાઓ તથા ચોપાનિયાંવાળાએ આપ્યા હતા. વીરમંડળ ભાગ પહેલો મેં તા. ૪–૧૦–૮૧માં મહારાવ સર ખેંગારજીને અર્પણ કર્યો હતો તેમના તરફથી છપાઇનો ખર્ચ મળ્યો હતો.

ત્યાર પછી મેં પુનર્વિવાહ શાસ્ત્ર સમત છે એ પુસ્તક પ્રકટ કર્યું. તે પુસ્તક સૌભાગ્યવતી ધનકોર બાઇ માધવદાસને તા. ૪–૬–૧૮૮૯માં અર્પણ કર્યું. તેમાં પુનેં લગ્ન નહિ કરવા વિશે જે જે તકરારો છે તેનું શાસ્ત્ર રીતિથી ખંડન કરીને પુનર્વિવાહ શાસ્ત્ર સંમત છે તે સિદ્ધ કર્યું છે. તે પુસ્તક લોકોને મફત આપવામાં આવ્યું હતું અને તેનો બધો ખર્ચ શેઠ માધવદાસ રૂગનાથદાસે આપ્યો હતો.

મેં પહેલા લખ્યું હતું કે હું વખતો વખત મુંબઇના મોટા લોકોને ત્યાં જતો આવતો હતો. હું મનઃસુખરામને ત્યાં ઘણું કરીને એક બે દિવસે તો જતોજ હતો. કારણ કે તેમને ત્યાં ઘણાં નવાં પુસ્તકો આવતા તે જોવા મળતા અને તેઓ મારા ઉપર માયા બતાવતા હતા. કોઈ કોઇ વખત આગ્રહ પૂર્વક જમાડતા તેમજ સર અવસરે મને ખાવાનું નોતરૂં કહેતા. હું તેમના સામેના પાટ ઉપર બેસીને વાતો કરતો ખાતો હતો. સિમલા, પન્જાબ, મથુરાં વગેરે સ્થાનમાં હું તેમની જોડે રહ્યો હતો તેથી મારા ઉપર તેમનો ભાવ વિશેષ થયો હતો અને મારે કામ કાઢી લેવાની સ્ફૂર્તિ જાણીને તે બહુ ખુશ થયા હતા. તે વિશે તેઓએ પોતાના મિત્રોને કહ્યું હતું. હાલમાં તેમને કામને પ્રસંગે માથેરાન જવાનું નક્કી થયું હતું. તેથી મને ત્યાં જઇને બંગલો વગેરેનો બંદોબસ્ત કરવાનું કહ્યું. હું મહર્ષિની રજા લઇને માથેરાન તરફ જવા નીકળ્યો.

## પ્રકરણ ૧૦૭ મું.

### મનઃસુખરામની જોડે મામલેશ્વર જવું.

હું મુંબઇથી મે ૧૮૮૯માં મામલેશ્વર જવા માટે પુને જવા નીકળ્યો. કારણ કે ત્યાંથી મામલેશ્વર જવાને ટાંગા મળે છે. મેં એક ચાર પૈડાની ટાંગાની ગાડી મનસુખરામને માટે રૂપીઆ આપીને રખાવીને હું એક સીટ લઇને મામલેશ્વર ગયો.

મામલેશ્વર કોકણનો પર્વત છે. તે ઉચ્ચારમાં હોવાને લીધે ગરમીમાં ત્યાં થંડક રહે છે. મુંબઇનો ગવર્નર તથા બીજા ઑફિસરો ત્યાં ઉનાળામાં રહેવા જાય છે. તેથી ત્યાં કેટલાક બંગલા થયા છે તથા મુંબઇના વેપારીઓએ ચાર મહિનાને માટે દુકાનો કાઢી છે. થંડક હોવાને લીધે મુંબઇના કેટલાક પૈસાદાર મામલેશ્વરમાં રહેવા જાય છે. પહાડ ઉચ્ચો છે ખરો, ત્યાં વનસ્પતિ ખરી પણ હિમાલયના જેવી સૃષ્ટિની લીલા જોવામાં આવતી નથી.

હું મામલેશ્વરમાં પહોંચ્યો. મનસુખરામે મોરારજી ગોકળદાસનો બંગલો રાખવા મને કહ્યું હતું. તે બંગલામાં ગયો. પણ તે તો કોઇને ભાડે આપ્યો હતો. મુંબઇમાં મોરારજીના છોકરાઓને ખબર નહોતી કે, બંગલો ભાડે આપવામાં આવ્યો છે. તેઓએ તો એક ભાડે આપનાર એજન્ટના હવાલે કર્યો હતો. સારૂં ભાડું આવ્યાથી તે ભાડે આપ્યો હતો. હવે શું કરવું? બીજો કોઇ હોત, તો મનસુખરામની પરવાનગી વગર કંઈ કરી શકત નહિ. પણ મેં વિચાર કર્યો કે મનસુખરામની સ્ત્રી ડાહી ગવરી સાથે આવે છે. ક્યાં રહેશે? મકાન તો જોઇએ. શેઠના ભરૂસે આવ્યા પણ શેઠનો બંગલો ભાડે અપાયો છે. મેં તો ઘર તથા બંગલો લેવાનો નિશ્ચય કર્યો. તરત પેલા આ એજ એજંટને મળ્યો. બંગલાના ભાડા પૂછ્યા. આખી સીઝનનું ભાડું માંગવા લાગ્યા. કોઇના ૫૦૦ રૂપીઆ તો કોઇના ૪૦૦ નો કોઇના ૩૫૦ રૂપીઆ ખાસ માંગ્યા. મેં કહ્યું કે કોઇ ઘર મળે એમ છે, તેણે કહ્યું નહિ. પછી હું બજારમાં ગયો. ત્યાં મુંબઇના એક ઓળખીતો દુકાનપર ચાકરી કરતો હતો.

તેને મકાનની ખબર પૂછી તેણે પોતાની પછવાડે એક ઘર બતાવ્યુ. ત્યા ગયો તે ઘર મે સારૂ જોયુ તે ઘરમા કઈક ફર્નીચર હતું તે પણ મને સારૂ જણાયુ મે તેનું ભાડુ ઠરાવ્યુ, [redacted] તે ફકતા ૧૫૦ રૂપીએ ઘર સીઝનને માટે ભાડે રાખ્યુ હવે તે ઘરની બાઈ કહેવા લાગી કે પહેના રૂપીઆ આપો મનસુખરામે મને થોડાજ રૂપીઆ આપ્યા હતા પણ મારી પાસે ૫૦ રૂપીઆ હતા તે તેને આપ્યા ને ઘર ભાડે રાખ્યુ ઝાડવા, પાણી ભરાવવાને માટે માણસ રાખ્યો બજારમાથી ખાધુ રાતે સૂતો. સવારના પહોરમા ટાગાના રસ્તા ઉપર જઇને મનસુખરામની ગાડી જોવા લાગ્યો આમ તેમ કરતા થોડીક વારે ગાડી જણાઇ ગાડી પાસે આવી મે વધામણી ખાધી કે શેઠ મોરારજીનો બગલો ખાલી નથી તેથી શુ કરવુ ? પછી મે કહ્યુ કે ૧૫૦ રૂપીએ ઘર ભાડે રાખ્યુ છે કોઇ બગલો ૩૫૦ થી ઓછા મળતો નહોતો આખરે ઘર લીધુ આથી ભાઇ જરા ગુસ્સે થયા ફકત ૧૦ દહાડાને માટે ૧૫૦ રૂપીઆ ખર્ચ્યા મેં કહ્યુ કે મકાન મળતા નથી તો શુ કરૂ ? તમે આવનાના હતા અહિ ક્યા ઉતરત કોઈ વખતે ૫૦૦ રૂપીઆ પણ આપવા પડે, તમે એકલા હોત તો જૂદી વાત હતી પણ ડાહી લક્ષ્મી સાથે છે એટલે મે મકાન લીધુ આવુ કહ્યુ ત્યારે ભાઇના મગજમા ઉતર્યુ આખરે ભિક્ષુક બ્રાહ્મણ ભાઇ તે વળી ઉદાર શી રીતે હોય ? પોતાના સુખને માટે પૈસા પણ કયાથી ખર્ચે ? ગમે તેમ હો, હુ મકાનમા લઇ ગયો ડાહી ગવરીને તે બહુ પસદ પડયુ અને પછી ધીરે ધીરે એજંટને પુછતા ખાતરી થઇ કે નારાયણે ઘર લઇને સારૂ કર્યું મે તે સીઝનને માટે ભાડે રાખ્યુ હતુ પદર દહાડા પછી જ્યારે મનસુખરામ મુબઇ ગયા ત્યારે ફરીથી કામને પ્રસગે કચ્છના દિવાન મોતીલાલ લાલભાઇની જોડે મામલેશ્વર જવાનુ ઠર્યું ત્યારે તેજ મકાનમા ઉતર્યા હતા તેથી મારી હોશિયારીની મનસુખરામ બહુજ તારીફ કરવા લાગ્યા રૂપીઆ વસુલ થયા

દરરોજ સવારે મનસુખરામ અને હું ફરવા જતા હતા એક વખતે લેડી રે રસ્તામા ઘોડાપર સવાર થઇને જતા હતાં મનસુખરામે નીચે વાંકીને સલામ કરી તેથી લેડી રેએ ખબર અતર પુછી દરરોજ હવે

ગવરી રાંધતાં હતાં, તે બહુ માયાળુ સ્વભાવનાં હતાં. તેમાં કંઈ અભિમાન નહોતો, સરળ સ્વભાવનાં હતાં. આસ્તિક હતાં. પૂજા પાઠમાં વખત ગાળતાં, સુંદર રાંધતાં હતાં. માની પેઠે સ્નેહથી ખવાડતાં હતાં. ડાહી ગવરી જોકે વ્હેમી હતાં પણ આજ કાલની કેટલીક ટચાક સુધરેલી સ્ત્રીઓના જેવા નહોતાં. તેમના ગુણની હું જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડી છે. જો કે હું મનસુખરામને પ્રપંચી, સત્કારસ્થાની, દાંભિક તરીકે માનું છું, બહારથી પોતાને મોટાઇ તથા વિદ્વાનમાં ખપવાની બહુ હોંસ છે. પણ તેમની પત્ની ડાહી ગવરી ખરેખરી દેવી સ્વરૂપે મને જણાય.

હું તે દેવી ડાહી ગવરીની જોડે સાંઝે મામલેશ્વરના જુદા જુદા પાઇંટ તરફ ફરવા જતો હતો. જ્યાં નજર ફેંકતો હતો ત્યાં હરીઆળી નજરે પડતી. મોટી મોટી ખીણો નજરે પડતી. સામે તોરણાનો કિલ્લો જણાતો. જે કિલ્લામાં આર્યવીર શિવાજીએ પોતાનો પરાક્રમ દેખાડયો હતો. તેની દિવાલો જેમની તેમ છે. પહાડ જેમનો તેમ છે, પણ તે નર નથી. આસપાસ સફેદ બગલા જણાતા. જાણે પહાડે સફેદ છત્રી ધારણ કરી હોયની, પ્રકૃતિનો દેખાવ બહુ સુંદર જણાતો. હું તો પ્રકૃતિની જોડે મળવા ઇચ્છતો હતો સૂર્ય અસ્ત પામવાની વેળાએ આકાશપટપર કંકુ છાંટીને જવાની તૈયારી બહુ સુંદર જણાતી. જ્યાં જ્યાં જોતો ત્યાં ઝાડપાન, વેલ, વૃક્ષ વગેરે જણાતા. સાંઝે ઘેર આવતા. રોજ સવારમાં પરૂપ મનઃસુખરામની જોડે અને સાંઝે શાંત દેવી ડાહીગવરીની જોડે ફરવા જતો, જગતમાં એકેની જરૂર છે. એકને માણસે ધારણ કરવા જોઇએ. ધર્મનો સ્વાદ મેળવવાની ઇચ્છા હોય તો સદ્નારીના ગુણ અવલંબન કરવા, પુરૂષના ગુણ અવલંબન કરવા નહિ.

અમે પંદર દહાડા મામલેશ્વરમાં રહ્યાં. એક વખતે મામલેશ્વરના દર્શન કરવા તથા પૂજા કરવા ડાહીગવરીની સાથે હું ગયો હતો. તેમનો ભક્તિભાવ જોઇને હું આશ્ચર્ય પામ્યો. મામલેશ્વરમાં જે જોવાનું હતું તે જોયું. કામ પૂરૂં થયું. અમે પાછા ફર્યા. મનસુખરામ મુંબાઇ ગયા. હું થોડા દિવસ પુનામાં રહ્યો. મેં પુનામાં સાંભળ્યું કે સત્યેન્દ્રનાથ હાલમાં અહિં છે તેમને મળવા ગયો. તેની છોકરી ઇંદીરા જોઇ તેમની બહેન સ્વર્ણ કુમારીદેવીને

જોઇ. સ્વર્ણકુમારી જોડે મેવાડની વાતો થઇ. એ બાઇએ કેટલીક નાવ કથા કરી છે. તે બગાલીમાં પ્રસિદ્ધ છે. સ્વર્ણકુમારી મહર્ષિની દીકરી થાય છે. હું એક બે દહાડા પછી મુબઇમાં આવ્યો.

---

## પ્રકરણ ૧૦૮ મું.

### મુંબઇમાં ઉદ્યોગ.

હું મુબઈમાં આવ્યો. આવીને પુનર્વિવાહ શાસ્ત્ર સંમત છે એ નામનું સગાજ સરકાર ગ્રન્થાવળીનો પહેલો અંક તા. ૪ જુન ૧૮૮૬ માં કાઢયો. તે અરસામાં બાબુ દેવેન્દ્રનાથ વાંદરામાં રહેતા હતા. તેમને વખતો વખત મળતો હતો અને મુંબઇમાં વિદ્વાન માણસોને ત્યાં જઇને જ્ઞાનની વૃદ્ધિ કરવામાં લાગેલ હતો હું તે અરસામાં મુબઇની કેટલીક લાઇબ્રેરીઓમાં જઇને વાંચતો હતો અને વખતો વખત માસિક ચોપાનિયામાં વિષય દેતો. આવી રીતે મારો સપારો જ્ઞાનની ઉન્નતિ કરવામાં લાગ્યો હતો.

હું વારંવાર હીરાલાલને ત્યાં જતો હતો ત્યાંથી કેટલાક નાગરોની જોડે ઓળખાણ થયું. તેમાં નરસિહરાવ, છનુ મેઢ, છનુ, કૃષ્ણરાવ, વજ્રરાય ઈત્યાદિ હતા શોલાપુરમાં નરસિહરાવ ભોળાનાથ સિવિલ સરવંટ હતા. તેમના મિત્ર છનુ મેઢ શોલાપુરમાં જવા માટે મુબઇ આવ્યા. તે ગયા પછી નરસિહરાવે હીરાલાલને શોલાપુર આવવાને વારંવાર લખ્યાથી હીરાલાલ જવાને તૈયાર થયા અને મને પણ પોતાની જોડે લઇ જવાનો બહુ આગ્રહ કર્યો તેથી હુ પણ શોલાપુર જવાને તૈયાર થયો.

---

## પ્રકરણ ૧૦૯ મું.

### શોલાપુર.

અમે શોલાપુર ગયા. શોલાપુર એ દક્ષિણ પ્રદેશમાં છે. ત્યાં દક્ષિણીઓ

વસે છે. શહેર નાનું દીઠું. શહેરમાં ઘર નાનાં જણાયાં. ત્યાં કંઇ જોવા જેવું કંઇ નહોતું. અમે આનંદમાં રહેવા લાગ્યા. બધા મળીને ફરવા જતા. બધા જુવાનો હતા. પાના રમતા, બીજી જાત જાતની રમત ગમત કરતા તે વેળાએ નરસિંહરાવ ખરા દેશાભિમાની, પોતાની અસલની રીતિને અવલંબીને ચાલનારા હતા. ધોતિયું પહેરીને ખાતા તથા ઘરમાં રહેતા હતા. અંગ્રેજી ટોપી પહેરતા નહોતા, બંગાળી ફેંટા પહેરતા હતા. લાંબા પારસીશાહી કોટ પહેરતા. તેમની સ્ત્રી સુશીલા પણ દેશી ફાસનમાં રહેતી. તેઓ અંગ્રેજની કંઇ પણ નકલ કરતા નહોતા. ખાવાપીવામાં પણ કંઇપણ ફેરફાર થયો નહોતો. દેશી રીતથી બ્રાહ્મણ રાંધનો હતો. મને બહુ સારૂં જણાયું, હું ત્યાં રહ્યો. દીવાળીને ટાણે એટલે ૧૮૮૬ માં હું શોલાપુરમાં હતો. મેં નરસિંહરાવને પોતાના બાપ કૃષ્ણરાવને કવિતામાં આશિર્વાદનો છંદ લખવાને વારંવાર કહ્યું. તે પ્રમાણે છંદ લખીને મને વંચાવ્યા પછી તે મોકલ્યો તે પછી તે છંદ તેમના કુસુમમાળા નામના પુસ્તકમાં દાખલ કર્યો છે. થોડા દિવસ જે જોવાનું હતું તે જોઇને અમે પાછા મુબાઇ આવ્યા.

હું શોલાપુરથી મુંબઇમાં આવ્યો. આવીને ગૃહધર્મ છપાવ્યો. ને અરસામાં મુબઇમાં જૂદાં જૂદાં ચોપાનિયાંમાં લખતો હતો. અને વિદ્વાન માણસોને ત્યાં જઇને જ્ઞાનની વૃદ્ધિ કરતો હતો. હું થોડાક દિવસ મુંબઇમાં રહ્યો, ત્યારપછી વારંવાર નરસિંહરાવના પત્રો આવ્યાથી હું પાછો શોલાપુર ગયો. શોલાપુર જવાની વખતે મુંબઇ નિર્ણય સાગર પ્રેસમાં પુરૂવિક્રમ નાટક છપાવવાને આપી ગયો. તેના પ્રુફ શોલાપુરમાં મગાવી, તે હું સુધારીને મોકલતો હતો. તે અરસામાં બ્રાહ્મધર્મની પહીટ એડિશન કાઢવાની ઇચ્છા થઇ. તે છપાવાને ગણપત કૃષ્ણાજી છાપખાનામાં આપી આવ્યો હતો.

હું શોલાપુરમાં રહેવા લાગ્યો. મારા ઉપર નનુભાઇનું હેત પુષ્કળ હતું હું ગરીબ માણસ, તેઓ મોટા માણસ. ગરીબ ઉપર મોટાનો પ્યાર જવલેજ હોય છે. હું ખુશીથી રહેવા લાગ્યો. નરસિંહરાવ પોતાની ઓફિસમાં ગયા પછી હું લખવા વાંચવામાં કાળ ગુમાવતો હતો. ને અમ્મામાં કેટલાંક ચોપાનિયાંમાં લખાણો મોકલતો હતો. શોલાપુરની મ્યુનિસિપાલીટીના સેક્રેટરી

નમરસાનજીને ત્યાં અમે વખતો વખત જતા હતા નરસિંહરાવ ઘણું કરીને સાંઝે ઑફિસમાંથી બારોબાર ત્યાં જતા હતા એક દહાડો એકાએક મનમાં આવ્યું કે આજેજ મુંબઇ જવું તે વેળાએ મારી પાસે ઘણાજ થોડા પૈસા હતા, કેટલાક રૂપીઆ મે નરસિંહરાવને મૂકવા આપ્યા હતા પણ તેઓ ટ્રેન ઉપડવાની આગમજ બગરે આવ્યા નહોતા મારી જવાની ઘણીજ ઇચ્છા થઇ મારે જવુંજ જોઇએ એવું પોતાની મેળે મનમાં આવ્યું હું જવાને તૈયાર થયો સિપાઇ તથા માણસોએ કહ્યું કે અભી સાહેબ આ મગા, પીછે જાના મે તો જવાનું નક્કી કર્યું હું ચાલ્યો સ્ટેશનપર જઇને જોયું તો સત્યેન્દ્રનાથ ઠાકુર ત્યાં આવેલા છે તેમની પાસેથી પાંચ રૂપીઆ ઉધાર લઇને હું ટ્રેનમાં ચઢીને મુંબઇ આવ્યો મુંબઇમાં આવતાંજ ખબર પડીકે બાબુ નવીનચંદ્ર રાય મુંબઇમાં શેઠ માધવદાસ રૂગનાથદાસને ત્યાં ઉતર્યાં છે હું તેમની પાસે ગયો બાબુ મને જોઇને ખુશી થયા તેમને હું મુંબઇમાં મદદગાર થઇ પડયો આગ મનમાં આવ્યું કે બાબુની પ્રીતિએ મને અહિં ખેંચી લાવ્યો છે પેલી તરફ નરસિંહરાવ બગરે આવીને સાંભળ્યું કે હું મુંબઇ ગયો છું, તેથી તેના મનમાં જાત જાતના વિચારો આવવા લાગ્યા નાનપણને શું કોઇ બોલ્યું હશે, અથવા મારેથી તેમની જો ઇએ તેવી પરોણાગત થઈ નહિ હશે, આવી રીતના કેટલાક વિચારો કરીને મને મુંબઇ કાગળ લખ્યો, તેમાં બધા મનના વિચારો જણાવ્યા મે તેના ઉત્તરમાં લખ્યું કે, હું થોડા દિવસમાં પાછો આવીશ તે પ્રમાણે હું ગયો

ગોનાપુરમાં કેટલાક દિવસ રહીને નરસિંહરાવ અને હું શોનાપુર જીલામાં ફરવા ગયા નરસિંહરાવ અને હું એકજ તંબુમાં સૂતા હતા, આજ મારો પડેનો ત સુમા રહેવાનો પ્રસંગ હતો બહાર ટાઢ પડતી હતી, અંદર પલંગપર સૂતા હતા અને ગ્જાઇ હોડીને ઉંઘી જતા બહારની ચડી કઇ પણ અમારૂં કરતી નહોતી દરરોજ સવારમાં દૂધ પીને ફરવા જતા અને ૧૧ વાગે ગરમાગરમ હિંદુ રસોઈ ખાઇને પરિતૃપ્ત થઇને જરા આરામ લઇને નવુભાઈ ઑફિસના કામમાં જોડાતા પાસે એક તંબુ હતો તેમાં આફિસ થતી હું તે અરસામાં લખતો તથા વાચતો હતો

પછી સાધારણ પાંચ વાગે ચાહ પીને ગામની બહાર ખેતરોમાં ફરતા તથા નવાઇની વસ્તુઓ જે રસ્તે મળતી તે રસ્તે જતા. કેટલાંક ઋતુનાં દેખાવો જોતા, તો કોઇ વખત ડુંગર ઉપર ચઢીને કુદરતનો મોહન દેખાવ જોઇને આંખને પરિશ્રમ કરતા. કોઇ કોઇ વખતે નદીના કિનારા ઉપર ચાલતા ચાલતા જાત જાતના પ્રસંગો કાઢીને આનંદ માનતા. વારંવાર નરસિંહરાવને કવિતા કરવાનું કહેતો. હું કોઇ દશ્ય બતાવીને આ વિશે એક કવિતા રચો. આવી રીતે હું દરરોજ કોઇને કોઇ વિશે કવિતા કરવાને ઉત્તેજિત કરતો. તે વેળાએ નરસિંહરાવની જોડે પોતાની સ્ત્રી સુશીલા તથા છોકરાં નહોતાં. પોતે પણ એકલા હતા, સંસારની કંઇ ગડબડ નહોતી અને આ સેવકના ઉત્તેજિત વાક્યથી નનુભાઇએ કેટલીક કવિતા રચવા માંડી. કોઇ કોઇ વખતે પોતે જોયેલા દેખાવાની કવિતા, સાંઝે, રાત અડધી રાતે બનાવતા હતા અને બનાવ્યા પછી મને સંભળાવતા હતા. કવિતા મને બહુ ઉત્તમ જણાતી હતી. તે કવિતાનો સંગ્રહ તેમણે કુસુમમાળામાં બહાર પાડ્યો છે. તે પુસ્તક આ સેવકને અર્પણ કરતી વખતે લખ્યું છે,—

ઉઠી જે સ્વચ્છંદા હૃદયગિરિથી કાવ્ય સરિતા,
વહી ચાલી મન્દા કદિ, કદિ વહી તેહ ત્વરિતા;
પછી ગુણ્ગારણ્યે પડિ જ સહસા સેર વિરમી,
કિધા યત્નો કોટિ તદપિ લહરી પાછિ ન રમી;
ભમન્તો દેશોમાં અજબ કદિ બહુમરે તહિં,
ચઢ્યો આવી સાધુ, દિઠિ સરિત હૂબી રણ મહિં;
ભણી મંત્રો મોટા કઠણ પગરે દંડ પ્રહર્યો,—
અને જો ! ચાલ્યો રહાં ઉદકિ બળવેગેથી ઝરો;
ફરી ચાલી પેલી કવિતસરિતા સત્વર રમે,
હજી ના સૂકાઇ;—વહૂં વહૂં હું તો ધન્ય તુજને;
તને સાધુ રો હું ઉપકૃતિ તણો આપું બદલો ?
સમર્પું છે આ એ સરિતલહરી અર્ઘ્ય સપનો.

જો કે આ બાહું મારે માટે વધારે પડતું છે. મેં તેમને વખતો વખત

કવિતા કરવાને કહ્યું હતું તે હું કબૂલ કરૂંછું. આ તેમની દયા છે નરસિંહ-રાવે મારૂં નામ સાધુ ચરિત પાડીને પોતાનું કુસુમમાળા પુસ્તક મને અર્પણ કર્યું ત્યારથી મને ઘણા લોકો સાધુ ચરિત્ર નામથી પત્રો વગેરે લખે છે. એ પણ તેમની કૃપા છે.

---

## પ્રકરણ ૧૧૦ મું.

### અશ્રુમતી નાટકની કહાણી.

હું જ્યારે શોલાપુર જીલ્લામાં ફરતો હતો ત્યારે અશ્રુમતી નાટક મેં પહેલાં વિજ્ઞાન વિલાસ નામના ચોપાનિયામાં કડકે કડકે લખ્યું હતું, તેમાં કવિતા તથા સુધારવામાં આવે તો સારૂં એવું ધારીને નરસિંહરાવને અશ્રુમતી નાટક સુધારવા તથા કવિતા ઉમેરવાને કહ્યાથી તેઓએ સુધારવા માંડયું તથા તેમાં પદ્ય બનાવવા લાગ્યા. મારી ભાષામાં બહુ દોષ છે. કારણ કે હું જૂદા જૂદા દેશની જૂદી જૂદી ભાષા બોલવું તેમજ બંગાળીના ભાષાન્તરમાં બંગાળી રૂઢી દાખલ કરૂંછું. તેમ મારા બાપની ભાષા કાઠિયાવાડી ને મારી માની ભાષા કંઇક મરાઠી પડતી ગુજરાતી તેથી મારા ભાષામા કેટલીક ખોડ છે. તે ખોડથી ઓર તરેહની મારી ભાષા થાય તેમાં નવાઇ નથી. આ કારણથી જ્યારે નરસિંહરાવ ભાષા સંબંધી મને બહુ ઠપકો આપતા, ત્યારે હું સાંભળીને બહુ હસતો હતો તેથી તેઓ કેટલીક વખતે ગુસ્સે થતા તોપણ હુ હસતો હતો. ઘણી મહેનત લેઇને અશ્રુમતી નાટક સુધાર્યું તથા તેમાં પદ્ય નાખીને પોતાથી બન્યું તેટલુ સુંદર કરવામાં કંઇપણ ઓછાપણુ રાખ્યુ નહિ તેથી મે તે પુસ્તક તેમને અર્પણ કર્યું, તેમા એક જગાએ મેં લખ્યુ છે કે, "ઉપર જે મૃત્ખડ કહ્યું છે તે પહેલા તો રત્ન હતુ પરતુ મારી અજ્ઞાનતાને લીધે તેને મૃત્ખડ કરી મૂક્યું હતું. કેવળ તે તમારા હાથના સ્પર્શથી તે પાછું રત્ન થયું છે. કારણ કે તમારા યત્નથી અશ્રુમતી નાટકનુ રૂપ બદલાઈ ગયુ કાવ્ય વગેરેનો ઉમેરો કરીને એક ચકચકિત રૂપ કરી મૂક્યું છે. જો ખરે-

ખર અશ્રુમની નાટકને વિશે કહેવામાં આવે તો હું કહીશ કે આ નાટકને ઉત્તમરૂપે આણવામાં તમેજ તેના કર્તા છો. હું ફક્ત નિમિત્ત છે. ”—

## પ્રકરણ ૧૧૧ મું

### પંઢરપુરમાં ફરવું.

આ નરસિંહરાવની જોડે એક ગામથી બીજે ગામ ફરવા લાગ્યો, ગામની રચના જોઈ, ખેતરોની અવસ્થા જાણી, માણસોનાં ખવાસો જાણ્યાં, જગતની લીલા જોઈ. જ્યાં જતો ત્યાં કંઇ નવું પ્રકૃતિનું તત્વ અનુભવતો હતો, અને પ્રકૃતિના પ્રિયપુત્રની સુંદર કવિતા સુંદર મુખથી અને સુંદર સ્વરથી સાંભળીને આનંદિત થતો. કવિતા હૃદયનો પ્રેમ ઉછળતો જોઇને હું બહુ આહ્લાદિત થતો. કાળ પોતાનું કામ કરે છે, તે વખત હાલ નથી, પણ યાદદાસ્ત તો છે, તેને પાછી મનમાં લાવ્યાથી હમણાં પણ ખુશી થાય છે. તે અરસામાં આર્યધર્મ નાના કદમાં ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં છપાતો હતો તેના પ્રુફો રા. રા. નરસિંહરાવ ભોળાનાથે જોયા. થોડા દિવસ ગામડાની મોઝ ભોગવીને પંઢરપુરની પાસે આવી પહોંચ્યો. હવે મારે પંઢરપુર જોઇને મુંબઈ જવાની ઇચ્છા થઇ. એ વાત નનુભાઇને કહી. તરત તેમણે પોતાનો ટાંગો પંઢરપુર સુધી પોંહચાડવાને આપ્યો. હું પંઢરપુર તરફ ગયો.

પંઢરપુર દક્ષિણ પ્રદેશનું તીર્થસ્થાન છે, ત્યાં પંઢરીનાથ અથવા વિઠ્ઠોબાનું મોટું મંદિર છે. ત્યાં પુષ્કળ માણસો અસાડી અગિયારસે જાત્રા કરવા આવે છે તે વેળાએ મોટો મેળો ભરાય છે. પંઢરપુર દક્ષિણ તરફનાં માણસોનું મોટું દેવધામમાં ખપેલું છે. પંઢરપુર દેવસ્થાન છે તેથી ત્યાં કેટલીક મોટી મોટી દુકાનો છે. શહેર નાનું છે. શહેરની બાંધણી કંઇક નાશક જેવી છે. વિઠ્ઠોબાનું દહેરૂં કાળા પથરાનું મોટું છે. તેમાં કાળા વિઠ્ઠોબાની મૂર્તિ બિરાજે છે. ત્યાં હજારો યાત્રીઓ જઇને પૂજા કરે છે. ત્યાં વારકરી નામની એક જાત છે. તે તેના બહુ ભકતો છે. તુકારામના અભંગો ગાતા ફરે છે.

અને કીર્તન કરતા ફરે છે. પંઢરપુરમાં ચંદ્રભાગા નામની એક નાની નદી વહે છે. તેમાં તરતના જન્મેલા વિધવાના છોકરાંને નાખી દે છે. વિધવા સ્ત્રીઓ વ્યભિચાર કરીને ગર્ભ ધારણ કરે છે તેથી તેનો કલંક દૂર કરવાની પંઢરપુર જગા છે. અહિં ઘણી ગર્ભવતી વિધવા સ્ત્રીઓ ગર્ભનો નાશ કરવા આવે છે. તેથી પંઢરપુરમાં જ્યારે લાલશંકર ઉમિયાશંકર મામલતદાર હતા, ત્યારે તેમણે કંઇ એકઠું કરીને અનાથાશ્રમ અથવા છુપી રીતે ગર્ભમાંના બચ્ચાને જણાવીને તેનુ પાલન પોષણુ કરવાનું એક મકાન કર્યું છે. ત્યાં કેટલીક વિધવા સ્ત્રીઓ જઇને કોઇ ન જાણે એવી રીતે જણીને પછી તે છોકરાંને રાખીને પોતાને દેશ જાય છે. આ કામને માટે લાલશંકરભાઇને ધન્યવાદ ઘટે છે. અનાથાશ્રમ જોયું. બાબુ નવીનચંદ્ર રાયે પણ અનાથાશ્રમ કાઢયું હતું, તેમાં મેં ભાગ લીધો હતો તે પહેલાં જણાવી ગયો છું.

પંઢરપુરમાં જે જોવા જેવાં સ્થળો હતાં તે બધા જોયાં. જોઇને હું વારીના સ્ટેશન ઉપર ભાડાના ટાંગામાં બેસીને આવ્યો અને મુંબઇની ટીકિટ લઇને રવાના થયો. મુંબઈમાં આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ૧૧૨ મું.

### મુંબઇમાં પુસ્તકો છપાવવાં.

મુંબઇમાં આવીને નીચલાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યા. પુરવિક્રમ નાટક નિર્ણયસાગર પ્રેસમાં છપાવીને પ્રકટ કર્યો. ત્યાર પછી અશ્રુમતી નાટક તા. ૬ એપ્રીલ ૧૮૮૭ માં સ્ટેનડર્ડ પ્રેસમાં છપાવીને પ્રકટ કર્યો. અને નાનો બ્રાહ્મધર્મ તેજ અરસામાં પ્રકટ કર્યો.

મુંબઇમાં હવે છપાવવાનો ક્રમ મારો ચાલ્યો. તા. ૨૯ મી એપ્રીલ ૧૮૮૭ માં વીરમંડળનો બીજો ભાગ વિદેશીવીર નિર્ણયસાગરમાંથી પ્રકટ કર્યો. ત્યાર પછી ઉપદેશ ચરિત અથવા સદ્બોધ વાર્તાવળી નિર્ણય સાગરમાંથી પ્રકટ કરી. આવી રીતે મુંબઇમાં બેસીને પુસ્તકો પ્રકટ કરતો હતો. હું

મુંબાઇમાં હીરાલાલને ત્યાં રહેતો હતો. અને મારા મામાને ત્યાં ખાતો હતો. હીરાલાલની પાસે ચંદ્રિકાપ્રસાદ નામનો એક હિંદુસ્તાની બ્રાહ્મણ રહેતો હતો તેની જોડે મારી બહુ ઓળખાણ થઈ હતી. તેને સ્વમાં કાશ્મીર જવાની બહુ ઇચ્છા હતી. મને તે વારંવાર કહેતો હતો કે કાશ્મીર જોવા જેવું છે. મેં પણ બાબુના મોંએ કાશ્મીરનું વર્ણન સાંભળ્યું હતું. મારી ઇચ્છા જોવાની મજીત હતી. પણ જોવાનો અવસર અદ્યપિ સુધી મળ્યો નહોતો. તે લઈ જવાને કબુલ થયો. કારણ કે તે રજપુતાના રેલ્વેમાં નોકર હતો અને તેને પાસ મળે એમ હતું, તેથી મને પોતાની જોડે આવવાનો બહુ આગ્રહ કરતો. હું તેમાં રાજી થયો અમે બેઉ કાશ્મીર તરફ જવા નીકળ્યા

---

## પ્રકરણ ૧૧૩ મું.

### કાશ્મીર તરફ પ્રયાણ.

મુંબાઇથી અમે મેં ૧૮૮૭ માં કાશ્મીર તરફ જવા નીકળ્યા. પહેલા અજમેર ઉતર્યા. અજમેરમાં એક મોટા માણસને ત્યાં ઉતર્યા હતા. એક બે દહાડા રહીને હું ફીરોજપુરને રસ્તે લાહોર ગયો. ચંદ્રિકાપ્રસાદ પોતાની સ્ત્રી અને છોકરીને પોતાના ગામમાં મુકીને અમુક દહાડે લાહોરના સ્ટેશન-પર આવવાનું મને કહ્યું હતું તેથી હું પહેલાં લાહોર ગયો, લાહોરમાં બે ત્રણ દહાડા રહ્યો. ત્યાંના ઓળખીતાઓને તથા રામજીદાસને મળ્યો. આસપાસ ફર્યો. લાહોર મારૂં જોયેલું હતું. બધું જોઇને તથા લોકોને મળીને સ્ટેશન ઉપર ચંદ્રિકાપ્રસાદની વાટ જોવા લાગ્યો. ટ્રેન આવી. ચંદ્રિકાપ્રસાદ આવ્યો. અમે બેઉ મળ્યા. વાતચીત થઈ. હવે અમે રાવલપીંડી જવાને ઉપડ્યા. રાવલપીંડીમાં આવી પહોંચ્યા,

રાવલપીંડીમાં ચંદ્રિકાપ્રસાદનો કાકો વેપાર કરતો હતો તેને ત્યાં ઉતર્યા. ભતરીજને કાશ્મીર જાય છે તે તેણે સાંભળ્યું. ત્યાં નહિ જવું એ વિશે કાકાએ, ભતરીજાને સમજાવ્યું, મને તેમને સમજાવવાને કહ્યું પણ

ચંદ્રિકા તો વાર્યો વર્યો નહિ. એક બે દહાડા કાકાની ભેગા વાતરીને અને હું કાશ્મીર તરફ જ્વા નીકળ્યા.

વાંચનાર, શું તમારે કાશ્મીર જોવાની ઇચ્છા થતી નથી. સ્વર્ગનું કુસુમ કાશ્મીર વિશે સાંભળ્યું નથી! આહ! કાશ્મીર જોવાની કોને ઇચ્છા નથાય? પણ રસ્તો બહુ વિકટ છે. એવું ત્યાં જઇ આવનારાઓ કહે છે અને સુખથી જવામાં બહુ ખર્ચ થાય છે. તે ગરીબનું કામ નથી. હા, તે ખરૂં છે. જો ઇચ્છા કરી હોય તો થોડા ખર્ચથી પણ જવાય પણ આપણા લોકોમાં કુદરતનો દેખાવ જોવા ઉપર પ્રીતિ ઘણીજ ઓછી છે અને કેટલાક આળસુઓ પોતાની જન્મભૂમિ છોડીને કયાં પણ જવા ઇચ્છતા નથી તેથી બધું ભારે જણાય છે. ગમે તેમ હો, પણ વાંચનાર! તમે ખાલી હાથે તથા પરાયાના પગથી મોઝ જોવા ઇચ્છો તો મારી જોડે પધારો.

ચાલો, આપણે પહેલા મરી જઇએ રાવલપીંડીથી મરી સુધી સુંદર સડક છે. એકામાં બેસીએ. આતો ચઢાણ આવ્યું, અહિંથી શું હિમાળય શરૂ થાય છે? હા, ભાઈ, અહિંથી હિમાળયનો આરંભ થાય છે. આ તો આપણે ઉપર ચઢવા લાગ્યા રસ્તામાં ઝાડના ઝુંડ દેખાય છે. ઓ પેલો ઉચ્ચો પહાડ રહ્યો. કેવી શોભા આપે છે. જાણે પહાડ લીસોછમ જેવો હોય ને એવો દેખાય છે. આપણે તો પહાડની કોર ઉપર ચાલીએ છીએ. ઘોડો જરા મસ્તી કરે અને જરા આડો ચાલે તો આપણે આ મોટી ખીણમાં કયાં ને કયાં પડીને ચૂરે ચૂર થઇ જઇએ ઓ પેલું ખીણમાં સફેદ રૂપાના જેવું દેખાય છે? એ તો પહાડ ઉપરથી પડતા પાણીનું નાળું છે. બહુજ સુંદર દેખાય છે આ વળી નાનો ઝરો શેનો? ઝરા ઉપર પુલ કરેલો છે, તેનું પાણી રસ્તાની હેઠેથી ચાલ્યુ જાય છે. ભાઇ, એ કોઇ પહાડના ઝરાનું પાણી છે. તેની સાથે પેલા મોટા ઝરાની જોડે મળીને તે નદી રૂપે થઇને આખરે દરિયામાં જઇને મળે છે. વાહ, ઈશ્વરની લીલા. જ્યાં નજર ફેંકુછું ત્યાં ઝાડપાન નજરે જોઉ છું. આ પહાડ તો તદન રેતીનો દેખાય છે. તેમા કોડી કોડા વચમાં વચમાં દેખાય છે તથા નાના નાના ગોળ પથ્થરા નજરે પડે છે. આ—શું? શી રીતે અંદર કોડી કોડી, ગોળ પથર ગયા હશે?

આજ કાલના ભુસ્તર શાસ્ત્રીઓ કહે છે કે પહેલા હિમાલય સમુદ્રમાં હતો તે પાણીથી ભરેલો હતો ધીરે ધીરે જગતનું પરિવર્તન થઇને ત્યાં કોરી જગા હતી ત્યાં પાણી થયું અને જ્યાં પાણી હતું ત્યાં જમીન થઇ. આ બધા પહાડ પહેલા પાણીમાં ડુબ્યા હતા પછી તે કોરા થઇને હમણાં રેતી ગોળ પથરા તથા કોડી કોડા દેખાય છે આહ! ઇશ્વરની તો બલિહારી છે. ઇશ્વર શું નથી કરતો ! આ પેલો ઉચ્ચો પહાડ દેખાય છે. હવે તેનાથી આગળ ઉચ્ચા પહાડ શું નહિ હશે ! બાપ, એવું ધારીશ ના, આપણે ઉચ્ચા પહાડની પાસે જઇશું કે તરત બીજો પહાડ દેખાશે. પહાડના શિખર એકના પછી એક આવતા જાય છે. એવું સમજવું નહિ, હવે પહાડ પૂરો થશે. તમે જે કહ્યું હતું તેમજ છે. આહ! કેવા સુંદર ઝાડ ઉગ્યા છે! એ કેવા શાખા ચાલ્યા ગયા છે! તે બહુજ સુંદર દેખાય છે. આવા ઝાડ તો નીચે ક્યા પણ મેં જોયા નથી. મુંબઇમાં એક બે બગીચામાં જોયલા યાદ આવે છે. પણ આ તો જંગલના જંગલ ઉગ્યા છે. આને શું કહેતા હશે બાપ ? એને ચીડના ઝાડ કહે છે. એ એક જાતના દેવદારના જેવા છે. તે બહુ પોચા છે તેનું લાકડું લીલુંને લીલુ બળે છે. તે જાણે મસાલ જેવું બળતું દેખાય છે. એમાંથી ડામર નીકળે છે. તે બહુ કામમાં આવે છે. અહિંનાં માણસો તેનો બહુ ઉપયોગ કરે છે.

આ પેલા સફેદ સફેદ પહાડના શિખર ઉપર શું દેખાય છે ? એ તો ગામનાં ઘરો છે. ત્યાં ગામનાં માણસો રહે છે. તેઓ અહિં ખેતી કરે છે. જો કેવા પહાડ ઉપર શીડીના આકારના ખેતરો છે, તેમાં મકાઇ, જુવાર વગેરે વાવે છે. આ પેલા ગામનાં માણસો બકરાં, મેંઢાં, ગાય, બળદ વગેરે ચરાવે છે. ગાય કેવી નાની છે પહાડી ગાય નાનીજ હોય છે.

હવે તો પેલા બંગલાઓ જણાય છે. આ પેલું ચર્ચ દેખાયું. હવે અંગ્રેજોના બંગલા આવ્યા. જુઓ જુઓ, કેવા પહાડના શિખર ઉપર આડા અવળા બંગલા બાંધેલા છે. ત્યાં જવાને આડા અવળા રસ્તા કેવા કર્યા છે. આ પેલો બંગલોમાં જવાનો રસ્તો, તે કેટલો સીધો છે. જતા કેટલી મુશ્કેલી પડતી હશે. જરા આગુ પાછુ થવાય તો ખોમાં પડી જવાય. તેથી

તેને લાકડાંના ફરસ બનાવ્યા છે. વાહ! પહાડ આસપાસ બહુ સુંદર દેખાય છે. ચાલો, હવે ડાગ બંગાળામાં ઉતરીએ, ડાગ બંગાળામાંથી અગ્નિનો બહુ સુંદર દસ્ય દેખાય છે. ચાલો, હવે બજારમાં જઈએ. બજાર પણ ચડણમાં છે. આ જુઓ બજારની દુકાનો! દુકાનદાર કેવા લેનારને સમજાવેછે. કેવા ભલમનસાઈથી વાત કરે છે. આ દુકાનપર તો દેશી ગરમ કપડાના થોકને થોક જોવામાં આવે છે. સાંજ વળી બટાટા, ગોળ ખાંડ, ઘી તેલ, અખરોટ, અનાજ વગેરે છે. તેની સાથે કેટલુંક વિલાયતી કપડ પણ છે. ઘર બધાં ઢીગણાં અને ઉંચ્ચાં નીચાં છે. માણસો તો મજબુત દેખાય છે. કપડામાં સુરવાળ તથા મોટા જાડા ડગલા પહેર્યાં છે. આ તો ભાઈ નીચેના માણસો દેખાય છે એ તો પોશાક તો હલકો જણાય છે તેઓ શું હવા ખાવા આવ્યા હશે? નહિ ભાઈ! એ અંગ્રેજના નોકરો છે. મરીમાં અંગ્રેજો પુષ્કળ છે તેને માટે ખાનસામા, બબરચી, ભીસ્તી, આયા વગેરે જોઇએ તે બધા નીચેથી આવે છે. અહિંના પુરાના માણસ તો બહુ ભલા હોય છે પણ નીચેનાં માણસો આવીને તેઓને પોતાનુ ખરાબ દષ્ટાંત દેખાડીને ખરાબ કરે છે.

આ તો ટેકરી ટેકરીએ સુંદર બંગલા જણાવે છે. અહિં બધા અંગ્રેજો રહે છે. કેવી મોજથી રહે છે. આપણા દેશના ધનવાનો તો કોઇ નજરે પડતા નથી, ક્યાંથી નજરે પડે? તેઓ કમાઈ કમાઇને છોકરાંના લગ્નમાં, માબાપના દહાડામાં ભોજન આપીને ફૂલણજી બનીને બધું ગુમાવે છે! આહ! બહુ દયા આવે છે. આપણા દેશના ધનવાનો કજુસના પીર છે, તે પોતાને માટે એક પાઇ પણ ખર્ચવા ચહાતા નથી. પણ અંગ્રેજો કેવું સુખ ભોગવે છે. એક વર્ષ નોકરી કરી કે એક મહિનો છૂટી લઇને કોઇ પહાડ ઉપર રમત ગમતમાં વખત ગાળે છે તેથી તે પાછા તાજાને તાજા થાય છે. તેથીંજ અંગ્રેજો આટલા ઉત્સાહી ઉદ્યોગી થાય છે અને તેથીજ પહાડના શિખરો અંગ્રેજોથી ગાજી ઉઠે છે.

ચાલો, હવે આપણે આગળ જઇએ, આજકાલ કાશ્મીર સુધી સરસ રસ્તો થયો છે પણ હુ જ્યારે ગયો હતો ત્યારે અસલ વાંકો ચૂકો રસ્તો હતો.

તે કંઇ સારો નહોતો. હું ચાલતો ગયો હતો. તમારે પણ મારી જોડે ચાલતા આવવું પડશે.

આહા ! કેવો સુંદર દેખાવ ! ઝાડપાનની કેવી સુંદર ઘટા ! પેલા પહાડ કેવા સુંદર દેખાય છે ! જ્યાં ત્યાં નાળામાંથી સ્વચ્છ પાણી નીકળીને રૂપેરી દોરા જેવું દેખાય છે ! ઇશ્વરની બલીહારી ઓરજ છે. જ્યાં જ્યાં નજર ફેંકીએ છીએ, ત્યાં ત્યાં બધી નવી સૃષ્ટિ જોઇને આશ્ચર્ય પામીએ છીએ. શું જોઇએ અને શું ન જોઇએ ! તેનો નિર્ણય કરી શકતા નથી.

આ તો પહાડ આવ્યો. હવે ક્યાં રહેવું. ચાલો બંગલામાં જઇએ. અહિં કંઇ ભાડું નથી, જે પહેલો તેની ઓરડી, અહિં ખાટલો છે. બજારમાં પુરી, કચોરી, પેંડા, દુધ વગેરે મળે છે ચાલો, કંઇ લઇને ખાઇએ. વાહ ! પુરી તો ગરમાગરમ છે, દુધ પણ ગરમાગરમ પીને જરા આરામ કરીએ.

હવે બે અઢી વાગ્યા હશે હજી છ સાત માઇલ જઇ શકીશું ચાલો જઇએ. આહા ! સાંઝનો દેખાવ કેવો સુંદર જણાય છે ! ઝાડપર કેવા સુંદર પક્ષીઓ ગાયન કરે છે ! સુંદર ઝાડપર કેવા સુંદર ભમરા ફૂલમાંથી મધું લેવા માટે ગુન્જન કરે છે ! આહા ! મન કેવું શાંત થાય છે ! કેવી ઠંડી હવા આવીને મનને શાંતિ આપે છે ! કેવા સુંદર ઝરા ઝરઝર કરતા વહે છે. ! કેવી નીચી ઉંચી જગાપર ચાલતા કેવો આનંદ જણાય છે ! આ પેલા રસ્તાપર કેટલા ગધેડા અંગ્રેજોના તંબુ લઇને તથા સામાનની પેટીઓ લઇને જાય છે. ઓ પેલા બકરાં ચરાવનારાઓ બકરાં લઇને જાય છે. ઓ પેલો મેંઢો કેવો પહાડપર ચઢીને ઘાસ ખાય છે. જો પગ લપસ્યો તો ને ખીણમાં પડીને તેનાં હાડકાં માંસનો ચુરેચુરા થઇ જાય, પણ મેંઢો પોતાના બળ ઉપર મુસ્તાક થઇને ચર્યા કરે છે. ચાલો, હવે સાંઝ પડી જલદીથી જઇને એક બંગલામાં એક ઓરડી મેળવીએ. ઓરડી તો મેળવી. રાતના આશરે દશ વાગે એક નીચેનો મુસલમાન આવીને બુમો પાડીને ઉઠાડ્યો. પુછ્યું તું કોણ છે ઉત્તર મળ્યો કે તોપખાનાનો સાહેબ આવ્યો છે તે ઓરડીમાં રહેવા ચાહે છે. તને ખાલી કરો. મેં કહ્યું કે આ કંઇ સાહેબનો બંગલો નથી, જે પહેલો આવે તેનો છે. તમારા સાહેબ મોડા

આવ્યા છે તેઓ બહાર ભલે ઉંઘે. અમે સાહેબના નોકર નથી. જો સાહેબને જોઇએ તો પોતે આવે, પછી સાહેબે તો ક્યાં વાસો કર્યો તેની કંઇ ખબર પડી નહિ. અમે તો સુતા. આવી રીતે ઘણી જગાએ અંગ્રેજના નોકરોજ આપણને અમસ્તી વેદના આપે છે. ભલા અંગ્રેજો કદી પણ જેનો હક છે તેનાથી દૂર રાખવા ચહાતા નથી. પણ આપણા બેઈમાની નેટીવો આપણા દેશી લોકોને અમસ્તુ કષ્ટ આપે છે. તેઓ સમજે છે કે આમ કર્યાથી આપણા ઉપર અંગ્રેજો ખુશ થશે. ધન્ય તેની બહાદુરીને છે!

સવારમાં ઉઠીને પાછા ચાલો, તેના તેજ દેખાવ સાદી આંખથી જણાશે પણ તેમાં ઘણું નૂતત્વ જણાશે. પહેલા જોયલા તેજ ઝાડ, તેજ પહાડ, તેજ પક્ષી નજરે પડે છે પણ તેમાં ઘણો ફેરફાર સૂક્ષ્મ નજરથી જોનારને માલમ પડશે. તેનું વર્ણન આપવાથી કંઇ સમજાશે નહિ. જો તમે ગયા હોય તો તમે અનુભવ કરશો.

આજે આઠ દિવસ થયા સ્થૂલ દૃષ્ટિએ જોતા પહેલાનો દેખાવ નજરે પડે છે પણ ઘણુંજ નૂતત્વ જોતાં જોતાં અમે બારામૂળામાં આવી પહોંચ્યા.

ચંદ્રિકાપ્રસાદ અને હું કાશ્મીર જોવા જતા હતા. તે મેં પહેલાં જણાવ્યું છે. ચંદ્રિકાપ્રસાદ મરીથી ટટું ભાડે કરીને તેના પર બેસીને આવતો અને હું ચાલતો જતો હતો. રસ્તામાં તે રાંધતો હતો અને હું ખાતો હતો. એક વખતે એક જગાએ તેને રાંધવા માંડયું. પાણી પીવાનું લાવવા માટે મને કહ્યું. પાસે એક ઝરનું પાણી વહેતું હતું, ત્યાંથી હુ પાણી લાવ્યો. તેણે કહ્યું કે, ક્યાંથી પાણી લાવ્યા મેં કહ્યુ કે ત્યાંથી લાવ્યો. ત્યારે તેણે કહ્યું કે પેલા છેટેના ઝરામાંથી પાણી લાવો તે પાણી સારૂં છે, મેં કહ્યું કે, તેવું છે. આ પાણી સારૂં છે. તેથી બાઇનો મીજાસ ગયો અને એકદમ બાઇ બોલ્યા, કામ કરતેમે ચુતડ ફટતી હૈ એટલે કામ કરવામાં ગાણ ફાટે છે. આથી મને ઘણી દિલગીરી થઇ. તરત તેનાથી જુદો પડીને હું એક માણસને બોજો ઉપાડવાને લઇને ચાલ્યો એક બે દહાડામાં હું બારામૂળામાં આવી પહોંચ્યો. ત્યાં મને ખબર મળ્યા કે બારામૂળામાં રામકૃષ્ણ કરીને મારો એક ઓળખીતો રહે છે, તરત તેને મળ્યો. મારા આવ્યાથી તે બહ

ખુશી થયો, મેં તેને નાનપણમાં કેટલીક મદદ કરી હતી તે તેને યાદ હતી, તેણે સારૂં સારૂં ખાવાનું રાંધીને અને ખવાડ્યું તથા પોતાને ત્યાં રહેવાને આગ્રહ કર્યો. હું બે ત્રણ દિવસ રહ્યો.

બારામુળા એક નાનું ગામ છે. ત્યાંથી નદી સપાટ છે. લોકો નદીપર હોડીઓ ભાડે કરીને કાસ્મીર પ્રદેશમાં ફરે છે. અહિંયાં પુષ્કળ હોડીઓ હતી અને હોડીવાળાઓ સિફારસની ચીઠ્ઠી લઇ આવનારાઓને બતાવીને પોતાની હોડી ભાડે રાખે તેને માટે કોશેશ કરતા હતા. હું દરરોજ આ દેખાવ નદીના કિનારા ઉપર જઇને જોતો.

એટલામાં ચંદ્રિકાપ્રસાદ બે દહાડે ત્યાં આવ્યો. ત્યાં તેમને ખબર મળી કે હું એક હેડ ક્લાર્કને ત્યાં રહુછું અને ખુશીમાં છે. કોણ જાણે તેના મનમા શુ આવ્યું હશે તેણે મને પોતાની જોડે લઇ જવાને એક માણસને સમજાવવાને કહ્યું, તે માણુસ રામકૃષ્ણને ત્યાં આવ્યો રામકૃષ્ણનો તે ઓળખીતો હતો. તેને બધી વાત કહી અને ચંદ્રિકાપ્રસાદ તમને જોડે લઇ જવા ઇચ્છે છે ઇત્યાદિ કહ્યું, મે કહ્યું કે ઠીક છે પછી હું તરત તેની જોડે ગયો. ત્યા તેણે ૧૮ રૂપીએ મહિને હોડી ભાડે કરી.

હોડીમાં ચંદ્રિકાપ્રસાદ અને હું બેઠા. તે હોડીનો માલેક એક મુસલમાન અને તેની સ્ત્રી હતી. સ્ત્રી ખુબસુરત હતી. બારામુળામાં પુષ્કળ સ્ત્રીઓ મેં જોઇ હતી તે બધી ખુબસુરત દેખાતી હતી. નાક, આંખ સારાં હતાં. ઘણી જાડી નહિ તેમ ઘણી પાતળી નહિ એવી જોઇ. હોડી ચલાવનારી સ્ત્રીઓ જો કે ખુબસુરત હતી પણ કપડાં મેલાં પહેરતી હતી. ઉપર મેલાં પહેરતી હતી અને અંદર સારાં પહેરતી હતી. કાનમાં મોટી મોટી રૂપાની વાળીઓ પહેરીને તેઓએ કાન ખરાબ કરી નાખ્યા હતા.

અમે હોડીમાં બેસીને જવા લાગ્યા. આસપાસ સુંદર ખેતરો, આસમાન જણાતા હતાં. દેખાવ બહુ રમણીય જણાતો હતો. છેટે પહાડ કોઇ બરફથી ઢંકાયલા તો કોઇ ઝાડપાનથી ભરપૂર તો કોઇ બોડા જણાતા હતા. રસ્તો પણ નદીના કિનારે કિનારે હતો. લોકોની આવજાવ થતી હતી હોડીને એક દોરડું બાંધીને પુરૂષ અથવા સ્ત્રી દોરડાને ખાંધે લઇને ખેંચતી,

કિનારે કિનારે ચાલતા હતાં તેથી હોડી ચાલતી હતી.

ધીરે ધીરે રસ્તામાં નાના નાના ગામો આવતાં હતાં. જ્યાં ઉભા રહે ત્યાં કહેતા હતાં ત્યાં તે ઉભા રાખતા પછી હોડીમાંથી ઉતરીને તે ગામમાં જતા. ત્યાં મીઠાઇવાળાની, મેવાવાળાની, માંસ વેચનારની, કપડાં શિવનારની દુકાનો જણાતી. ત્યાંથી જે ખાવાની ઇચ્છા થતી તે લઇને પછી હોડીમાં જઇને હોડીવાળાની સ્ત્રી રાંધી આપતી. એવી રીતે અમે ખાતા પીતા ચાલવા લાગ્યા. જ્યાં નજર પહોંચાડતા હતા, ત્યાં કુદરતનો બહાર જોતા હતા.

અમે ધીરે ધીરે શ્રીનગર તરફ આવવા લાગ્યા. રસ્તામાં કેટલાંક લાકડાંનાં પુલની નીચે અમારી હોડી જવા લાગી. નદીમાં આડા અવળા લાકડાની જાડી વળીઓ ગોઠવીને તેના એક રીતના થાંભલાં બનાવીને ત્યાર પછી તેના ઉપર મોટા જાડા પાટિયા જડીને એક જાતનો પુલ કરેલો જોયો. તેવા પુલ શ્રીનગરની આસપાસ ઘણા હતા. અમે કેટલાક પુલને વટાવીને પછી બજારની તરફના પુલની પાસે આવીને બજારમાં ગયા. ત્યાં જે જોયું છે, તેવું બીજે થોડેજ જોયું હશે. શ્રીનગર શહેર નદીને બેઉ કાંઠે વસેલું છે. ત્યાંના ઘરો નાનાં એક માળથી બે માળાના છે. રસ્તા બહુજ સાંકડા તથા ગોળ પથ્થરના બનાવેલા છે. તે પથ્થરપરથી પગ ખસી જાય એવા શુવાળા હતા. ત્યાં ઘણી ગંદકી હતી. શ્રીનગર શહેરનું નામ ખૂબ સુરતી-નું શહેર છે પણ ત્યાં તો ઘરોની તેમજ રસ્તાની કંઇ ખૂબ સુરતી નથી પણ જે કુદરતની ખૂબ સુરતી કહેવામાં આવે તો તે કાનની મુઠ પકડવા જેવી છે એટલે તેના જેવી ખૂબસુરતી તો મેં ક્વચિતજ જોઇ છે. ત્યાંના સ્ત્રી પુરુષો પણ ખુબસુરત દેખાયાં. જ્યાં નજર ફેંકતો હતો ત્યાં ખૂબસુ-રત સ્ત્રીઓ આંખને ખેંચતી હતી પણ કાનના અલંકારો તેમને કદરૂપા કરી નાખતા હતા. કદાચ મારો આ સંસ્કાર હોય. પણ કાશ્મીરીઓની પા-સે તે ખુબસુરતમાં ગણતા હોય એવું જણાય છે ખુબસુરતીનો ખ્યાલ જૂદા જૂદા માણસોમાં જૂદો જૂદો હોય ▮ તે હું કબુલ કરૂંછું પણ ખૂબસુરતીના જે બહારનાં લક્ષણો બધા માણસોમા કેટલેક મેળ છે. તે પ્રમાણે અહિંની સ્ત્રીઓનો ચહેરો કંઇક સંગમોળ, નાક સુંદર, આંખ હરણના જેવી ચપળ,

શરીરનો બાંધો ઘણો જાડો નહિ તેમ ઘણો પાતળો નહિ. તે જોયાથી મનને હરખ કરે એવી દેખાઈ. જે હોડીમાં અમે રહેતા હતા. તે હોડીવાળાની સ્ત્રી પણ સુંદર હતી. જ્યાં સ્ત્રીઓને જોતા ત્યાં કંઇક નવી ખુબસુરતી જોતા હતા. તેમાં વળી પંડિતની સ્ત્રીઓની વાત પુછવીજ નહિ, તેઓને ખુબસુરતીના નમુના કહેવામાં આવે તો ખોટું નહિ. તેઓની આંખ નાક પણ સુંદર હતાં. બેશક બધી સ્ત્રીના વિશે એવું સમજવું નહિ. કેટલીક સ્ત્રીઓ તો નીચલા પ્રદેશમાં તેના જેવી મળવી દુર્લભ છે એવું જણાયું.

કુદરત પણ જાણે સ્ત્રીની જોડે સુંદર થઇને દેખા દેતી. શ્રીનગરના આસપાસ જે ઝાડની ઘટા જોતા, તે પણ મનને બહુ આનંદ આપનારી દીઠી. જ્યાં ત્યાં સક્કરચંદ પેર દાડમના પુષ્કળ ઝાડ દીઠાં. ત્યાં બગીચા પણ પુષ્કળ જોયા. કેટલાક પૈસાદારોએ ગરીબોને માટે બગીચા વાવવ્યા છે. તેમાં જે જમીન ઉપર ફળ પડે તે લઇ લેવાની બધાને છૂટ છે. તેથી ગરીબ લોકો પણ મીઠા ફળ ખાય છે.

શ્રીનગરની આસપાસ કેટલાક સરોવર છે. તે ઘણુ વાડુ વિશાળ છે. અને તેની આસપાસ ઘણાં નાના પ્રકારનાં ઝાડ છે. તેની છાયા સરોવરમાં પડીને બહુ રમણીય દેખાવ નજરે પડે છે. અમે તે સરોવરમાં ઘણી વખત ફરવા જતા હતા હોડી અમારી હતી, જ્યારે કહેતા ત્યારે ત્યાં હોડી લઇ જતા હતા. ત્યાં મોટા મોટાં દ્રાક્ષના બગીચા હતા. તેના બીજ ફ્રાન્સથી લાવીને ખેતી કરાવી હતી. તે દ્રાક્ષ કંઇક ખાધી, બહુજ ઉત્તમ લાગી. સરોવરમાં નાના નાના બગીચા હતા તેમાં જઇને કુદરતની લીલા જોઈ. ત્યાં એક મોટો બાગ છે, તે પણ જોયો. તે બાગ લાહોરના શાલમ બાગના જેવો છે. તે બરાબર તેની નકલ છે. તેમાં પણ ચડ ઉતરતા પગથિયા બનાવીને બગીચો બનાવ્યો છે. તેમાં જઇને ઇશ્વરની અગાધ લીલા અનુભવી.

કાશ્મીરમાં જે કંઈ જોવા જેવી વસ્તુ છે તેમાંની કંઈક જોઇ. ત્યાં તો કુદરતનો ભંડાર છે. શું જોઇએ તેનો નિર્ણય કરી શક્યા નહિ. જ્યાં ત્યાં ઇશ્વરની કારીગર જોતા. ધરતીપર પહાડ ઉપર ખૂબ સુરત ઝાડ બરફ,

પાણી જોતા. મનુષ્યના ચહેરામાં ખૂબ સુરતીની ખાણુ જોતા. આવી રીતે કાસ્મીરના સૌન્દર્યમાં આસરે એક મહિનો ગાળ્યો. ત્યાં ખાવા પીવાનું બહુજ સસ્તું હતું, અમે માંસ, મરઘી, ઇંડાં વગેરે ખાતા હતા. તે મુંબઈ તથા હિંદુસ્તાન કરતા રૂપીઆના બે આનાની કિંમતે મળતા, ત્યાં મેવો તો પાણીના મૂલે વેચાતો હતો. શું લઇએ અને શું ખાઇએ તેજ વિચાર કરવાનું હતું. લાલ કળીગડ તો પાણીની જગાએ ખાતા હતા. દૂધ અને મલાઇ તો ચહામાં નાંખતા. ચહામાં મલાઇ ખાતા સાંભળીને વાંચનાર આશ્ચર્ય પામશે પણ કાસ્મીરમાં તો ચાહમાં મલાઇ નાખીને ઉત્તમ ચાહ બનાવવાને કહે છે. તેમાં ચાહમાં કંઇક સોડા નાખીને લાલ પાતરાવાળી ચાહ બનાવે છે તે અમે પીતા. તેમાં ખર્ચ જરા વધારે થતો તે પીવામાં કંઇક સારી લાગતી. તે ચાહ વળી લદાકની હતી. તેનો જરા કેફ જણાતો. પનીર પણ ખાતા મુંરગી તથા મટન તો એક વખત તો ખરૂં. આ બધું બનાવવામાં ફક્ત આઠ આના પડતા હતા તેમાં વળી અમારો રસોઇએ અને રસોયણ ચોરી ખાય તે તો પકડવામાં આવતું નથી.

કાસ્મીર બધી રીતે સુંદર જણાયું, પણ માણસની પ્રકૃતિમાં આસમાન જમીનનો ફેર જોયો. અહિંના માણસો ખૂબસુરત છે તે હું કબૂલ કરૂં છું પણ મનના બહુ મેલા છે. બજારમાં વેચાતું લેવા જાઓ તો દશબાર ગણુ મૂલ્ય હાકે છે. ત્યાં ઘણી કારીગરી જોવામાં આવે છે. તેથી તે લેવાની સ્વાભાવિક વૃત્તિ લોકોની થાય છે જો વસ્તુ લેવાને જવું હોય તો આપણા હોડીવાળા સાથે આવીને પેલા વેચનારને તેની બોલીમાં કિંમત બહુ હાંકવા કહે છે. તેથી એક આનાની વસ્તુની કિંમત આઠ આના કહેછે. આપણે ઓછી કેટલી કરીએ ?

કાસ્મીરમાં જાત જાતના શાલ દુશાલ મળે છે તેમજ પેપરમાસીનુ કામ એટલે કાગળની પેટી, તકતા, ટેબલ વગેરે કરીને તેના ઉપર બારીક રંગીન સોનેરી કામ કરેલું તેને પેપરમાસી વર્ક કહે છે. રૂપાનુ, ત્રાંબાનુ, પીત્તળનુ કામ તો જગત વિખ્યાત છે, રૂપાના ઉપરની નકશી બહુજ ઉત્તમ કરે છે. તેની કિંમત તેઓ બહુ બતાવે છે પણ જો કસીને લેવામાં આવે

તો રૂપીઆનો કોઇ વખતે આનો આપવો પડે છે. આપણે ધારીએ છીએ કે આ વસ્તુ બહુ સસ્તી છે પણ ત્યાંની મજુરીના પ્રમાણમાં તે તેના કરતાં ઘણીજ સસ્તી થાય છે.

શ્રીનગરમાં મુસલમાનની વસ્તી પુષ્કળ છે. હિંદુઓ ઘણાજ ઓછા છે. તેવો વેપાર તથા લખવા વાંચવાનું કામ કરે છે. તેઓને પંડિત કહે છે. તેઓ સારો પોશાક પહેરે છે. તેઓની સ્ત્રીઓ પણ સુંદર છે. મુસલમાનો તો બધા દેશમાં સરખા જોવામાં આવે છે. તેઓ કારીગરનું, વેચવાનું, નાના નાના ધંધા કરે છે. હિંદુઓ મોટા વેપારી છે.

કાશ્મીરની સ્ત્રીઓ ખાસ કરીને મુસલમાનની સ્ત્રીઓ છકેલ જોઇ. તેઓ પૈસાની લાલચુ હોવાથી જાર કર્મ કરવામાં પણ કંઇ ઓછાપણું રાખતી નથી. કેટલીક રંડી મજરા બનાવીને તેઓ મુસાફરોને ધુતી ખાય છે. કેટલાક અંગ્રેજો શીકારની મોજ કરવા તથા રંડીબાજી કરવા માટે કાશ્મીરમાં આવે છે. તેઓ તેનાથી ઘણું કમાય છે. સોનાનાં ઘરેણાં કાન, નાખ, હાથમાં નાંખીને બકરા રાખીને હોડીઓ ચલાવીને લોકોને ફસાવે છે. કેટલાક એ કામને માટે બજારમાં કોઇ અંગ્રેજને લાવવા માટે મોટા મોટા અંગ્રેજોની ચીઠ્ઠીઓ બતાવે છે. તેમાં કેટલાક બેશરમી-અંગ્રેજોએ સ્પષ્ટ લખ્યુ હોય છે કે આને જે કહેવામાં આવે તે તરત પૂરૂં પાડે છે. એવી ચીઠ્ઠીઓ મને ચક્રિકાપ્રસાદે વાંચી સંભળાવી હતી. જો વ્યભિચારનું ઘર કહેવું હોય તથા સુંદરતામાં જાર કર્મનો વાસ રહેતો હોય તો હું કાશ્મીરને કહીશ.

હું એક વખતે એક સરોવર જોવા માટે ચાલતો ગયો હતો. ઘણું ચાલ્યો હતો. પાછું આવતાં ઘણો વખત થઇ જાય તેથી હોડીમાં જવાનો વિચાર કર્યો. તરત ત્યાં એક હોડી હતી તેમાં એક બુઢી સ્ત્રી હતી તેને કહ્યું કે આ હોડીમા બેસો જે આપશો તે લઇશ મે એક આનો આપવા કહ્યું. તરત તેને એક જુવાન સ્ત્રીને બોલાવી અને હોડી ચલાવી થોડે છેટે ગયા પછી પેલી જવાન સ્ત્રી ઇશારત કરીને આંખ મારવા લાગી અને છોકરાને પૈસો આપો એવું કહેવા લાગી મેં પૈસો આપ્યો ત્યારે પેલી સ્ત્રીએ હોડી ચલા-

થી બધી રાખીને મને પોતાની પાસે બોલાવવાની ઈશારત કરવા લાગી. પણ મેં તો ગણકાર્યું નહિ અને જલદી ચલાવ એ પ્રમાણે કહ્યું. પેલી વૃદ્ધ ડોશી મને ઇશારત કરીને જાર કર્મ કરવાનું સમજાવતી હતી પણ હું તો તેના ઉપર નજર નહિ રાખતાં હોડી ચલાવવાને કહેવા લાગ્યો. મારી હિંદુસ્તાની ભાષા તે સમજતી નહોતી અને હું કાશ્મીરી સમજતો નહોતો. એટલે ઇશારતથીજ વાતો થતી. જેમ તેમ કરીને હું મારી હોડીની પાસે પહોંચ્યો. અમે બધા હોડીમાંજ સુતા હતા. કાશ્મીરમાં મુસાફરીએ આવનારા હોડીમાંજ સુવે છે. તેની તળાયુ સપાટ હોય છે તેના ઉપર બિછાનું પાથરીને સુવાય છે.

અમે ચૈત્રમાંની પહેલા શ્રીનગર પહોંચ્યા હતા. ત્યાં અમે રામનવમીનો મેળો જોયો. ત્યાં રામ લક્ષ્મણનો રાસ થયો હતો તે મહારાજા સાહેબ, પોલિટિકલ એજન્ટ પણ જોવા આવ્યા હતા. હું પણ તે જોવા ગયો હતો. ત્યાં કેટલીક મુસલમાની રાંડો જોવા આવી હતી. તેઓમાંથી કેટલીક આંખ મારીને પોતાની તરફ મને ખેંચતી હતી. જ્યારે મેળો વીખરાઇ ગયો ત્યારે હું મારી હોડીની તરફ જતો હતો ત્યારે એક ખૂબસુરત રાંડ મારી પાસે આવીને બોલી. "આવ" હું ગમત જોવા માટે તેને ત્યાં ગયો. ઘર જોયું તો સામાનમાં એક ખાટલો જોયો બીજું સુમસામ કંઇજ નહોતું તેની જોડે વાતચીત કરવા માંડી પણ તે તો કાશ્મીરીના સિવાય બીજી કંઇ ભાષા બોલી શકતી નહોતી. ઇસારતથી જાર કર્મ કરવાને કહ્યું, હું તો બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો. બધે જગાએ રાંડોના હાલ બુરા છે.

પોસ્ટ ઓફિસમાં અમારા પત્રો, મનીઓર્ડરો આવતા હતા, પણ અહિંયાં કાગળના ફરી બે પૈસા આપવા પડતા હતા અને કાગળપર ટીકટ ચોડીને બે પૈસા એક સિપાઇને આપ્યા પછી તે કાગળ ટપાલના ખાનામાં નાખવા દેતો હતો. કારણ કે રાજાએ પોતાની હદમાં કાગળો આવે તેનું મહેસુલ લેવાનો નિયમ કર્યો હતો. તેથી ત્યાં પૈસા આપવા વિના કાગળો મળતા નહોતા.

કાશ્મીરના રાજ્ય તરફથી ટેલિગ્રાફ ઑફિસ હતી તેમાં પોતાના પૈસા લઇને પછી અંગ્રેજ સરકારના બીજા પૈસા લઇને ટેલિગ્રાફ મોકલતા હતા. અમે કેટલોક વખત ત્યાંના પોસ્ટના હેડ ક્લાર્કને ત્યાં રહ્યા હતા. તેમની કૃપાથી અમને ઘણું જોવાનું મળ્યું હતું, એમની કૃપાથી મહારાજાનો મહેલ જોયો. તે એક લાકડાના પાટિયાના નદી કિનારે એક મુંબઇના સાધારણ ઘર કરતાં પણ ખરાબ હતો. કાશ્મીરની બધી મઝા ભોગવીને પાછા અમે મુંબઇ જવા નીકળ્યા. રસ્તામાં આગળનો દેખાવ નજરે પડ્યો. હું અમદાવાદ ઉતરી પડ્યો.

---

## પ્રકરણ ૧૧૩ મું.

### મુંબઇમાં પુસ્તકો છપાવવા

હું અમદાવાદથી મુંબઇ આવ્યો. મેં મુંબઇમાં નિર્ણયસાગર પ્રેસમાં મારી મા દેવકોરના નામની દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિનો પહેલો ખંડ તા. ૧૫ મી એપ્રિલ ૧૮૮૮ માં છપાવ્યો. તેની પ્રસ્તાવનામાં મેં લખ્યું હતું. " * * મારી માતા દેવકોરના સ્મરણાર્થે સ્ત્રીઓને વાંચવા યોગ્ય સુરુચિસંપન્ન પુસ્તકો પ્રકટ કરવાં માટે "ગૃહપાઠ્ય પુસ્તકાવલિ" નામની ગ્રંથાવળિ પ્રસિદ્ધ કરવાનું ધાર્યું છે. તેમાંનું પહેલું પુસ્તક અભિરૂચિ ઉપજ થાય એવો, સ્ત્રી જાતિની સત્કીર્તિનો પહેલો ભાગ આજે પ્રકટ કર્યો છે. તે પુસ્તક જો ગુજરાતી સ્ત્રીમંડળમાં કંઇક લાભકારક થાય અને એ આપણા દેશના વિદ્યોત્સાહીઓના સ્નેહ નેત્રમાં પડીને ગુજરાતી ગૃહમાં સ્ત્રીપાઠ્ય પુસ્તક તરીકે વપરાય તો આગળ કરેલો શ્રમ સફળ થયો સમજીશ અને ઉત્સાહમાં મસ્ત થઇને બીજાં સારાં, ઉપયોગી ગ્રંથાવલિ પ્રકટ કરવાનો યત્ન કરીશ "

એ પુસ્તક અર્પણ પત્ર આવી રીતે લખ્યું હતું, "મારી સ્વર્ગવાસી માતા દેવકોરના સ્મરણાર્થે આ દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિ ગુજરાતી

બાપા જાણનારી બહેનોના કરકમળમા સાદર અને સ્નેહથી અર્પણ કરી ”

ત્યાર પછી દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવળીનો બીજો ખડ મા અને છોકરા નિર્ણયસાગર પ્રેસમા તા ૧૫ મી જુન ૧૮૮૮ મા પ્રસિદ્ધ કર્યો તે પુસ્તક મે બગાળાના દયાસાગર પડિત ઈશ્વરચદ્ર વિદ્યાસાગરને અર્પણ કર્યો તેની અર્પણ પત્રિકા નીચે આપવામા આવે છે

**પરમારાધ્ય ભક્તિભાજન પડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.**

કલકત્તા.

દેવ !

જે સર્વ કારણથી મનુષ્ય મનુષ્યને દેવતા તરીકે સમજે છે તે સર્વ કારણથી હુ આપને દેવતા જાણુ છુ આ પૃથ્વીમા ઘણી જગાએ સ પદની ઘણીક જાતની સામગ્રી જોઇ અને ઘણી જગાએ સૌજન્યની પણ અનેક પ્રકારની મૂર્તિ જોઈ છે, પરતુ સ પદ અને સૌજન્યનો એકત્ર સમાવેશ, જેવો દેવ યોગ્ય સુ દર વૈભવ છે, તે આપના જીવનમા ઉત્તમ પ્રકારે જોઉછુ પારકાના સુખમાજ સુખ સમજવુ એ આપના પુ ણ્યમય જીવનનો મૂળ મ ત્ર છે જ્યારે આપની દયાવૃત્તિનુ સ્મરણ થાય છે, ત્યારે ઘણોજ આન દ થાય છે આપે સ્ત્રીઓની અવસ્થા સુધારવા માટે જે યત્ન કર્યો તેનુ સ્મરણ થયાથી આન દાશ્રુ આવે છે આપનો પ્રેમ વિશ્વવ્યાપી છે આપે હજારો વિપત્તિ વેઠીને પારકાના દુ ખ નિવારણને માટે જે યત્ન કર્યો છે, તે સ્મૃતિ પ થમા આવ્યાથી આપના જન્મનુ સાર્થક થયેલુ જાણીને હર્ષ થાય છે આપની માતાના સદ્ગુણોનુ વર્ણન કરતા કરતા એક વેળાએ આપે કહ્યુ હતુ કે, મે જો મારી માતાના સેકડો ગુણોમાથી એક પણ ગુણ મેળવ્યો હોત તો હુ પોતાને કૃતાર્થ જાણત, હુ એવી માતાનો પુ ત્ર છુ એ Glory ( ગૌરવ ) નો વિષય સમજુ છુ ” તેથીજ દેવ ! આપ સ્ત્રીઓની સ્થિતિ સુધારવામા મચ્યા રહોછો અને સ્ત્રી જાતિનુ ભલુ કરવા માટે હમેશા આતુર રહોછો આપ એવી એક માતાના પુત્રછો કે તેને માટે આખો બગાળ આપની સ્તુતિ કરે છે આ પુસ્તકનો ઉદ્દેશ પણ આપના જેવા પુત્ર રત્ન ઉત્પન કરવાનો તેથીજ ૧૪૦૦ માઇલને છેટે રહીને આપના ગુણ કીર્તન સાભળીને તેમજ પ્રત્યક્ષ જોઇને મારી સ્વર્ગવાસી માતા દેવકોરના સ્મરણાર્થ દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવળિનો બીજો ભાગ “મા અને છોકરા” ભક્તિ પૂર્વક આપના નામે ઉત્સર્ગ

કરવા ઉચિત જાણું છું. કારણ કે મહાન્ પુરૂષની પૂજા કરવી એ મારો ધર્મ સમજું છું તેથી આપ અંગીકાર કરશો.

| | | |
|---|---|---|
| મુંબાઇ. | } | ભવદિય ગુણાસક્ત. |
| તા. ૧૫ મી જુન ૧૮૮૮. | } | નારયણ હેમચંદ્ર. |

ત્યાર પછી ટેલકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિનો ત્રીજો ખંડ સીતા વનવાસ મુંબઇમાં એજ્યુકેશન સોસાઇટી પ્રેસમાં તા. ૧૫ જુલાઈ ૧૮૮૮ માં પ્રસિદ્ધ કર્યું

તેજ અરસામાં સન્યાસી નામની નવલકથા એજ્યુકેશન પ્રેસમાં તા ૧૫ મી જુન ૧૮૮૮ પ્રકટ કરી. તેની અર્પણ પત્રિકા આવી લખી છે.

"જેના સરળ સત્યપરાયણ પવિત્ર જીવનની સ્મૃતિ માત્ર આ જન્મતમાં મારૂં ધર્મ બીજ થયું છે; જેના અસીમ સ્નેહ અને વાત્સલ્યનું ચિંતન મારો અ ભીર શાંતિસાગર છે; તે અકિંચ ભાજન નવીનચંદ્ર રાયનું પવિત્ર નામ મહણ કરીને આ પુસ્તક અર્પણ કર્યું છે."

સન્યાસીમાં મેં મારી નીચે લખેલી પ્રતિજ્ઞા લખી હતી,—

( તોટક. )

દુઃખ ભોગવું કોટક જો હું મણું, નવ તે થકિ કાંઇ મણું હું લખું;
સુખ નાવ બિજાતણું કેરિ રહો, સુખ થાઉ,—હું એ મનભાવ વસો. ૧
મુજ નેન ભલે જળપુર વહે, મન તો થકિ ના પરિતાપ લહે;
હરૂં અન્યતણાં જળ લોચનથી, હરા ! એટલું યાચું પુરા મનથી. ૨
ધન ગાઉં ન માન ન ચાહું કંઇ, નવ પ્રાણ વિશે કંઈ પ્રીતિ રહી;
જીવું જો હું ગમ્યો ગ્રહી કૃત્ય વિશે, હરા ! વાંછુ સદા તુજ આશિષ એ. ૩
અતિ ઉત્તમ કેંશ લિલા નિરખી, પછી ગાઉં બધે હરિ હરખી;
કર સાધન યોગ્ય મને હરા દે, મરણાન્ત સુધી મન એહ ચહે. ૪
બનિયું મુજ અંતર દુઃખ ભરે, અધિ કૃત્ય વિશેજ જિવું હું ખરે;
કરતાં નિજ કૃત્યજ દેહ પડો, ધરૂં આશ મહાનજ પાર્ષુ કરો. ૫

---

## પ્રકરણ ૧૧૪ મું.

### મુંબઇમાં પેલો પેંડા ખાનાર રામજીદાસની જોડે મેલાપ.

હું જ્યારે મુંમઇમાં રહેતો હતો ત્યારે લાહોરના સેવારામ, તેની બહેન તેની સ્ત્રી તથા કન્યા પોતાના પિતાના મરવાથી ઇગ્લંડથી લાહોરમાં જવા માટે શેઠ માધવદાસ રૂગનાથદાસને ત્યાં ઉતર્યા હતા. તે વેળાએ હું તેમને મળ્યો હતો. સેવારામની બહેન હરદેવીએ પોતાના ભાઇની ઇગ્લંડની વર્તણુંક મને કહી. તે બહુ અફસોસ કરવા લાગી કે, ભાઇએ પુષ્કળ રૂપીઆ ઇગ્લંડમાં ખર્ચ્યા અને ચાલ ચલણમાં પણ ખરાબ થયો. સેવારામની બહેન હરદેવી મને ચહાતી હતી, તેણે મને મારા ધનુર્વામાં પચાસ રૂપીઆ આપ્યા હતા, તે વાંચનારને કદાચ યાદ હશે. તે બહુ સરળ મનની છે તે વિધવા હતી પણ હમણાં તે સધવા છે. તે હાલ અલ્હાબાદમાં તેના સ્વામી બારિસ્ટર લાલા રોસનલાલની જોડે ખુશીમાં રહે છે.

હું મુબઇમાં લખવા વાંચવામાં તથા મળવામાં વખત ગાળતો અને કોઇ કોઇ વખત પુસ્તકો છપાવતો હતો મે મારી સ્વર્ગવાસી માતા દેવકોરના સ્મરણાર્થે દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવળીનો પહેલો ખંડ સ્ત્રી જાતિની સત્કીર્તિ કાઢયો, પછી મા અને છોકરાં પછી બીજા પુસ્તકો લખવા લાગ્યો.

આવી રીતે હું વર્ખતો વખત પુસ્તકો કાઢતો તથા લખતો હતો, તેમજ સભાઓમાં મોટા વિદ્વાનોને તથા વિદ્યાર્થીઓને ત્યાં જઇને જ્ઞાન મેળવવાને માટે યત્ન કરતો.

એટલામાં થોડા મહિનામાં લાલા સેવારામ લાહોરથી આવ્યો તેની જોડે પેલો કે જેના જોડે આખી દુનિયાની મુસાફરીએ નીકળ્યો હતો, જેની જોડે ધોલપુર ગોવાલિયર જઇને હું પાછો આવ્યો હતો, તે આવ્યો. તેને જોઇને પહેલાની બધી વાત યાદ આવી. લાલા સેવારામ કેટલાક દિવસ મુંબઇમાં રહીને યુરોપની મેલ સ્ટીમરમાં ગયો. હવે રામજીદાસ હું જે હીરાલાલને ત્યાં રહેતો ત્યાં આવ્યો. રસ્તામાં બે જણા ફરતા હતા. આખો

દહાડો ફલાણું જોવું છે, ફલાણે ઠેકાણે ચાલો એમ કહેતો હું તેની સાથે કળના પુતલાંની પેઠે જતો હતો. અમે મુબઇમાં ઘણી જગાએ ગયા રાજબાઇ ટાવર ઉપર જઇને મુબઇની બલીહારી જોઇ. દરિયાની દીવાદાંડી ઉપર ચઢીને સમુદ્રમાંથી મુંબઇની સુંદરતા જોઇ. તેમજ વિક્ટોરિયા ગાર્ડનમાં જઇને વાંદરાંના, રીંછના, સિંહના, વાઘના સ્વભાવનું જ્ઞાન મેળવ્યુ તથા કુદરતના ખોવિંદની લીલા જોઇને મનમાં ને મનમાં તેનુ ધ્યાન કર્યું મુબઇના વેસ્યાવોડામાં જઇને તેના વિશે કંઇક જ્ઞાન મેળવ્યુ અને તેની હકીકત જાણીને દિલગીર થયા. મતલબ કે મુબઇમાં સારૂથી લઇને ખરાબ સુધી બધો અનુભવ રામછદાસ અને મેં મેળવ્યો.

---

## પ્રકરણ ૧૧૫ મું.

### રામછદાસ અને હું લંકા જવા નીકલ્યા.

મારો કેટલાંક મહિનાથી સીલોન તરફ જવાનો વિચાર હતો. હું સીલોન જવાને બહુ તલપી રહ્યો હતો. મેં લંકાના વિશે કેટલુંક વાંચ્યુ હતું ત્યાંના બુદ્ધોના દેવળો વગેરે જોવાની બહુ ઇચ્છા થઇ. ત્યાંના પહાડો પણ બહુજ સુંદર છે એવું વાંચ્યું હતું તેથી તે તરફ જવાની ઇચ્છા સ્વાભાવિક થઇ.

રામછદાસને સીલોન જવાની વાત કહી, તેની ઇચ્છા પણ મદ્રાસ અને સીલોન આવવાની થઇ. તેની પાસે તે વેળાએ આસરે બસો રૂપીઆ હતા અને મારી પાસે ૧૦૦–૧૫૦ રૂપીઆ હતા. મેં કહ્યુ કે ચાલ, આપણે જઇએ તે તૈયાર થયો. તેણે કેટલાક રૂપાના કટારા લીધા. તે શામાટે લીધા તે હું જાણતો નથી પણ તેનો સ્વભાવ હું જાણતો હતો કે જે ઝળકતી વસ્તુ હોય તે લેવા ઇચ્છતો હતો, તેમાં ખાસ કરીને પીવાના વાસણ તે ઘણાંજ સારા નાના રાખતો હતો તેણે બે વાડકા લીધા.

અમે રેલ્વેમા ચાલ્યા, પહેલા અમે પુનામાં ઉતર્યા, પુનામાં અમે

રાવબહાદુર ગોપાળ હરિ દેશમુખને ત્યાં ઉતર્યા, ગોપાળરાવે અમારી ઘણી સારી મેમાનદારી કરી. ત્યાં જે જોવાનું હતું તે અમે જોયું. મેં પહેલા જોયું છે અને તેનું વર્ણન, પણ મેં આપ્યું છે. વધારેમાં પાર્વતીનું મંદિર જોયું અને બાગ પહેલા જોયો હતો તેના કરતાં સુંદર જોયો, વળી યરોડાની જેલ જોઈ. તે જેલ બહુ મોટી હતી. પછી અમે બે દિવસ રહીને શોલાપુર ગયા.

શોલાપુરમાં અગસ્ટ ૧૮૮૮માં પહોંચ્યા. તે વેળાએ નરસિંહરાવ ભોળાનાથને ત્યાં રામછડદાસ અને હું ઉતર્યા. ત્યાં કૃષ્ણરાવ તથા વ્રજરાય પણ હતા. ત્યાં એક દહાડો રહીને જે જોવા જેવું હતું તે જોયું.

શોલાપુરની હકીકતમાં મેં પહેલા જે જોવા જેવા સ્થળો હતા તે આપ્યા છે. તેથી વધારે કંઇ જોયુ નહિ.

અમે શોલાપુરથી નીકળ્યા. બારોબાર મદ્રાસની ટીકીટ લીધી. મદ્રાસ થઇને અમે સીલોન જવાના હતા તેથી એકદમ મદ્રાસ જવા નીકળ્યા. રસ્તામાં દૂરથી દક્ષિણનો રીવાજ જણાતો અને મદ્રાસની સરહદમાં મદ્રાસીઓની ચાલચલણનો આભાસ થતો. મદ્રાસ તરફના માણસો કાળા દીઠા અને તેલુંગી ભાષા બોલતા જણાયાં. અમે રેલવેમાં મદ્રાસીઓની ચાલચલણ જોતા જતા મદ્રાસમાં પહોચ્યા

---

## પ્રકરણ ૧૧૬ મું.

### મદ્રાસ.

રામછડદાસ અને હું મદ્રાસમાં આવ્યા. મદ્રાસ એ મદ્રાસ ઇલાખાનું શહેર છે. ત્યાં સેપ્ટેડેન્ટ ગવર્નર રહે છે. મદ્રાસમાં બધા તેલુગુ, કનેડી અને દ્રાવીડ ભાષા બોલે છે. કેટલાક પ્રાચીન ઈતિહાસની ખોળ કરનારાઓ કહે છે કે મદ્રાસી આર્ય નથી. તે અસલના આ દેશના વતની છે. તેઓના ચહેરા તથા ભાષા આર્યને મળતી નથી. તેઓ જો કે હિંદુધર્મ માને છે પણ પછીથી આર્યલોકોની જોડે મળીને તેઓએ હિંદુધર્મ પકડ્યો છે. ગમે તેમ હો. તેઓની ભાષા તો અમે સમજતા

નહોતા. મગનજીદાસ અંગ્રેજી બોલતો હતો. અહિં અંગ્રેજી સમજનાર
છે તેથી એક રીતે રેલવે સ્ટેશનથી નીકળીને સરાઈ અથવા ધર્મશાળા
દઇને ચાલતા નીકળ્યા. મજુરને કહ્યું કે ધર્મશાળામાં લઇ જા.
મજુર બજારમાં એક વીસીમાં લઇ ગયો. ત્યાં જેમ તેમ સમજાવીને
વાનું તથા ખાવાનું કહ્યું. ખાવાનું તૈયાર હતું તે ખાધું. પછી ઉપરના
ડીમાં એક ઓરડી બતાવી તેમાં રહેવાનું કહ્યું.

વીસીમાં ખાવામાં ભાત, દાળ, બે ત્રણ શાક, આંબલીનું પાણી
અથવા વગેરે ખટાઇનો ભાગ વધારે હતો. અને તો તે ખાવાનું કંઇક
આવ્યું પણ મગનજીદાસને કંઇ ભાવ્યું નહિ. ખાઇને જરા આરામ કર્યો
ફરવા ગયા રસ્તામાં મીઠાઇવાળાની દુકાન દીઠી તેને ત્યાં તેમ જેમ
જણાવીને કંઇક મીઠાઇ તથા ખાટું ખારું વેચાતું લઇને ખાધું પછી -
બજાર તરફ ગયા.

જ્યાં નજર પહોંચાડતો હતો ત્યાં કાળા ભાઇ, ઠીંગણા મદ્રાસી ઉ
શરીરે માથે દેંટાના આકારની પાઘડી, કમ્મરે ધોતિયું પહેરેલ જણ
બાઇડીઓના શરીર ઉપર હળદ ચોપડેલી તેથી કંઇક ક્રમળા થ
જણાતું, મોટા મોટા સોના રૂપાનાં ઘરેણાં શરીર ઉપર શોભતા હતા
રૂપમાં તો આ લખનારના જેવું તથા આ ચોપડી વાંચનારીમાં જે કદ
હોય તથા ચીબુ નાક હોય તેને પોતાનું સ્વરૂપ કલ્પવું આથી કેટલ
રંગીલીઓએ મને ક્ષમા કરવી, શું કરું ? જેવું જોયું છે તેવું લખ્યું.

પછી તો દરિયે કિનારે ગયા. દરિયો બહુ તોફાની જણાતો હ
ત્યાંના રસ્તા બહુ સ્વચ્છ હતા કારણ કે, ત્યાં તો મોટા મોટા અંગ્રે
રહેતા હતા અને મોટી મોટી ઑફિસો બિરાજતી હતી. ત્યાં જોવાની બ
બહાર હતી સમુદ્રનો દેખાવ અને કિનારા ઉપરનો ઉત્તમ દશ્ય મનને બ
આનંદ આપતો હતો. ત્યાંથી યુનિવર્સિટીનું મકાન દેખાતું. તે તરફ ચાલ્ય
કેટલાક મદ્રાસી વિદ્યાર્થીઓ મળ્યા તેઓના પોશાકમાં એક નાનું નગર કાચ
ડીનું ધોતિયું અને એક કુડતું ડગલો માથે ટોપી અથવા ફેંટો પણ પગમ
કંઇ નહિ, પગ ઉઘાડા. મદ્રાસમાંજ આનું જોયું મુંબાઈ, કલકત્તા, પ્રયાગ

વગેરેમાં વિદ્યાર્થિયો તો જાણે બાપદાદાથી અંગ્રેજ બનેલા હોયને તે પ્રમાણે બુટ, મોજા, પાટલુન પહેરીને રૂપીઆ જાણે બહુ મળતા હોય અથવા ભવિષ્યમાં છનાછન થવાનું સ્વપ્નું જોતા હોય તેમ કપડાંમાં ફુલે હાથે માબાપની પાસેથી ખર્ચ કરાવીને આખરે બી. એ એમ. એ. વીસ પચીસ રૂપીઆની નોકરીએ રહેવા છતાં નોકરી મળે નહિ. મદ્રાસી વિદ્યાર્થિયોને તેવા જોયા નહિ. શા કારણથી આમ થતું હશે ? હું ધારૂંછું કે પૈસાની ખોટ હશે. ગમે તેમ હો, કેટલાક વિદ્યાર્થિયો યુનિવર્સિટીના મકાનમાં મળ્યા એટલે રામજીદાસે અંગ્રેજીમાં ગોટપીટ ચલાવવા માંડયું, હું તો કમનસીબ કે તેમાંનું કંઇ સમજ્યો નહિ પણ રામજીની કૃપાથી તેણે કંઇ કંઇ તેનું ભાષાન્તર કરીને મને સમજાયું. અમને બધું વિદ્યાર્થિયોએ બતાવ્યું પછી અમને ઉપલા ભાગમાં ચઢાવ્યા. ત્યાંથી બધું મદ્રાસ દેખાડયું. ઉપર ગયા એટલે અમારા પગ નીચે મદ્રાસ લાંબુ સુતેલું પડયું છે એવું જણાયું. મોટા રસ્તાઓ જાણે નાની અમદાવાદની પોળ હોય એવા જણાતા. માણસો જાણે નાના ગુલીવરની મુસાફરીમાં વર્ણન કરેલા વેંતીયા માણસ જેવા જણાયા. વિદ્યાર્થીયોએ અમને ફલાણી જગા આ રહી, ફલાણું આ રહ્યું વગેરે કહ્યું, પણ અહિંયાં તેમાંનું અમે શું જાણીએ ? જે બતાવ્યું તે જોયું. જોયાથી કોને આનંદ નહિ થાય ? મને તો સમુદ્ર તરફનો આનંદ વધારે જણાયો. અમે ઉપરની મઝા જોઇ હવે લાયબ્રેરીમાં ગયા. ત્યાં તો મોટા મોટા પંડિતો ડોકિયા કાઢીને અમને કહેતા હોય કે પધારો, અમારી જોડે વાત કરો. પણ અમને ફુરશદ નહિ તેથી કોઇની જોડે વાતચીત કરી નહિ. અમે તો ભરેલા જીવતા વિદ્વાનોના કરેલા પુસ્તકની તરફ જોઇને આશ્ચર્ય બનતા. પછી એક મેપ ઉપર દૃષ્ટિ એક વિદ્યાર્થીએ ખેંચી. તેણે કહ્યું કે, આ નકસો ઉપમેયો છે. જ્યાં ડુંગર છે ત્યાં ડુંગરના આકાર છે, જ્યાં નીચાણ જમીન છે ત્યાં નીચાણ જમીન દેખાડી છે, આ બધું જોઇને આશ્ચર્ય બન્યો. માણસ શું કરે [illegible] તેનો ખ્યાલ આવ્યો. બધું જોયુ, પછી અમે આસપાસ ફરીને પાછા ઘરના છોકરા ઘરમાં આવ્યા.

ત્યાં કંઈ ખાધું, પાછો ભાત ખાધો. પાણું આમલી તથા દહી નાખેલા

ચાક ખાધા. મને તો ભાવ્યું પણ રામજીદાસ તો પેંડાના ખાનારા તેને કેમ ભાવે. પાછા બજારમાં ગયા. ગરમા ગરમ ઘીના ભજીઆ ખાધા. તે બહુ સારા હતા. ફરી રાતે ફરવા નીકળ્યા. રસ્તો મળ્યો ત્યાં ગયા. થોડુંક ફરીને પાછા વીસીમાં આવ્યો અને બિછાનું કરીને પડ્યા.

થોડીકવારે રામજીદાસે કહ્યું કે હું તો અહિં રહેનો નથી. હુ તો હોટલમાં સુવા જાઉછું. મેં કહ્યું શામાટે? તેણે કહ્યું કે અહિં ચોર લુટારા આવીને આપણને મારી નાખે, તો અમસ્તા મરી જઇએ તેથી હું તો અહિં રહીશ નહિ. મેં ઘણું સમજાવ્યું પણ ભાઇ તો કહે કે હું હમણાંને હમણાં જવાનોજ. હું કહું કે કંઇ થવાનું નથી, પણ રામજીદાસે તો અંગ્રેજી નૉવેલો વાંચેલા તેમાં ચોર લુટારાની વાતો તથા ધર્મશાળાઓમાં જે અઘોર કૃત્ય થયેલા તે તેના મનમાં આવ્યાથી ને કહેતો કે, હું તો અહિં રહીશ નહિ. તે બધા નૉવેલના દાખલા આપવા લાગ્યો. ઘણું ઘણું મેં સમજાવ્યું, ત્યારે ભાઇ એવી બોલીથી રહેવાને તૈયાર થયા કે, આંગળાને સારી રીતે દોરીથી સજ્જડ બાંધીને દરવાજાની પાસે મારે સુવું. તે પ્રમાણે દોરી કાઢીને આંગળાને બાંધીને હું દરવાજા પાસે સુતો. સવારમાં જેવા સુતા હતા, તેવા જાગ્યા એટલે ચોર તથા લુટારાઓએ આવી અમને મારી નાખ્યા નહોતા, એજ આશ્ચર્ય હતું. પણ રામજીદાસ તો ત્યાં રહેવાને હવે રાજી નહોતો.

ખબર કાઢતાં કાઢતાં બ્રહ્મસમાજના સેક્રેટરીને મળ્યા. તેને કહ્યું કે અમે મુંબઇથી આવીએ છીએ. અમને રહેવાને મુકામ આપો. તરત તેમણે બ્રહ્મસમાજનો એક રૂમ આપ્યો ત્યાંથી ખાવાનું આવવા લાગ્યું. બીજે દહાડે રામજીદાસે અંગ્રેજીમાં ભાષણ આપ્યું તેનું ભાષણ સારૂં હતું ઘણા માણસો સાંભળવા આવતા. છ સાત ભાષણો આપ્યાં. ભાષણમાં કીર્તિ થઇ. દરરોજ ખાવાને માટે નવી નવી ફરમાશ રામજીદાસ બ્રહ્મસમાજના સિપાઇને કરતો. સિપાઇ સેક્રેટરીની પાસેથી પૈસા લઇને લાવતો. આવી રીતે ખાવા પીવાનુ સુખ હતું મદ્રાસમાં જે કંઇ જોવા જેવી વસ્તુ હતી તે જોઇ, મ્યુઝિયમ જોયું, દરિયો તો રોજ જોતા હતા. ત્યાંના મંદિરો જોયા એટલુંજ નહિ પણ મંદિરની મેરવીઓને ઘર પણ તેમની જોડે

વાતચીત કરવા ગયા પણ તે બિચારી હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી કે અંગ્રેજી જાણતી નહોતી. અમે પણ બિચારા તેલુંગી, દ્રાવડી કે કેનડી ભાષા જાણતા નહોતા તેથી વાતચીત થઇ નહિ પણ તેઓની ઇશારત તો અમે સમજ્યા પણ અમે તો તેઓની જોડે વાતચીત કરીને નવું જાણવાની ઇચ્છાથી તેઓને ત્યાં ગયા હતા. જેવા ગયા હતા તેવાજ વગર જ્ઞાન મેળવે પાછા આવ્યા.

મદ્રાસથી મારે લંકા જવું હતું એવો વિચાર હતો અને તેથીજ હું મદ્રાસ આવ્યો હતો પણ રામજીદાસને મદ્રાસ જોઇને કંટાળો આવ્યો. તેનો વિચાર કલકત્તે જવાનો બહુ હતો. પણ હું તો લંકાજ જવાનો. તે બહુ સમજાવવા લાગ્યો. અતે કલકતે જવાનો વિચાર કર્યો.

---

## પ્રકરણ ૧૧૭ મું.

### અમે લંકા નહિ જતા કલકત્તે જવા નીકળ્યા.

અમે હવે લંકા નહિ જતા કલકત્તે જવાની તૈયારી કરવા લાગ્યા. ક્યારે સ્ટીમર જશે, કેટલું ભાડું પડશે વગેરેની શોધ ખોળ કરવા લાગ્યા. એટલામાં રામજીદાસે જે રૂપાના જે કટોરા લીધા હતા તે પોતાની પાસે રાખ્યાથી વિપત આવશે તેથી તે બ્રહ્મસમાજના સેક્રેટરીને લીધેલી કિંમતે વેચ્યા.

*હવે અમે ભાડાની તથા સ્ટીમરની તપાસ પૂરી કરીને સ્ટીમરની ટીકીટ* લીધી. થોડુંક ખાવાનું લીધું. કંઇક મીઠાઇ, ખારૂં કરસું લઇને અમે સ્ટીમરપર ચઢવાને માટે એક હોડીમાં બેઠા. પણ હોડી બહુજ હલતી હતી. મોટી ઉંડી હોડી હતી. તેમાં જેમ તેમ કરીને બેઠા. દરિયો બહુ તોફાની હતો. મે પહેલાથી સાંભળ્યું હતું કે મદ્રાસની ખાડી બહુ તોફાની છે. તેવુંજ જણાયું. હોડી ચાલવા માંડી. પાણીના મોજા બહુ આવતા. ઘણી મુસ્કેલીથી ખારવાઓ હોડી ચલાવતા હતા. થોડે દૂર જવાનો એક રૂપિયો આપવો પડ્યો.

ઘણી મુશ્કેલીથી અમે આગબોટની પાસે પહોંચ્યા. જેમ તેમ કરીને આગબોટમાં ચડયા. થોડીવારે આગબોટ ચાલવા લાગી. ધીરે ધીરે મદ્રાસનો કિનારો ઓછો જણાવા માંડયો. ધીરે ધીરે ભર દરિયે આગબોટ જવા લાગી. અમે લીધેલા ભાથામાંથી થોડુંક ખાધું પછી સાંઝે ખાધું, રાતે ખાધું. દોઢ દિવસમાં બધું ખાવાનું થઈ રહ્યું. હવે ખાવું શું ? તરત રામચંદ્રદાસ બબરચીની પાસે ગયો. તેને કંઇક પૈસા આપીને બીસકીટ પાંઉ માખણ ચાહ વગેરે લાવ્યો. તે ખાધું. દરરોજ આવી રીતે લાવતો ને અમે ખાતા. આખો ડેક ઉપર ફરતા તથા દરિયાની મોઝ જોતા.

ત્રણ દહાડે ગંગાનું મુખ આવ્યું. તેમાં અમારી આગબોટ જવા માંડી. આસપાસનો સુશોભિત દેખાવ, ખેતરોનો દેખાવ જોતા જોતા ચાલ્યા. નદીના બે કિનારે આંબાવાડિયા, બગીચા, ઝાડ, ગામ, ઝુંપડાં વગેરે જણાતા. માણસો કામ કરતા જણાતાં. ખેડુતો ખેતીનું કામ કરતાં, સ્ત્રીઓ નીંદતી, કઠિયારા ઝાડ કાપતા, જ્યાં જોનો ત્યાં કંઇને કંઇ નવું જણાતું હતું. નાની નાની હોડીઓ આમ તેમ જતી આવતી હતી. માછલાં પકડનાર માછલાં પકડવાને આતુર થઈને ઉભેલા હતા. કોઈએ હાથમાં લાંબો વાંસ લઈને ગળમાં ક્યારે માછલું ભરાય કે તેને ખેંચી લે તે જોતાં ઉભા કોઇ બેઠા હતા. કિનારો સઘન જણાતો હતો. હળવે હળવે બીજી નાની નદીઓ મોટી નદીઓની જોડે મળતી હતી. બધું નવાઇનું લાગતું હતું. આવું જોતાં જોતાં અમે રાતે ૮ વાગે કલકત્તે પુગ્યા.

---

## પ્રકરણ ૧૧૮ મું.

### પાછો કલકત્તે.

રામચંદ્રદાસ અને હું મદ્રાસથી સમુદ્રને રસ્તે સ્ટીમરમાં બેસીને કલકત્તે આવ્યા. રાતે આઠ વાગે ડાયમંડ હારબરમાં પહોંચ્યા. ત્યાંથી એક શીગરામ ભાડે કરીને પાર્ક સ્ટ્રીટમાં મહર્ષિ દેવેન્દ્રનાથને બંગલે દશ વાગે આ-

જ્યાં તે વેળાએ મહર્ષિ રહેતા હતા તેનો ગુમાસ્તો નીચે સૂવાની તજવીજમાં હતો. મને કંઇક ગુમાસ્તો ઓળખતો હતો તેથી તેણે આવકાર દઇને અમને ખાવાનું કહ્યું પણ અમે કહ્યું કે અમે રસ્તામાં ખાધું છે. તેથી ખાવાનું કંઇ કરવાનું નથી, પછી અમે ત્યાં સૂતા. સવારના પહોરમાં રામજીદાસ અને હું ફરવા નીકળ્યા, એટલામાં બિપિનચંદ્ર પાલ રસ્તામાં મળ્યો. તે રામજીદાસને લાહોરથી ઓળખતો હતો તેને કહ્યું કે તમે ક્યાં ઉતર્યા છો? રામજીદાસે કહ્યું કે મને અમે મહર્ષિને ત્યાં ઉતર્યા હતા પછી બિપિનચંદ્રે પોતાને ત્યાં ઉતરવાની હઠ કરી એટલે રામજીદાસ તો તેની તરફ ગયા. તેઓ તેને ત્યાં ગયા, મને પણ ઘસડયો, ત્યાં ચાહ પીધી, પછી મેં કહ્યું કે હું તો મહર્ષિને ત્યાં રહીશ. રામજીદાસ ત્યાં ગયો હું દરરોજ એક વખત રામજીદાસને મળતો હતો. તેની પાસે રૂપીઆ હતા. તે ખૂબ ઉડાઉ હતો. પેંડા વગેરે મીઠાઇ ખાતો હતો. હું તો મારી અસલની તરેહથી રહેતો હતો. હું કોઇ કોઇ વખતે મહર્ષિને ત્યાં ખાતો હતો અને કેટલીક વખતે મારવાડી બજારમાં હલવાઇની દુકાનપરથી પૂરી કચોરી ખાતો હતો અને દરરોજ બંગાળી બાબુઓને મળતો તથા તેમની રીતભાત માહીતી મેળવતો હતો. રામજીદાસની સાથે કોઇ કોઇ વખતે જોવા જેવી વસ્તુઓ જોવા જતો હતો. દરરોજ આનો જ્ઞાન મેળવવાનો તથા જોવાનો ક્રમ ચાલતો હતો. હું કેટલીક લાયબ્રેરીમાં જઇને બંગાળી પુસ્તકોની શોધખોળ કરતો તેમજ કેઇ નવાં પુસ્તકો સારાં જણાતાં તે વેચાતાં લેતો હતો.

કેટલાક બ્રાહ્મ વિદ્યાર્થિઓએ એક બોર્ડિંગ કાઢી હતી તેના કેટલાક ઉપરીઓ મને ચહાતા હતા, તેઓ પોતાની બોર્ડિંગમાં આવવાનો આગ્રહ કરતા. તેઓ બતાવતા હું વારંવાર તેઓને મળવા જતો. તેઓએ કહ્યું કે તમે અહિંજ રહો પછી મેં પાર્ક સ્ટ્રીટમાંથી મારો સામાન લાવીને ભારતવર્ષીય બ્રહ્મસમાજની મંદિરની સામેની ગલીમાં જ્યાં બ્રાહ્મ વિદ્યાર્થિઓની કલબ હતી ત્યાં રહેવા લાગ્યો. વિદ્યાર્થિઓ મારાપર બહુ પ્રેમ રાખતા હતા ત્યાં પંજાબનો એક મિત્ર આવ્યો હતો તે ગરમાગરમ ફૂલકાં તથા મગની દાળ બનાવીને ખૂબજ ખૂબ ખવડાવતો હતો. કલકત્તામાં જે જોવા જેવી

વસ્તુઓ હતી તે તેટ મેં પહેલેથી જોઇ હતી પણ રામકૃષ્ણને જોઇ નહોતી તેથી કોઇ કોઇ વખતે રામકૃષ્ણની સાથે ફરી જોવા જતો હતો.

ગણુકે બ્રહ્મસમાજમાં હું જતો હતો. ત્યાંની મોટી મોટી લાયબ્રેરીમાં પણ જતો હતો. ચંદ્રનાથ વસુ, બંકિમચંદ્ર, કેશવચંદ્ર, પ્રતાપચંદ્ર, શિવનાથ શાસ્ત્રી ઈશ્વરચંદ્ર વગેરેને ત્યાં જતો હતો. અને સાહિત્ય, ધર્મનીતિનું જ્ઞાન મેળવતો હતો. ચંદ્રનાથ વસુના શકુન્તલા તત્વનું ભાષાન્તર ગુજરાતીમાં આવતું હતું બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું વિષવૃક્ષનું ભાષાન્તર મુંબઇમાં છપાતું હતું. તેને મળવા ગયો. તેને મેં કહ્યું કે તમારા પુસ્તકનું ભાષાન્તર કરવા ઇચ્છુછું, તેણે કહ્યું કે તમે બંગાળી ભાષા કેવી જાણોછો, જ્યાં સુધી હું સારી પેઠે તમારા વિષે નહિ જાણું ત્યાં સુધી તમને રજા આપું નહિ તેથી મેં વિષવૃક્ષને છપાવવાની વાત કાઢી નહિ પણ મેં કહ્યું કે હું સત્યેન્દ્રનાથ ઠાકુરની ચીઠ્ઠી લાવું તો કેમ ? તેણે કહ્યું કે ઠીક. પછી હું સત્યેન્દ્રનાથને કલકત્તામાં મળ્યો. તેમણે પોતાની સ્ત્રીની જોડે મારૂં ઓળખાણ કરાવ્યું. તેમજ પલ નામના તેમના મિત્ર બારીસ્ટરનું ઓળખાણ કરાવ્યું. મારી બહુ પ્રશંસા કરી. પછી મેં બાબુ બંકિમચંદ્ર ચટરજીને ચીઠ્ઠી આપવાને કહ્યું, તેમણે તરત ચીઠ્ઠી લખી આપી હું તે લઇને તેને ત્યાં ગયો. બંકિમ બાબુ-અભિમાનનું પુતળું જણાયું. તેણે ચીઠ્ઠી વાંચી. ત્યારે જરાઇ માનેલ લાલચુ થયા. તેણે કહ્યું કે શું આપશો. કંઇ પૈસા આપો તો હું તમને પરવાનગી આપું. હિંદીના તરજુમો કરનારે મને આટલું આપ્યું તમે શું આપશો? આવું કહ્યું, મેં કહ્યું કે એક પાઇ નહિ. ગુજરાતીમાં ઘણાજ થોડા પુસ્તકો ખપે છે. હું તો એક શોખને માટે લખું છું તેમાં કંઇ કમાઇ નથી આપું ક્યાંથી બાબુએ ના કહી. હું પણ બે શરમ થઇને સલામ તથા નમસ્કાર કર્યા વિના ચાલ્યો. આવા પ્રખ્યાત બંગાળી નવલકથા લખનારના ઢંગ. બંકિમ બાબુના વિષે લોકો કહે છે. કે તે બહુજ લાલચુ હતો, તેમજ બધી વાતમાં પૂરો હતો. તેનો છોકરો નહોતો તેથી પોતાની દીકરીના છોકરાને વારસદાર કરી ગયો બંકિમ બાબુ મરી ગયો છે તેની પુષ્કળ નવલકથાના મેં ગુજરાતીમાં અનુકરણ કર્યા છે. હવે કોઇ પુસ્તકને ભાષાન્તર કરવાની પરવાનગી

લેવાની હું જરૂર સમજતો નથી કારણકે લંડનના પુસ્તક પ્રકટ કરનાર મેકમીલને પોતાના એક ગ્રંથનું ઉર્દું ભાષાન્તર તેની રજા લીધા સિવાય કર્યું હતું તેમજ એક એક આરબી પુસ્તકનું ઉર્દુમાં ભાષાન્તર વગર રજાએ કર્યું હતું એ બેઉએ મુંબઈની હાઇકોર્ટમાં ફરિયાદી માંડી હતી તેમાં પૂરવાર થયું છે કે, હિંદુસ્થાનને માટે ભાષાન્તર સ્વામીત્વ કરવાનો કાયદો નથી અને જો કદી હોય તોપણ તેમાં લખનારને કંઇક મગજનું કામ કરવું પડે છે. તેમજ અસલ કર્ત્તાને કંઇ નુકશાન પહોંચતી નથી કારણ કે બીજી ભાષામાં ભાષાન્તર થયાથી તેની ચોપડીનો ઉઠાવ ઓછો થતો નથી કારણ કે તે ભાષા બીજાને સમજાતી નથી. આવું હોવાથી હવે હું ગ્રંથ કર્ત્તાની પરવાનગી માંગતો નથી.

હું જ્યારે કલકત્તામાં હતો ત્યારે પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને મળતો હતો. તેના જેવો દયાવાન મેં ગુજરાતમાં તો કોઇજ જોયો નથી. અને તેના જેવો સદ્‌ગુણશાળી ગુજરાતી કહો કે બંગાળી કહો કે દક્ષિણી કહો કે મદ્રાસી કહો, બ્રહ્મસમાજીમાં કોઇને પણ મેં જોયો નહિ. અહિં લખવું યોગ્ય ધાર્યું કે બંગાળી બ્રહ્મસમાજીઓએ જેને મહર્ષિનું ઉપપદ આપ્યું છે તેમાં પણ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના જેવી દયા નથી. હું એકના ગુણ આગ્રહકર્યું પણ જે ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરમાં દયાના ગુણ છે તેમાંનો મહર્ષિમાં થોડો જોયો. જો કે તેના કરતાં વધારે પરોપકારીના નામ સાંભળ્યા છે. પુષ્કળ ધન ખર્ચેલું જોયું છે, પણ તે ઘણાકો લોકોને બહારથી બતાવવા, લોકોમાં કીર્તિ ફેલાવવા, તથા શરમાશરમીમાં કરેલા છે. તેના દષ્ટાંત જોવા હોય તો દરેક નાના મોટા શહેરમાં દરરોજ મળે છે આજે ઑનર ઑબલ રણછોડલાલ છોટાલાલ માણેક ચોકની પાસે જૂતારો બાંધ્યો. નાખો નામ, કાલે તેને હાસ્પતાલ કાઢી, મૂકો મોટું પાટિયુ, પરમ દહાડે બહેચરદાસ અંબાઇદાસે કાઢી હાસ્પીતાલ કે મૂકો પાટિયુ, ચોથે દહાડે જમશેદજી નસરવાનજી તાતાએ કાઢી મોટી યુનિવર્સીટી તો કીર્ત્તિના બાંકા ફુકાયાજ. આવી રીતે જ્યાં ત્યાં પરોપકારમાં લોકોની વાહ વાહ સંભળાય છે તેથી લોકો દયાના કામ કરે છે પણ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરમાં એવું નથી. તે પોતાના

ખરા મનથી દયાદિના કામ કરતા હતા, તેથીજ તેમને હું દયાસાગરના નામથી કહુંછું.

હું કલકત્તામાં મળવા જેવા માણસોને મળ્યો. હું બાબુ દેવીપ્રસન્ન રાય ચોધરીને ઘણી વખત મળતો હતો. તે બહુ ભલો માણસ છે.

હવે રામચરણદાસની પાસેના રૂપીઆ ખુટયા. ભાઇ મારી પાસે રૂપીઆ લેવા આવ્યા. મેં કંઇક આપ્યું મેં કહ્યું કે મારી પાસે ઘણુંજ થોડું છે. બજારમાં લઇ જઇને ખવાડતો હતો એક સખની નહિ રહેનારની આવીજ દશા થયેલી જોઉં છું.

હું હવે પ્રયાગની નેશનલ કાંગ્રેસ જોવાને માટે ઉત્સુક થયો. કારણ કે આ સાલ ત્યાં કાંગ્રેસ હતી. તેથી ઘોષ મિત્ર અને હું પ્રયાગ તરફ જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૧૧૯ મું.

### પ્રયાગની નેશનલ કાંગ્રેસમાં.

હું કલકત્તેથી અલ્હાબાદની નેશનલ કાંગ્રેસમાં જવા નીકળ્યો. મારી જોડે ઘોષ મિત્ર હતો. અમે બેઉ એક ડબામાં બેઠા. અમને વળાવા રામચરણદાસ કેટલાક સ્ટેશન સુધી આવ્યો હતો. અમે બેઉ પ્રયાગ તરફ જવા લાગ્યા. રસ્તામાં તેજ દેખાવ જોતા ચાલ્યા. રેલવેમાં બંગાળી બાબુઓ બેસતા, કેટલાક ઉતરતા હતા કેટલીક બંગાળી સ્ત્રીઓ સ્ટેશનપર ડોળીમાં બેસીને ચડવા આવતી તો કોઇ સુગરી કાઢીને પોતાના સ્વામી સાથની જોડે સંકોચાઇને બેસતી, તેનો ચહેરો કંઇક જોવામાં આવતો. કોઇ નવયૌવના સ્ત્રીનું મુખકમળ જણાતું તો કોઇ પ્રૌઢાનું ગંભીર મોં દેખાતું. રેલમાં ઘણાક બંગાળીઓ ઉઘાડે માથે જણાતા, વચમાં વચમાં કોઇ કોઇ હિંદુસ્થાની બેસતા હતા. જેમ જેમ ગાડી બંગાળ છોડીને ઉત્તર હિંદુસ્થાન તરફ ચાલવા લાગી તેમ તેમ બંગાળીને બદલે હિંદુસ્થાનીનો બના

રેલવેમાં થવા માંડયો. બંગાળી સ્ત્રીઓને બદલે હિંદુસ્થાની સ્ત્રીઓ આવવા લાગી.

ગમે તેવી જાતના માણસોને લઇને રેલવે પોતાના વખત પ્રમાણે દરેક સ્ટેશનપર જવા લાગી. ઉતારૂઓ ઉતરતા તેમજ ચડતા હતા દુનિયાનો આ રોજ ઘાટ બધે છે આજે કોઈ જન્મ છે, કાલે કોઇ મરણ પામે છે. જેનો વખત આવ્યો તે ચાલ્યા જવાનાજ આ દુનિયા મુસાફરી પ્રમાણે રૂપે છે અને દુનિયાની પરિવર્તનશીલતા જોતાં જોતા રસ્તામા જાત જાતના દેખાવો જોતાં જોતાં ચાલ્યા હવે અમે પ્રયાગમાં આવી પહોંચ્યા.

પ્રયાગની આપણે પહેલા બે વાર મુલાકાત કરી છે અને ત્યાંના સુંદર દેખાવો જોયા છે એટલે આપણે શહેર જોવા જઈશુ નહિ પણ જે હિંદુસ્થાનને માટે ઘણો નવાઇનો વિષય છે, તે જોવા જઈશુ

હિંદુસ્થાનને માટે એવો નવાઇનો વિષય શુ છે તે કોઇ વાંચનાર પૂછશે તેના જવાબમા હુ કહું છુ કે આપણા દેશમા આપણા આર્યકુળના રાજાઓએ, મહારાજાઓએ, ચક્રવર્તી રાજાઓએ રાજ્ય કર્યું છે, મુસલમાન બાદશાહોએ, સુલતાનોએ, નવાબોએ આપણા ઉપર હકુમત કરી છે પણ શુ કોઇએ પોતાની સામે બોલવાનો અધિકાર આપ્યો છે? મહારાજાઓની તથા બાદશાહોની સામે ગુલામ જેવા થઇને તેની હા પર હા અને તેની ના પર ના કહેતા હતા તેનુ ફરમાન એ શાસ્ત્ર હતું, તેનો હુકમ એજ ખરો. પ્રજાની કંઇ દરકાર નહિ પ્રજાએ શેઠ અને રાજાએ નોકર એવી ધારણા તો સ્વપ્નામા પણ નહોતી તે જગાએ પ્રજાને રાજાની સામે બોલવાનો અધિકાર રાજાએ કરેલા કાયદાના વિરૂદ્ધમા બોલવાનો તથા લખવાનો અધિકાર, રાજાના કામની ચર્ચા કરવાનો અધિકાર આ બધુ કયા રાજ્યમા પહેલા મળતુ હતુ એટલુંજ નહિ પણ હાલના હિંદુસ્તાનના કેટલાક દેશી રાજ્યમા એક પ્રેસ તથા વર્તમાનપત્ર કાઢવાની રજા મળતી નથી તો છુટથી રાજાના ગુણદોષ બતાવવાનુ ક્યાથીજ મળે તેથીજ હુ હિંદુસ્થાનને માટે નવાઇનો વિષય સમજુ છુ

એ. સે. નેશનલ કોંગ્રેસથી. લોર્ડ રીપન કે [illegible] પણ [illegible]

કરતા હતા. તેઓના પોશાક ધોતિયા, દક્ષિણીશાહી જોડા, અંગરખુ અને માથા ઉપર ચકરી પગડી તો કોઇએ સફેદ ફેંટા બાધેના જણાતા, કેટલા કોએ તો બુટ પાટલુન મોટે ઠગનો પણ બાપદાદાની પાઘડી તો મૂકીજ, જુઓ પેલો દક્ષિણી બધાને માટે કેટલી મહેનત કરે છે ને તો ભાઇ બામ કરીને રાજકોટનો ડાકટર છે. તે તો બધે નાની ઉમ્મરમા નહિ પરણ્યુ તથા સત્ય ધર્મથી ચાલવુ તેનો ઉપદેશ છોકરાઓને કર્યો કરે છે તેણે તો હદ કરી, જુઓ જુઓ, ઓરડામા ખાવાનું પીરસાય છે આવો, આપણે ઓરડામા જઇએ, એ પેલો બામ ડાકટર બધાને હસતો હસતો પીરસે છે કોઇને જુદીના લાડુ આપે છે, તો કોઇને ગરમા ગરમ ભજીઆ તો કોઇને પુરી આપે છે વાહ દક્ષિણીનુ ભોજન ! ઘણું ઉત્તમ દરેક શાક ભજીયામા નારિયળ જણાય છે. તીખા તમતમતા બધા શાખ, તરહેવાર જાતની દક્ષિણીશાહી મીઠાઇ બનેલી છે. જેને જે ખાવુ હોય તે તૈયાર છે બધાને બેસવાને ઉત્તમ પાટલા છે, બધે રાગોળી કરી છે. જ્યા ત્યા અગરબતીનો વાસ આવે છે

આ તો મદ્રાસીઓના તપુઓ છે મદ્રાસીઓ એકમેકમા તેલગી, દ્રાવીડ અને કેનડી ભાષામા વાતચીત કરે છે ખૂબ સુરતીમા તો કાળા જાડા ઠીંગણા જણાય છે પણ અંગ્રેજી બોલવે ગાડી ગુજરાતના કરતા તો ઠીક જણાય છે. કેમ ન હોય ! મદ્રાસમા ઘણાખરા અંગ્રેજી બોલનાર પુષ્કળ છે ગૂજરાતમા તો ઘણાજ થોડા માણસો અંગ્રેજી ભણે ॥ છે મદ્રાસીઓનુ ખાવાનુ આપણી દહીપરજ સારોઠે

ગુજરાતી તો ત્રણમા કે નહિ તેરમાં ને છપનના મેળામા ગૂજરાતી તો અહિ બહુજ થોડા દીસે છે વળી કેટલાક અમદાવાદના ભાઈ સાહેબ અમદાવાદના ભાઇ સાહેબને તો પગે લાગીએ એ તો ભાઈ બોલતા નહિ એ તો દેખાવના છે ગુજરાતી વર્ગ તો પણ વિચાર મનના ગરીબ, તેને તો આ કાયદો સારો કે ફલાણો ખતાય તેને શી આપદા પડી છે તે તો પોતાના ધંધા વેપારમા કુશળ એટલે પૈસા પૈસા અને ખર્ચવામા ચમડી જાય પણ દમડી ન જાય એવા એટલે પૈસાનો ઉગારો તો બહુ થવાનો અને જ્યારે ઘરમા ટાણુંટચ્છુ આવે એટલે કંઇ ચુક થવાનો. જો એકઠું કર્યુ હોય

તે બે ત્રણ દહાડમાં પાર થવાનું આવા અમદાવાદી હજામો છે. તેમાં વળી કેટલાંક હાલ નો વકીલો, બારિસ્ટરો થઇને આવ્યા છે તે તો જાણે સ્વર્ગમાંથી ઉતર્યા હોય ને એવા બન્યા છે. બિચાર ભાઇસાહેબ એક બે ગણ્યા ગાંઠયાં ઇંડિયન નેશનલ કોંગ્રેસમાં બિરાજ્યા હતા. તેના મોં પર તેજ નહોતું. નેઓનું ખાવાનું બીજું રસોડું નહોતું. દક્ષિણીઓની જોડે ખાવાનું હતું. કાઠિયાવાડ તો પડ્યું દેશી રાજ્ય. ત્યાંથી તો કોણ આવે ? એક તો ભાવનગરનો દેશભક્તનો એડિટર ગૌરિશંકર અને બીજો કાઠિયાવાડનો ગાંધી કે જે જૈનનો ઉપદેશક થઇને અમેરિકા જંગલમાં ફરે છે તેઓ હતા. બીજા તો બાઈ બોલો રામ.

આ તો પંજાબીનો અખાડો છે, આ તો હિંદુસ્તાનીનો અખાડો, અહિં બધા ઉર્દુમાં એક બીજાની ખબર અંતર પૂછે છે. પજાબી બિચાર "કર્યે તુ જાદા ! કી કરદા" વગેરેમાં વાતો ચલાવતા જ્યાં જોઇએ ત્યાં આખા હિંદુસ્થાનના થોડા થોડા માણસો નજરે પડતા, ને તણુઓમાં, રસ્તામાં જાૂદી જાૂદી ભાષા સંભળાતી હતી.

તંબુઓ એક હારથી બરાબર ગોઠવી હતી. દરરોજ સવારે ચાહ વાલંટિયરો લાવતા હતા. તે વાલન્ટિયરો હાઇસ્કુલના તથા કોલેજના ભણનારા થયા હતા. બહુ સારો બંદોબસ્ત હતો. તેનું માન સ્વર્ગવાસી પંડિત અયોધ્યાપ્રસાદને હતું. તે પ્રયાગનો વકીલ હતો તેની કીર્તિ પુષ્કળ હતી.

આ થઇ બધી બહારની રચના. હવે જે નવાઇ જોવા માટે આપણે આવ્યા છીએ તે જોવા જઇએ.

આ પેલો મોટો માંડવો નાખ્યો છે તેમાં બે ત્રણ હજાર માણસ સમાય એટલી ખુરશી, કોચ વગેરે છે. ત્યાં નાટકના જેવા પ્લાટ ફારમ કર્યા છે. ત્યાં બધા મુકરર વખતે આવનારા એકઠા થાય છે. ત્યાં ભાષણ આપે છે. અમુક દરખાસ્ત કરી કે આ કાયદો પ્રજાને માટે હાનિકારક છે આ કાયદામાં આટલો ફેરફાર થાય તો ઠીક. બીજાએ તેને પુષ્ટિ આપીને પોતાનો મોટોક મત કહ્યો. ત્રીજાએ તેને વળી પુષ્ટિ આપી, પછી વળી ચોથાએ આ કાયદો ખેડુતને માટે બહુ હાનિકારક છે તેથી ખેડુતને બહુ

લાચારી ભગવી પડે છે તેને સુધારવો જોઇએ. આટલો વેરો નહિ લેતાં આટલો લેવો ઠીક છે. મીઠું ગરીબ પ્રજાને મળતું નથી તેથી તેઓની તનદુરસ્તી ખરાબ થાય છે તેના ઉપરની જગાત કાઢી નાખવી વગેરે વગેરે દરખાસ્ત પુષ્ટિ વગેરે થતા. કોઇ કોઈ સારો બોલનાર જરા રમુજમાં કંઇ બોલતા તેથી બધા હસી પડતા તથા તાલિયો પાડતા. જ્યારે જ્યારે પીરાજશા મહેતા, સુરેન્દ્રનાથ બાનરજી, તેલંગ વગેરે બોલવા ઉઠતા ત્યારે તાલીનો વરસાદ થતો હોય એવું લાગતું, હિંદુસ્તાનનાં સુખ દુઃખનું રોવું ચાર પાંચ દહાડા રોઇને પછી જે છોકરાં જ્યાંથી પોતાના મુબારક પગલાં લાવ્યાં હતાં, ત્યાં પાછા ઉપડતાં, અને પોતાને વતન જઇને પોતાના ઓળખીતા પાળખીતાને પ્રયાગની કહાણી સંભળાવતા. જે બધું વર્તમાન પત્રમાં આવતું, તે લોકો વાંચીને અમુકે ઠીક કહ્યું, અમુકનું ભાષણ સારૂં હતું. તે થોડા દિવસ યાદ રાખીને પાછી કિયા અધારામાં તે છુપાઈ જતું તેનો પત્તો મળતો નહોતો.

નેશનલ કાંગ્રેસમાં વળી કેટલાક સુધારકોએ પોતાની જુલુસ ચલાવી હતી. તે જુલુસનો ઉપરી રાવબહાદુર મહાદેવ ગોવિંદ રાનાડે છે. તે પોતાની તરફથી ઘણો ખર્ચ કરેછે. તે જુલુસ પણ એક જાતનો ફારસ થાય છે તેમાં પણ હું ગયો હતો. ત્યાં ભાષણો સાભળ્યાં. અમુકે કહ્યું કે રાંડોના નાચ જોવા નહિ, બીજાએ તેને પુષ્ટિ આપી. ત્રીજાએ કહ્યું કે છોકરીની અમુક ઉમ્મરે લગ્ન કરવા, ચોથાએ પુષ્ટિ આપી. પાચમાએ દરખાસ્ત કરી કે મરણની વેળાએ ન્યાતવરા કરવા નહિ. છઠ્ઠાએ પુષ્ટિ આપી. આવી રીતે સુધારો કરવાના વિચાર થયા. કેટલાક કલાક પછી તે નાટક બંધ થયો. એવી રીતે બે ત્રણ દિવસ ચાલ્યું. તેના રીપોર્ટ બહાર પડ્યા પોતપોતાના શહેરની સુધારક સભાએ કેટલાક ખોટા કેટલાક ખરા રીપોર્ટ મોકલીને પોતાની પ્રખ્યાતિનો ડંકો વગાડવામાં તત્પર થયલા જોયા. તેનું દૃષ્ટાંત મેં મારી આંખે જોયુ. અમદાવાદની સુધારક સભાએ સ્રીઓની સભા મોટી ઉમ્મરે સ્વામીસંગમના વિશે વિચાર કરવાની બોલાવી હતી. તેમાં ગણી ગાંઠી કેટલીક સ્રીઓ આવી હતી, ન્યુસપેપરમાં મોટી સભાનો ટેલિગ્રાફ અમદાવાદની સુધારક મંડળીની જુલુસ કરનારે કર્યો હતો. તેમજ જાતીય સુધારકનાં રીપોર્-

ટમાં ખોટા ખોટા રીપોર્ટ કરેલા જોયા. આવી રીતે સુધારો તો ફક્ત એક બાજુએ રહ્યો પણ પોતે તેનાથી વિરુદ્ધ ચાલીને હાથીના દાંત બતાવવાના એક અને ચાવવાના બીજા આમ કરે છે. અમદાવાદની જુબાસના હેડે પોતાના પિતાના મરણની વેળાએ મોટી ન્યાત કરીને ન્યાતની વાહ વાહ લીધી. આવીજ કેટલાક ઉગી ધાલુ સુધારકોની સ્થિતિ છે.

આવી રીતે પ્રયાગની નવાઇ જોઇને હું હુસંગાબાદ તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૧૨૦ મું.

### હુસંગાબાદ અને ભોપાળ.

પ્રયાગની ઇ. સ. ૧૮૮૮ ની નેશનલ કોંગ્રેસમાં મારા કેટલાક પહેલાના ઓળખીતા મળ્યા હતા. તેમાં મુખ્ય કરીને હુસંગાબાદનો વકીલ કાલીદાસ ચોધરી કે જે પહેલા હરદામાં રહેતો હતો તે અને બીજો ખંડવાનો વકીલ હરિદાસ બાનરજી મળ્યા. કાલિદાસે પોતાની જોડે હુસંગાબાદ આવવાનું કહ્યું, મેં પણ ભોપાળ જોયું નહોતું અને તે વખતે હુસંગાબાદથી રેલવે થઈ હતી તેથી હું તેની જોડે જવા નીકળ્યો.

રસ્તામાં પંડુવાના જેવું જ્યાં ત્યાં જોયું. બેશક કેટલુંક નવું હતું પણ સાદી આંખે તે નવું જણાતું નહોતું. હું જોતો જોતો ઇટારસીના સ્ટેશનપર આવ્યો અને ત્યાંથી બીજી ગાડીમાં બેસીને હુસંગાબાદ પહોંચ્યો. મને કાલિદાસ ચોધરી પોતાને ત્યાં લઈ ગયો. ત્યાં સારૂં સારૂં ખવરાવ્યું. તથા નવી જૂની વાતો કરી. કાલિદાસ મારા ઉપર પહેલા ઘણુ મારા રાખતો હતો પણ ઘણી મુદત ફરી મળ્યા નહોતા તેથી આ વખતે પાછી માયા ઉત્પન્ન થઇ, તે મને ક્યાં રાખે, શું ખવરાવે તેની ફીકરમાં રહેતો જોકે હું ગયો તેને કેટલાંક છોકરાં થયા હતાં. છોકરાંની માયા થઇ હતી, તેમજ પૈસા પણ જાજું થયા હતા. ચાર છોકરામાં માન પામનો હતો તે છતાં મારી તરફ પહેલાની માયા કાયમ હતી. હું બે ત્રણ દહાડ રહ્યો તેમાં

તેણે મારે માટે ઘણું કર્યું. પછી હું ત્યાંથી ભોપાળ જવા નીકળ્યો.

**ભોપાળ.** ભોપાળ એ મધ્ય દેશમાં દેશી રાજ્ય છે. તેની રાજ્ય કર્તા મુસલમાન સ્ત્રી છે. તેને ભોપાળની બેગમ કહે છે. ભોપાળ શહેર નાનું છે. ત્યાં મુસલમાનોનો દોર વધારે છે. કારણ કે જ્યાં રાજા જે જાતના હોય છે, ત્યાં તેની જાતનું જોર વધારે હોય તેમાં નવાઇ નથી. ત્યાંના વતની મધ્ય પ્રદેશના કેટલાક મારવાડી-જાતના તથા હિંદુસ્થાની જાતના છે. તેઓ વેપાર વણુજ કરે છે. અને કેટલાક કારીગરનું કામ કરે છે. વસ્તીનો કંઇક ભાગ જબલપુરના જેવો જણાયો.

નવાબી રાજની પેઠે અહિં પણ ઘોડાશાળા, હાથીશાળા વગેરે છે. તે મેં એકના પછી એક જોયા. મહેલનો બહારનો ભાગ જોયો. અંદર પ્રવેશ કરવાની મનાઇ હતી. તેથી જઇ શક્યો નહિ. મહેલનો બહારનો દેખાવ કંઇ સારો જણાયો નહિ. અંદરકીતો ખુદા જાણે તેમ મારે મનથી થયું.

બજાર રસ્તા તો ઠીક ઠીક હતા તેમાં કંઇ ગાલ્લ નહોતા. બધું જોયું. પણ એક તળાવ જોઇને આશ્ચર્ય પામ્યો એવું તળાવ મેં હિંદુસ્થાનમાં જોયું નહોતું. લોકોમાં કહેવાય છે કે, "**तालमें ताल भोपाल ताल सब तलइया है**" એટલે તળાવમાં તળાવ ભોપાળનું તળાવ છે, બીજા બધા ખબોચીઆ છે. તેમાં કંઇક સત્યતા છે. ભોપાળનું તળાવ બહુ મોટું છે. તે બધી બાજુએ સારૂં બાંધેલું છે. તેના સિવાય બીજું કઇ જોવા જેવું નહિ હોવાથી બીજે દહાડે પાછો હુંસંગાબાદમાં ગયો. ત્યાં બે ત્રણ દહાડા કાલિ બાબુની મેમાનગીરી ખાઇને તથા તેમની સ્ત્રી તથા છોકરાંઇને મળીને હું રતલામની તરફ નીકળ્યો. રસ્તામાં કોઇ નવાઇનું દીઠું નહિ. હું રતલામમાં આવી પહોંચ્યો.

## પ્રકરણ ૧૨૧ મું.

### રતલામમાં બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં.

હું કુસંગાબાદથી ખંડવા થઈને રતલામ ગયો. ત્યાં બાબુ નવીનચંદ્ર રાય રહેતા હતા તેને મળવા ગયો. રતલામ પહેલાના જેવું દીઠું. કંઈ નવાઈ જેવું લાગ્યું નહિ.

હું બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં રહેવા લાગ્યો. બાબુની પ્રીતિ મને અભિમત કરવા લાગી. બાબુની જ્ઞાનની વાતો સાંભળીને આનંદિત થવા લાગ્યો. શ્રીમતી હેમલતાનો પવિત્ર સ્નેહ પાછો મારા હૃદયને રસાળ કરવા લાગ્યો તેમના પુત્રો મારા ઉપર હેત દેખાડીને આનંદ આપવા લાગ્યા. બાબુની મોટી કન્યા શ્રીમતી હેમન્તકુમારી ત્યાંજ રહેતી હતી. તેનો વર રાજચંદ્ર પણ ત્યાંજ રહેતો હતો. બાબુએ પોતાની મોટી કન્યા રેમુને રાજકુંવરીને ભણાવવા માટે બોલાવી હતી અને તેના વરને ત્યાંનું કામ કરવાને બોલાવ્યો હતો. સસરો જમાઈ, મા દીકરી એકજ ઘરમા રહેતાં હતાં. અજાયબી એ હતી કે બાબુ નવીનચંદ્ર રાય, હેમલતા, હેમુ ચાહ પીતા હતા પણ રાજચંદ્ર ચાહ પીતો નહોતો. તેનું કારણ પૂછવાથી તે કહેતો કે, ચાહના બગીચાના માલેકો મંજુર ઉપર જુલમ કરે છે તેથી તેઓની ચાહ પીવી નહિ. આ વિષે બાબુ પણ જમાઈને કંઈ કહેતો નહોતો. બધું સ્વતંત્ર હતું, પોતપોતાની ઇચ્છા પ્રમાણે ચાલે, કોઈ કોઈના મતમાં આગ્રહ નહિ આવે એવો નિયમ જે ઘરમા હોય તે ઘર સુખી થાય તેમાં નવાઈ નથી.

હું બાબુ નવીનચંદ્ર રાયને ત્યાં આનંદમાં રહેતો. અને રતલામના માણસની પ્રકૃતિનું તત્વ જાણવાની કોશેશ કરતો. જ્યાં ત્યાં માણસના વિવિધ ગુણો જોઈને આશ્ચર્ય પામતો હતો.

રતલામથી થોડે છેટે એક ગામમાં મેળો ભરાયો હતો તે જોવાને માટે હું બાબુ મહારાજ, દિવાન શ્યામજી કૃષ્ણ વર્મા જ્યારે હતા. મને

મામુએ ત્યા આવવાને કહ્યું હુ ગાડી જોડાવીને ત્યા ગયો મામુ સઘળા દિવાન પધેરાથી ગયા હતા મારી જોડે દિવાનની પીછાન કરવી હુ પણ તેથી શામજી ક્રશનનામને ઓળખતો હતો તેણે ખબર અંતર પૂછ્યા ત્યા શેરડીના સાંઠા આવ્યા હતા તેમાથી મામાને કહ્યુ તે શામજી અને હુ ખાવા લાગ્યા થોડીવારે મહાગજન સાહેબ આવ્યા હુ ત્યાથી ઉઠીને મેળામા ગયો મેળો જોયો ગામડિયોનો સાધારણ મેળો હતો તેમા ગામડિયાની ભીડ જણાઈ મરજી મન દીધ કઈ નવાઈનુ જણાયુ નહિ પછી થોડીવારે હુ ઉતારામા આવ્યો

એક દહાડો દિવાન સાહેબને ત્યા ગયો પણ દિવાન સાહેબ ઘરમા નહોતા તેમના પત્ની ભાણીબાઇ હતા તેને હુ નાનપણથી ઓળખતો હતો હુ મુંબઇમા જે ઘરમા જન્મ્યો હતો તે ઘરના માલિકની દીકરી તેની કાકી થતી હતી તે પોતાની કાકીની જોડે હુ જ્યા રહેતો હતો ત્યા આવતી હતી તેની જોડે હુ રમ્યો હતો તે મને સારી પેઠે ઓળખતી હતી હુ તેના બાપને ત્યા વખતો વખત જતો તેથી ભાણીએ મને ઓળખ્યો અને હુ અહિં આવ્યો છુ તેની ખબર તેમને મળ્યા હતા તેથી ત્યા ગયાથી મને ઓળખ્યો પછી મને ખુરશી ઉપર બેસાડીને નાતોના ગપ્પાગપ ચલાવ્યા તેમા કેટલીક પોતાના સ્વામીની કંજુસાઈની વાતો કરી તેણે કહ્યુ કે મારો વર કઇ ગુજરાતી ચોપડીઓ લેતા નથી ખાવાનુ પણ મારા પિતાજી મુંબઇથી મોકલે છે એમ કહીને દાડેમ, મસુંબી વગેરે કાઢીને ખવાડ્યુ આ બધુ મારા બાપ મોકલે છે એટલુજ નહિ પણ ભેટના કરવાને માટે પટણી ચોખા પણ બાપા મોકલે છે પછી મને કહ્યુ કે ગુજરાતી પ્રેસની આ મીનાક્ષી મનમોહન વગેરે પુસ્તક આપુ નવીનચંદરાયના નામથી આવે તેમ કરજો, તેના પૈસા હુ આપીને લઇ જઇશ આમ કહ્યુ મે બીજે દહાડે ગુજરાતીમા પત્ર લખ્યો હતો તેથી પુસ્તક આવ્યા તે તેમને પહોંચ્યા હતા એવુ પછીથી મામુએ મને કહ્યુ હતું વિદ્વાનમા ખપતા માણસો પોતાની સ્ત્રીને માટે ગુજરાતી પુસ્તક નહિ અપાવે અને તે વળી પસે ટકે સારી સ્થિતિમા હોઈને નહિ અપાવે એ કેવુ કહેવાય *

ઘણીક સ્ત્રીઓને વાંચવાનો શોખ હોય પણ પુરૂષ બાઇ પુસ્તકો લેવાના લેતા નથી. તેના દાખલા માત્ર પુસ્તકો વેચનાર કહે છે કે અમુક બાઇએ અમુક પુસ્તક રાખ્યું પણ તેમના સ્વામીએ લીધું નહિ. અમુક પુસ્તક અમુકની માએ પસંદ કર્યું પણ છોકરાએ ના પાડી આવી રીતે કેટલુંક રીતે જ્ઞાનનો વિસ્તાર ઓછો કરવામાં પુરૂષ વર્ગ અડચણો નાખે છે એટલુંજ નહિ પણ સારાં પુસ્તકો ઘરમાં નહિ હોવાથી તેઓ કુથળીઓ કરે છે અને ઘરની બે આબરૂ કરે છે. કેટલાક પૈસાદાર પોતાની સ્ત્રી, બહેન, દીકરી વગેરેને માટે કંજુસાઇથી પુસ્તકો ખરીદતા નથી. પણ પોતાને માટે અંગ્રેજી પુસ્તકો લેવામાં આગુ પાછુ જોતા નથી. તે મેં ઘણી જગાએ જોયું છે અને તેથી સ્ત્રી વર્ગને જ્ઞાનથી રહિત કરવાની કોશેશ થયલી હું સમજું છું તેના દાખલો મેં બાણીના વિશે તેમજ બીજી ઘણી જગાએ જોયો છે.

મેં શ્યામજી કૃષ્ણ વર્માના વિશે જૂદી જૂદી વાતો સાંભળીને પછી હું ઘર ગયો.

એક વેળાએ બાબુ નવીનચંદ્ર રાય દિવાન અને તેમની પત્નીને જમવા તેડયા હતા, તે વેળાએ મારી જોડે દિવાને ઘણી વાતો કરી. તેમણે મને યાદ લેવડાવ્યું કે તમે મને પુસ્તકો છપાવવાના વિશે મદદ આપી હતી. તમે મને દયાનંદ સરસ્વતીને ત્યાં જવાને કહ્યું હતું વગેરે વગેરે.

હું નાનપણથી શ્યામજીને ઓળખતો હતો. તે છબીલદાસ લલુભાઇને ત્યાં તેમની કન્યા બાળુંને શીખવવા જતો હતો. તે વેળાએ હું છબીલદાસને ત્યાં જતો હતો તેના ઉપરથી મારૂ તેની જોડે ઓળખાણ થયું. ત્યાર પછી તેમને કોઈ કોઇ વખતે મળતો હતો. દયાનંદ જે વેળાએ આવ્યા હતા તે વેળાએ પહેલાં માધવબાગ અને હું જતા હતા તે મેં પહેલા જણાવ્યું છે. તે અરસામાં મને શ્યામજી મળ્યો. મેં કહ્યું કે દયાનંદને ત્યાં જાઓ, તે સંસ્કૃત સારૂં બોલે છે પછી તે ત્યાં ગયો. તેમને ત્યાં તેણે ફંઇક સંસ્કૃતમાં બોલવાનો મહાવરો કર્યો. પછી દયાનંદનું એક સંસ્કૃત પુસ્તકનું ભાષાંતર કર્યું તે છપાવવાનું શું કરવું તેણે મને પૂછ્યું, ત્યારે મેં બે ત્રણ પુસ્તકો છપાવ્યાં હતાં.

હું થોડા દિવસ રતલામમાં રહીને તથા બાબુ નવીનચંદ્ર રાય તથા હેમલતાનો સ્નેહ મેળવીને પાછો મુંબઇ આવ્યો.

---

## પ્રકરણ ૧૨૨ મું.

### કચ્છના મહારાવની મોલાકાત.

હું હવે મુંબઇમાં રહેવા લાગ્યો અને પુસ્તકો રચવા લાગ્યો. મેં ઈ. સ. ૧૮૮૮માં કેટલાંક પુસ્તકો છપાવ્યાં. હું તે વેળાએ ઘણુંજ લખતો હતો તથા મોટા મોટા માણસોની જોડે વાતચીત કરીને જ્ઞાનની વૃદ્ધિ તથા સભાઓમાં જઇને જ્ઞાન મેળવવાનો ઉત્સુક થયો.

ઈ. સ. ૧૮૮૮ના એપ્રિલ મહિનામાં કચ્છના મહારાવ સર ખેંગારજી મુંબઇમાં આવ્યા. તેના પ્રધાનમંડળની જોડે પહેલાનું ઓળખાણ હતું તેથી હું તેમને પહેલા મળ્યો. તેઓ તે વેળાએ મહાલક્ષ્મીપરના એક ખોજાના બંગલામાં રહેતા હતા.

હું મહારાજાને મળવા ગયો. જે વખતે ગયો હતો, તે વખતે કોઇ પણ ત્યાં નહોતા. બધા ખાવાને પોતપોતાને મુકામે ગયા હતા. મેં સર ખેંગારજીને માફ્નામ મોકલ્યું તેથી તેમણે મને બોલાવ્યો. હું ઉપર ગયો. તેઓ ખાઇને બેઠા હતા. હું સલામ કરીને ઉભો રહ્યો જ્યારે ખુરશી ઉપર બેસવાનું કહ્યું ત્યારે હું બેઠો. તે વેળાએ મારા પુસ્તકની તારીફ કરી. મારા કામને વખાણ્યું. કારણ કે મેં તેમને વીરમંડળના બે ભાગ અર્પણ કર્યા હતા. બીજો ભાગ તેમના યૂરોપના પ્રવાસને દહાડે સ્ટીમરમાં જઇને અર્પણ કર્યો હતો. તે મેં પહેલા જણાવ્યું છે પછી બીજી વાતો શરૂ થઈ. તેમાં જીવનચરિત્રની ગુજરાતી ભાષામાં ખોટ છે તે જણાવી તથા દેશની સારી સ્થિતિ લાવવાનું મુખ્ય સાધન લોકોને સુંદર નમુનો દેખાડવો એ છે. તેને માટે મને તેના ચરિત્રો લખવાને કહ્યું ત્યાર પછી જુદા જુદા પ્રસંગો કાઢીને પોતાની જ્ઞાનની માહીતીની ઓળખાણ આપી. હું એક કલાક સુધી

મહારાવની જોડે વાતમાં લાગ્યો હતો. તેના ઉપરથી અને આગળ ગોલાકાતથી હું અનુભવી શકુછું કે મહારાવ કચ્છના મહારાજા સર ખેંગારજી વિદ્યાના શોખીન છે. તે પૂછપાછ કરીને જ્ઞાનની વૃદ્ધિ કરવા માટે તત્પર થતા જોયા.

---

## પ્રકરણ ૧૨૩ મું.

### રમણભાઇ અને વિદ્યાગવરીના લગ્નમાં અમદાવાદ જવું.

હું મુંબઇમાં જાનેવારી ૧૮૮૯ ની અધ્યાયમાં હતો. હું ચોપાનિયાંમાં લખાણો લખતો, તથા કેટલાક પુસ્તકો તૈયાર કરતો હતો. મારો ઉદ્યોગ આગળ જેવો ચાલેલો હતો સવારના પહોરમા ઉઠીને દાતણ પાણી કર્યા પછી ચાહ પીને હીરાલાલને ત્યાંથી નીકળતો, તે કોઈ વેળાએ મનઃસુખરામને ત્યાં તો કોઇ વખતે નંદશંકરના છોકરાઓને ત્યાં જતો, કોઈ વખત ત્રણ ત્રણ વખત ત્રણ ત્રણ જગાએ ચાહ પીતો હતો. અને દશ વાગ્યા કે બરાબર મામાને ત્યાં તથા મારા ભાઇને ત્યાં જમવા જતો હતો તે વેળાએ ત્રિકુંજ એંજીન કલાસ ઇજીનરિંગમાં પાસ થયો હતો અને તે વેળાએ તેને વનમાળી નામનો છોકરો થયો હતો, તે વેળાએ તે ખેસારી મિલમાં કામે ગયો હતો તેની સ્ત્રી મુંબઇમાં રહેતી હતી. હું તેને ત્યાં કોઇ કોઈ વખતે ખાવા જતો હતો પણ મામાને ત્યાંજ હું ઘણું કરીને ખાતો હતો.

એ અરસામાં નરસિંહરાવ શોલાપુરથી અમદાવાદ જવાને આવ્યા, તે વેળાએ નનુભાઇની મારા ઉપર બહુ કૃપા હતી. તે અમદાવાદમાં પોતાની નાની બહેન બાળાની દીકરી વિદ્યાગવરીના મહિપતરામ રૂપરામના છોકરા રમણની સાથે લગ્ન થવાનાં હતાં તે પ્રસંગે જવાને માટે આવ્યા હતા. ગને પોતાની જોડે આવવાની ઘણી તાંણ કરી. જે મારા ઉપર પ્રેમ કરે છે તેનું વેણ ઉથાપવું એ મને સારૂં લાગતું નથી જો તે વાજબી હોય તો અને તેમાં મારી નુકશાની નહિ થતી હોય તો. હું તરત તેમની જોડે આવ્યો. હું અમદાવાદમાં પહોચ્યો.

રમણુ અને વિદ્યાના મોટી ધામધૂમની જોડે લગ્નમાં હું માહલવા લાગ્યો. હું કન્યાને ત્યાં એટલે કન્યાના પિતા ગોપીનાથને ત્યાં જમતો તથા ભીમરાવના ઘરમાં નનુભાઇ તથા મનુભાઇની જોડે સુતો બેસતો હતો, નાગરના વિવાહ મેં અહિં પહેલાં દીઠાં. તે ઘણું કરી બધા હિંદુઓની પેઠે થયલા જોયા. હસ્ત મેળાપની વખતે ત્યાશેરીમાં કેટલાક મહિપતરામ તથા ગોપીનાથના ઓળખીતા અંગ્રેજો હતા અને કેટલીક મડમો હતી. તેને લગ્નની ક્રિયા સમજાવવાનો ભાર મનુભાઈ તથા નનુભાઇએ લીધો હતો. તેઓ સમજીને હસ્તા, જ્યારે બધાને પગે લાગવા આવ્યા ત્યારે સાહેબ અને મડમોને પણ જોડું પગે લાગ્યું..

તે વિવાહના પ્રસંગમાં નરસિંહરાવે અંગ્રેજો, પારસીઓ તથા દેશી લોકોને પાર્ટિ આપી. તેમાં તેમને સારૂં ખર્ચ્યું હતું. મને આવવા કહ્યું હતું પણ હું પાર્ટિનો બહારનો દેખાવ જોવા ગયો હતો પણ અંદર ગયો નહિ.

તે વેળાએ રમણભાઇએ વિવાહ પદ્ધતિ પ્રકટ કરી હતી. એ તેનું પહેલું પુસ્તક હતું.

ત્યારપછી તેણે કેટલાં પુસ્તકો બહાર પાડ્યાં છે તે મારા જાણવામાં નથી. પણ આટલું તો જાણવામાં છે કે તે કેટલાક વર્ષથી જ્ઞાનસુધા નામનું ચોપાનિયું ચલાવે છે પણ તે ઘણુંજ અનિયમિત છે. તેમાં ઘણાજ થોડા તેમના વિષયો આવે છે બીજું તો ઠીકઠીક.

---

## પ્રકરણ ૧૨૪ મું.

### મનુભાઇ, મુકુન્દરામ અને બીજાઓની સાથે હું હજીરે ગયો.

રમણભાઇ તથા વિદ્યાગવરીના લગ્ન થયા પછી હું અમદાવાદમાં મનુભાઇ ઉર્ફે કૃષ્ણરાવ ભોળાનાથને ત્યાં રહેતો હતો, તેઓ મારા ઉપર બહુ માયા રાખતા હતા. તેઓ મારી મહેમાનદારી ઘણીજ કરે છે. હું તેમને ત્યાં વર્ષના વર્ષ રહ્યો છું. તેની સ્ત્રી પ્રિયવદા તથા તેના છોકરાઓ બિપિ-

નબિહારી તથા સુધાકર મારા ઉપર બહુ માયા રાખે છે. હું વારંવાર જ્યારે અમદાવાદ આવુંછું ત્યારે તેમને ત્યાં રહુંછું. તેઓ મારા ઉપર બહુ ભલાઇ કરે છે.

હું અમદાવાદમાં રહેવા લાગ્યો. તે અરસામાં મુકુન્દરામ નિત્યારામ કંઇક માંદા પડ્યા હતા. તે મહીપતરામ રૂપરામને ત્યાં ટ્રેનિંગ કૉલેજમાં રહેતા હતા. તેમની સ્ત્રી પણ ત્યાંજ રહેતાં હતાં. દરરોજ કૃષ્ણરાવ તથા પ્રિયંવદાનો પડાવ સાંઝથી મહીપતરામને ત્યાં રહેતો હતો અને હું પણ વખતો વખત ત્યાં જતો હતો ઘણીક વાર મહીપતરામ રૂપરામને ત્યાં ચાહ પીતો હતો. મહીપતરામ ગમે એવા હતા, પણ ખાવા પીવાના સંબધે ઉદાર હતા. તે કબૂલ કર્યા સિવાય ચાલે એમ નથી.

થોડા દિવસ અમદાવાદમાં રહ્યા પછી બધાનો વિચાર થયો કે સુરતની પાસે હજીરામાં પાણી ફેર કરવા જવું. તે વેળાએ એપ્રિલ મે હતો. ત્યાંની હવા સારી ગણાય છે તેથી અમે બધા સુરત ગયાં સુરતમાં એક બે દિવસ રહીને પછી તાપી નદીમાં એક મછવામાં બેસીને હજીરે જવા નીકળ્યાં. હોડી સારી મોટી હતી. મનુભાઈ, તેમની સ્ત્રી પ્રિયંવદા, તેમનો પુત્ર વિપિન, મુકુન્દરામ તેમની સ્ત્રી અને મુકુન્દરાયનો ભતરીજો, એક બે નોકર લઇને બેઠા. મનુભાઇ હોડીમાં બેસતા ડરતા હતા તેઓ નીચેના ભાગમાં જેમ તેમ બેઠા. અમે ઉપર જરા ધાર ઉપર બેસતા તો તેઓ કેટલુક સંભળાવતા. તે બહુ ડરવા વાળા છે જેમ તેમ કરીને હજીરે જઇ પહોચ્યાં. ત્યાં ઉતરવાનુ એકજ મકાન હતું તે તો ભરાયલું હતું મુકુન્દરામે કંઇક પહેલાથી બંદોબસ્ત કર્યો હતો કે દીવા દાંડીના તાબામાં એક નાની બંગલી હતી તેમાં રહેવાનું મળ્યું, ને બંગલી સારી હતી તેમાં અમે બધાં રહ્યા. ખાવાનુ બૈરાં બનાવતાં. તે બહુ મીઠું લાગતું. શાક ભાજી સુરતથી લાવ્યા હતા. તે ખુટયા. હજીરામાં કંઇ મળે નહિ. જો માછલા ખાનારા હોત, તો પુષ્કળ મળત હું સિવાય બીજા કોઇ ખાનાર નહોતા તેથી શાક ભાજીની ગામમા શોધ કાઢી કંઇક મળી. પણ બીજું કંઇ સારૂં ખાવાનું મળ્યું નહિ તેથી મેં અને બીજાએ સુરતમાં જવાનો વિચાર કર્યો. તરત

અમે મછવો ભાડે કરીને સુરત ગયા ત્યાંથી કંઇ ખાવાનું લાવ્યા અને કંઇક સુરતની મીઠાઇ લાવ્યા. તે ખાવા લાગ્યા. ભૂખ કહે કે મારૂં કામ. ખરેખર ભૂખ બહુ લાગતી. જે ખાતા તે થોડીવારમાં હજમ થઇ જતું હતું.

હજીરા એ દરિયા કિનારે એક નાનું માછીમારનું ગામ છે. ત્યાં દીવા દાંડી છે. આસપાસ દરિયાનું પાણી સિવાય બીજું કંઇ દેખાતું નથી. અને કોઇ કોઇ વખતે એકાદી આગબોટ દૂરથી ધુવાડો કાઢતી દેખાતી હતી અને વખતો વખત નાના નાના મછવા પણ દેખાતા હતા. બીજી તરફ જમીન ઉપર રેતી જણાતી હતી. અને કેટલાક પાસેના ગામના ઝું-પડાં જેવા ઘરો દેખાતા હતાં અને કોઈ કોઇ ગામના માણસો અસ્મા ક્યાં જાયરે, તું ક્યાં ગિયો તો, હું તો સુરત ગિયો તો. આવી વાતો સંભળાતી અને અમારી શુદ્ધ ગુજરાતીમાં પાના રમવામાં, ઠઠ્ઠા મશ્કરી તથા હાર જીતની વાતો થતી. પણ ભૂખ કહે મારૂં કામ. ખાવાનું કોઇ સારૂં રાંધનાર રસોઇઓ નહોતો જો હોત તો વળી સામાનની પંચાતી પડત અને જો સામાન લાવવામાં આવત તો ભૂખી બારસ એકઠી થઇ હતી. તેથી થોડીવારમાં બીજો સામાન લેવા સુરત તરફ ભાગવું પડત. જે થતું તે બધા પેટ ભરીને ખાતા. હું તો દીવાદાંડીની નીચે બેઠો બેઠો લખતો અને મનુભાઇ, પ્રિયવદા, મુકુન્દરામ દરરોજ પાના ચીપતા અને હારજીતની વાતો કરતા હું જ્યારે લખતા થાકતો ત્યારે સમુદ્રની તરફ કે દીવાદાંડીના ઉપર જઇને કુદરતની બલીહારી જોતો તથા નીચે બગલામા જઇને રમતની તથા સુંદર ચકોરાની લીલા જોતો. આવી રીતે કેટલાંક દહાડા હજીરાની હવા ખાઇને કેટલાંક સુરત કેટલાક અમદાવાદ ગયાં અને સેવક મુંબઇ ગયો.

---

## પ્રકરણ ૧૨૫ મું.

## પારિસનું પ્રદર્શન જોવાની ઇચ્છા અને તૈયારી.

મે પહેલાં લખ્યું હતું કે હું એક વાર યૂરોપ અમેરિકા જવાને તૈયાર થયો હતો. પહેલાં હું મૂળજી નામના ભાટિયાની સાથે જવાને નીકળ્યો

હતો પણ મારા મામાના મામા શિવશંકર ગોવિંદરામના કહેવાથી હું ગયો નહિ પછી રામજીદાસ અને હું આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની ઇચ્છાથી નીકળ્યા હતા પણ રામજીદાસનો સ્વભાવ વિચિત્ર હોવાથી હું ગયો નહિ.

હું ઈ. સ. ૧૮૮૮ માં મુંબઈમાં હતો. તે અરસામાં રા. રા. વજેરાય .સંતોષરાય દેસાઈ મુંબઈની મ્યુનિસિપાલીટીની સ્કુલના ઇન્સ્પેક્ટર હતા. તેઓ ગીરગામમાં શેઠ રામજી પરસોતમની ચાલીમાં રહેતા હતા અને હું તે ચાલીમાં હીરાલાલ અંબુલાલ કે જે મેડિકલ કોલેજમાં અભ્યાસ કરતા હતા તેને ત્યાં સૂવા બેસવાનું રાખ્યું હતું. તેથી રા. રા. વજેરાયની જોડે મુલાકાત થઈ તેમજ તે નરસિંહરાવ ભોળાનાથના મિત્ર હતા તેથી તેની જોડે વધારે વાતચીત થતી હતી. વજેરાય બી. એ. થયેલા હતા અને વળી મુંબઈના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર એટલે પૂછવું શું? તેઓ રોજ મુંબઈ ગેઝેટ મંગાવતા હતા તેમાંથી કંઈક સારી ખબર હોય તો તેઓ સંભળાવતા હતા. તેઓ મારા ઉપર ઠીક માયા રાખતા હતા. કોઈ કોઈ વખતે ખાવાનો આગ્રહ કરતા પણ મારો પહેલાના વિચારમાં કંઈ પણ ફરક પડ્યો નહોતો એટલે બીજાને ત્યાં ખાવાને હું શરમ સમજતો, તથા નાનો હુટે છે એવું હું સમજતો હતો તેથી હું ક્વચિત કોઈને ત્યાં ખાતો.

એક દહાડો તેમણે મુંબઈ ગેઝેટમાં વાંચ્યું કે એક કાબુલી યૂરોપમાં ફરે છે. તેને અંગ્રેજી આવડતું નથી, તેને પોતાની પાસે કેટલીક ચીઠ્ઠીઓ લખાવીને રાખી છે. જ્યારે પાણી પીવાની તરસ લાગે ત્યારે પાણી આપવાની ચીઠ્ઠી લોકને બતાવે છે એટલે માણસ પાણી આપે છે. ભૂખ લાગે ત્યારે ભૂખ લાગી છે તે ચીઠ્ઠી બતાવે છે તેથી ખાવાનું મળે છે. સૂવાને માટે બીજી ચીઠ્ઠી બતાવીને બિછાનું મેળવે છે. આવી રીતે કેટલીક જાતની ચીઠ્ઠીઓ તેની પાસે છે. તે બતાવીને પોતાની જરૂરત પૂરી કરે છે. આ હેવાલ સાંભળીને મારા મનમાં એકદમ વિચાર સ્ફુર્યો કે હું પણ તેમ ફરી શકું છું. મને અંગ્રેજી આવડતું નથી હું પણ તેમ કરીને યુરોપ ફરી શકું છું. આ વિચાર આવ્યો પણ તે કાયમ રહ્યો નહિ. થોડા દિવસમાં તે વિચાર ક્યાંને ક્યાં સંતાઈ ગયો તેનો પત્તો લાગ્યો નહિ.

હું થોડા વખતમાં અમદાવાદ ગયો. અમદાવાદમાં રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથને ઘેર રહયો અને તે અરસામાં મેં કેટલાક નવા પુસ્તકો છપાવવા માંડ્યા. તેમાંથી નીચલા પુસ્તકો હતાં.

જીવન પ્રભાત, બુદ્ધદેવ ચરિત, બહારની વસ્તુની સાથે માનવ પ્રકૃતિનો સંબંધ વિચાર, વિલાયતી બાજી.

થોડા દિવસમાં કેટલાક પુસ્તકો તૈયાર થયા. એટલામાં એકદમ યુરોપ જવાની ઉર્મિ થઇ આવી. તે વેળાએ પારિસનું એક્ઝીબીસન હતું. તે જોવાની બહુ ઇચ્છા ઉત્પન્ન થઇ પણ હાથમાં પૈસા નહોતા. જે દિવસે મનમાં પારિસ જવાની બહુ ઇચ્છા થઇ તે દહાડે જોગાનુજોગે મેં કચ્છના દિવાન મોતીલાલ લાલભાઇ અને જુનાગઢના નાયબ દિવાન પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા કંઈ કામ પ્રસંગે આવ્યા હતા, તે મારા જાણવામાં આવ્યું તેથી હું પહેલા પુરૂષોત્તમરાયને ત્યાં ગયો, તેની જોડે વાતચીત કરી પછી તેમણે મને પૂછ્યું, નારાયણરાવ અહિંથી તમે હવે ક્યાં જશો? મેં કહ્યું કે મારો પારિસ તરફ જવાનો વિચાર છે. એક્ઝીબિસન જોવાની પુષ્કળ ઇચ્છા છે. હું જવા ચાહુંછું. રાયજીએ કહ્યું કે તમે અંગ્રેજી શીખો પછી તમને જવાને માટે હું ખર્ચ અપાવીશ. તમે અહિંયાં અંગ્રેજી અભ્યાસ કરીને જાઓ. મેં તેના જવાબમા કહ્યું કે તેમ થશે નહિ. મારાથી અભ્યાસ થશે નહિ હુ ત્યાંજ અભ્યાસ કરીશ. મને ઘણું સમજાવ્યું પણ મેં તો જવાનોજ જવાનોજ. આવું કહ્યાથી તેના મનમાં ઇશ્વરે પ્રેરણા કરીને મને કહ્યુ કે હુ તમને ૧૫૦ રૂપીઆની મદદ આપીશ આથી મેં તેનો આભાર માન્યો અને તે વખતે મનમાં હિમ્મત આવી પછી તેજ દહાડે મોતીલાલ લાલભાઇને ત્યાં ગયો ત્યાં પણ વાતચીત કરી અને પછી જેમ પુરૂષોત્તમરાયે મને પૂછ્યું તેમ તેઓએ પણ પૂછ્યું, ક્યાં જશો? મેં તેના ઉત્તરમાં પારિસ જવાનું કહ્યુ, અને ૧૫૦ રૂપીઆ પુરૂષોતમરાયથી મળવાના સમાચાર કહ્યા. ત્યારે દિવાને કહ્યું કે જો તમે મહારાજા સાહેબ મુંબઇમાં હતા તે વખતે કહ્યું હોત તો તમને પૈસાની મદદ આપવાનું કહેત. પછી મેં કહ્યુ કે, હવે તમે ભૂજમાં જઇને મારે માટે મહેરબાની

કરજો તો મોટો આભાર શહેરના દિવાન સાહેબે કહ્યું, કે ઠીક, તમે કાગળ લખજો. આવી રીતે બે તરફથી પૈસા મળવાની આશા ઉત્પન થઇ

૧ જ્યારે હું અમદાવાદમાં રહેતો હતો, ત્યારે શ્રીમરાન ભોળાનાથની દીકરી સત્યવતી ભાવનગરથી અમદાવાદમાં આવી હતી. તેમણે મને ભાવનગરમાં આવીને પોતાને ત્યાં રહેવાનું નોતરું દીધું હતું તેથી હું પહેલો ભાવનગર ગયો. વસ્તુભાઇ શામળદાસને ત્યાં રહેવા લાગ્યો તેમની મારા ઉપર બહુ માયા થઇ તેમની ચાલ ચલણ મને બહુ સારી લાગી તેમનો નીખાલસ પ્રેમ જોયો તેથી હૃદય બહુ આનંદિત થયું તેની નીશાની તરીકે મે જીવન પ્રભાત નામનું પુસ્તક તેમના આજાણતા અર્પણ કર્યું થોડા દિવસમાં તેની ખબર પડી લલુભાઇની મોટી દીકરી જુબીલી તે વેળાએ કોઇ બે વર્ષની હતી તેની માયા મારા ઉપર ઘણી હતી તેને હું બજારનું ખાવાનું લાવીને ખવાડતો તથા તેની જોડે રમતો હતો તે છોકરી ઘણું કાલુ કાલુ બોલીને મને બહુ ગમત આપતી તે જુબીલી હાલના ભાવનગરના દિવાન વજેલભાઇ ગવરીશંકરના પુત્ર હરિભાઇના દીકરા મોતીભાઇની જોડે પરણી છે

હું ભાવનગરમાં લલુભાઇને ત્યાં રહેતો હતો અને શહેરની ચર્ચા જોતો હતો. મને પારિસના એકઝીબીસનના મદદ તરીકે લલુભાઇએ ૧૫૦ રૂપીઆ આપ્યા તે મે માન પુર્વક લીધા પછી ત્યાંથી હું જુનાગઢ ગયો ત્યાં દિવાન હરિદાસને ત્યાં ઉતર્યો ત્યાંથી મને ૫૦ રૂપીઆ અને પુરશોતમરાયના કહેવાથી જુનાગઢના નવાબ સાહેબે ૧૫૦ આપ્યા આવી રીતે કેટલાક રૂપીઆ લઇને હું અમદાવાદ આવ્યો

---

## પ્રકરણ ૧૨૬ મું.

### મદદને માટે ભૂજ તરફ જવું.

મે પાંચ દિવસ પછી ભૂજમાં દિવાન મોતીલાલ ઉપર પત્ર લખ્યે.

તેનો ઉત્તર મળ્યો નહિ, બીજો કાગળ લખ્યો તેનો પણ જવાબ મળ્યો નહિ પછી મેં પોતે ભૂજ જવાનો વિચાર કર્યો. તેથી અમદાવાદથી વઢવાણ ગયો અને વઢવાણથી મોરબી પહોંચ્યો. તે વેળાએ મોરબીના રાજાએ રેલવે બંધાવી હતી. તે નાની છે. ડબ્બા પણ નાના છે તેમાં બેસીને હું મોરબી આવ્યો. મોરબીમાં વાઘજી આશારામ કે જે મોરબી મંડળીના નાટકો રચી આપતા હતા. તેને ત્યાં ઉતર્યો. તેનો ભાઈ મૂળજી આશારામ પણ ત્યાંજ હતો. તેની ગાડી હતી. તેમાં બેસાડીને બધું શહેર દેખાડયું. તેમજ જે જોવા જેવા સ્થળો હતા તે પણ દેખાડયા.

**મોરબી.** મોરબી જોકે કાઠિયાવાડમાં નાનું શહેર છે પણ તેમાં યૂરોપના બધા સુધારા તથા બધી સભ્યતાની ગોઠવણો છે. નદી ઉપર યૂરોપના જેવો ઝુલતો પુલ છે. તેમજ રસ્તામાં ગ્યાસલેટના ફાનસો પણ બહુ ઉત્તમ જાતના છે, રાજાના મહેલમાં વિજળીના દીવા પણ બળે છે, રસ્તામાં ટ્રામવે પણ છે. બજારનો કેટલોક ભાગ લંડનના રીજન અને પીકેડેલીના જેવા ઘરો બંધાવવાની તજવીજમાં હતો. તે હાલ તૈયાર થયા છે. નદી ઉપર ઘણોજ સુંદર પુલ છે. રસ્તા બહુ સ્વચ્છ છે. તેમજ ટેલીફોન પોતાના મહેલથી બધા મહાલમાં નાખ્યા છે. તેથી ઠાકોર સર વાઘજી તેઓની જોડે વાતચીત કરી શકે છે. ટ્રામવે ઘોડાની, બળદની અને ઉંટની પોતાની હદમાં કરી છે મોરબી નાનું છે. પણ બધી રીતે એક મોટા શહેરને ટકર મારે એવું છે. તે જોઇને હું બહુ ખુશી થયો વાઘજી તથા મૂળજીએ મારી જે પરોણાગત કરી તે પણ બહુ અછી હતી તેથી એમનો ઉપકાર માનુછું.

મોરબીથી હું વવાણીઆ કે જે મોરબીની હદ છે ત્યાં ટ્રામવેમાં ગયો. સવારે ત્યાં પહોંચી તે વેળાએ ત્યાંથી દરિયાની ખાડી વટાવીને સામેપાર કચ્છની હદ છે, ત્યાં ગયો ખાડીમાં જ્યારે પાણી આવે છે, ત્યારે નાની આગબોટ ચાલે છે તે ૬—૭ કલાકમાં સામે પાર લઇ જાય છે. હું નાની આગબોટમાં બેઠો. ત્યાં સેવાળના જેવા છોડવાઓ નજરે પડતા અને કેટલેક દૂર ખાડીમાં બધા છોડ છોડ જણાતા હતા. આગબોટ ધીરે ધીરે ચાલતી હતી. હું કચ્છની હદમાં આવ્યો. જ્યાં ઉતર્યો તે એક નાનું ગામ

છે. ત્યાં કચ્છની દરબારની ગાડી કોઇ કોઇ વખત આપે છે. ત્યાં ખબર કાઢી પણ કંઇ વાહન નહોતું. તેથી એક ભાડાનું બળદનું ગાડું કરીને હું ચાલ્યો મારી જોડે કેટલાક કચ્છી ત્યાંના રહેવાસીઓ હતા. બે દહાડે અમે ભૂજમાં પહોંચ્યા. સવારના પહોરમાં હું ભૂજ ગયો. બારોબાર રાવબાહદુર મોતીલાલ લાલભાઇને ત્યાં ગયો ત્યાં વાતચીત કરીને ચાહ પીધી. પછી એક બીજા ઘરમાં જગા બતાવી કે જેમાં હાલમાં ઑફિસ છે. ત્યાં સૂવા બેસવાનું રાખ્યું. હું પહેલા મર્હુમ દિવાન બાહદુર મણિભાઇ જસભાઇના વખતમાં ભૂજ ગયો હતો. તેમણે મને પોતે જ્યાં રહેતા હતા ત્યાં એક સારા ઓરડામાં રાખ્યો હતો. મણિભાઇ મારા ઉપર સ્નેહ રાખતા હતા અને મનના ઉદાર હતા તેમાં તો કંઇ શક નથી મોતીલાલના વિષે કહેવાય છે કે તે કંજુસ છે. તે મનના ઉદાર નથી ગમે તેમ હો, મને પોતાને ત્યાં રાખ્યો તેથી આભારી છું. મોતીલાલ લાલભાઇની સ્ત્રી થોડા મહિના ઉપર મરી ગઇ હતી તેનો દીકરો હતો. જેનું નામ વિદ્યાસાગર પાડયું હતું. તે છોકરાને રાખનાર એક ખવાસ હતો તેનું બહુ જતન કરતો હતો. જ્યારે હું ભૂજમાં દિવાન મોતીલાલને ત્યાં રહેતો હતો, ત્યારે દરરોજ મોતીલાલ સવારના પહોરમાં રસોડાની પાસે જ્યાં જમવા બેસતા હતા ત્યાં દિવાન નાહીને અંગ્રેજી અર્થીકનું પદ્ય રામાયણ તથા ગુજરાતીમાં દેવી ભાગવત વાંચતા હતા. સાત સાડા સાત વાગે ચાહ પીતા હતા. તે અરસામાં હું ત્યાં જતો ને રોજ એ વાતો થતી હતી. તેની જોડે દરરોજ પદાડની, હિંદુસ્થાનની વાતો થતી તેમાં તેઓ ઘણી વખતે કહેતા કે હવે હું પેન્સન લઇને તમારી જોડે ફરવા આવીશ તમે અને હું સાથે રહીશું. હું પણ હવે થોડા દિવસમાં રજા લેનાર છું મને પણ ફરવાની બહુ હોંસ છે. છોકરો છે એટલે હવે લગ્ન આમ કરવા નથી. હવે મારી ઉમ્મર થઇ છે. હવે પરમ ધં આપશો જોઇએ આ રીતે ધર્મ સંબંધી તથા વૈરાગ્ય સંબંધી વાતો નિત્ય દિવાન મોતીલાલ કરતા હતા, દિવાનના ઘરમાં દિવાનના ભાઇની સ્ત્રી તેના છોકરાં હતાં અને દિવાનની છોકરી હતી. હું ભૂજમાં રહેવા લાગ્યો. જોઇને આસપાસ કેટલાક ઓળખાણ વગાને ત્યાં જતો હતો. તે લોકોએ

કરીમ નાનજી એજ્યુકેશન ઇન્સ્પેક્ટર હતા તેને મળ્યો. વિઠ્ઠલજી નામનો બી. એ. હાઇસ્કુલમાં માસ્તર હતો તેને મળ્યો. તે હાલ એજ્યુકેશન ઇન્સ્પેક્ટર છે. પહેલા હું કેટલાકને ઓળખતો હતો, તેમને ત્યાં વખતો વખત જતો હતો. તે વેળાએ રા. રા. રણછોડભાઇ ઉદયરામ પણ ત્યાંજ હતા. તેમને ત્યાં જઇને ગપ સપ કરતો હતો. આવી રીતે ભુજમાં રહેવા લાગ્યો.

ચાર પાંચ દિવસ પછી મહારાવ સર ખેંગારજીની જોડે મોલાકાત થઇ તેમણે યુરોપને માટે ૧૫૦ રૂપીઆ આપ્યા. તે મેં માનપૂર્વક સ્વીકાર્યા. પછી હું ત્યાંથી અમદાવાદ થઇને મુંબઈ જવા નીકળ્યો.

---

## પ્રકરણ ૧૨૭ મું.

### મુંબઇમાં યુરોપ જવાની તૈયારીઓ કરવા માંડી.

હું મુંબઇમાં આવ્યો. આવીને પારિસનું પ્રદર્શન જોવાની તૈયારી કરવા લાગ્યો મારા ઓલખીતાઓને મારે યુરોપ જવું છે તેની ખબર કહી. હીરાલાલ, વજરાય, માર્કંડ અને કૃષ્ણલાલ ઝવેરી બહુ ઉત્સાહથી મને જોઇતી ખબરો મેળવી આપતા. માર્કંડ અને હીરાલાલે બજારમાંથી સારા મેકરના બુટ મોજા અપાવ્યા તથા બીજાઓએ ટામસ કુક એંડ સનને ત્યાં જઇને ખબર કાઢી, સ્ટીમરની શોધા શોધ કરવા લાગ્યા, કેમાં જવું તે નક્કી કરવા બેઠા. મારે તો સસ્તામાં જવું છે એવું મેં બધાને કહી રાખ્યું હતું તેથી સસ્તી અને સારી સ્ટીમરની તપાસ કાઢવા લાગ્યા. અંતે ડેકપર ૧૭૦ રૂપીએ પી. ઓ. કંપનીની સ્ટીમરમાં બધાએ જવાની સલાહ આપી તરત ટામસ કુકને ત્યાં બધા દોડયા ત્યાંથી ખબર મળ્યા કે ફર્સ્ટ ક્લાસ અથવા સેકંડ ક્લાસવાળાના નોકરને તે મળે છે તેથી તમને એકલાને તે મળશે નહિ. વિદ્યાર્થિઓએ મારી ગરીબાઇ જાણી અને તેના ઉપરીને સમજાવીને પી. ઓ કંપનીમાં ટીકીટ લેવા મોકલ્યો તે ગયો પાછા ફરતા વાર થઇ, અમારાથી રાહ જોવાઇ નહિ તેથી અમે પી. ઓ. કંપનીની ઓફિસમાં

ગયા ત્યાં પેલો ટામસ કુકનો આદમી હતો તે મળ્યો તેણે કહ્યું કે આપવાની ના કહે છે ને ઘણાં અમારામાથી હું ગુજરાત પીરસ્યો કંપનીના હેડની પાસે જઈને મને હેડની ટીકીટ મળે તેને માટે આગ્રહ કરી પણ તેણે પોતાનો નિયમ તોડવાની સાફ ના પાડી પછી અમે વિચારમાં પડ્યા એટલામાં કપીટીનો ઈટાલિયન સ્ટીમરના ટામસ કુકે ખબર આપ્યા તેથી તેની હેડમો રૂપીઆની ઝનોવાની ટીકીટ લેવાનો વિચાર કર્યો પછી બીજે દહાડે રૂપીઆ લાવીને ટીકીટ લીધી. તેમજ ટામસ કુકના ઝનોવાના એજન્ટપર ભલામણ પત્ર લખી લીધું તેમાં લખ્યું હતું કે આ માણસને ફ્રેન્ચ કે ઇટાલિયન ભાષા આવડતી નથી તેથી તેને પરિસની ગ્રાંડ ભાગની ટીકીટ કરી આપજો

મારે સિમલામાં જે પોલીસ તરફથી આપદા ભોગવી પડી હતી તે મને યાદ આવી તેથી કેટલાક મોટા માણસોના મારા વિષે અભિપ્રાયો એકઠા કર્યા તેમાંથી નીચલા કેટલાક અભિપ્રાય લઈને તેની નાની ચોપડી છપાવી. તે અહિ આપવામાં આવે છે

To all who may happen to see this I say, greeting, that it gives me very great pleasure to be able to bear my testimony to the simple, unassuming and almost ascetic character of Mr Narayan Hemchandra author of many useful tracts in Gujarati He is a native of Gujarat But has spent many years on the spurs of the Himalayas He is exceedingly fond of travelling and viewing works of nature and of man wherever he can find them He has visited most parts of India It is now his desire to visit England which he regards and rightly regards as the land of wonders—the land in which literature, science, philosophy, and arts are cultivated in their highest perfection—the land moreover which every where affords traces of the disadvantages of nature having been overcome by the genius and industry of man I wish him health and opportunities to gratify his curiosity

and hope to see him back to his native country, full of wisdom, full of the knowledge of that great country, its people and its civilization which no books and no newspapers can impart but which can only be obtained by a personal visit.

JAVERILAL U. YAJNIK,

Sheriff of Bombay.

Bombay, 28th September 1889.

---

I have known Mr. Narayan Hemchandra for some time and have always admired his simplicity of character, his zeal and devotion to duty, and habits of close application and industry. A Gujarati by birth he has thoroughly mastered the Bengalee language and has translated several standard works of Bengalee literature into his own language. He is desirous of embarking for England to acquire a knowledge of English and to improve himself generally. I wish him every success.

SATYENDRANATH TAGORE,

Bombay Civil Service

Calcutta, 24th September 1889.

---

Mymensing, 25th September 1889.

MY DEAR SIR,

With your thorough knowledge of Bengali, and your consummate ability in writing Gujrati you have I have no doubt, done ample justice to my work in this translation which is welcome to me. You are welcome to translate my *Jiwan Sandhya*

into Gujerati and I shall be happy to get a copy of your translation when it is published

Believe me,

Yours truly,

ROMESH CHUNDER DUTT, C S

---

MY FRIENDS AND WELL-WISHERS

It gives me great pleasure in introducing to you Mr Narayan Hemchandra I have known him for many years He has written numerous books in Gujarati His habits are so simple and ascetic that his appearance can not give us the correct idea of his real merits and worth The more I have known him, the more admiration I have felt for him He is indeed a wonderful person. I am sorry he will, helpless in many respects as he is, find much difficulty in England inasmuch as he does not know English But he has made up his mind to go and he will go He carries my best wishes with him in his sojourn. With respects,

I am yours sincerely,

HARIDAS VIHARIDAS,

Desai of Nadiad, Divan of Junagadh

Junagadh 2nd September 1889

---

I have known Mr. Narayanrao Hemchandra since a very long time and have great pleasure in attesting to his many virtues Every one who has known him admires his disinterested work as a Gujarati author His life is marked by industry, honesty of purpose and simplicity, and beyond all by such a con

tentment, restricting his wants and desires to the bare necessities of life as is ordinarily ascribed to an *ascetic* He is very fond of travelling and intends to take a trip to Europe, where he might make any use of this letter if he thinks it will serve him

BECHURDAS VIHARIDAS,

Member, Legislative Council, Bombay,

Sardar, Bahadur, Desai of Nadiad

Nadiad, Gujerat, 31st August 1889

---

BOMAY, GIRGAUM,

29th September 1889

MY DEAR DR LEITNER,

This will be presented to you by Mr Narayan Hemchandra, along with another introduction from Babu Navina Chandra Ray I have known Mr Narayan for a very long time and take great interest in him as he has consecrated his life for the good of his countrymen He has translated nearly 52 books from Bengali into Gujarati and published them at the cost price I admire his disinterestedness and singleness of purpose He proceeds to England with double view of picking up the English language and acquiring more general knowledge I trust you will be kind enough to extend your helping hand to such a deserving man

Believe me

Sincerely yours,

MANASUKHARAM SURYARAM TRIPATHI, J P

Fellow of the Bombay University and Agent to H H. the Nawab of Junagad &c

---

Khandwa, ( C. P. )

*3rd September 1889.*

Mr. Narayan Hemchandra, a native of Bombay, has admirably passed his whole life time in literary pursuits without earning riches or caring for money or even marrying, which are the aims and objects of life of the generality of mankind. Besides possessing a high moral character he has been a benefactor of his countrymen inasmuch as he has written and published about two scores of useful books in *Gujarati, his mother-tongue.* He knows also Marathi, Hindi, Bengali and Punjabi languages and is now about to proceed to England with a view to learning the language &c. of that country. I wish him a safe voyage and every success in his undertaking

NAVINA CHANDRA RAI PANDIT,

( Late Assistant Examiner of P. W. A. and L. Secretary, State Council, Rutlam, Fellow of the Punjab University. )

---

DEAR SIR,

I hereby introduce to you, the bearer, Mr Narayan Hemchandra, a simple, unassuming and disinterested man, whom I have known for the last twenty years. Simple as he is, and simpleton as he appears, he possesses remarkable abilities, persevering industry, and loveable independence Lover of nature and her work, he has travelled through the whole of India almost as a *Sanyasi*; and having profited himself by his travels in having acquired competent knowledge of various Indian languages and sound acquaintance with their *literature*, he has benefited

his Gujarati fellowmen by translating and writing in the Gujarati language as many as 52 books without at all enriching himself with the emoluments from their sale Single though he is, his moral character is perfectly unquestionable I have found him highly deserving of all favour, sympathy and kindness, and hope you will find him so too He has come to your country, even the language whereof he does not know, with the same end in view which led him all over this country Alone and helpless as I think he may find himself there, although he is perfectly indifferent about it, I request you to do all that you can for him, for which I shall feel highly obliged to you

Believe me,

Sir,

Yours ever truly,

MADHAVDAS RAGHUNATHDAS

Widow Re marriage Hall, Girgaum,

1st October 1889

To,

SIR MONIER WILLIAMS

---

GIRGAON

Bombay, 1st October 1889

MY DEAR SIR,

The bearer, Mr Narayan Hemchandra is a native of Gujarat, but has spent a good portion of his on the spurs of the Himalayas He is an excellent Gujarati scholar, having contributed many useful and entertaining tracts to Gujarati literature It is now his desire to see England of which he has read a great deal His knowledge of English is limited

I take interest in him and will feel thankful to you will be so kind as to give him such advice as he may need in a foreign country He is a man of unassuming and almost ascetic habits

Hoping you are quite well,

I remain,

Yours sincerely,

JAVERILAL U YAJNIK

To

SIR, THEODORE HOPE, K C S I C S I

---

Bombay, 30th September 1889

MY DEAR DARMESTETER,

The bearer of this is my friend Narayan Hemchandra whom we recognise here as a Pandit and a public benefactor

He does not know English nor French either But all the same, or perhaps the more on that account you will welcome him and seek to further his wishes which are pure and disinterested His *thirst after knowledge is truly beyond praise* With kindest regards

Yours sincerely,

B M MALBARI

---

My DEAR MISS MANNING

The bearer is Mr Narayan Hemchandra, who was introduced to you at Ahmedabad and whom I hope you remeber, as a simple man lover of nature and herb work, fond of travelling, and author of numerous Gujerati works

Whith the desire of observing nature, he travelled all over India almost as an ascetic and returned, to his native place, with

a sound knowledge of various Indian languages and the literature contained in them ... ... He has even written not a few works for the amelioration of the condition of women generally and widows especially of this country.

With the same ardent love of nature and the same end in view, he has come to your country, the land of the rulers of India. ... ... ... But he be believes, and rightly, that no books can give such knowledge of a country containing diverse and even opposite elements of nature, as a personal visit to and observation of it. Moreover, as the land of the rulers of his country, he claims it to be his and feels bound to see it. Thus inclined, he resolved, and, has come there, although he does not know even a dozen words of English.

Self-gratification is not his sole aim as I have said above. It is his inward desire to turn his acquisitions into a substantial gain to his countrymen. Such a man, with such a noble purpose at heart, and with a high moral character, is indeed deserving of all kindness and favour anywhere, and the more so in a land, where he is little known, whereof he knows still less, and where he is an utter stranger, with what scanty pecuniary support a *Sanyasi* is expected to possess

I, therefore, request you to take care of him and help him as you can; for which I shall feel highly obliged to you.

Believe me.

Yours very truly,

MADHAVDAS RAGHUNATHDAS

Widow-Remarriage Hall,
Girgaon, 1st October 1889.

## પ્રકરણ ૧૨૮ મું.

### યૂરોપ જવાની પહેલાં મારાં પુસ્તકો.

હું જ્યારે યૂરોપમાં જવા નીકળ્યો ત્યારે મારાં નીચે લખેલાં પુસ્તકો છપાયાં હતાં.

૧ પ્રાર્થનાવલિ.
૨ ધર્મદીપિકા.
૩ સત્યનાં વચન.
૪ પિતાપુત્ર વિશે ઉપદેશ
૫ વેદ અને પુરાણ વિશે ઉપદેશ
૬ આર્યધર્મ નીતિ.
૭ ખ્રિસ્તધર્મ નીતિ.
૮ કઠોપનિષતનો સાર.
૯ તલવકારો ઉપનિષતનો સાર.
૧૦ ભાગવદ્ ગીતાનો સાર.
૧૧ જરથોસ્ત ધર્મનીતિ.
૧૨ જાતિભેદ અને ભોજન વિચાર.
૧૩ નારીધર્મ.
૧૪ શ્વેતાશ્વરો ઉપનિષતનો સાર.
૧૫ અગ્નિસંસ્કાર.
૧૬ એક કે તેત્રીશ કરોડ દેવતા.
૧૭ બ્રાહ્મધર્મ. (ગીતઆવૃતિ)
૧૮ બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન.
૧૯ બ્રાહ્મધર્મ મતસાર.
૨૦ બ્રાહ્મધર્મ મત અને વિશ્વાસ.
૨૧ સત્ય ધર્મ
૨૨ વૈરાગ્ય.
૨૩ યોગતત્વ.
૨૪ ઇશ્વરના અસ્તિત્વ વિશે વિવેચન.
૨૫ આર્યરમણી રત્ન (હિંદીમાં)
૨૬ વીરમતી ભાગ પહેલો
૨૭ આશ્રમની નાટક.
૨૮ પુરૂવિક્રમ નાટક.
૨૯ વીરમતી ભાગ બીજો.
૩૦ સદ્બોધ વાર્તાવલિ.
૩૧ ગૃહધર્મ.
૩૨ પુનર્વિવાહ શાસ્ત્ર સંમત છે.
૩૩ સ્ત્રીજાતિની સદ્કીર્તિ
૩૪ આર્યકીર્તિ.
૩૫ ધર્મ એ શું છે?
૩૬ પરોપકારી અબળાઓ.
૩૭ ગા અને ઊકરડાં.
૩૮ સીતાવનવાસ.
૩૯ હજરત મહમદ સાહેબનું ટુંકું ચરિત.
૪૦ સંન્યાસી.
૪૧ ગગા ને રિંદમિંદ.
૪૨ સદ્ધર્મસત્ર.
૪૩ વિલાયતી સાક્રમાદૃના બીજ વાવવા વિશે.

૪૪ બહેન ડોરાનું જીવન ચરિત્ર
૪૫ પ્રિન્સ આલબર્ટનું જીવન ચરિત્ર (થોડુંક છપાયું છે.)
૪૬ ભારત બાલિકા.
૪૭ વિષવૃક્ષ.
૪૮ બુદ્ધદેવ ચરિત્ર.
૪૯ વિલાયતી બાજી.
૫૦ બાહ્યની વસ્તુની સાથે માનવ પ્રકૃતિના સંબંધ વિશે વિચાર.
૫૧ જીવન પ્રભાત.
૫૨ પૌરાણિક આખ્યાયિકા.
૫૩ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનો ઉપદેશ.

આના સિવાય મેં ઘણાંક ચોપાનિયાંમાં જાત જાતના વિષયો લખ્યા હતા તેમજ કેટલાક વર્તમાન પત્રમાં રાજકીય તથા તે વેળાની ચર્ચાના વિષયો છપાવ્યા હતા.

---

## પ્રકરણ ૧૨૯ મું.

### મારી સ્મરણ પોથીની નોંધ.

હું પહેલાં દરરોજની કામની નોંધ લખતો હતો. મારી ઘણી નોંધ ખુટે હતી પણ હાલમાં તે મળતી નથી કેટલીક હાલમાં મળી છે તેમાંથી કેટલુંક ઉતારામાં આવે છે. તેના પરથી મારી કેટલીક ખાશિયત જણાશે.

#### મુંબાઇ તા. ૧૪ જુન ૧૮૮૯ વાર શુકર.

પ્રાત:કાળ—આજે મને ૩૪ વર્ષ પૂરા થઇને ૩૫ મું વર્ષ બેઠું તેથી સવારના પહોરમાં ઉઠીને નાહ્યો. ત્યારબાદ ઈશ્વરનું ચિંતન કરતો બેઠો અને ૩૪ વર્ષમાં શું શું કર્યું છે. તે સબંધી વિચાર કરવા લાગ્યો, તે બધા વિચાર આવ્યાથી કોઈ વખતે ખુશી થતી અને કોઈ વખતે ખેદ ઉત્પન્ન થતો. ત્યાર પછી ઈશ્વરની આગળ પ્રાર્થના કરી કે હે પ્રભુ! મને તારો સેવક બનાવ, સત્ય ઉપર આસ્થા રાખતાં શિખાડ તારા સૌન્દર્યમાં ડુબાડ, અને તારૂં સ્વરૂપ પ્રત્યેક વસ્તુમાં જોઉં એવી ચક્ષુ આપ. ત્યારબાદ રા. રા. ચિમનલાલ સેતલવાડને ત્યા પુસ્તકો વિશે, લોકોના ચારિત્ર

એવું મોતીલાલે કહ્યું તેના ઉત્તરમાં કૃષ્ણરાવે કહ્યું કે તે ઠીક થશે નહિ કારણ કે જે વૃતમાં મૂળ છે તે વૃતમાં અને તેજ શબ્દ રાખ્યાથી ઠીક થશે નહિ. મોતીલાલે તેના જવાબમાં કહ્યું કે આગળ જતાં ગુજરાતી ભાષા પૌઢાવસ્થાને પ્રાપ્ત થશે તેથી તેજ શબ્દ રાખવાથી ઠીક થશે વગેરે વાતચીત કરીને ૯ાા વાગે નિકળ્યા. હું કૃષ્ણલાલને ત્યાં ગયો. ત્યાં વિમાન સંબંધી વાતો થઈ. વિમાનમાં વ્યાસ કરવા માટે મુંબઈમાં કાગળ લખાવ્યો. તેમાં લખ્યું કે તમે અહિં તમારા ઓનરલાલીને વ્યાસ બનાવીને આપશો વગેરે કૃષ્ણલાલે લખાવ્યું. ત્યાર પછી ત્યાંથી નિકળીને મનુભાઈને ઘેર ગયો ત્યાં ખાધું પછી

મધ્યાન્હકાળે ૧૨ વાગે પ્રેસોમાં ગયો ત્યાં બુક બાંધવાની ગોઠવણ કરી. ત્યાંથી મનુભાઇને ઘેર ગયો. ત્યાંથી મોતીલાલને ત્યાં ગયો. ત્યાં મનઃસુખરામનો પત્ર વંચ્યો તેમાં ફારબસ સભાના વિશે લખ્યું હતું તેનો ઉત્તર લખ્યો પછી સાયંકાળે ૫ વાગે ફરવા નીકળ્યો. ફરતો ફરતો ૬ વાગે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં ગયો ત્યાં મહીપતરામનો પત્ર હતો તેનો જવાબ લખ્યો પછી મનુભાઇને ઘેર ગયો. ત્યાં કૃષ્ણરાવની સાથે તરેહવાર ગપ્પોં મારીને ખાધુ પછી રાત્રે ૧૦ વાગે સૂતો.

\+ + + +

## ભાવનગર તા. ૨૬ મી જુન ૧૮૮૯ વાર બુધ.

**પ્રાતઃકાળે** ૫ાા વાગે ઉઠયો ઉઠીને બમેજમસેહ વાંચ્યું ત્યાર બાદ ઉપર ગયો પણ આજે ફરવા ગયો નહિ તેથી નીચે આવીને ટોળા બધમા ચા પીધી, ચા પીને ગપાં માર્યાં. પછી ૮ાા વાગે ઉપર જઇને વિવાહ તત્વસિંધુને માટે કંઈક લખ્યું. પછી ૧૦ાા વાગે ખાવા ગયો. ખાઇને બેઠો અને કેટલીક અહિંની તહિંની વાત કરી, ત્યાર પછી.

**મધ્યાન્હકાળે** ૧૨ાા વાગે સૂતો. પછી ઉઠીને કાશીનું વર્ણન વાંચ્યું અને પછી મુદ્રારાક્ષસનું ભાષાન્તર વોરાએ કરેલું છે તે જોવા લાગ્યો કારણ કે મે કેશવ હર્ષદ ધ્રુના ભાષાન્તરની છાપેલી પ્રત પ્રેસમાંથી લાવીને વાંચી હતી ( હજી સુધી તે પ્રકટ થયું નથી તેનાં પુઠા તૈયાર થાય છે ) તેની સાથે મેળવતો ગયો. કેશવનું ભાષાન્તર ઘણુંજ ઉત્તમ થયાનુ એવું જણાયું.

**સાયંકાળે** ૫ાા વાગે વિઠલ કૃષ્ણાજીને ત્યાં ગયો, તે મારો ઘણોજ સ્નેહી

## ભાવનગર તા. ૨૯ મી જુન ૧૮૮૯ ને વાર શનિ.

પ્રાતઃકાલે પા વાગે ઉઠીને ન્યુસપેપર વાચવા બેઠો વાચીને ઉપર ગયા ને પછી ફરવા વાસ્તે હુ, લલ્લુભાઈ અને ભૂપતરામ ગયા આજે પણ આકાશનો દેખાવ ઘણોજ ઉત્તમ હતો તેથી અમે વિચાર કર્યો કે ટેકરી ઉપર ચઢીને દેખાવ જોવો તેથી કૂવાની તરફ ગયા ખેતરમાથી જવાનુ હતુ ખેતર ખેડતા હતા તેમા જુવાર વાવતા હતા લલ્લુભાઈએ કહ્યુ કે તમે આ કામ કરી શકોછો? મે કહ્યુ કે આગળ કંઈક કર્યુંછે પછી ભૂપતરાયે કહ્યુ કે આપણે કામ કરીએ તો કંઈ હાનિ છે? મે કહ્યુ કંઈ નહિ પછી એક ખણાર ઉપર એક પગ મૂકીને બળદ ચલાવા લાગ્યા અને બીજો પગ તેના ઉપર મૂકવા ગયા એટલે બે પગ પાસમા ભરાઈ ગયા તેથી જરા લોહી નીકળ્યુ પાસે કૂવો હતો તેમા પગ ધોયા અને રૂમાલનો પાટો બાધ્યો પછી ઘર આવ્યા આવીને ટોળામા ચા પીધી પછી બદામનો રોટલો ખાઈને જરા જુબીબીની સાથે વાતચીત કરીને પછી ૧૦॥ વાગે લલ્લુભાઈ આવીને કહ્યુ કે ખાવાનુ તૈયારછે મારા મનમા હજી ૯॥ વાગ્યા હશે તેથી હુ જલદીથી નાહીને ૧૦॥ વાગે જમવા બેઠા પછી કંઇક વાતચીત કરીને મધ્યાનકાલે ૧૨ વાગે સૂતો સૂઇને ઉઠયા પછી મુબાઈ સમાચારના માલેકને, ફરસુદના અધિપતિને મુબઇ સમાચારના કારકુનને અને મારાભાઈને પત્ર લખ્યા પછી ૭ વાગે નીચે આવીને થોડીક સત્યવતીની સાથે તેમજ જુબીબીની સાથે વાતચીત કરીને પછી પોસ્ટ આફિસમા ગયો ત્યા ચાર પત્ર નાખીને કાર્ડ લઈને આવ્યો અને દલપત કાવ્ય વાચવા બેઠો તેમા સત્યેન્દ્રનાથ ટાગોરની કવિતા વાચીને પછી બીજી એક બે કવિતા વાચીને ઉપર આવ્યો આવીને મહાવાદિ સત્યાન દ અગ્નિહોત્રીને બે સ ગીત પુષ્પાવળી મોકલવા લખ્યુ પછી

સાજે ૫॥ વાગે નીચે ઉતરીને રૂવા પુરીની તરફ ફરવા ગયો રસ્તામા ઇશ્વરનુ સ્તવન કરતો કરતો ચાલ્યો રૂવાપુરીના મંદિર પાસેથી પાછો વળ્યો રસ્તામા કુદરતની લીલા જોતો જોતો ચાલ્યો આસપાસ નાના ડુગરા દેખાતા હતા અને જ્યા ત્યા પાણીના ખાબોચીઆજ ભરેલા હતા કેટલી જગાએ ખેડુતો હળ ચલાવતા હતા મુસાફરો પોતાના મુકામ જવાને દોડતા હતા કેટલી સ્ત્રી અને પુરૂષ લાકડાનો બોજો લઈને જતી હતી મેઢા ગાને બકરા ચરીને પોતાના માલકની સાથે ચુપચુપ જતા હતા આકાશમા પક્ષીઓ કલોલ કરીને ઉડતા હતા તે વેળાએ આકાશમા વાદળાથી ઢકાયલો રવિ આથમતો હતો આવો દેખાવ જોતો જોતો અને ઈશ્વરના ગુણાનુવાદ કરતો કરતો

રાત્રે ૭ા વાગે ઘેર આવ્યો આવીને ટપાલમાં શ્રી મિત્રનો ચોથો અંક આવેલો જોયો તે ઉઘેડીને તેના મથાળા વાંચ્યા પછી ૭ાા વાગે બાપાલાલને ત્યાં ગયો. કારણ કે રસ્તામાં દુલેરાયની તરફથી ખબર મળ્યાં હતા કે ચુનીલાલ મારાજાઈ આવ્યા છે. તેથી તેમને મળવા ગયો પણ તેઓ બહાર ગયા છે એવું ત્યાં જઈને સાંભળ્યું તેથી પાછો આવ્યો. આવીને લખવા બેઠો. તે વેળાએ શ્રી મિત્ર સંબંધી વાતો થઈ અને ગુજરાતી પુસ્તકો સંબંધી વાતો થઈ, તેમાં સરસ્વતીચંદ્રની ઘણી તારીફ થઈ અને તેની બીજી આવૃતી થાય છે એવું હનુભાઈએ કહ્યું. તે પુસ્તકોનો ઘણો ફેલાવો છે પણ મેં કહ્યું કે પ્રજા તરફથી તો આસરે ૫૦૦–૬૦૦ લેવાઈ હશે બીજી તો કાઠિયાવાડના રાજાઓ તરફથી લેવાઈ છે ગુજરાતી વાંચનારા નથી. કંઈક કાઠિયાવાડના તેમજ કચ્છના વાંચનાર છે. તે સિવાય બીજા નથી. પ્રજા તરફથી પાંચસોથી વધારે ખપતી નથી. ત્યાર પછી જમવા બેઠા તે વેળાએ મેં કહ્યું કે મહીપતરામનો વનરાજ ચાવડાની પાંચ આવૃતિ થઈ છે. ત્યારે હનુભાઈએ કહ્યું કે શાથી તે થઈ છે. દુર્લભરામ ભાઈએ કહ્યું કે તે મહીપતરામની ચોપડીઓ સ્કુલમાં ચાલે છે. અને બુક કમેટીમાં તેની સીફારસ થઈ છે તેથી તેની નકલો ખુબ ખપે છે. આ સાંભળીને મહેરું વ્હેન સત્યવતી ઘણી ગુસ્સે થઈને બોલી કે તમે ચુપ રહો. તમે જાણતા નથી તમે વગર કામના બોલો છો આવી રીતે બીચારાનું ભસીઆણું પાડ્યો તે છતાં ન બોલ્યો આપને તેનું કેમ લાગે છે ત્યારે સત્યવતી બોલી જમેતેમ હો બોલો ના આ બધુ સાંભળીને મારું મન ઘણું જ દુ ખાયું. એક સતારી આવી રીતે એક જણને ભસીઆણું કરે તે પછી બીજી વાત કે ઘણા સદ્ગૃહસ્થોનો અભિપ્રાય છે કે મહીપતરામે વનરાજ ચાવડાના વિષે બેઈમાની કરી છે. ગુજરાતના પ્રખ્યાત મનુષ્ય આ વાત માને છે કે મહીપતરામ પોતાના ગ્રંથોનો ફેલાવ કરાવવા માટે ઘણીજ બેઈમાની કરતો આવે છે જમેતેમ હો. ખાઈને પછી જુબીલીની સાથે વાતો કરવા લાગ્યો પછી ૯ા વાગે ઉપર ગયો, ત્યાં થોડો વાર બેઠીને પછી નીચે આવ્યો અને લખ્યું પછી ૯ાા વાગે પાછો ઉપર ગયો ત્યાં કેટલીક વાતો કરીને ૧૦ વાગે નીચે આવી સુતો.

## જુનાગઢ ૧૮ મી જુલાઈ ૧૮૮૯ ને વાર ગુરૂ.

પ્રાતઃકાલે ૫ાા વાગે ઉઠ્યો. ઉઠીને આવ્યું એટલામાં દિવાન સાહેબ દાતણ કરતા હતા તેને મળ્યો. તેમણે ખબર અંતર પુછયા. ક્યાં ગયા હતા, ક્યારે આવ્યા, ભાવનગરમાં કોને ત્યાં રહ્યા હતા વગેરે પુછ્યું. પછી દાંતણ કરીને ચા પીધી. ત્યાર

બાદ ૭૫ વાગે ભાનુશંકર કે જે પ્રેસના માલેક છે તેને ત્યાં ગયો. પુસ્તકો સંબંધી વાતો તથા પ્રેસ સંબંધી વાતચીત કરી પછી ત્યાંથી છગનલાલને ત્યાં ગયો. તેની સાથે વિલાયતની વાતો કરી અને પુસ્તકો સંબંધી વાતો કરી. ત્યાંથી ૧૦ા વાગે દિવાન સાહેબને ત્યાં આવ્યો. આવીને બેઠો એટલામાં અહિંના ફોજદાર આવ્યા તેની વાતચીત મને અહંકારી લાગી તેથી કંઈક ગુસ્સો આવ્યો અને તેને ખીજવાઇને બોલ્યો. પછી ૧૧ા વાગે નાહ્યો. નાહીને,

મધ્યાન્હકાલે ૧૨ા વાગે ખાધું. ખાઇને ૧ વાગે ભાનુશંકરના પ્રેસમાં ગયો ત્યાં છપાયલા પુસ્તકો જોયા અને પુસ્તકો સંબંધી વાત કરવા બેઠો. ત્યાર પછી ગોરાભાઇના પ્રેસમાં ગયો. ત્યાંના છપાયલા પુસ્તકો જોયા તે પ્રેસનું કામ સારૂં થાય છે. તેથી તેને ૭૫ રૂપીએ ફારમ જાન સ્ટુઅર્ટ મિલનું જીવનચરિત ૫૦૦ નકલ છપાવવા આપી. ત્યાંથી પુરૂષોતમરાયને ત્યાં ગયો. ત્યાં વિલાયત, પારીસ, લલ્લુભાઈની વાતો કરી. ત્યાંથી છગનલાલને ત્યાં ગયો ત્યાં પણ વિલાયત, પારિસ, લલ્લુભાઈ સત્યવતીની વાતો કરી. પછી ૩ા વાગે ઘર આવ્યો. આવીને દિવાન સાહેબની વાતો સાંભળવા લાગ્યો. ૪ાા વાગે નવાબ સાહેબની સ્વારી નિકળી તે જોવા ઉભો. આજે નવાબ સાહેબના પિતાનો વારસિક દિવસ હતો તેથી મકરબામાં જવા નિકલ્યા ત્યાં કંઈક ક્રિયા કરવા જાય છે એવું સાંભળ્યું. પછી.

સાયંકાલે ૬ વાગે ફરવા નિકલ્યો નરસિંહ મેતાના ચવડાની પાસે થઇને મકરબાની તરફનો મેળો જોવા ગયો મેળામાં ચાર પાંચ ચીચોડા હતા આસપાસ મીઠાઇવાળાની, પાનવાળાની, ભટીઆરાની અને રમકડાની દુકાનો હતી જુગાર રમતા હતા. મુસલમાનો ઘણો ઠાઠમાઠ કરીને, મોં લાલચોળ કરીને, તરવાર અને સાથે લીલા રાતા વગેરે રંગના હાથમાં દુપટા લઇને અહિંથી તહિં ફરતા હતા. કોઈએ પાલ, કોઇએ જરીની પાઘડી વીટાળીને પાન લેતા તથા મીઠાઇ લેતા હતા, બાળકોને માટે રમકડાં લેતા હતા, અને બાળકોને સમજાવતા હતા, ચીચોડામાં બાળકો ખેલ કરતા બેઠા હતા. કેટલાક નાના છોકરાં પિતાના ખોળામાં બેસીને ઉત્સુકચિતથી અહિંથી તહિં જોતા, ડરતા બેઠા હતા ચીચોડો ગોળ ફરતો હતો કેટલીક છોકરીઓ લાકડાના ઘોડા ઉપર ચીચોડામાં સવાર થઇને મોજ માણતી હતી. આસપાસના લોકોનાં ટોળાં વિટલાઇ ખુશીની ખબર કહેતા હતા. અને વાતોમાં આનંદ માનતા હતા. મકરબાની એક બાજુએ કેટલાક ભગવા પહેરેલા વસ્ત્ર ધારી સંન્યાસી બ્રહ્મચારી પૈસા લેવાને માટે કેટલાક એકાગ્ર ચિત્તથી અહિંથી તહિં જોતા ફરતા હતા, કેટલાક

## જુનાગઢ ૨૯ મી જુલાઇ ૧૮૮૯ ને વાર શુક્ર.

પ્રાત કાળે ૭ા વાગે ઉઠો ઉઠીને જામેજમશેદ, ગુજરાત ગઝેટ વાચ્યુ ત્યાર પછી વનમાળી લાધાનુ શોકુનશાસ્ત્ર નામનુ પુસ્તક ઉપરથી જેયુ તેમા ભૂત જોતિષ શુકન વગેરેનુ ખોટાપણુ લખ્યુ છે પછી ૮ વાગે ચા પીધી ત્યાર પછી દિવાન સાહેબે પોતે મક્કાસરીફની મુસાફરીએ ગયા હતા તેનુ વર્ણન કર્યું તે વર્ણન પણજ ઉત્તમ હતુ મક્કાસની મુસાફરીએ જવાનુ કારણ બીજી ગાળાગાળી મક્કામા જવાનુ છે, તાજ તેરના મંદિર, પડગારી એ ઘણુ જ સારુ શહેર છે તેના રસ્તા ત્યાના મકાનો વગેરે વિગતવાર કઇ ખ્યાલ આવે છે ભાષાની અડચણ તે દૂર કરવાની તદબીર કર કરવાનુ વર્ણન કર્યું પછી એક માણસ આવ્યો તેને ઉપદેશ આપ્યો પોતે સારા થવાથી પોતાને કુટુંબને અને જે ઘરો લાભ છે મોટા આદમી થવુ એ ઘ ણ ઘ ણ કર ? છે તેનુ દૃષ્ટાંત જોઇને બીજા વર્તે છે રાજાનો ધર્મ એ છે કે પોતે શુદ્ધ રીતે ચાલવુ તેથી પ્રજા પણ સારી ચાલશે રાજા પ્રજાનો નોકર છે તેના વિશે દાઢરાજા અને વડોદરાના મહારાજાની સાથે વાતચીત કરી હતી તે કહી બેન્થામનો હિતવાદ અને સુખવાદ ઉપર દિવાનજીનુ પણજ ધ્યાન હતુ તેના મતની સાથે મળતા હતા લોકોનુ સુખ અને હિત કરવુ એ મોટામા મોટી ફરજ છે વગેરે દિવાનજીના કહેવાનો તાત્પર્ય હતો પછી ૧૨ વાગે ખાધુ ખાઇને પછી દિવાન સાહેબની સાથે ન્યાયપરના વિશે વાતો થઇ ન્યાયના મહત્વ વિશે ઘણુજ ઉત્તમ કહ્યુ પોતાને જે ન ગમે તે બીજાને નહિ ગમવુ જોઇએ એની વ્યાખ્યા એક વેપારીને કહી પછી છગનલાલ આવ્યા તેની સાથે સત્યવક્તાના મહત્વ સંબધી વાતો કરી તેના ઉપરથી મારી ખાતરી થઇ કે ખરેખરો ન્યાયવાન અને સત્યવાનની છબી જોવી હોય તો દિવાન સાહેબનુ મ કહેવા જેવુ છે ત્યાર પછી મોતીરામ કે જે વઢવાણમા રહે છે તેની સાથે વાતચીત કરવા બેઠો ત્યાર પછી દિવાન સાહેબની પાસે વાતો સાભળવા બેઠો તેમની વાતો ઘણીજ ન્યાયવાળી અને સ્પષ્ટ સત્ય કહેવાવાળી હતી એક માણસ સવાલ પૂછવા આવ્યો હતો તેને સત્યવાત કહીને આનંદિત કર્યા ત્યાર પછી ગણપતરામને ત્યા જમવા ગયો ત્યા કેટલીક વાતો કરીને પછી ત્યા ખાધુ ખાઇને

સાયંકાળે ૫ વાગે ફરવા ગયો ફરતો ફરતો મકરબાની તરફ ગયો આજે જોર વરસાદ આવતો હતો તે છતા મોટા નવાબની કબર ઉપર ચદર નાખવાની ક્રીયા નવાબ સાહેબે કરી હતી તે જોઇ પછી મદરેસામા દરબાર ભરાયો તેમા કેટલા અમલદારો અને જોનારા તમાશગીરો હતા ત્યા નાચ થયો તે નાચનારીઓ

ળ્યા. એટલામાં માનસાહેબ નડિઆદથી આવ્યા તેની વાતો સાંભળવા લાગ્યો ત્યાર પછી.

મધ્યાન્હકાળે ૧૨ા વાગે ખાધું. ખાઈને લલ્લુભાઇને, વિઠલને, રતીલાલને પત્રો લખ્યા પછી અહિંથી તહિં ફરવા લાગ્યો ત્યાર બાદ ૩ વાગે પ્રેસમાં ગયો જ્યાંથી ભાનુશંકરની સાથે કેટલીક વાતો કરી પછી ફરતો ફરતો ગણપતરામને ત્યાં ગયો ત્યાં પુસ્તકો સંબંધી વાતો કરીને,

સાયંકાલે ૪ા વાગે આવ્યો આવીને દિવાન સાહેબની માન સાહેબની વાતો સાંભળવા લાગ્યો પછી ફરવા ગયો. આજે ગિરનારની તરફની કોટની દિવાલ ઉપર ફરવા લાગ્યો અને ઇશ્વરની મહાન્ કૃપાનું નિદર્શન જોવા લાગ્યો. ઇશ્વરની અગાધ કૃપાને માટે તેની સ્તુતિ કરવા બેઠો. પછી ફરતો ફરતો.

રાત્રે ૭ વાગે આવ્યો આવીને વાતો સાંભળવા બેઠો પછી ચા પીધી. પછી ૮ વાગે પાછો ફરવા ગયો ફરીને ૮ાા વાગે આવ્યો આવીને ૯ા વાગે ખાધું ખાઈને દિવાન સાહેબની વાતો સાંભળવા બેઠો. વાતોપરથી એનું ન્યાયપણું અને સત્યવાદીપણું જાહેર થતું હતું. પછી ૧૦ાા વાગે સુતો.

---

## પ્રકરણ ૧૩૦ મું.

### યૂરોપ જવા માટે ઉપડયો.

જવાની તૈયારી પૂરી થઇ. મનઃસુખરામ સુર્યરામ તરફથી નાના સાહેબ રા. રા. ગોપાળદાસ વિહારીદાસ દેસાઇના બે તૈયાર સુટ મળ્યા. ગરમ ...માં આ બે સુટ અને એક મોટો ઓવર કોટ રા. રા. હીરાલાલ મણિ... એ આપ્યો તથા તેમણે કેટલાક સફેદ પાટલુન આપ્યાં. બજારમાંથી એક ...કુ ગરમ બનુસ તથા એક દેશી કાળી ધાબળી લીધી, તેમજ મારી પાસે ...મીરની ચાદર હતી તે અને ત્રણ ધોતિયાં ચાર પાંચ પહેરણો લઇને એ ...ી કતાનની દેશી પાકીટ કે જે એક એક રૂપીએ લીધી હતી તેમાં ભરીને ... ઉપર મારૂં અંગ્રેજી નામ હીરાલાલે લખ્યું આટલીજ મારી તૈયારી હતી. ... અને કેટલીક ગુજરાતી અંગ્રેજી અર્થની ચોપડીઓ. ડીક્સનેરી રા. રા.

કૃષ્ણલાલ ઝવેરીએ આપી તેમજ કેટલાક અંગ્રેજી, ફ્રેન્ચ ઇટાલિયન બોલ-ચાલના ભાષાન્તર ગુજરાતીમાં ગાઈડ તથા કૃષ્ણલાલે લખી આપ્યા, તે સિવાય મારી પાસે રાયલ રીડરના અર્થ, ભાષાન્તર પાઠમાળા વગેરે અંગ્રેજી શીખવાનાં પુસ્તકો હતાં તેમજ બંગાલીમાં પ્રિન્સ આલબર્ટનું જીવન ચરિત તથા વિદ્રક્ષ પુસ્તકો હતાં. કારણ કે તે બે પુસ્તકો મુંબઈમાં છપાતાં હતાં તેનું ભાષાન્તર સ્ટીમરમાં તથા યૂરોપથી કરીને મોકલવાની ઇચ્છા હતી.

આવામાં મેં ભાવનગરથી જનીની પાસેથી બદામના રોટલા મંગાવ્યા હતા. તેમજ મુંબઈથી અમીચંદ ગોવિંદજીની દુકાને ઉપરથી હલવો, ફરસી પુરી, ડોકા વગેરે મીઠાઈ લઈ લીધી અને હનુમાન ગલીના એક ગાંઠીઆ તથા ગોપાપુરી લીધી તેમજ પોંઆ લીધા તથા મુસળી લીધું, હાંડેગ, ખાટા કાગદી લીંબુ લીધાં-એટલું ખાવાનું લઈને હું તા. ૧ લી અકટોબર ૧૮૮૫ માં શેઠ. માધવદાસ રુગનાથદાસને ત્યાં ખાઈને તેમની ગાડીમાં બેસીને પાલવાના બંદર ઉપર શેઠ માધવદાસ તથા શેઠાણી ધનકોરબાઈ મૂકવા આવ્યાં હતાં. તેઓ પાલવાના બંદર ઉપર બેઠાં. હું નીકળવાની પહેલાં મન સુખરામને મળવા ગયો હતો તે બેબાએ હિંદુઓની રીત પ્રમાણે સોપારી તથા નારિ-યળ આપ્યાં હતાં.